# પ્રકાશકનું નિવેદન

શ્રી નમસ્કાર મહામંત્ર એટલે શ્રી પંચ પરમેષ્ઠિ મહામંત્ર સમાન જગતમાં અન્ય કોઇ મંત્ર નથી અને જગતનાં મંગળોમાં મહામંત્ર સમાન કોઇ મંગળ નથી. આવા પંચ પરમેષ્ઠિ મહામંત્રનો શ્રદ્ધાબળે અને ભક્તિભાવથી જે ભવ્ય આત્માઓ જાપ કરે છે, તે આત્માઓ આ અસાર સંસારનો નિસ્તાર પામે છે.

શ્રી પંચ પરમેષ્ઠિ મહામંત્રના સ્વરૂપને આત્માર્થી જીવોએ જાણવું જરૂરી છે. આ અંગે અનેક પુસ્તકો પ્રગટ પણ થયાં છે પણ આ પુસ્તક એટલી સરળ સાદી અને રોચક શૈલીમાં **પૂ૦ પંન્યાસ શ્રી ચરણવિજયજી ગણિવરે** લખ્યું છે કે વાંચકોને એમાંથી ઘણું ઘણું જાણવા-સમજવાનું મળી રહેશે. પંચ પરમેષ્ઠિના સ્વરૂપ સાથે બીજી ઘણી હકીકતો, કથાઓ અને તાત્ત્વિક બાબતોને સંકલિત કરી છે. વિશેષ તો વાચકો પુસ્તકને હાથમાં લઈ વાચવાનો ઉદ્યમ કરશે ત્યારે જણાશે.

૬૨૫ પાનાનું પુસ્તક અને કાગળ, બાઇન્ડીંગ અને ગેટઅપ વગેરે સુંદર હોવા છતાં પ્રચારાર્થે કિંમત અલ્પ રાખવામાં આવી છે.

આ પુસ્તક પ્રગટ કરવામાં જે જે મહાશયોએ દ્રવ્ય સહાય કરી છે, તેઓના આભારી છીએ. વિશેષ તો ઋણી પૂ૦ પંન્યાસજી મહારાજના છીએ કે જેઓએ રતન મહેનત લઇ આ પુસ્તક લખી આપ્યું છે.

પુસ્તક પ્રકાશન કરવામાં જે કાંઇ અશુદ્ધિઓ કોઇ પણ કારણસર રહી જવા પામી હોય તે બદલ ક્ષમા માગીએ છીએ.

પ્રકાશક

# વાચક મહાનુભાવો પ્રત્યે નમ્રપ્રાર્થના

૧ આ પુસ્તકને પૂજ્ય ગીતાર્થ વડીલ પુરૂષો પૂરેપૂરૂં વાંચી નીકળતી ક્ષતિઓ લેખકને જણાવવા કૃપાવંત થાય તો લેખકથી ઉત્સૂત્રદોષના પાપથી બચાય. તેનો લાભ આપસાહેબોને જેવોતેવો નથી.

૨ મિત્રમુનિરાજો અને વિદ્વાન ગૃહસ્થો આ પુસ્તક વાંચી સુધારાવધારા સૂચવે તો હું બીજી આવૃત્તિમાં કાંઇપણ કરી શકું તેનો લાભ આપશ્રીમાનોને જરૂર મળે.

૩ નવીન પામનારા વાચક મહાશયો આ ગ્રન્થને સંપૂર્ણ વાંચે તો દેવ-ગુરૂ-ધર્મની ઓળખાણ થાય.

માટે વિદ્વાન્ કે અજ્ઞાન વડિલ કે લઘુ દરેક મહાભાગ્યશાળી આત્માઓ મારો આ નાનકડો નિબંધ આદ્યોપાન્ત વાંચે એજ મારી પ્રાર્થના.

લી. શ્રી વીતરાગશાસનના મહર્ષિપુરૂષોનો સર્વકાલીન

સેવક.

ચરણવિજય

# નિવેદન

ભૂતકાલમાં લાખો ગ્રન્થો બને તેટલું સાહિત્ય ભગવત ગણધરદેવો વારંમામાં મુકી ગયા હતા; તેને કેટલાક સમય સુધી પૂર્વાચાર્યોએ ચિત્તમાં ધારી રાખીને ટકાવી રાખ્યું. પરંતુ પંચમકાલમાં જન્મનારા અલ્પ પુણ્ય પ્રાણિઓના અભાગ્યોદયથી વચમાં મહા દુષ્કાળો પડવા લાગ્યા, તેથી ઘણા બુદ્ધિનિધાન મહામુનિવરો અવસાન પામી જવાથી અને તીવ્ર ક્ષુધા વિગેરે અગવડોની ઝડીઓ વર્ષાવાથી બુદ્ધિમાં મંદતા વધવા લાગી, જેના પરિણામે ફાલેલ અને ફુલેલ શ્રી જૈન સાહિત્ય રૂપી બગીચો ઘણો ખરો સુકાઇ ગયો અને કેટલોક કરમાઇ પણ ગયો.

તે ગાળામાં શાસનમાં વિદ્યમાન રહેલા આગમાભ્યાસી ગીતાર્થ મુનિપ્રવરોની વિચારણામાં આ વાતે ખાસ ધ્યાન ખેંચ્યું કે, હવે જો બચત રહેલું આગમ-સાહિત્ય પુસ્તકારૂઢ ન થઇ જાય તો ભવિષ્યના જીવો માટે આરાધનામાર્ગ સાવ બંધ થઇ જશે, માટે હવે જેટલું હોય તેટલું જૈનાગમ પુસ્તકોમાં લખાવી લેવું.

આ બાબતમાં બધાજ શાસનસુકાની મહાપુરુષો સંમત થયા, અને એક **વલ્લભીપુર** તથા બીજી **મથુરા** એમ બે જગ્યાએ આગમની વાચના કરવાનો નિર્ણય કરીને નજીક કે છેટે જે જ્યાંથી જ્યાં પહોંચી શકે તેવું જણાયું તેમને તેવી રીતે બેમાંથી ગમે તે જગ્યાએ આવી જવા નિમંત્રણો મોકલ્યાં અને ઠામ-ઠામથી ગીતાર્થ મહાપુરુષો પોત-પોતાના પરિવાર સહિત અનુકૂલતા મુજબ વલ્લભીપુર અને મથુરા જેને જે નજીક પડ્યું ત્યાં તેઓ આવી પહોંચ્યા, અને જેની પાસે જે શાસ્ત્રો જેટલા પ્રમાણમાં યાદ હતાં તેને પરસ્પર-મેળવીને યથાયોગ્ય પુસ્તકારૂઢ કરાવી લીધાં.

આ મૂલ શાસ્ત્રોના આધારે અને કારણવશાત્ વાચનામાં આવવાની ઇચ્છા હોવા છતાં ન આવી શકેલા પ્રમાણિક આગમિક પુરૂષોના આધારે ચૂર્ણિઓ, ભાષ્ય, ટીકા અને દીપિકા આદિ નવા નવા હજારો ગ્રન્થોની વિદ્યમાનતાથી આરાધક આત્માઓને સાક્ષાત્ ચોથા આરાના જેવું આગમંત્ન થતું હતું.

પરંતુ કમનસીબે ભારતની જનતામાં ધર્મદ્વેષનો પવન ફુંકાવો શરૂ થયો, જેથી જૈનધર્મની પ્રભુતા અને પુષ્કળતા ઉપર ઘણાઓને ઇર્ષ્યા થવા લાગી, તેના પરિણામે જૈનધર્મના દ્વેષિ ધર્માધ્યક્ષોએ કેટલાક જૈન રાજાઓને પલટાવીને પોતાના પક્ષમાં લઇ લીધા અને અવસર મેળવીને કેટલાક જૈન મંદિરો અને જૈન જ્ઞાનભંડારોના નાશ કરાવી નંખાવ્યા અને પ્રસ્તુત પ્રદેશ છોડીને નીકળી જવા માટે ન મુનિઓને પણ ઘણી યાતનાઓ અપાવી શરૂ થઇ.

આ અંધાધુંધીના સમયમાં શ્રી જૈનશાસનને ઘણું શોષવું ડ્યું અને શાસનના સ્તંભભૂત ઘણા મંદિરો અને જ્ઞાનભંડારો તથા નિરાજેનો પણ નાશ થઇ જવાથી શાસનની આરાધનામાં ઘણી ોટ આવી ગઇ.

તેમાં રહ્યુંસહ્યું સંભાળીને આરાધનાની તાલાવેલીવાળા આત્માઓએ શાસનનું બનતું રક્ષણ કર્યું. આવા પ્રસંગોમા શ્રી શાસનના ક્ષણમાં પણ બનતો ઉદ્યમ કરનારા શાસનપ્રભાવક આત્માઓ ઘણા યા છે, જેમનાં મંગલ નામો શ્રી જૈનશાસનમાં અત્યારે પણ ચન્દ્રની ડે ચળકી રહેલાં દેખાવ આપે છે.

ભૂતકાળનો ગ્રન્થોના નાશનો ભયંકર બનાવ જૈન જનતાને મહાઃખદાઇ ન બને તેની ખાતર તે તે કાળમાં થએલા મલ્લવાદીસૂરિ; સિદ્ધસેનદિવાકરસૂરિ, હરિભદ્રસૂરિ, આર્યખપુટાચાર્ય, સંઘદાસ ગણી અને જિનદાસગણી વિગેરે અને ક્રમે કરીને મલયગિરિસૂરિ; કલિકાળ સર્વજ્ઞ

હેમચંદ્રસૂરિ મહારાજ વિગેરે ઘણા મહર્ષિ પુરૂષોએ ગ્રન્થો બનાવ્યાના ભગીરથ ઉદ્યમો કર્યા છે.

પરંતુ જગતભરના કમભાગ્યે મુસલમાનોના આક્રમણ કાળોમાં તે તે ગ્રન્થરત્નોના પણ લાખોના પ્રમાણમાં નાશ સર્જાયા છે. કહેવાય છે કે; શાહબુદ્દીન ગોરીનો મહા સુબેદાર કુતુબુદ્દીન હિન્દુસ્થાનમાં રહ્યો તે દરમ્યાન આઠ માસ સુધી પોતે અને પરિવાર માટે **રસોઈ અને સગડીમાં હિંદુઓનાં પુસ્તકોનુંજ બળતણ કર્યું હતું.** કેટલો હૃદયદ્રાવક ચિતાર ? કેટલી ભયંકરતા ? કેટલી ધર્માન્ધતા ? કેટલી હૃદય નિષ્ઠુરતા ? આવી વાતો વાંચીને પણ શ્રદ્ધાળુ મનુષ્યોનાં ચિત્તડાં સળગી ઉઠે છે, ત્યારે તે વખતનાં દૃશ્ય કેવાં ભયંકર હશે ? તે વખતના ધર્મી જીવોને કેટલું રોવું પડયું હશે ? તેનું માપ આવી શકે તેમ છે જ નહિ.

આવી આવી જૈન સાહિત્ય ઉપર અનેક આપત્તિઓ આવી ગઈ, પરંતુ તે તે કાળના સજાગ મહાપુરૂષો દ્વારા તાત્કાલીક ઉદ્યમ દ્વારા નવીન ગ્રન્થરત્નોનું ઉત્પાદન ચાલુ રહેવાથી હમણાં પણ વીતરાગનો શ્રી સંઘ લાભ લઇ શકે તો અનેક ગ્રન્થરત્નો જોવા મળે છે, જો તેનું વાંચન, શ્રવણ અને રટન કરવાના શુભ દિન સાંપડે તો તે મહાભાગ્યશાળી આત્માઓને અત્યારે પણ ચોથા આરાના જેવા અનુભવો પ્રાપ્ત થાય.

શ્રી જૈનશાસનના ગ્રન્થોનું વાંચન અને સાથોસાથ ઉંડી વિચારણા શરૂ રહેતો કેવલી ભગવન્તો પાસેથી મેળવવાનું હતું તેજ અત્યારે પણ આપણે આપણા વિદ્યમાન શ્રી જૈનાગમોમાંથી મેળવી શકીએ તેમ છીએ. તેજ કારણને લક્ષમાં રાખીને દરેક કાળમાં વીતરાગ શાસનના આરાધક આત્માઓ પોતાના ચારિત્રપર્યાયના દરેક ક્ષણો સ્વાધ્યાયદશામાંજ વીતાવતા હતા અને વિતાવે છે. કારણકે

બાર પ્રકારના તપમાં સ્વાધ્યાય સમાન તપ છેજ નહિ. કહ્યું છે કે,

**बारसविहंमिवि तवे सब्भिंतर बाहिरे कुसलदिट्ठे ।**
**नवि अत्थि नवि होही सज्झायसमं तवोकम्मं ॥१॥**

**અર્થ :** શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલા ૭ બાહ્ય અને ૭ અભ્યંતર એ બાર પ્રકારના તપોમાં સ્વાધ્યાય સમાન એક પણ તપ છે નહિ; અને હશે નહિ. સૂરિપુરંદર હરિભદ્રસૂરિ મહારાજ પણ ફરમાવે છે કે,

**परलोकविधौ शास्त्रात् प्रायो नान्यदपेक्षते.**

**અર્થ :** મોક્ષની આરાધનામાં પ્રાયઃ જ્ઞાનજ ઉપાદાનકારણ તરીકે પ્રવર્તે છે અર્થાત્ **ज्ञानक्रियाभ्यां मोक्षः** આમ જણાવાયું છે, તેમાં પણ વખતે કોઇ આત્મા એકલા જ્ઞાનથી મોક્ષમાં જઇ શકે છે. પરંતુ કેવલ એકલી ક્રિયાથી કોઇપણ મોક્ષમાં જવાનો દાખલો બન્યો નથી. અને બની શકે પણ નહિ, એ નિર્વિવાદ વાત છે.

આજ કારણથી શ્રી વીતરાગશાસનને સમજેલા આરાધક આત્માઓ પ્રાયઃ ક્ષણવાર પણ સ્વાધ્યાયથી વિખુટા રહેતા નથી. આ સ્વાધ્યાયમાં પણ **પદ્યમાં કે ગદ્યમાં** તદ્દન નવીન ગ્રન્થ બનાવવાનો ઉદ્યમ ચિત્તની એકાગ્રતાને વધારે મજબુત બનાવનારો હોવાથી દરેક સૈકાઓમાં મહાપુરૂષોદ્વારા નવીન નવીન ગ્રન્થો બનતા રહ્યા છે, અને સાથેસાથ દરેક સદીઓમાં જન્મેલા જીવો પણ જુદી જુદી રૂચિવાળા હોય છે, તેથી તેવા આત્માઓ પણ શ્રી વીતરાગ શાસનને ખુબ સહેલાઇથી સમજી શકે અને આદરનારા બને, તેમને સારૂ પણ સમયને અનુકૂળ અને આગમોને અનુસરતા નવા ગ્રન્થો બને તે લાભદાયક થાય છે.

આ વસ્તુને ધ્યાનમાં રાખીને નવા ગ્રન્થો રચનાર સાવધાન આત્મા જરૂર આરાધક બને છે અને આવા ગ્રન્થોદ્વારા શ્રી વીતરાગ-

શાસનની પરંપરા પણ મજબુત બનતી રહે છે, માટેજ આ કાળમાં પણ આગમાનુસારી નવા ગ્રન્થો અને તે કર્તા અને વાચક દરેકને રત્નત્રયીની આરાધના મજબુત થાય.

જો કે નવીન ગ્રન્થ રચના કરવી તે ઘણોજ વિકટ માર્ગ છે.

**ચડે તો રસ ભરપૂર છે, પડે તો ચકનાચુર છે.**

શ્રી વીતરાગની આજ્ઞા બરાબર સચવાય તો ઝવેરાતની કમાણી છે. કયાંય આપમતિ કલ્પના વપરાઇ જાયતો આત્મા અનંત સંસાર ભટકનારો પણ થઇ જાય. કહ્યું છે કે, **પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જીસ્યો, ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો.**

એટલે મારા જેવા અલ્પજ્ઞ મનુષ્યને આવા ગ્રન્થો બનાવવાનું સાહસ મહાજોખમી ગણાય છતાં આ પુસ્તક બનાવવાનુ-લખવાનું સાહસ એક નિમિત્ત પામીનેજ થયું છે અને તે એજ કે ૨૦૦૬ ની સાલમાં શ્રી આત્માનંદ સભા (ભાવનગર) દ્વારા શ્રી નમસ્કાર મહામંત્ર ઉપર નિબંધોની માગણી જાહેર થએલી હતી. **કોઇ મિત્ર મહાશય દ્વારા મને પણ પ્રસ્તુત વિષયમાં પ્રયાસ કરવા પ્રેરણા મલી હતી** અને મેં નિબંધ લખ્યો પણ ખરો, પરંતુ તેની ફરીને કોપી કરવા જેટલો ટાઇમ રહ્યો નહિ અને નિબંધ તપાસણીની મુદત પૂર્ણ થઇ ગઈ મેં નકલ કરવી શરૂ કરી પણ પૂર્ણ થઇ નહિ. અને નિબંધ મોકલવો પડયો તેથી બીજીવાર નકલ થોડી લખાઇ અને પડી રહેવા જેવું દેખાતાં વિચાર થયો કે, હવે આ વિષય પૂર્ણ કરીને છપાવવો વ્યાજબી છે એટલે નમસ્કાર મહા મંત્રના નિબંધ માટે શરૂ કરેલો પ્રયાસ આ પુસ્તક રૂપે પરિણામ પામ્યો છે. એટલે વાસ્તવિક રીતે આ પુસ્તક બનવામા ખાસ કોઈ કારણ હોય તો **અને નમસ્કાર મહામંત્ર નિબંધ લખવા પ્રેરણા કરનાર મારા ધર્મસ્નેહિ મિત્ર તે મુનિપ્રવરજ છે.**

આ પુસ્તક લખવાનો મારો આ ઉદ્યમ પ્રથમજ છે, તેથી આમાં કોઈક સ્થળે સ્ખલનાઓ પણ આવી ગઇ હશે. વળી ભાષાની દૃષ્ટિએ પણ આ પુસ્તકમાં ઘણી ક્ષતિઓ રહી ગઈ હશે. હ્રસ્વ, દીર્ઘ અને સકાર વિગેરે ભૂલો પણ ઘણી થવા સંભવ રહે છે.

તથા પુસ્તક રચનાની પદ્ધતિ મુજબ વિષય વિભાગો, પ્રકરણો પાડીને લખવું, ચાલુ વિષયનાં હેડીંગો બાંધવાં, ઉત્થાનિકાઓ મુકવી આવું બધું પ્રથમ ખ્યાલ ન જવાથી લખી શકાયું નથી, આવી બીજી પણ અનેક સ્ખલનાઓ આવી હોય તેને વાચક મહાશયો ઉદારદીલથી ચલાવી લઇ આદ્યોપાન્ત આ ગ્રન્થન રસથી આદિથી અન્યને વંચાવે તો લેખકનો પ્રયાસ સફળ થશે.

આ ગ્રંથમાં કોઇક સ્થળે પ્રેસદોષથી અક્ષરો બરાબર ઉપડ્યા નથી કોઇક અશુદ્ધિઓ પણ રહી જવા પામી છે, તેને માટે આ પુસ્તકના પ્રાન્તભાગે શુદ્ધિપત્રક મુકવામાં આવ્યું છે. વાચક મહાશય શુદ્ધિપત્રક દ્વારા પુસ્તકને બરાબર શુદ્ધ કરીને વાંચશે તો અનર્થ થવાના દોષથી બચી જવાશે. પ્રાન્તમાં આ પુસ્તક છપાવવા માટે જે મહાભાગ્યશાળી આત્માઓએ દ્રવ્ય સહાય આપી છે, તે સર્વને ધન્યવાદ આપવા સાથે દરેક સુજ્ઞ વાચક મહાશયોને જણાવાય છે કે, આ પુસ્તકમાં કોઇપણ જગ્યાએ શ્રી વીતરાગ આગમોથી કાંઇપણ વિરુદ્ધ લખાણ જણાય તેને સુધારીને વાંચવા સાથે લેખકને જણાવવા પ્રાર્થના કરી વિરમું છું.

શ્રી સિદ્ધક્ષેત્ર પાલીતાણા કોટાવાલાની ધર્મશાળા.
વી. સં. ૨૪૭૮, વિ. સં. ૨૦૦૮ ચૈત્ર વદી ૬ બુધવાર

: લેખક :
-આચાર્યદેવ શ્રીમદ્ વિજયભદ્રસૂરીશ્વરજી
મહારાજના પ્રશિષ્ય
પંન્યાસ ચરણવિજય ગણિવર.

# વિષય દર્શન

## પ્રસ્તાવ ૧ લો પૃષ્ઠ ૧ થી ૨૩૭ સુધી

પૃષ્ઠ ૧ લું: **મંગલાચરણ** અને ભૂમિકા બતાવાઇ છે. પૃ. ૩. નમસ્કાર મહામંત્રની શરૂઆત અને ટૂંકો અર્થ. પૃ. ૬. નમસ્કાર મહામંત્રનો પ્રભાવ અને વિદ્યમાનતા આદિ બતાવનાર ગાથાઓ.

પૃષ્ઠ ૧૫. નમસ્કાર મહામંત્રનો પ્રભાવ બતાવનાર કથાઓનો પ્રારંભ. પૃષ્ઠ ૧૬ **નયસારની કથા.** પૃષ્ઠ ૧૯ **ધરણેન્દ્રની કથા.** પૃષ્ઠ ૨૨ **રાજકુમારી સુદર્શનાની કથા.** પૃષ્ઠ ૨૫ વચમાં **વીંછી** અને કાનખજુરા વિગેરેની કથા. પૃષ્ઠ ૩૧ **પદ્મરુચિ** શેઠ અને **વૃષભધ્વજ કુમારની** કથા.

પૃષ્ઠ ૩૪. **કંબલ અને શંબલ દેવની** કથા. પૃષ્ઠ ૩૭ **એક શાલવીની કથા.** પૃષ્ઠ ૩૯ **ચારુદત્ત** અને **રૂદ્રદત્તના** બકરાની કથા. પૃષ્ઠ ૩૯ **વજ્રસ્વામી** મહારાજ પાસે ધર્મ પામેલ **શાલવીની કથા.**

પૃષ્ઠ ૪૨. આગમવાદ અને હેતુવાદની સમજણ, યુક્તિવાદ ચાલુ. ૮૪ એક **પામરની કથા,** ૮૭ નમો અરિહંતાણં પદ વર્ણન. અરિહંત ભગવંતોમાં **ગુણોનું વર્ણન,** ૯૫ અરિહંત દેવોને સમજવા માટે **પાર્શ્વનાથ સ્વામિના** દશ **ભવોનું તદ્દન ટૂંકું વર્ણન.** પેલો ભવ મરુભૂતિ પુરો-

હિત ૧૦૯. બીજા ભવમાં હાથી-ગજરાજ, ૧૧૫. ત્રીજા ભવમાં **આઠમા 'દેવલોકમાં દેવ,** '૧૧૭. ચોથા ભવમાં વૈતાઢ્ય પર્વત ઉપર **વિદ્યાધર કિરણવેગ,** ૧૧૯. વચમાં ઉપદેશ તરીકે **કર્મની વિચિત્રતાનો** ઉપદેશ, ૧૨૨. પાંચમા ભવમા **બારમા દેવલોકે દેવ.** ૧૨૩. છઠ્ઠા ભવમાં **સુગંધિ** નામની **વિજયમાં** શુભંકરા નામની નગરીમાં વજ્રનાભનામે રાજવી. ૧૨૪ થી ચાર ગતિના દુઃખોનું વિસ્તારથી વર્ણન. સાતમા ભવમાં **મધ્યમગ્રૈવેયકમાં દેવ.** ૧૫૦. આઠમા ભવમા **સુવર્ણબાહુનામા ચક્રવર્તી,** ૧૫૪ નવમા ભવમાં ૧૦ મા દેવલોકમાં દેવ, ૧૫૫ દશમા ભવમાં **પુરુષાદાનીય પ્રભુ પાર્શ્વનાથ સ્વામીનો છેલ્લો ભવ.** ૧૭૪ સુધી મરુભૂતિ અને કમઠથી શરૂ થએલ પાર્શ્વનાથ સ્વામી અને મેઘમાલી દેવ સુધીના વર્ણનથી ભરેલો દશ ભવનો વિસ્તાર પૂર્ણ. ૧૭૪. શાસન ઉપકારી **ભગવાન્ મહાવીર દેવનો** બહુ ટુંકો ૨૭ ભવનો ઇતિહાસ: ૧૮૦ પ્રભુ મહાવીરના **તપની યાદિ,** ૧૮૧ થી '૧૯૨ સુધી' ભગવાન્ મહાવીરદેવે સહન કરેલા '**ઉપસર્ગો.** ૧૯૨ અતિદુર્ધર અઠ્ઠના બાકુલાનો ભગવામે કરેલો **અભિગ્રહ,** અને ૧૯૪ **પ્રભુ મહાવીરચરિત્ર પૂર્ણ.** ૧૯૫. તીર્થંકર દેવના **ચાર નિક્ષેપાની** સમજ અને વર્ણન. ૧૯૯ **જિન પ્રતિમાનો વિચાર,** ૨૦૮. જિનેશ્વરદેવોનો **દ્રવ્ય નિક્ષેપ** અને તેનું વર્ણન: ૨૧૨ જિનેશ્વરદેવનો **ભાવ નિક્ષેપો** અને **ભાવ તીર્થંકરની** સમજણ: ૨૧૮ વર્તમાન. ૨૦ ભાવ તીર્થં-

સમજવા માટે ભુંડ અને કાગડાની બે કથાઓ, ૨૭૫ આચાર્યગુણ સમજવા આચાર્ય પદની વ્યાખ્યા. ૨૭૭ સારણા, વારણા આદિ સમજીને આચરે તે **આચાર્ય** કહેવાય. ૨૭૯ આચાર્યપદ આપવામાં **જોખમદારી.** ૨૮૦ થી આચાર્યપદની કસોટીના દાખલા. દાખલો ૧ લો **શ્રી પ્રભવસ્વામિજી** મહારાજ. ૨૮૫ દાખલો બીજો વરાહમિહીરની ઘટના, ૨૮૬ કસોટીનો દાખલો ત્રીજો **સ્થુલભદ્રસ્વામીની ઘટના,** ૨૮૯ કસોટીનો ચોથો દાખલો **આર્યરક્ષિતસૂરિ મહારાજ,** ૨૯૦ કસોટીનો પાંચમો દાખલો **પ્રદ્યોતનસૂરિ મહારાજ,** ૨૯૪ કસોટીનો છઠ્ઠો દાખલો **કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ મહારાજ,** ૨૯૬ પોતાની યોગ્યતા ન સમજાવાથી આચાર્યપદવી નહિ લેનારા **મહાપુરુષો.** ૩૦૦ આત્માની સ્વભાવદશા વિના વિદ્વત્તા વિગેરે નકામા છે; ૩૦૨ ગણધર ભગવંતો વિગેરે આચાર્યોની સમજણ, ૩૦૫ યુગપ્રધાનાચાર્યો; ૩૦૮ થએલા **યુગપ્રધાનોનાં નામોની યાદિ :** ૩૦૯ કેટલાક **મહાપ્રભાવકસૂરિપુરૂષોના નામોની** યાદિ; ૩૧૦ પંચમા આરામાં થનારા **શાસન પ્રભાવક** આચાર્યો, ૩૧૪ **પટ્ટધર** અથવા **ગચ્છાચાર્ય** સૂરિ ભગવંતોનાં નામો. ૩૧૭ આચાર્ય મહાપુરૂષોમાંના થોડાઓની કથાઓ : ૩૧૭ સૌ પ્રથમ ગણધર મહારાજ **ગૌતમસ્વામીજી.** ૩૧૯ કથા બીજી જંબૂસ્વામીજી મહારાજ ૩૨૬ ત્રીજી સ્થુલભદ્રસ્વામીજીની કથા. ૩૩૨ **ચોથી.** આચાર્ય મહાગિરિ મહારાજની કથા ૩૩૫ પાંચમી કથા વજ-

સ્વામી મહારાજ. ૩૩૮ છઠ્ઠી કથા અભયદેવસૂરિ મહારાજ. ૩૩૯ સાતમી કથા હરિભદ્રસૂરિ મહારાજ. ૩૪૩ ૮ મી કથા મુનિચંદ્રસૂરિ મહારાજ. ૩૪૪ નવમી કથા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ મહારાજ. ૩૪૬ દશમી કથા ધર્મઘોષસૂરિ મહારાજ. ૩૪૮ આચાર્ય મહાપુરૂષોમાં સાક્ષાત્ પ્રકટ થએલા ગુણો ૩૫૧ નિશ્ચય અને વ્યવહારની સમજ. ૩૫૨ વૈદ્યરાજ પાસે આવેલા બે રોગીની કથા. ૩૫૫ આચાર્યપદની વ્યાખ્યા પૂર્ણ

## પ્રસ્તાવ ૪ થો પૃષ્ઠ ૩૫૫ થી ૩૭૬ સુધી

૩૫૫ નમો ઉવજ્ઝાયાણં પદ વર્ણન શરૂ. ૩૫૬ ઉપાધ્યાય મહાપુરૂષોના ગુણોની વ્યાખ્યા બતાવનાર પદ્યો. ૩૫૯ સૂત્ર અને અર્થની વાચના આપવાના વિભાગથી આચાર્ય અને ઉપાધ્યાય પદનો ભેદ, ૩૬૦ ગણધરદેવોમાં પણ ઉપાધ્યાય પદની વિચારણા. ૩૬૧ ઉપાધ્યાય મહાપુરૂષોમાં ચક્રવર્તી વિગેરે ૧૬ મોટી ઉપમાઓ અને મહાગુણોનું વર્ણન, ૩૬૮. ઉપાધ્યાય મહાપુરૂષોનાં થોડાં નામોની યાદિ ૩૬૯ કેટલાક ઉપાધ્યાય મહાપુરૂષોનાં ઉદાહરણ. ૩૬૯ ઊ. મ. સકલચંદ્રજી ગણિવરની કથા. ૩૬૯ ઊ. મ. શાન્તિચંદ્ર ગણિવરની કથા ૩૭૧ ઊ. મ. ભાનુચંદ્રજી ગણિવરની કથા ૩૭૨ ઊ. મ. સોમવિજય ગણિવરની કથા, ૩૭૩ ઊ મ. વિનયવિજય ગણિવરની કથા. ૩૭૪ ઉપાધ્યાય મહારાજ યશોવિજય ગણિવરના સમકાલીન મુનિમણિઉદ્યોતની કથા. ૩૭૫ ત્રણેકાલના ઉપાધ્યાય ભગવંતો અઢિદ્વીપમાં કેટલા થાય. ૩૭૬ ઉપાધ્યાય પદ વિચાર સંપૂર્ણ.

## પ્રસ્તાવ ૫ મો  પૃષ્ઠ ૩૭૬ થી ૬૦૬ સુધી

૩૭૬ નમો લોએ સવ્વસાહૂણં પદની વિચારણા ૩૭૭ રત્નત્રયી આવ્યા સિવાય ગુણો આવે કે કેમ ? **પ્રશ્ન અને ઉત્તર** ૩૮૦ અનંતીવાર જીવે ધર્મ અનુષ્ઠાન કર્યાની સમજણ. ૩૮૦ મુનિગુણ આવ્યા વિના વેશ નકામો છે. ૩૮૩ વેશની જરૂરીયાતની સમજણ, વેશથી થતા ગુણોની સમજણ. ૩૮૩ **મુનિવેશ** જીવને પડતો બચાવે છે. **મુનિવેશ** રાંકને રાજા બનાવે છે. ૩૮૫ કેવલીને પણ મુનિવેશની ખાસ જરૂર. ૩૮૯ દેવીના વરદાન-વાલા **એક વાણીયાની કથા.** ૩૯૪ **મરૂદેવી માતાની કથા.** ૩૯૬ સાધુ મહાપુરૂષોમાં ગુણોની સમજણ: ૪૦૦ સમકિત પામ્યા પેલા જીવમાં આવતી યોગ્યતા. ૪૦૦ **શુક્લપાક્ષિક** અને કૃષ્ણપાક્ષિક જીવની ઓળખાણ. ૪૦૧ **ક્રિયાવાદી** અને **અક્રિયાવાદીનું** સ્વરૂપ. ૪૦૬ યથાપ્રવૃત્તિકરણની સમજ, મિત્રા-તારા વિગેરે દૃષ્ટિની શરૂઆત. ૪૦૯ યમ-નિયમાદિ યોગાગો અને યોગાવંચક દશા અહિં પ્રકટ થાય છે. ૪૧૧ શમ-સંવેગાદિ ગુણો અને અપૂર્વકરણની પ્રાપ્તિ. ૪૧૨ સમકિતી જીવની લાયકાત. **૪૧૪ બીલાડીવાલા બે જણની કથા** ૪૧૨ થી સમકિતી જીવનું લક્ષણ આદુ. ૪૧૮ સમકિતી જીવમાં **સાત્વિક ભાવ** આવે છે. **૪૧૮ વિક્રમરાજાનો દાનગુણ.** ૪૨૨ સાત્વિકદાની રાજા કર્ણની કથા. ૪૨૪ સાત્વિક આત્મા **સુદર્શન શેઠની કથા.** ૪૩૦ સાત્વિક આત્મા **શેઠ અને શેઠાણીની કથા.**

**ટોકણી અને ટાંકણાં** ખમનારને થતા ફાયદા. ૫૦૨ સહન કરનાર ઘઉં અને નહિ સહન કરનાર બાજરાની કિંમતની સમજણ, ૫૦૩ ચણા અને વાલની સમજણ. ૫૦૫ નહિ ભણાવનાર **માતા-પિતા પણ શત્રુ સમાન છે.** ૫૦૯ **સજ્જનની હાર** અને દુર્જનની જિત. ૫૧૧ સોના, ચાંદી અને લોઢાની વિચારણા. ૫૧૩ બધા ગુણો હોય પણ એક **વિનય ન હોય તો વ્યર્થ.** ૫૧૪ વિનયગુણનું સમર્થન. ૫૧૫ અવિનયી કુશિષ્યની કથા. ૫૧૭ એક નાકણચ્ચાની કથા. ૫૨૧ એજ અધમ આત્મા વિનયગુણથી **મોક્ષગામી થયા. ૫૨૨ કુલવાલક કુસાધુની કથા.** ૫૨૬ આજ્ઞા એજ ધર્મ, ૫૨૭ ઉપવાસ કોને કહેવાય અને ચારિત્રનું ફલ કેટલુ? ૫૨૯ વિનયનું સમર્થન ચાલુ. ૫૩૪ **ઉત્તમગુણાનુરાગ** ૫૩૫ આંબા-**બાવળીયા** અને **ઓરડીની કથા.** ૫૩૬ એક સિંહની કથા. ૫૩૬ એક ભીલ્લની કથા. ૫૩૮ આજ્ઞાનું સમર્થન. ૫૪૩ **ચરણસિત્તરી** અને **કરણસિત્તરી** ૫૪૫ **અઢાર હજાર શીલાંગના ગુણો.** ૫૪૭ મોક્ષગામી મહામુનિવરની ઉચ્ચદશા. ૫૫૯ સાધુદશા ન સમજે તે કુગતિમાં પણ જાય છે. ૫૬૩ ચાલુ કાલમાં પણ રત્નત્રયીનું ઘણું સારૂં આરાધન કરનાર સાધુઓ ચોક્કસ હોઇ શકે છે. ૫૬૬ અઢિદ્વીપમાં સાધુ કેટલા પ્રકારના હોય છે? ૫૬૮ સિદ્ધ ભગવાન્ સિવાય ચારે પરમેષ્ઠિ ભગવંતોને સાધુ પદમાં પણ ગણી શકાય છે. ૫૭૧ મુનિદશાના આરાધક ધન્ના કાકંદીની કથા ૧ લી. ૫૭૬ ધન્ના-શાલીભદ્રજીની

કથા બીજી. ૫૮૭ વજ્રબાહુકુમારની કથા ત્રીજી ૫૮૯ ભૂતકાળના આરાધકોના પ્રકાર. ૫૯૧ જગતમાં સુખદુઃખ આપનાર આપણા કર્મ છે બીજું કોઇ નથી. ૫૯૩ પદસ્થ પંચનમુક્કારો આદિ ચાર પદની સમજણ. ૫૯૭ પાંચે પરમેષ્ઠિ ભગવંતોની સમાનતા છે. ૫૯૮ પાંચે પરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરવાથી મહા મંગલિક થાય છે. ૫૯૯ થી પાંચ પરમેષ્ઠિ ભગવંતોમાં રાગદ્વેષ અજ્ઞાનતાના નાશની મુખ્યતાનું વર્ણન અને ઉપસંહાર યાવત્ ગ્રન્થ સમાપ્તિ ૬૦૬ સુધી. ૬૦૭ શુદ્ધિપત્રક.



## આ પુસ્તક છપાવવામાં અગાઉથી દ્રવ્ય સહાય કરનાર મહાભાગ્યશાળી આત્માઓના મુબારક નામોની યાદિ

રૂ. ૫૦૦) શાહ ચુનીલાલ લલ્લુભાઈ સમીવાળા, તા. રાધનપુર હા. તેમના સુપુત્રો ચિમનભાઇ વર્ધમાનભાઇ અને રસીકભાઈ.

રૂ. ૨૦૦) શેઠ ચતુરભાઇ અમુલખદાસ સમીવાળા, તા. રાધનપુર.

રૂ. ૧૦૦) વડેચા નથુભાઇ મગનચંદ હા. તેમના સુપુત્રો કાન્તિભાઈ, વર્ધમાનભાઈ અને અચરતલાલભાઈ, સમીવાળા તા. રાધનપુર.

રૂ. ૬૦૦) શ્રી મોટા ખુંટવડા જ્ઞાનખાતું, પોષ્ટ મહુવા હા. ત્યાના આગેવાન ગૃહસ્થો.

રૂ. ૪૦૦) ગામ મોટા ખુંટવડાવાળા શાહ ઝવેરચંદ હીરાચંદના સ્મરણ નિમીત્તે નીચેના ગૃહસ્થો તરફથી ૨૦૦) તેમના ધર્મપત્ની જેકોરબાઈ તરફથી ૧૦૦) શાહ તલકચંદ જગજીવન, ૫૦) ગાધી છગનલાલ લવજી તરફથી ૫૦) પટેલ લીલાધરભાઇ તરફથી ગાધકડાવાલા.

રૂ. ૫૦૦) શ્રી જુના ડીસા જૈન ઉપાશ્રય જ્ઞાનખાતું તા. પાલનપુર હા. ત્યાંના કાર્યવાહકો.

રૂ. ૪૦૦) ગામ સીપોર જૈન જ્ઞાનદ્રવ્યખાતું, વાયા, વડનગર હા. ત્યાંનો શ્રી સંઘ.

રૂ. ૨૦૦) રાકાણી ચુનીલાલ છગનલાલ જુના ડીસાવાળા, હા. તેમના ધર્મપત્ની સુશ્રાવિકા સમરથબાઈ તથા તેમના સુપુત્રો ચંદુભાઇ, બાબાભાઇ અને શાન્તિભાઇ.

રૂ. ૧૦૦) શાહ ઉમેદચંદ ભુરાભાઇ અમદાવાદ, ચુનારાનો ખાંચો

રૂ. ૩૦૦) શેઠ જેશીંગભાઇ ઉગરચંદ શેરદલાલ અમદાવાદવાળા.

રૂ. ૨૦૦) સ્વર્ગસ્થ બેન ચંદનબેન નાથાલાલના સ્મરણાર્થે હા. ગાંધી મુલચંદ ઘેલાચંદની પેઢી મોઢેરાવાળા.

રૂ. ૧૦૦) શા લખાજી દોલાજી ગામ મુંબઇવાલા.

ॐ अर्हं

नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ॥

सर्वलब्धिनिधानाय; गौतमस्वामिने नमः ॥

શાસનપતિ શ્રીવીરના ચરણે કરી પ્રણામ,
સર્વજિનેશ્વરદેવના 'હૃદયધરી' શુભનામ ॥ ૧ ॥
કેવલધર ને ગણધરા સૂરિ વાચક મુનિરાજ
નમસ્કાર સહુને કરી આદરશું શુભ કાજ ॥ ૨ ॥
સમરી શારદ માતને વિજયચંદ્ર સૂરિરાય,
નમસ્કાર મહિમ ત્રનો ભણશું મહામહિમાય ॥ ૩ ॥

આ પૃથ્વી ઉપર ધર્મના શાસક પુરૂષો ઘણા થયા છે ધર્મ સમજાવનાર પુસ્તકો પણ ઘણાજ દેખાય છે ધર્મના પ્રકાર પણ અનેક છે. તેજ પ્રમાણે ધર્મની આમ્નાયો,-મર્યાદાઓ અનુસાર મ ત્રવિધાનો પણ પુષ્કળ જોવાય છે.

આ બધાઓનું સૂક્ષ્મબુદ્ધિથી મનન-ચિંતવન થાય તો તટસ્થબુદ્ધિ જરૂર ઉત્પન્ન થાય, જો તટસ્થબુદ્ધિ પ્રકટ થાય તો સારાસારનું જ્ઞાન પણ થાય. સારાસારનું ભાન થાય તો પૂર્વગ્રહો પલાયન થવા માડે પૂર્વગ્રહ જાય કે તુરતજ ગુણાનુરાગ શરૂ થાય. ગુણાનુરાગ આવે એટલે જગતના ગુણિપુરૂષો-સંતપુરૂષોની ઓળખાણ થાય સંત પુરૂષોની ઓળખાણ એટલે પંચમહાપરમેષ્ઠિનીજ ઓળખાણ

કારણકે ગુણિઆત્મા તેજ સંતપુરૂષ. પંચપરમેષ્ટિ મહાપુરૂષો સમાન ગુણી જગતમાં કોઇ હોઇ શકે નહિ. એવા સંતપુરૂષોને નમસ્કાર. તેજ ગુણપ્રાપ્તિનો અદ્વિતીય માર્ગ છે. માટેજ પંચમહાપરમેષ્ટિનુ ચિંતવન, ધ્યાન, નિદિધ્યાસન, નમસ્કાર આલોક-પરલોકને એકાન્તહિતકારક હોવાથી વધારેમાં વધારે પંચમહાપરમેષ્ટિને ઓળખવાનો પ્રયાસ કરવો જોઇએ.

નમસ્કારમહામંત્રશાસ્ત્ર તેજ પંચમહાપરમેષ્ટિનું સ્વરૂપશાસ્ત્ર છે નમસ્કારમહામંત્રશાસ્ત્ર જાણવામાં આવે તો આ જગતની એકાન્તહિતકારિણી સુદેવ-સુગુરૂ-સુધર્મની ત્રિપુટી બરાબર ઓળખાય. દેવગુરૂધર્મની ઓળખાણ તેજ આત્માના સર્વગુણોને ઓળખવાનું અજોડ કારણ છે.

જો ગુણોની ઓળખાણ શરૂ થઈ જાય તો આત્મામાં અનંતાકાલથી અડ્ડો જમાવીને બેઠેલા આત્માને ભાનભુલો બનાવનારા, આત્માને કુગતિઓમાં લઇ જઇને મારખવરાવનારા, આત્માના કટ્ટર દુશ્મનો, જે મહા અવગુણો એટલે દોષોની ઓળખાણ થઇ જાય.

રોગો અને રોગનું નિદાન સમજાય તો અપથ્યપણ જરૂર સમજાય. પછી અપથ્યત્યાગની ભાવના જાગે તેમાં આશ્ચર્ય શું ? તેજ પ્રમાણે દોષની ઓળખાણ સાથેજ દોષત્યાગબુધ્ધિ શરૂ થઇ જાય છે અને ક્રમેકરીને સંપૂર્ણદોષો ચાલ્યા જાય છે દોષો જવાની સાથેજ પરમાનંદ પ્રાપ્તિ થઇ જાય છે. પરમાનંદપ્રાપ્તિ તેજ મોક્ષ છે.

માટે અનંતર સ્વર્ગાદિ અને પરંપર મોક્ષપ્રાપ્તિનું અસાધારણ કારણ નમસ્કારમહામંત્રને જાણીને તેને સમજવો અને આદરવો; તે દરેકે દરેક બુધ્ધિમાન પુરૂષોનું પરમ કર્તવ્ય છે.

આ નમસ્કારમહામંત્ર અનાદિમંત્ર છે. અનંતા આત્માઓએ આરાધેલો છે અતિપામર, અતિઅજ્ઞાન, અને અતિઅયોગ્ય આત્માઓને પણ આ નમસ્કારમહામંત્રના આરાધનથી તત્કાળ મહાન્ ફલની પ્રાપ્તિ થઇ છે, આ મંત્રાધિરાજના આરાધનથી પશુઓને પણ મનુષ્યત્વ અને દેવત્વ પ્રાપ્ત થયું છે માટેજ આ પરમેષ્ઠિમહામંત્ર આ કલિકાલમાં પણ તદ્દન જાગતો મંત્ર છે.

આ નમસ્કાર મહામંત્ર ફક્ત શ્રધ્ધાગમ્યજનથી પરંતુ યુક્તિઓ અને ઇતિહાસથી પણ સમજી શકાય તેમ છે આ મંત્રાધિરાજનો પ્રભાવ જેમ ઇતિહાસથી સમજાય તેવો છે તેમ યુક્તિથી પણ સમજી શકાય તેમ છે. માટે તટસ્થ બુધ્ધિમાન પુરૂષોએ પોતાના ભલાની ખાતર આ ગ્રન્થ સંપૂર્ણપણે જરૂર વાચવો અને વિચારવો એ વ્યાજબી છે.

## પ્રસ્તુત નમસ્કાર મહામંત્ર નીચે મુજબ છે.

नमो अरिहंताणं ॥ नमो सिद्धाणं ॥ नमो आयरियाणं ॥ नमो उवज्झायाणं ॥ नमो लोए सव्वसाहूणं ॥ एसो पंचनमुक्कारो ॥ सव्वपावप्पणासणो ॥ मंगलाणं च सव्वेसिं ॥ पढमं हवइ मंगलं ॥

ઇતિ નવપદ. આઠ સંપદા. અક્ષર ૬૮. તેમાં ગુરૂઅક્ષર ૭. લઘુઅક્ષર ૬૧ ॥ હવે નવેપદોનો અર્થ.

<u>નમો અરિહંતાણં</u>=(સર્વક્ષેત્રના, સર્વકાલના ) અરિહંત ભગવંતોને (મારા) નમસ્કાર થાઓ.

અરિ એટલે રાગ-દ્વેષ અને અજ્ઞાનતા વિગેરે અભ્યંતર શત્રુઓના હંત એટલે નાશ કરનારાઓને (મારા) નમસ્કાર થાઓ.

<u>નમો સિદ્ધાણં</u>=અનંતાકાલથી ( મિથ્યાત્વ-અવિરતિ-કષાય-અને યોગના સહકારથી ) બાંધેલા આઠ પ્રકારનાં કર્મોનો સમુદાય બાળીને ભસ્મ કર્યો છે જેણે એવા (સર્વ-ક્ષેત્રના અને સર્વકાલના સિદ્ધ ભગવંતોને (મારા) નમસ્કાર થાઓ.

<u>નમો આયરિયાણ</u>=(જ્ઞાનાચાર-દર્શનાચાર-ચારિત્રાચાર-તપાચાર-વીર્યાચાર) પાંચ આચારો જાણે આદરે અને પાલે તેવા (સર્વક્ષેત્ર અને સર્વકાલના) આચાર્ય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

<u>નમો ઉવજ્ઝાયાણં</u>=જેમની પાસે સર્વદિવસોમાં સર્વ-ક્ષણોમાં જૈનાગમોનો અભ્યાય ચાલુજ રહેતો હોય (વાચના-પૃચ્છના-પરાવર્તના અનુપ્રેક્ષા અને ધર્મકથા રૂપ) પાચ પ્રકાર સ્વાધ્યાય જેઓ કરતાજ રહેતા હોય તેવા (સર્વક્ષેત્રના સર્વકાળના) ઉપાધ્યાય ભગવંતોને (મારો) નમસ્કાર થાઓ.

<u>नमो लोए सव्वसाहूणं</u>=જેઓ રત્નત્રયીની આરાધના માંજ સાવધાન રહેતા હોય, જેઓ આઠેયામ આઠ પ્રવચનમાતામય જીવન જીવતા હોય, આત્માનું કલ્યાણ સાધતા હોય તેવા (સર્વક્ષેત્રના સર્વકાલના) સર્વસાધુઓને (મારો) નમસ્કાર થાઓ.

<u>एसो पंचनमुक्कारो</u>=આ પાંચનમસ્કાર છે અર્થાત્ આ પાંચજ નમસ્કાર છે.

<u>सव्वपावप्पणासणो</u>=આ પંચમહાપરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર આ જીવોએ અનંતાકાળથી અત્યારસુધી કરેલાં સર્વપાપને નાશ કરી નાખે છે.

<u>मंगलाण च सव्वेसिं पढमं हवइ मगलं</u>=અને આ પંચમહાપરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર આખા જગતના સર્વમંગલિકોમા પ્રથમ નબરનું મહામંગલિક છે જગતના બધામાંગલિકો વખતે વ્યર્થ નિવડે પરંતુ પંચમહાપરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર કયારે પણ અફલ થતો નથી.

આ પાચ પરમેષ્ઠિ ભગવંતોનો વિસ્તૃત અર્થ આગળ બતાવવાનો હોઈ અહીં નમસ્કાર મહામન્ત્રની સર્વદેશ કાલીનતાદિ બતાવાય છે.

એકજ ભરતમા નહિ પણ પાચભરત અને પાચ ઐરવતમા નમસ્કાર મહામત્ર આરાધાય છે.

एरवएहिं पंचहिं पंचहिं भरहेहि संपढिज्जइ।
अईय अणागयकाले एसोच्चिअजिणनमुक्कारो

**અર્થ** પાંચ ભરતક્ષેત્રમાં. (જંબૂદ્વીપમાં મેરૂ પર્વતની તદ્દન દક્ષિણ દિશામાં એક ભરતક્ષેત્ર છે એવાં ધાંતકીખંડમાં બે અને પુષ્કરવર અર્ધ્ધાદ્વીપમાં પણ બે ભરત ક્ષેત્ર છે) તેજ પ્રમાણે પાંચ ઐરવતક્ષેત્રમાં (આ જંબૂદ્વીપમાં મેરૂ-પર્વતની તદ્દન ઉત્તરે એક ઐરવત ક્ષેત્ર છે તેમજ ધાતકી ખંડમાં બે અને પુષ્કરવર અર્ધ્ધાદ્વીપમાં પણ બે ઐરવત ક્ષેત્ર છે) સર્વકાલમાં આજ ઉપરોકત ૬૮ અક્ષરાત્મક **નમસ્કાર મહામંત્ર** ભણાય ગણાય અને આરાધાય છે.

પાંચમહાવિદેહ ક્ષેત્રની ૧૬૦ વિજયોમાંપણુ આપોતેજ નમસ્કાર પ્રવર્તે છે.

सट्ठिसयं विजयाणं; पवराणं जत्थणाइजिणधम्मो ।
सासयकालो वट्टइ; तत्थविभो चेव नवकारो ॥२॥

**અર્થ** આ જંબૂદ્વીપમાં મેરૂપર્વતની પૂર્વ પશ્ચિમ દિશામાં મહાવિદેહ ક્ષેત્ર છે. તેના મધ્યમાં મોટા મોટા પહાડો અને નદીઓ પડેલી હોવાથી. એજ ક્ષેત્રના ૩૨ વિભાગો પડેલા છે. તેનું પૂર્વ પુરૂષોએ વિજય એવું નામ આપ્યું છે તેથી ભરત ઐરવત ક્ષેત્રોની માફક મહાવિદેહ ક્ષેત્રો પણ પાંચ હોવાથી વિજયો ૩૨×૫=૧૬૦ થાય છે. મહાવિદેહ ક્ષેત્રમાં કાલ સ્વભાવજ એવો હોવાથી ત્યાં સદાકાલ ધર્મ પ્રવર્તમાન રહે છે ત્યાંપણુ ૬૮ અક્ષરાત્મક **પંચ-**

પરમેષ્ઠિ નમસ્કાર મહામંત્ર પ્રવર્તે છે.

નમસ્કાર મહામંત્ર જ્યારે ગણાય તે દિવસે ફલ પ્રાપ્તિ થાય છે.

जम्मि वासरे पढिज्जइ; जेणिह जीयस्स होइ फलरिद्धि ।

**અર્થ** કોઇપણ ભાગ્યશાળી આત્મા એકાગ્રચિત્તથી નમસ્કાર મહામંત્રનું ધ્યાન જે દિવસે કરે તે દિવસે જરૂર ફલની પ્રાપ્તિ અવશ્ય થાય.

अवसाणेविपढिज्जइ; जेणमओ सग्गइ जाइ ॥ ३ ॥

**અર્થ** છેલ્લી વયમા અવસાન (મરણ) સમયે નમસ્કાર મહામંત્રનું પોતાની મેળે ધ્યાન કરે અથવા અન્યનો સંભળાવેલ બહુ સાવધાન થઇ સાંભળે તે આત્મા સુગતિ જરૂર પામે છે.

आवईहिंपिपढिज्जइ; जेणयलंघेइ आवयसयाइं ।

**અર્થ** કોઇપણ આત્મા મહાન્ આપત્તિઓમા ફસાયો હોય અને જો આ **નમસ્કારમહામંત્રનુ** સ્મરણ કરે તો તે આપત્તિઓમાથી છુટો થઇ જાય છે અર્થાત્ તેની આપત્તિઓ નાશ પામે છે

रिद्धिहिंपिपढिज्जइ; जेणय साहोइ विछिण्णा ॥ ४ ॥

**અર્થ** અને જો રિદ્ધિસપન્ન દશામાં=સુખમાં નમસ્કાર મહામંત્રનો જાપ કરે તો રિદ્ધિઓ વિસ્તાર પામે છે અને સ્થિર થાય છે.

जह अहिणा दट्ठाणं; गारुडमंतो विसं पणामेइ ।
तह नवकारो मंतो; पावविसं नासेइ असेसं ॥ ५ ॥

**અર્થ** જેમ કોઈને સર્પ દંસ થયો હોય અને ગારૂડ મંત્ર ભણવામાં આવે તો સર્પનું ઝેર ઉત્તરી જાય છે તેજ પ્રમાણે ચિત્તની એકાગ્રતાથી જપાએલો **નમસ્કારમહામંત્ર** પણ પાપ વિષને મૂળમાંથી નાશ કરી નાખે છે.

**આ નમસ્કાર મહામંત્રનો પ્રભાવ કેટલો છે તે બતાવે છે.**

किं एसकामकुम्भो; ? किंवा चिंतामणी हुय नवकारो ?
किं कप्पतरुएसो; ? नह नह ताणंपि अहियरो ॥ ६ ॥
कामघडो देवमणी सुररुक्खो एगजम्मसुहहेउ ।
नवकारो पुणपवरो सग्गपवग्गाण दायारो ॥ ७ ॥

બે ગાથાનો સાથે **અર્થ** આ નમસ્કાર મહામંત્રને જગતની ઉંચામાં ઉંચી વસ્તુ સાથે સરખાવે છે શું? આ **નમસ્કાર મહામંત્ર** તે સાક્ષાત્ કામઘટ છે? અથવા ચિન્તામણી રત્ન છે? અથવા શું? કલ્પવૃક્ષ પોતેજ અક્ષર સ્વરૂપ બની ગયો છે? પૂર્વાચાર્યો જવાબ આપે છે.

નાં ભાઇ ના, આતો ઉપરની બધી દેવતાઈ વસ્તુએ કરતાં પણ અધિકતર અને અધિકતમ એવો સપ્રભાવ નમસ્કારમહામંત્ર છે કારણકે, કામકુંભાદિ, વસ્તુએ ફક્ત એકજ જન્મનું સુખ આપી શકે છે જ્યારે નમસ્કાર મહા-

મંત્ર તો સ્વર્ગ અને અપવર્ગ કહેતા મોક્ષ પણ આપી દે છે અને ઉપલક્ષણથી મનુષ્ય ગતિમાં પણ પ્રતિબંધકતા વગરનાં સુખ આપે છે.

આઠે પ્રકારના જ્ઞાનાચાર પૂર્વક નમસ્કારમહામંત્ર આત્મામાં કયારે આવે છે તે બતાવે છે

सत्तरीकोडाकोडी; सायरमाणे इममिमोहणीए ।
कोडाकोडीमेसे नवकारो मुहज्जिओ होइ ॥ ८ ॥

અર્થ ઘણું કરીને જગતના જીવો-મોહનીયાદિ સાત કર્મોની ૭૦-૩૦-૨૦ કોટાકોટી સાગરોપમની સ્થિતિવાલા હોય છે તેમાથી આયુ સિવાયનાં ઉપરના સાત કર્મો હલકાં થઈ જાય. અર્થાત્ તેમાથી ૬૯-૨૯-૧૯ કોટાકોટી ખપી જાય-નાશ થઇ જાય અને એક કોટાકોટીમાં પણ કાંઈક ન્યૂન કર્મ બાકી રહે. આવો **હલુકર્મી થાય** ત્યારેજ આત્મામા વિવેક-સમજણ આદર અને વિચાર પૂર્વક **નમસ્કારમહામંત્ર** પ્રવેશ કરે છે. અર્થાત્ આત્માને ત્યારેજ નમસ્કારમહામત્ર ઉપર બહુમાનાતિરેક પ્રારંભાય છે.

पणव–हरिया–रिहा (ॐ ह्रीँ अर्ह) इहमतहवीयाणि सप्पहावाणि
सव्वेसिं तेसिं मुल इक्को नवकार वरमंतो ॥ ९ ॥

અર્થ આ શ્રીજૈનશાસનને વિષે-ૐકાર-હ્રીઁકાર- અર્હ વિગેરે પ્રભાવવાળા ઘણામંત્રો વિદ્યમાન છે આ બધા મન્ત્રોનુ મૂલ=આદિકારણ અથવા ઉત્પત્તિકારણ **નમસ્કારમહામંત્ર** જ છે.

जोगुणइ तित्थिलक्खं; पूएइ विहीइ जिण नमुक्कारं
तित्थयरनामगुत्तं सो बंधइ नत्थि संदेहो ॥ १० ॥

**અર્થ** જે ભાગશાળી જીવ મનવચન કાયાની એકાગ્રતાથી નમસ્કાર મહામંત્રનો (પૂજા સત્કાર અને સન્માન પૂર્વક) પંદરલાખ (નમસ્કારમહામંત્ર) જાપ કરે છે તે આત્મા જિન નામ કર્મનો પણ બંધ કરી શકે છે. એમાં સંદેહ નથી.

अट्ठेव अट्ठसया अट्ठसहस्सं अट्ठकोडिओ ।
जोगुणइभत्तिजुत्तो, सोतइयभवेलहइ सिद्धि ॥

**અર્થ** સંપૂર્ણ ભક્તિવાલો એવો ભાગ્યશાલીજીવ **આઠક્રોડ આઠહજાર આઠસો આઠ** વાર એકાગ્રચિત્તે નમસ્કારમહામંત્રનો જાપ કરે છે. તે આત્મા ત્રીજાભવે મોક્ષ મેળવે છે ॥ ૧૧ ॥

करआवत्तिहिं जोपंचमंगलं साहुपडिमसंखाए ।
नवकारा आवत्तइ छलंति नो तं पिसायाई ॥

**અર્થ** જે આત્મા ચિત્તની એકાગ્રતા પૂર્વક હસ્તાંગુલીના આવર્તોવડે બારવાર નમસ્કારમહામંત્રનો જાપ કરે છે તે આત્માને-ભૂત-પ્રેત પિશાચાદિ છળી શકતાં નથી ॥ ૧૨ ॥

थंभेइ जलंजलणं चिंतियमेत्तोवि पंचनमुक्कारो ।
अरि मारि चोर राउल घोरुवसग्गंपणासेइ ॥

**અર્થ** જ્યારે કોઈવાર જલપ્રવાહનો અથવા અગ્નિદાહનો

ભયંકર ઉપદ્રવ આવી પડે તેજ પ્રમાણે શત્રુનો-મરકીનો ચોરનો-રાજાનો અને એવા બીજાપણ ઉપસર્ગો આવી પડે તો એકાગ્રચિત્તથી પરમેષ્ઠિમહામંત્રનો જાપ કરવાથી સર્વ ઉપદ્રવો અને ઉપસર્ગો શાન્ત થઈ જાય છે.

हिययगुहाए नवकारकेसरी जाण संठिओनिच्चं ।
कम्मट्ठगंठी दोघट्टघट्टय ताण परिणट्ठं ॥ १३ ॥

અર્થ જે મહા ભાગ્યશાળી આત્માઓની હૃદયરૂપ ગુફામાં નમસ્કારમહામંત્રરૂપકેશરીસિંહ બિરાજમાન રહેતો હોય તેમના હૃદયમાંથી આઠ કર્મરૂપ હસ્તિઓનાં ટોળાં નાશવાજ મંડી જાય છે.

नवकारइक्कअक्खर. पार्वफिडेइ सत्तअयराणं ।
पन्नास पएणं पणसयसागर समग्गेणं ॥ १४ ॥

અર્થ નમસ્કારમહામંત્રના ૬૮ અક્ષરો બોલવા શરૂ કરનારને પ્રથમ વિગેરે એક અક્ષર માત્ર ઉચ્ચાર કરતા સાત સાગરોપમનાં નમો અરિહંતાણ વિગેરે નવ પદોમાંથી કોઈપણ એક પદનો ઉચ્ચાર કરતાં પચ્ચાસ સાગરોપમનાં અને સંપૂર્ણ નવકારજાપથી પાંચસો સાગરોપમનાં પાપકર્મ તત્કાળ નાશ પામી જાય છે.

जेकेविगयामुक्ख. गच्छन्ति य केइ कम्ममलमुक्का ।
ते सव्वे विजाणसु. जिणनवकारप्पहावेण ॥१९ ॥

અર્થ અતીતકાલમાં જેટલા મોક્ષમાં ગયા છે. વર્તમાન-

કાળમાં જે કોઈ મોક્ષમાં જઇ રહ્યા છે. ભવિષ્યકાળે જે જે મહાપુરૂષો મોક્ષમાં પધારશે તે સર્વપ્રભાવ પંચ મહાપરમેષ્ઠિનો જ છે.

एसोअणाइकालो अणाइजीवो अणाइजिणधम्मो।
तइयावितेपढता एसुच्चियजिणनमुक्कारो ॥ १६ ॥

**અર્થ** પલ, ઘડી, પ્રહર, દિવસ, રાત્રિ, પક્ષ. માસ, ઋતુ અયન, વર્ષ, યુગ, પૂર્વ, પલ્યોપમ, સાગરોપમ, ઉત્સર્પિણી અવસર્પિણી, કાલચક્ર પુદ્ગલપરાવર્તઃ વગેરે નામોને પામેલો કાલ એકજ વસ્તુ છે તે **અનાદિ છે** અર્થાત તેનો પ્રારંભજ નથી. એજ પ્રમાણે આપણો આ જીવ અને જગતના સર્વ જીવો પણ **અનાદિ છે** તેજ પ્રમાણે શ્રી વીતરાગ પ્રભુ કથિત ધર્મપણ **અનાદિજ** છે માટેજ આ નમસ્કારમહામંત્રપણ **અનાદિ છે**

**નવકાર તણી કોઈ આદિનજાણે એમ ભાખે અરિહંત.**

નમસ્કારમહામંત્ર અનંતા કાળથી ચાલુ હોવાથી અનંતા આત્માઓએ આરાધ્યો છે અને અનંતા જીવોને આરાધનાનાં ફળ નર અને દેવનાં સુખો પછી મોક્ષનાં સુખો સાંપડયાં છે.

जेण मरंतेण इमोनवकारो पाविओ कयत्थेण।
सो देवलोइ गंतुं. परमपयं तं पि पावेइ ॥ १७ ॥

**અર્થ** જે ભાગ્યશાળી કૃતાર્થ આત્મા મરણવેલાએ આ

પરમેષ્ઠિમહામંત્ર પામ્યો છે અર્થાત સ્વયં ગણ્યો હોય મનમાં જપ્યો હોય બીજાએ સંભલાવ્યો હોય પરંતુ આત્મા તન્મય બન્યો હોય તો તે આત્મા દેવલોકનાં સુખ ભોગવી મનુષ્ય થઇ મોક્ષપણુ પામે છે

**આ જગતની સારભૂતવસ્તુ નમસ્કારમહામંત્રજ છે.**

जंकिंचिपरमतत्तं. परमप्पयकारण च जंकिंचि ।
तत्थविसो नवकारो झाइज्जइ परमजोगीहिं ॥ १८ ॥

**અર્થ** પરમતત્વ એટલે આત્મસ્વરુપ અને પરમપદ જે મોક્ષ તેના જે કારણો (સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રાણિ મોક્ષમાર્ગ) રત્નત્રયી તેની જગ્યાએ પણ મહાયોગીશ્વરો પંચ મહાપરમેષ્ટીનું જ ધ્યાન કરે છે.

जणेस नमुक्कारो पत्तो पुन्नाणुबंधिपुन्नेण ।
नारयतिरियगइओ तस्सावस्स निरुद्धाओ ॥ १९ ॥

- **અર્થ** જે પુણ્યાનુબંધિ. (ગયા જન્મમાં પુણ્યકરેલા હાલ ભોગવાય અને નવાપણ પુણ્યજ બંધાય તે પુણ્યાનુબંધિપુણ્ય કહેવાય છે) પુણ્યના ઉદયવાળા આત્માએ આ નમસ્કારમહામંત્ર (**ભાવથી, શ્રદ્ધાથી, સમજણથી, આદરથી, સ્વરુપની, ઓલખાણથી**) પ્રાપ્ત કર્યો છે. તેવા આત્માને હવેપછી નરક અને પશુગતિમા જવું પડતું જ નથી.

**આ નમસ્કારમંત્ર આરાધકને ભવાંતરે પણ ઉચ્ચ-સામગ્રી મળે છે.**

हुंतिनमुक्कारपभावओ य जम्मंतरेवि किर तस्स ।
जाइ कुलरुवा–रुग्गा–सपयाओ पहाणाओ ॥ ३० ॥

**અર્થ** આજન્મમાં વિધિથી ભાવથી અને ચિત્તની એકાગ્રતાથી જો આ નમસ્કારમહામંત્રની આરાધના થાય તો ભવાન્તરમાં તે આત્મા ઉચ્ચામાં ઉચ્ચા જાતિ કુળ રૂપ આરોગ્ય અને સંપત્તિઓને જરૂર પામે છે.

## આ નમસ્કારમહામંત્રનાં કેટલાં વખાણ લખીએ જેટલાં લખીએ તેટલાં ઓછાજ છે.

जिणसासणस्ससारो चउदसपुव्वाण जो समुद्धारो
जस्स मणे नवकारो ससारो तस्स किं कुणइ ॥ २१ ॥

**અર્થ** આ નમસ્કારમહામંત્ર શ્રી જૈનશાસનનો સંપૂર્ણ સાર એટલે નિચોડ છે કારણકે ઉચામાં ઉચ્ચું સ્થાન વીતરાગની **સાધુદશા** તેનાથી ઉચું **વાચકપણું** તેનાથી ઉચું સ્થાન **સૂરિપણું** તેનાથી પણ ઉચ્ચું સ્થાન **તીર્થંકરપદવી** તેનાથી ઉચ્ચું સ્થાન **સિદ્ધદશા** જેને નમસ્કારમહામંત્ર બરાબર સમજાયો તેણે પંચમહાપરમેષ્ઠિ ભગવાનોને પણ ઓળખ્યા પંચમહાપરમેષ્ઠિ ભગવંતોની, જે સાચી ઓળખાણ તેજ જૈનશાસનનો સાર છે. અને તેથીજ ચૌદપૂર્વનો પણ સમાવેશ આ નમસ્કારમહામંત્રમાં થાય છે **જે આત્મા ચૌદપૂર્વ સંપૂર્ણ જાણે તેજ આત્મા પંચમહાપરમેષ્ઠિને સંપૂર્ણતયા જાણે જે આત્મા પંચમહાપરમેષ્ઠિને સંપૂર્ણ જાણે તે આત્મા જરૂર ચૌદ**

પૂર્વને જાણે છે. માટેજ નમસ્કારમહામંત્ર ચૌદપૂર્વનો ઉદ્ધાર છે આવો જે નમસ્કારમહામંત્ર જે આત્માના ચિત્તમાં સદાકાલ વસી ગયો હોય તેને સંસાર શું કરી શકે ? અર્થાત્ સંસારનાં પાપો તે આત્માની સમીપમાં આવી શકતાં નથી.

તથા વળી ચૌદપૂર્વમાં જેજે પદાર્થોનું વર્ણન બતાવ્યું છે. જેજે સિદ્ધિઓ-વિદ્યાઓ અને મંત્રો તથા તેને પામવાના ઉપાયો બતાવ્યા છે તે બધા પંચમહાપરમેષ્ઠિનું સંપૂર્ણસ્વરૂપ સમજવાથી બરાબર સમજાઇ જાય છે.

તથા સર્વ પ્રકારના ઔષધિઓના કલ્પો, રસસિદ્ધિઓ, સુવર્ણાદિ ધાતુઓના વિધાનો આકાશગામિની વિગેરે લબ્ધિઓ, અંજન, લેપ, ગુટિકા આદિ પ્રયોગોને પણ આ નમસ્કાર મહામંત્ર શાસ્ત્રની સંપૂર્ણતા જાણનાર આત્મા જરૂર જાણી શકે છે.

આ નમસ્કારમહામંત્ર શાસ્ત્રનો મહિમા જાણવા માટે જૈનશાસનના સેંકડો શાસ્ત્રો હમણાં પણ સાક્ષી આપી રહેલ છે તથા શ્રી જિનેશ્વરદેવો અને ગણધર ભગવાનોથી આરંભી અત્યાર સુધીના બધા પૂર્વ પુરૂષોએ નમસ્કારમહામંત્રનો અપ્રમેય મહિમા વખાણ્યો છે.

આ નમસ્કાર મહામંત્ર શાસ્ત્ર ઘણુંજ ઉચ્ચકોટીનું શાસ્ત્ર છે એમ જાણવા માટે શ્રી જૈનશાસનમાં ઐતિહાસિક પ્રમાણો ઘણુંજ મળી શકે છે તેમજ યુક્તિઓ અને દલીલોથી પણ આ પરમેષ્ઠિમહામંત્રનો મહાપ્રભાવ જરૂર

જાણી શકાય તેવો છે અર્થાત ઇતિહાસથી અને દલીલોથી પણ નમસ્કારમહામંત્રની મહાપ્રભાવકતા બરાબર સમજી શકાય તેવી છે.

તેથી આ નમસ્કારમહામંત્ર સમજવા માટે થોડી ઐતિહાસીક ઘટનાઓ બતાવાય છે.

વર્તમાન શાસનના અધિપતિ અને મોક્ષમાર્ગ આરાધક આત્માઓના પરમ ઉપકારી ભગવાન મહાવીરદેવનો આત્મા સંસારમાં અનંતોકાળ આપણીજ પેઠે ભટકતો એકવાર આ જંબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં એક મધ્યમ કક્ષાના ગામમાં **નયસારનામે** ગ્રામપતિપણે વસતો હતો.

એકદા પોતાના ઉપરી રાજાના હુકમથી કેટલાંક ગાડાઓ તથા મજુરોને સાથે લઇ નજીકની અટવીમાં ઇમારતી કાષ્ટો લેવા સારૂ ગયો હતો. ત્યા એકવાર આ નયસાર ગ્રામપતિને ભોજનના સમયે જમવા બેસતી વખતે વિચાર થવા લાગ્યો કે

**મનચિંતે મહિમાનિલોરે આવે તપાસી કોય / દાન દેઈ ભોજન કરૂંરે તો વાંછિત ફળ હોયરે પાણી.**

હમણા કોઇ તપસ્વી મહાત્મા આવીજાય તો અતિથિ સત્કાર કરૂં અને પછી જમું બસ આવા વિચાર આવવાની સાથેજ ઉભો થઇ દિશાઓ જોવા લાગ્યો અને તત્કાળ.

**મારગ દેખી મુનિવરાને વંદે દેઈ ઉપયોગ.**
**હર્ષભરે તેડી ગયોરે પડિલાભ્યા મુનિરાજ.**

આવા મહાન અરણ્યમાં પણ મુનિમહાત્માઓનો

યોગ મળી ગયો બધા મુનિરાજો મહાજ્ઞાની અને તપસ્વી હતા સંજમી હતા તેમને ઘણાજ વધતા પરિણામે આહારપાણી વહોરાવ્યા નિષ્પુણ્યજીવોને ઉત્તમ વિચારો આવતા નથી પાચઇન્દ્રિયના તેવીશ વિષય ભોગવવાના વિચાર ઓછાવિધુ પ્રમાણુમા સર્વજીવોને આવે છે પરંતુ દાન શીલ તપના વિચારો કે સમ્યગદર્શન જ્ઞાન ચારિત્રના વિચારો આવતા નથી

કહ્યું છે કે "मनोरथोपि नो मन्दभाग्याना जायते महान्
पीक्या एवन वायस्या, वाच्छाप्याम्रद्रुमे भवेत् ॥ १ ॥"

**અર્થ** મંદભાગી અને બહુકર્મી જીવોને-સારા મનોરથો પણ થતા નથી. આબા ખાવાના વિચારો કોયલનેજ આવે છે પરંતુ કાગડીને આવતાજ નથી.

એજ ન્યાયથી દાનાદિ આપવાના ચારિત્રલેવાના ત્યાગ કરવાના વિચારો નિકટ ભવિજીવોનેજ આવે છે. **નયસારરાય** (તીર્થંકરનો આત્મા છે) ભવિષ્યમા થનાર મહાવીર પ્રભુનો આત્મા હોવાથી; દાન દેવાની ભાવના જાગી અને તત્કાળ સુપાત્રનો યોગ પણ મળ્યો.

મુનિરાજો થોડાજ ટાઈમમા ગોચરી પાણી વાપરીને તૈયાર થઇ ગયા. **રાજાનયસાર** માર્ગ બતાવવા સાથે ચાલ્યા થોડે દૂર પહોચતા સારો રાજમાર્ગ મળી ગયો અને મુનિઓને હાથ જોડીને જણાવ્યુ આ આપનો જવાનો માર્ગ. હવે હું રજા લઉં છું. આમ કહીને જવાને સારૂ પાછા વળવા માડેલા નયસારને મુનિરાજ કહેવા લાગ્યા

ભાઈ? આતો દ્રવ્ય માર્ગ છે. આતો સંસારનો માર્ગ છે. પરંતુ ભાવ માર્ગ મોક્ષ માર્ગ છે માટે તે સાંભળો. એમ કહીને.

**દેવગુરૂ ઓળખાવીઆરે દીધો વિધિ નવકાર,**
**પશ્ચિમ મહાવિદેહમાંરે, પામ્યા સમકિત સારરે પ્રાણી.**

મુનિરાજોએ **અર્થ** અને વિધિ સહિત વિસ્તારથી **નમસ્કારમહામંત્ર** સમજાવ્યો અને શિખવાડયો નમસ્કાર મહામંત્રની સમજણ સાથેજ દેવગુરૂની ઓળખાણ થઇ ગઇ. તેથી અનાદિકાળના **સંસાર ભ્રમણની અર્ગલા તુલ્ય** સમ્યકત્વ ગુણની પ્રાપ્તિ થઈ.

બસ પ્રભુ મહાવીરદેવના આત્માને નયસારના ભવમા નમસ્કારની પ્રાપ્તિથીજ દેવગુરૂની ઓળખાણ અને સમકિતની પ્રાપ્તિ થઇ છે અને તેથીજ સંસારની પરિમિતતા થઈ છે.

**શંકા—કાષ્ટ લેવા અટવી ગયો રે.**

આ વાકયથીતો સમાજમાં નયસાર કઠિયારો હતો આમ જે સમજાય છે તેનું કેમ? તમે રાજા સાથી કહો છો?

સમાધાન-પ્રભુ મહાવીરદેવના (ગુણચંદ્રસૂરિ પ્રવરવિરચિત પ્રાકૃતચરિત્રમાં) ચરિત્રમા નયસારને પૃથ્વીપ્રતિષ્ઠાન નામના ગામના મુખી તરીકે વર્ણવ્યા છે અને રાજા શત્રુદમને પોતાને સારૂ રથો અને પ્રાસાદ=બંગલાઓ બનાવવા ઈમારતી લાકડાં લેવા સારૂ ઘણાં ગાડાઓ તથા ઘણા નોકરો સાથે આપી અટવીમાં મોકલ્યા હતા અને

ત્યાં માર્ગ અને સાર્થથી ભ્રષ્ટ થઈને આવેલા ઘણા મુનિરાજોને નયસારે ભોજનનું દાન આપ્યું છે. તથા મહાકવિ શ્રી વીરવિજયજી મહારાજ પણ ૨૭ ભવના સ્તવનમાં કહે છે કે

**પહેલેભવે એક ગામનોરે રાય નામે નયસાર.**

આ શબ્દો **રાય**=એટલે રાજા નામે **નયસાર** ઉપરની બેજ સાક્ષીઓથી ચોકસ થાય છે કે નયસાર કઠીયારો ન હતો પણ એક ગામનો મુખી અને મોટો માણસ હતો ઇતિ

**હવે બીજુ ઉદાહરણ વર્તમાન ધરણેન્દ્રનું**

પ્રભુ શ્રી પાર્શ્વનાથસ્વામી જ્યારે કુમાર અવસ્થામાં હતા ત્યારે વાણારસીનગરીના પરિસરમાં લગભગ ગંગા નદીના કિનારા ઉપર એક ઘોર તપસ્વી આવેલા હતા તેના તપનો વિધિ નીચે મુજબ હતો તેઓ એક બે ત્રણ દાડાના ઉપવાસ કરતા હતા. તેઓ પોતાની બેઠકની ચારે દિશાઓમાં અગ્નિકુંડો સળગતાજ રાખતા હતા.

નીચેના ભાગમાં રેતી તપેલી રહેતી મસ્તક ઉપર સૂર્યનો તાપ લાગ્યાજ કરતો ચારે બાજુથી કુંડોના અગ્નિનો તાપ લાગતો અંદર તપસ્યાની ગરમી ચાલુ રહેતી મુખથી અગ્નિમાંથી નીકળતા ધુમ્રનુંપાન કરતા હતા આવા તેમના તપ અને કષ્ટથી આખું નગર મંત્રમુગ્ધ બની ગયું હતું

અને આખો દિવસ નગર લોકોનાં ટોળાં વાંદવા ઉભરાતાંજ હતાં. આવું ઘણા દિવસ ચાલુ રહેતાં એકદા ગોખમાં બેઠેલા પાર્શ્વકુમારની દૃષ્ટિ વંદકલોકોનાં ટોળાં

ઉપર ગઇ. અને સેવકને પુછયું કે લોકો કયાં જાય છે? સેવક કહે છે કે હે સ્વામી? અહીં ગંગા નદી ઉપર કોઇક મહાતપસ્વી પધાર્યા છે લોકો તેમનાં દર્શન અને નમન કરવા જાય છે આ વાકય સાભળીને પાર્શ્વનાથસ્વામી પણ ઘોડા ઉપર બેસીને; તપસ્વીના સ્થાને પધાર્યા અને અવધિ (તીર્થંકર પરમાત્માઓ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન સહિત જન્મે છે) જ્ઞાનથી ત્યાનું વાતાવરણ જાણીને તપસ્વીને ઉપદેશ આપવા લાગ્યા.

હો મહાનુભાવ? તમો તપ ઘણો કરો છો કષ્ટ પણ ખુબજ અનુભવો છો પરંતુ. જ્ઞાનદશા વિના જીવદયા વિગેરે ધર્મના અંગો સાગોપાગ સમજાયા વગર આત્માનું જરાપણ કલ્યાણ થતું નથી. કહ્યું છે કે

**કષ્ઠકરો સંજમ ધરો ગાળો નિજદેહ! જ્ઞાનદશાવિણ જીવને નહિ કર્મનો છેહ.**

જુઓ તમારી ચારેબાજુ સળગતા ચારે કુંડામાં હજારો અને લાખોની સંખ્યામાં ઉડતા ઝીણા જીવો આવીને પડે છે, અને બળીને ભસ્મ થઈ જાય છે. ઝીણા જીવો પણ મરવાની ઇચ્છાવાળા હોતા નથી કુયોનિમા રહેલા જીવો પણ મરવા ઇચ્છતા નથી.

તમો આ ધર્મનાજ બ્હાને નિષ્પ્રયોજન પાપ આચારી રહ્યા છો લાખો કોડો અબજો જીવોને મારી નાંખ્યાની હિંસાનું પાપ તમને લાગી રહેલ છે જુઓ આ કુંડામાં નંખાતા કાષ્ટોમા પણ ઝીણા મોટા જીવો ઘણા હોય છે તે

પણ અકાળે અને અકારણ મરણનુ શરણ પામી રહ્યા છે.

જુઓ આ મોટા કાષ્ટની પોલાણમાં એક મોટો સર્પ સળગી રહેલ છે. આમ બોલવાની સાથેજ સેવક દ્વારા અગ્નિકુંડમાથી જયણાપૂર્વક એક મહાકાય કાષ્ટ બહાર કાઢાવ્યું અને જયણાપૂર્વક ચીરવા આજ્ઞા આપી. કાષ્ટ ફાટવાની સાથેજ બળીરહેલો એક મોટો સર્પ કાષ્ટના પોલાણમાંથી બહાર નીકળ્યો અને સેવકને આજ્ઞા કરી તેને સતત નમસ્કારમહામંત્ર સંભળાવવા શરૂ કર્યા.

**સેવક મુખ નવકારસે ધરણેન્દ્ર બનાયા।**
**નાગકુમારે દેવતા બહુ રિદ્ધિ પાયા.**

પાર્શ્વનાથસ્વામી મહાપુરષના દર્શનથીજ નાગમાં અભયપણું આવી ગયુ હતું એટલે અગ્નિમાં અર્દ્ધદગ્ધ થઈ જવા છતાં પણ અશાન્તિ હતીજ નહિ. ખુબ સમતા આવેલી હોવાથી પ્રભુ પાર્શ્વનાથસ્વામીના સેવકના મુખ (ભગવાનની પ્રેરણાથી સેવકે નવકાર સંભળાવ્યો હતો) થી નમસ્કારમહામંત્ર સાંભળી નમસ્કારમહામંત્રમા તન્મય બની ભુવનપતિનિકાયના ધરણેન્દ્રનામે ઈન્દ્ર થયા.

સાક્ષાત્ કરૂણામૂર્તિ પાર્શ્વપ્રભુનાં દર્શન અને સમભાવ નમસ્કારમહામંત્રનું શ્રવણ થવાથી ક્રોધમૂર્તિ પણ સર્પના કષાયો શાન્ત થઇ ગયા વિહ્વળતા વિલય પામી ગઇ સમભાવ પ્રકટ થયો અને નમસ્કારમહામંત્ર સાંભળવાની સાથેજ દેવગુરૂધર્મ પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થયો અને આયુ દોરી ત્રુટી જવાથી ચૌસઠ પૈકીના એક ઈન્દ્રની પદવી મળી.

સર્પજાતિ સ્વભાવેજ ખુબ ક્રોધી હોય છે. તે વળી અગ્નિમાં સળગે ત્યારે તેને ક્રોધોદયની પરાકાષ્ટાજ હોય. તેવા આત્માને પણ નમસ્કારમહામંત્ર શ્રવણરૂપ અમૃતનો શેક થવાથી કષાયો બુઝાઇ ગયા. સંસારદાવાગ્નિ ઠરી ગયો. મહાપ્રભાવક સ્થાનની પ્રાપ્તિ થઇ. ઇતિ

## ભગવાન મુનિસુવ્રતસ્વામીના નિર્વાણ પછી બનેલી એક ઘટના.

નમસ્કારમહામંત્ર પ્રભાવથી હિંસાજીવી અધમઆત્મા **સમળી** પણ જૈનશાસન પ્રભાવિકા રાજકુમારી સુદર્શના મહાશ્રાવિકા બની.

લક્ષ્મીથી લચી રહેલા લાટ નામના દેશમાં નર્મદા નદીના કીનારા ઉપર ઘણું પુરાણું ભરૂચ્ચ નામનું નગર છે. અને તે ભરૂચ્ચ નગરથી થોડા ગાળામાં મોટા વિસ્તારવાલું કોરિંટ નામનું અરણ્ય આવેલું છે. તે કોરિંટવનમાં-ઘણો પ્રાચીન અને સેંકડોગમે શાખા પ્રશાખાથી ઘેરાએલો તથા ખુબજ શોભાયમાન **એક વડ હતો** તેનું કોટર પણ ઘણુંજ મોટું હતું કે જેની અંદર ઘણા પક્ષિઓ; વર્ષોથી માળા બનાવી રહેતા હતા.

**તેજ વડ કોટરમાં** એક **સમળી** રહેતી હતી તે કોઇકવાર ગર્ભિણી થઈ અને પ્રસૂતિકાળ નજીક આવતાં તેણીને, શૂલની વેદના થવા માંડી. વેદનાનો વેગ એટલો બધો વધી પડ્યો કે તે બીચારી સમળીથી સહન ન થઇ શકવાથી; ચીસોપાડીને રોવા લાગી તે વેદના મટાડવાનો ઉપાય

પોતાના પતિને કહ્યો. પરંતુ જ્યાં મનુષ્યોને દયા નથી હોતી, તો પશુઓને શેની હોય? એટલે નિર્દય સમળાએ તેણીને મદદ નજ કરી. અથવા કર્મનો ઉદય થાય ત્યારે અન્યની મદદ-કામપણુ શું કરી શકે?

બેત્રણુદાડા નારકીના જેવી વેદનાના પરિણામે સમળીને પ્રસૂતિ થઇ અને ઇંડા મુકયાં. હવે પ્રસવની વેદનાથી ત્રણ-ચાર દિવસની ક્ષુધાતુર સમળી ભક્ષ્યની શોધ વિચારવાલાગી, બધીબાજુ દ્રષ્ટિ ફેંકી, પણ ભક્ષ્યની પ્રાપ્તિ દેખાઇ નહિ.

તેટલામાંતો વર્ષાકાલ હોવાથી મુશળધાર વર્ષાદ વર્ષવા લાગ્યો. હમણાં વર્ષાદ બંધ રહેશે; અને હું માસને શોધવા જઇશ; આવા સતત ધ્યાનમા ક્ષુધાની તીવ્ર વેદનામા ૧૭ દિવસ સુધી વર્ષાદ વર્ષતોજ રહ્યો. સમળી વીશ દિવસ સુધીની ક્ષુધાતૃષાની વેદનામાં લગભગ કૃશ થઇ ગઇ. શક્તિ હણાઇ ગઇ ધીરજ નાશ થઇ ગઇ અને વારંવાર મૂર્છિત થવા લાગી

તીવ્રપાપના કે પુણ્યના ઉદયો ભોગવવાના બાકી હોય ત્યાંસુધી આયુષ્ય તૂટતું નથી એટલે જીવતરથી કંટાળી ગએલી સમળીને મગ્ણતો નજ આવ્યું અને વર્ષાદ બંધ થઇ ગયો. ઇંડા પણ સેવાઇને બચ્ચા થઇ ગયા. હવેતો પોતાને અને બચ્ચાને પોષવા ખાદ્ય લાવવુંજ જોઇએ એમ વિચારી સમળી અશક્ત હોવા છતા સર્વબળ વાપરી આકાશમાં ઉડી.

એને એક નજીકના ગામડામાં ચાંડાળના પાડામાં માંસથી ખરડાએલાં હાડકાંના ઢેર પડેલા જોયા. જેની ચારે બાજુ ગીધડાં, સમળાં અને કાગડાનાં ટોળા બેઠેલાં જોયાં. તેના મધ્યમા પ્રસ્તુત સમળીએ પ્રવેશ કર્યો અને એક માંસનો લોચો ઉપાડયો અને બધુ બળ વાપરીને આકાશમાં ઉડી.

ઉડીને પોતાના સ્થાન ઉપર જતા રસ્તામાં **અશ્વાવબોધ નામનું** મુનિસુવ્રતસ્વામી મહારાજનુ તીર્થ આવ્યું. સમળી આકાશમા ઉડતી જાય છે. એટલામાં એક પારધીએ ગોખથી બાણુ ફેંકયું. તેનું નિશાન સફળ થઈ જવાથી પારધિના આનંદનો પાર ન રહ્યો.

બાણુ સમળીના પેટને વીંધી આરપાર થઇ ગયું. પારધિને આનંદ થયો તેનાથી લાખો કે ક્રોડો ગુણો સમળીને અનાનંદ=દુઃખ થયું. જગતના જીવો બિચારા આજ રીતે અનંતાકાલથી અકાલમરણે મરી રહ્યા છે. **મારનારાઓને આનંદ અને મરનારને દુઃખ** બન્નેની દુર્દશા જગતમાં ઠામી ઠાંસીને ભરી છે.

શકત આત્માએ અશકતને મારીને પોતાનું કાર્ય સાધવું આવોજ આ પાપી સંસારિ આત્માઓનો સ્વભાવ ઘડાઇ ગયો છે **બીજાના દુઃખનો કોઇને ખ્યાલજ નથી.**

મારનાર આત્મા બીજાને મારી નાખવા રૂપ હિંસાના રૌદ્ર પરિણામથી મહાપાપ બાંધે છે. જ્યારે મરનાર આત્મા, **અકાલ મરણનું તત્કાલ લાગેલા પ્રહારનું** પોતાના

બાલબચ્ચાં કે પ્રણયીના વિયોગનું અતિ દુખ થવાથી, મારનાર ઉપર ક્રોધ, દ્વેષ આવવાથી રોદ્રપરિણામ-વાળો થઇને પણ મહાપાપ બાંધે છે.

**એકવાર બનેલી ઘટના** એક ઠેકાણે ચાલતા **કાનખજુરાને વીંછીનો ભેટો** થવાથી **વીંછીએ** પોતાનું ખાદ્યમાની **કાનખજુરાને** મુખમાં પકડયો એટલામા **ગીરોલી** આવી તેણે **વીંછીને** મુખમાં લીધો. ત્યાતો આવ્યો **કાગડો** તેણે **ગીરોલીને** ઉપાડી.

હજી એકે મર્યાં નથી. **ગીરોલી કાગડાના** મુખમાંથી છુટવા મથે છે પણ પોતાના મુખમાં રહેલા **વીંછીને** છોડવા વિચારતી નથી. **વીંછી ગીરોલીના** મુખમાંથી છટકવા ટળવળે છે પરંતુ **કાનખજુરાને** જવા દેવા ભાવ નથી.

આ પ્રમાણે પોતે ન મરવું પણ બીજાને મારી નાંખવાના ભાવથી જગત્ મહાપાપ બાંધીને અનંતાકાળથી નરક અને પશુગતિ રૂપ ઘાણીમાં પીલાઈ રહ્યું છે પરતું પોતે દુઃખ ભોગવી બીજાને સુખ આપવું આવી ભાવના ભગવાન સર્વજ્ઞ પ્રભુના માર્ગ સિવાય ક્યાંય જણાતી નથી

બસ આજ ન્યાયથી પારધિના બાણનો ઘાત લાગવાની સાથે બીચારી સમળી માંસના લોચા સહિત જમીન ઉપર પટકાણી. તાજી **વિયાએલી વીસ દહાડાની તદ્દન ભુખી** અને ઉપરથી **બાણના ઘાવથી વીંધાઈ ગયેલી**

**સમળીની** તે વખતે કેવી કરૂણ દશા હશે? વિના કેવલીપ્રભુ કોણ જાણી શકે?

પ્રસૂતિની વેદનાની સાથેસાથ ૨૦ દિવસની લાંઘણોથી. સમળી તદ્દન અશકતતો હતીજ. એટલે બાણુનો પ્રહાર લાગવાથી શઠો બુમો પાડવાની પણ તેનામાં તાકાત હતી નહિ એટલે એકદમ મૂર્છા આવી ગઇ શરીરમાંથી રૂધિર આંખમાંથી આંશુ અને મુખમાંથી લાળાઓના પ્રવાહ નીકળવા લાગ્યા. મરણ હવે સાવ નજીક આવી ગયું હતું.

સમલી પોતે શિકારી હતીજ તેણીએ પોતે સર્પ કાકીડા વગેરે જમીન ઉપર ચાલતા જીવોને અને પક્ષીના માળા વિંખિને સંખ્યાતીત ઇંડાં અને બચ્ચાને મારીને પોતાના પાપી પ્રાણોને પોષણ આપ્યું હતું. નાના મોટા જીવોને બેપગમાં પકડી આકાશમાં ઉડતા અને એ જીવોના કરૂણ પોકારો કાનમાં પડવા છતાં સમળીના પાપી ચિત્તમા જરાએ દયા આવી ન હતી. તે ચિત્તની કરુણ દશા આજે તો ભલભલા નિષ્ઠુર હૃદયને પણ પીગળાવી નાંખે તેવી બની હતી.

જોકે ઉપર મુજબનું બધું **વિધાન** તદ્દન ઉંધું હોવા છતાં; **વિધિની વિચારણા** તદ્દન જુદીજ હોવાથી; સમળીનું ભાવિ મહા કલ્યાણકારી હોવાથી સમળી જ્યાં પડી છે તે જગ્યાની સાવનજિકમાં ૨૦ મા તીર્થંકર દેવ મુનિસુવ્રતસ્વામિનો **અશ્વાવબોધ** પ્રાસાદ આવેલો છે.

આ બાજુ સમળીને મૂર્છા ઉતરી એટલે વેદનાનું

ભાન થતાં રડવા લાગી. જેમ જેમ સમય જતો જાય છે. તેમ તેમ વેદના વધતી જાય છે; મરણ નજીક આવતું જાય છે; ત્યાંતો કરૂણાના સમુદ્ર બે મુનિરાજો ત્યાં પધાર્યા. અને સમળીને ઘાતવિહ્‌લ અને મરણ દશામાં પડેલી જોઇ.

અને નજીકમાં આવ્યા. અને સમળીને ઉપદેશ આપવો શરૂ કર્યો. હે જીવ? તે ઘણાને મારી નાંખ્યા છે. તેથી તને પણ કોઇક મારનાર મલ્યું છે. વાસ્તવિક તારાં પોતાનાં પાપજ ઉદય આવ્યાં છે. પારધિતો નિમિત્તમાત્ર છે. હજી આત્માનું કલ્યાણ જોઇતું હોય તો આ ચાંચમાં રહેલો માંસનો લોચો ફેંકી દે.

ચારે આહારના ત્યાગ કર. નજીકમાં રહેલા ભગવાન મુનિસુવ્રત સ્વામીનું શરણુ સ્વીકાર કર. આ જગતમાં આ જીવને અરિહંત સિદ્ધ મુનિ અને ધર્મ સિવાય કોઇની સહાય છેજ નહિ.

અને અમારાથી સંભળાવાતા **પરમેષ્ટિમહામંત્રને** એકાગ્રચિત્તથી સમજણ અને ધ્યાન પૂર્વક સાંભળ? સમળીને મુનિરાજોના શબ્દ સંભળાયા અને ખુબજ મીઠા લાગ્યા. મુનિરાજો પણ સંસારની ભયંકરતા અને ધર્મની મહાનુભાવતા સમજાવવા પૂર્વક નમસ્કારમહામંત્ર બોલતાજ રહ્યા પરમેષ્ઠિમહામંત્રનો અર્થ અને ભાવાર્થ સમજાવ્યો વીતરાગદેવ અને નિર્વિકાર ગુરૂઓનું સ્વરૂપ સમજાવ્યું.

સમળીમાં ખુબજ એકાગ્રતા આવી. તેથી વેદના તરફથી

ધ્યાન બદલાઇને પરમેષ્ટિ મહામંત્રમાં જોડાઈ ગયું. પરમેષ્ટિ મહામંત્ર સમળીના આત્માની સાથે તાદાત્મ્ય ભાવ પામી ગયો. એજ દશામાં પ્રાણો નીકળી ગયા. અને શબ ખાલી થયું મહામુનિરાજે ઉપકારનું પરિણામ સમજી, તીર્થ જુહારવા ચાલ્યા ગયા.

સમળીનો આત્મા પરમેષ્ઠિ મહામંત્રના ધ્યાનમાં મરણ પામીને **સિંહલદ્વીપમાં શ્રીપુરનગરમાં ચંદ્રગુપ્ત રાજાની ચંદ્રલેખા નામે** મહાપટરાણીની કુક્ષીથી **સુદર્શના** નામે પુત્રીપણે ઉત્પન્ન થયો.

અકારણ ઉપકારી મુનિરાજોના વચનો સમળીની કર્ણભૂમીમાં અમૃતની વૃષ્ઠિ સમાન બની ગયાં હતાં. અને નમસ્કારમહામંત્ર રૂપ કલ્પવૃક્ષના બીજે એવાં સારા મુહૂર્તે વવાઈ ગયા હતાં કે જેનાં મૂલ અંકુર સ્કંધ અને શાખા-પ્રશાખાઓ તેણીના આત્મામાં તારોતાર થઇ ગયાં હતાં.

તેજ નમસ્કાર મહામંત્રના પ્રભાવથી (હિંશકદશામાં જીવેલી અને કરૂણ દશામાં મરેલી) સમળી રાજાધિરાજના ઘેર જન્મ પામે છે. સાથોસાથ પિતામાતાનો સ્નેહ પણ ગાઢ બને છે પરિવાર પણ પ્રેમથી તરબોળ છે આવી સુખમય દશામાં રાજકુમારી (સમલીનો જીવ) સુદર્શના બાલ્ય વયને વટાવીને યુવતી દશાને પામેલી એકદા રાજ-સભામાં આવી પિતાના ખોળામાં બેઠી છે.

આ બાજુ ભરૂચ્ચનગરીથી વહાણોમાં કરીયાણા ભરીને

રુષભદત્તનામના વ્યવહારી વેપાર માટે તેજ સિંહલદ્વીપના શ્રીપુરનગરમા આવ્યા. અને ભેટણું લેઈ મહારાજાચંદ્ર ગુપ્તની સભામાં આવી; ભેટ મુકી; પ્રણામ કરી મહારાજા તરફથી મળેલા સન્માન પૂર્વક રાજસભામા બેઠા.

થોડીજવારમાં શેઠને (રુષભદત્ત વ્યવહારીને) છીંક આવી અને **સર્વકાલીન અભ્યાસનાવશથી** શેઠના મુખથી **નમો અરિહંતાણં** પદનો ઉચ્ચાર થઇ ગયો જે સાંભળવાની સાથેજ (પરમેષ્ઠિ મહામંત્રના આદિ વાકયને સાંભલતાંજ) રાજકુમારીને મુર્છા આવી ગઇ ક્ષણવાર અચેતન દશા આવી જવાથી માતાપિતા વિગેરે સ્વજન પરિજન ઉદાસ થઇ ગયાં. પ્રધાનમંડલ પણ કિંકર્તવ્યમુઢ બની ગયું. એકાએક રાજકુમારીને શું થયું? બધાની નજર નમો અરિહંતાણં બોલનાર શ્રેષ્ઠી ઉપર પડી અને ઉપચારો પણ ચાલુ રાખ્યા.

થોડીવારમાં મૂર્છા વળી જવાથી કુમારી સાવધ બનીને બેઠીથઇ. અને પિતામાતા કાંઈપણ પુછવા જતાં હતાં તેટલામાં કુમારી ભરૂચ્ચનગરના શેઠને ઉદ્દેશીને પૂછવા લાગી.

મુનિમહારાજાઓ શાતામાં છે? શ્રીજિનવર પ્રાસાદ સુશોભિત વ્યવસ્થામાં છે? ઈત્યાદિ પ્રશ્નો સાભળી આશ્ચર્યમાં ગરકાવ બનેલો રાજા દીકરીને પૂછવા લાગ્યો દીકરી! હજી તું બાળા છે આપણું રાજભવન, આપણું નગર, આપણો દ્વીપ છોડી તું અન્યત્ર કયાંઇ ગઇ નથી તો પછી ભરૂચ્ચનગરમાં વસનારાઓની ચર્ચા તને કયાંથી જાણુવા મળી?

તું જેના સમાચાર પૂછે છે તે તને ક્યાં મળ્યા છે? જે દેવમંદિરના સમાચાર પૂછે છે તે દેવમંદિર તેં ક્યારે જોયું છે? ઈત્યાદિ પિતાના પ્રશ્નોના જવાબમાં કુમારી સુદર્શનાએ પોતાનો ગયો સમળીનો ભવ અને બનેલી બધી ઘટના અકારણ ઉપકારી મુનિરાજોનાં તથા મુનિસુવ્રતસ્વામી પ્રાસાદના દર્શન અને મુનિમહારાજાઓએ આપેલું **નમસ્કાર-દાન** તથા સંસારની સંભળાવેલી અસારતા અને પોતાનું નમસ્કારમહામંત્રમાં એકાગ્રપણું વિગેરે સંભળાવ્યાં. પોતે અધમઆત્મા હિંસકજીવ સમળી પણ પરમેષ્ઠિમહામંત્ર પ્રભાવેજ આવી રિદ્ધિ સંપત્તિ પામી છે તેમ પિતામાતા પ્રમુખ સમગ્ર સભાને સમજાવ્યું.

પછી પિતા પાસેથી ઘણું દ્રવ્ય પામીને પિતામાતાની આજ્ઞા મેળવીને પિતાએ સાથે મોકલેલા પ્રધાનપુરુષો અને બીજો પરિવાર સાથે લેઈ વહાણો ભરી ભરુચ્ચનગર આવી.

ત્યાં સહુ પ્રથમ શ્રી મુનિસુવ્રતસ્વામીનો પ્રાસાદ પાયામાંથી આરસમય તદ્દન નવીન કરાવ્યો. અને મૂલનાયક મુનિસુવ્રતસ્વામીને બિરાજમાન કર્યા. પછી પણ કાયમ ત્યાંજ રહીને બાલબ્રહ્મચારિણી સુદર્શના કુમારી જાવજીવ ભરુચમાં રહી સાતક્ષેત્રમા દ્રવ્ય વાપરી મુનિસુવ્રતસ્વામીની અને મુનિરાજો તથા શ્રાવકોની ખુબજ ભક્તિ અને સેવા કરી ઉચ્ચામાં ઉચ્ચુ શ્રાવકપણું આરાધી અનશન કરી દેવલોક ગઇ. અલ્પસંસારી સુદર્શના રાજકુમારીનો આત્મા થોડાજ કાળમાં મોક્ષમાં જશે.

ઇતિ નમસ્કારમહામંત્રની પ્રકટપ્રભાવસૂચિકા સુદર્શના કુમારીની કથા સંપૂર્ણ.

## અથ નમસ્કારમહામંત્રનાજ પ્રભાવથી એક મરી રહેલો બેલ પણ કેવો મહાન પુરુષ થયો.

સંસારનો પ્રવાહ ગંગા અને સિંધુ જેવી મહાનદીઓના પ્રવાહની માફક અનંતકાળથી ચાલુ છે અને મિથ્યાત્વ–અવિરતિ–કષાય અને યોગ કારણિક કર્મના બંધનોથી બંધાઇને જગતના સર્વજીવો ચારગતિ અને ૮૪ લાખ યોનિમાં ભટકી રહ્યા છે જ્ઞાનના અભાવે હું કોણ છું? આટલુંપણ નહિ જાણવાથી સંસારનાં બંધનોથી છુટા થવાતું નથી.

એટલે સંસારના પ્રવાહમાં બીજા જીવોની ભેગા શ્રી જિનેશ્વરદેવોના જીવો જેમ અનંતા ભટકે છે. તેજ પ્રમાણે સિદ્ધ થઈ ગયેલા અને થવાના મહાપુરુષો પણ સંસારના પ્રવાહના ઝપાટામાંથી બચ્યા નથી. એ ન્યાયથી સંસારમાં અનંતો કાલ રખડીને મહારાજા રામચંદ્રનો આત્મા, શ્રી જૈનશાસનમાં પૂજાને પામેલા આઠમા બળદેવ ધર્મપામ્યા પછી દેવ મનુષ્યના નવ ભવો પામીને મોક્ષે ગયા છે. તેમનો ત્રીજા ભવનો પદ્મરુચિનામે શેઠ તરીકે અવતાર ચાલુ હતો.

એકદા પદ્મરુચિ શેઠ પોતાના ઘેરથી ગોકુલમાં જતા હતા (જ્યાં ગાયો ભેંસો બળદ વિગેરેના સમુદાયો ઘણા સચવાતા હોય તે સ્થાનને ગોકુલ કહેવાય છે) રસ્તામા એક

બળદ મરવાની સ્થિતિમાં પડેલો જોઇ શેઠ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા. બેલની સાવ નજીકમાં જઇ કાન પાસે મુખ રાખી નમસ્કારમહામંત્ર સંભળાવ્યા અને બળદને ખુબ સમજાવ્યો સંસારની અસારતા અને પરમેષ્ઠિમહામંત્રની મહત્તા ખુબજ સમજાવી દેવગુરુધર્મનુ રહસ્ય સમજાવ્યુ બળદજીવ નમસ્કાર-મહામંત્રશ્રવણમા એકાગ્રચિત્ત થઇ સાવધાનપણે મરીને તેજ નગરના રાજાનો રુષભધ્વજ નામે પુત્ર થયો

એકદા યૌવનવયને પામેલો રાજકુમાર ફરવા નિકળેલો ફરતો ફરતો બળદના મરણસ્થાને આવ્યો સ્થાનના દેખવા માત્રથી જ કુમારને મૂર્છા આવી જાતિસ્મરણ જ્ઞાન થયું. હું પોતેજ બળદ હતો, કોઈ મહાપુરૂષે મહારાંક મારાઉપર દયાલાવી ઘોડા ઉપરથી ઉતરી મને પરમેષ્ઠિ મહામંત્ર સંભળાવ્યો છે, તે ઉપકારીને મારે શીરીતે ઓળખવો ઇત્યાદિ વિચાર કરી તેજ સ્થાનમા જિનાલય બંધાવ્યું. અને તેની દીવાલ ઉપર ઘોડા ઉપરથી ઉતરી મરતા બળદને, નમસ્કાર-મહામંત્ર સંભળાવતી મૂર્તિ ચીતરાવી.

એકાદા નવીન જિનાલય જુહારવા આવેલ પદ્મરુચિસેઠને પ્રસ્તુત ચિત્ર જોવામા આવ્યું. ચિત્ર પોતાના સંબંધનુ જાણી વારંવાર જોવા લાગ્યા. અને વિચારવા લાગ્યા કે, આ દેરાસર રાજકુમારે બંધાવ્યુ છે. તેણે આ મારી અને બળદની હકીકત શીરીતે જાણી ?

શેઠની ચિત્ર પાસેની ઘટના કુમારના સેવકોએ જાણીને, કુમારને પહોચાડી. જે સાભળીને અત્યંત ખુશી થએલો

રુષભધ્વજ કુમાર શેઠ પાસે આવી; શેઠને પ્રણામ કરી પોતાની ગયા જન્મની હકીકત સંભળાવી શેઠની ખુબખુબ પ્રશંસા કરી; પોતાના પિતા થકી પણ શેઠ ઉપર અધિક પૂજ્ય બુદ્ધિ ધરવા લાગ્યો.

પિતાના મરણ પછી કુમાર રુષભધ્વજ રાજા થયો. રાજ્ય શેઠને આપવા ઘણોજ આગ્રહ કર્યો, શેઠે નિરીહ ભાવથી રાજ્ય લેવા નિષેધ કર્યો. પરંતુ કુમારને ધર્મમાં ખુબ મજબુત બનાવ્યો. કૃતજ્ઞ કુમાર શેઠ અને ધર્મ બન્નેને પોતાના મહાન ઉપકારી માનતો; શ્રી જૈન ધર્મનું ઘણું આરાધન કરતો પોતાના રાજ્યમાં જૈન ધર્મને ફેલાવતો પ્રકટ પ્રભાવ નમસ્કારમહામંત્રનો સાક્ષાત્ સ્વાનુભવ સિદ્ધ-મહિમા જગતને સમજાવતો. છેવટ સુધિ જૈનધર્મ અને પરમેષ્ઠિમહામંત્રનો પ્રભાવ પોતાના રાજ્યમાં ઘણોજ સમજાવી વિસ્તારી આરાધના પૂર્વક અવસાન પામી શેઠ અને રૂષભધ્વજ રાજા છેલ્લા ભવમાં મહારાજા રામચંદ્ર અને વિદ્યાધરાધિરાજ સુગ્રીવ થયા.

બલદ જીવને પદ્મરુચિ શ્રાવકે નમસ્કારમહામંત્ર દ્વારા ઉપકાર કરેલો તે છેવટે શેઠ જીવ મહારાજા રામચંદ્રથયા અને બલદ મરી રુષભધ્વજ રાજા અને છેલ્લા ભવમાં સુગ્રીવ રાજાથઈને પણ મહારાજા રામચંદ્રના અનન્યભકત બન્યા હતા. ઈતિ

ઈતિ નમસ્કારમહામંત્ર પ્રભાવ સૂચક મહારાજા રામ-ચંદ્ર અને સુગ્રીવની સંક્ષેપ કથા પૂર્ણ

## અથ કંબલ અને શંબલ દેવત્વ પામનાર શેઠના બે વાછરડાની કથા

આ જંબૂદ્વીપના આ ભરત ક્ષેત્રમાં મથુરા નામની મહાપુરી હતી. જેમાં હજારોની સંખ્યામાં જૈન મંદિરો હતાં. લગભગ નાગરીનો મોટો ભાગ શ્રી વીતરાગ ધર્મ આરાધક હતો.

તેજ નગરીમાં જિનદાસ અને સાધુદાસી નામનાં શ્રાવક દંપતી વસતાં હતાં. બન્ને આત્માએ શ્રાવકનાં બારવ્રતના આરાધક હતાં. પરિગ્રહ પ્રમાણુ પાંચમા અણુવ્રતમાં ચતુષ્પદ સર્વથા ન રખવાનો અભિગ્રહ હતો. છતાં એક રબારી રબારણુ પાસેથી દુધ લેવાના યોગે સ્નેહ થએલો હોવાથી. અને રબારીના ઘેર વિવાહમાં ચંદરવા વિગેરે જીવદયા અને શોભાનાં સાધનો આપવાથી રબારીનો વિવાહ શોભતો થવાથી બદલામાં શેઠને કાંઇક આપવાનો વિચાર થયો.

અને તુરતના જન્મેલા બે વાછરડાઓ લાવી શેઠ શેઠાણીને ભેટ ધર્યા. શેઠ શેઠાણીને પાંચમા વ્રતમાં ચારપગા જાનવર ન રાખવાં એવો નિયમ હોવાથી; વાછરડા રાખવાની ના કહી અને તે ભરવાડ ભરવાડણને ઘણુંજ સમજાવ્યા; પરંતુ ભરવાડ ભરવારણુ વાછરડા મુકીને ચાલતાં થયાં. શેઠ શેઠાણીના નિયમનો કે નિષેધનો તેમણે વિચાર કર્યો જ નહિ.

ભરવાડ દંપતી (ધણી ધણિયાણી) ગયા પછી શેઠ દંપતી વિચાર કરવા લાગ્યાં કે જો હવે આ વાછરડા પાછા

મોકલીશું તો તે બિચારાઓને ખસી કરશે (આખલા છે તેને બલદ બનાવી નાખશે) વળી મોટા થતાં હળ અને ગાડામા જોતરશે ઇત્યાદી દુખિઆ થસે આપણે પરિગ્રહ તરીકે રાખવાની બાધા છે પરંતુ સ્વામીભાઇ તરીકે રાખ વાની બાધા તો નથી માટે સ્વામીભાઇ તરીકે રાખવાથી **પાંચસુંવ્રત ભાગશે નહિ પરંતુ બારસુંવ્રત આરાધાશે** એમ વિચારી બન્ને વાછરડાઓને પોતાના અતિથિ તરીકે રાખ્યા.

ક્રમેકરીને વાછરડાઓ મોટા થવા લાગ્યા શેઠ દંપતી તો તદ્દન ધર્માત્મા હોવાથી લગભગ આખો દિવસ સામાયિકમા રહી પુસ્તક વાચે છે. વાછરડાઓને પાસેજ બેસાડે છે. ભાવિ કલ્યાણવાળા આત્મા હોવાથી વાછરડા શેઠદંપતીના ધર્મના ઉદ્ગારો અને આચાર બરાબર જુવે છે

અને જ્યારે શેઠ શેઠાણી અષ્ટમી ચતુર્દશીએ પૌષધ અને ઉપવાસ કરે છે ત્યારે વાછરડાઓ પણ શેઠઅને શેઠાણીના આચાર દેખી ઘાસ પાણી લેતા નથી. ઉપવાસ કરે છે અને પુસ્તક વંચાતું સાભળે છે.

શંકા—શું પશુઓ પણ મનુષ્યની પેઠે ઉપવાસ કરી શકે ખરા ?

સમાધાન—જરૂર કરી શકે છે. જૈન શાસનમા પશુઓને ચોથું તથા પાચમું ગુણગણું માનેલું છે અને ચંડકૌશિક નાગ, લવણસમુદ્રના મચ્છ તથા રૂપસેન હાથી વગેરેના તપ સહિત અનશનના વર્ણનો શાસ્ત્રમાં ઘણાં મળે છે.

ઉપર મુજબનું વાછરડાઓનું આચરણ જોઈ શેઠ શેઠાણી ઘણાંજ આનંદ પામતા વાછરડાઓને પુત્રની પેઠે પાળે છે તેમ વાછરડાઓ પણ વય થવાથી વાછરડા મટીને વૃષભ થયા શોભે છે.

એક દિવસ જિનદાસશેઠ અને શેઠાણી કયાંઇક ઘર બહાર ગયાં હતા અને શેઠનો મિત્ર પરગામથી આવેલો ગામના પરિસરમા ભંડીરવ નામના યક્ષથી યાત્રા કરવા જવા સારૂ આવ્યો અને વૃષભોને ગાડીએ જોડીને જતા વલતા ઘણાજ દોડાવી લાવીને શેઠના ઘેર બાધ્યા.

આ બે જુવાન બલદોને જીંદગીમા ધુસરૂં ન દેખવાથી વલી ઘણોજ માર પડવાથી શરીર ઉપર ઘણીજ નબળાઈ આવી ગઇ અને મુર્ચ્છા ઉપર મુર્ચ્છા આવવા લાગી

પોતાના પુત્ર તુલ્ય વાછરડાની આવી દુર્દશા જોઇ શેઠ શેઠાણીને ઘણુંજ લાગી આવ્યું વાછરડાઓની આખો માથી આશુંધાગ ચાલતીજ રહી તે જોઈ શેઠ શેઠાણી પણ ગળગળા થઈ ગયા અને વાછરડાઓને ધર્મ સંભળાવવો શરૂ કર્યો. અનશન કરાવ્યું. નમસ્કાર મહામંત્ર સંભળાવવા શરૂ રાખ્યા. નમસ્કાર મહામંત્રના ધ્યાનમા તત્પર, બન્ને બલદો મરીને ભુવનપતિ નિકાયમા કંબળ અને સંબળ નામના દેવ થયા, અને તુરતના ઉત્પન્ન થયેલા બન્નેએ આવીને ભગવાન મહાવીરદેવના ઉપસર્ગનુ નિવારણ કર્યું.

ઇતિ નમસ્કાર મહામંત્ર મહાત્મ્યપોષક કુંબળ શંબળ કથા પૂર્ણ

## અથ નમસ્કારમહામંત્રનો તાત્કાલીક ઉપકાર બતાવનાર એક શાલવીની કથા.

કોઈક ગામમાં એક શાળવી વણવાના કાર્યમાં ઘણોજ હોંશિયાર હતો. સૂતર અને રેશમ બન્ને પ્રકારનાં ઘણા વસ્ત્રો વણી શકતો હતો. તેને નવોઢા બે સ્ત્રીઓ હતી તે કારીગર હતો. સાથે ઘણોજ વિલાસી હતો. તેને સ્ત્રી વિના ક્ષણવાર ગમતું નહિ તેથી તે પોતાની બન્ને સ્ત્રીઓને વસ્ત્રના બે છેડે ઉભી રાખતો તાણો અને વાણો બન્નેને સરખા કરતો બન્ને બાજુના કિનારે પહોંચતો ત્યારે પોતાની સ્ત્રીના અંગનું અડપલું કરતો કયારેક સ્તનમર્દન કરતો કયારેક ચુંબન કરતો તો કયારેક આલિંગન પણ કરી લેતો.

તેની આવી ચેષ્ટા અહર્નિશ ચાલુજ રહેતી ઘરમાં ચોથું માણસ ન હોવાથી આ ત્રણ માણસોની પશુચેષ્ટાને કસો રોકટોક થતો નહિ. એકદા કોઈ અવધિજ્ઞાની મુનિરાજ ગોચરી નીકળેલા તેની ખડકીમા પેઠા, શાળવીએ મુનિરાજને જોયા અને પોતાની પત્નીને ચુંબન કરી મુનિરાજને પુછયું, કેમ તમને આવો સ્વાદ કયાંય જોવા મલે છે? આવું સુખ તમે કયાંઇ જોયું છે? તમારા જેવા વનવાસીઓને આવું સુખ સ્વપ્નામાં પણ કયાથી હોય?

મુનિરાજ અવધિજ્ઞાની હોવાથી તેનું તદ્દન અલ્પાયુ જાણી; કહેવા લાગ્યા કે હે ભદ્ર? અતિઅલ્પ જીવતર બાકી છે જીવતરની છેલ્લામાં છેલ્લી ક્ષણો જાય છે આ તારી કંદર્પચેષ્ટા તને કુગતિમાં ફસાવી દેશે આવતા જન્મનું

શંખળ લેવા માંડ ?

મુનિરાજનાં વચન સાંભળી આટલી બધી મરણુની નિકટતા જાણી સાળવી એકદમ ગભરાયો મુનિને પુછવા લાગ્યો હવે શું કરવું મને બચાવો ? આવા તેનાં દૈન્ય વાકયો સાભળી મુનિરાજે તેને નમસ્કારમહામંત્ર સંભલાવવા શરૂ કર્યો.

સપ્રભાવ નમસ્કારમહામંત્ર શાળવીના કાનમાં પડવાની સાથેજ આત્મા ઉત્તમ હોવાથી ચિત્તમાં એકાગ્રતા આવી ગઈ. દયાના સમુદ્ર મુનિરાજ નમસ્કારનું રહસ્ય અને દેવ ગુરૂ ધર્મનું સ્વરૂપ સંભલાવવા લાગ્યા ક્ષણુવારમાજ શાળવીનો આત્મા નમસ્કાર મહામંત્રના પ્રભાવથી મનુષ્ય શરીરનો ત્યાગ કરી દેવલોક ચાલ્યો ગયો. અર્થાત્ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો

આ બાજુ તેની બન્ને પત્નીઓ રોકકળ કરવા લાગી સગાંન્હાલા ભેગા થઇ રડવા લાગ્યા. જ્યારે દેવ નમસ્કાર મહામંત્રના પ્રભાવથી શય્યામા ઉત્પન્ન થવાની સાથે વિચાર કરવા લાગ્યો કે મે શું પુણ્ય કર્યા હશે ? હું કયાંથી આવ્યો ? ઇત્યાદિ વિચાર કરી જ્ઞાનથી પૂર્વનું સ્થાન. ગુરૂનો ઉપકાર. પરમેષ્ટિ મહામંત્રનો પ્રભાવ. ખ્યાલમા અવ્યાં.

અને એકદમ પોતાના ઘેર આવી ગુરૂને પ્રણામ કરી કુટું-બને પ્રતિબોધ કરી બધાંને નમસ્કાર મહામંત્રનો પ્રભાવ સમ્-જાવીને દેવ સ્વસ્થાનમાં ગયો. પરમેષ્ટિ મહામંત્રનો પ્રભાવ વિચારીએ તો આવા બનાવમાં પણ ખાસ નવાઇની વાત નથી.[૧]''

## બીજીવલી એક નાનકડી ઘટના

શ્રી જૈનશાસનના કથા સાહિત્યમા ઘણુ જાણીતા ચારૂદત્ત નામના એક શેઠને એક રૂદ્રદત્ત નામે મામાનો દીકરો ભાઈ હતો રૂદ્રદત્તે મુસાફરી માટે બે બકરા બોજો ઉચકવા સાથે લીધા બન્નેએ પહાડની મુસાફરી શરૂ કરી, આગલ જતા વિકટ માર્ગ આવ્યો એટલે પાપ કરવામા નિડર એવા રુદ્રદત્તે બન્ને બકરાને મારી નાખવાનો પોતાનો અભિપ્રાય જણાવ્યો ચારુદત્ત દયાલુ હતો તેણે આવુ પાપ નહિ કરવા ઘણો સમજાવ્યો. પરંતુ ચારુદત્તના દયામય વાકયોની કઠોર હૃદયના રુદ્રદત્ત ઉપર જરાપણ અસર ન થઈ. તેણે પોતાની પાસેનો બકરો મારી નાખ્યો '

ગંઠસી-વેઢસી મુઠસી દીપસી વિગેરે સંકેતપચ્ચખ્ખાણ નો ઉપદેશ આપ્યો.

તે ઉપદેશ એક મદિરાના અઠંગ વ્યસનીને ગમી ગયો. ગંઠસીનું પચ્ચખ્ખાણ ધારવાનો અભિગ્રહ લીધો. પરંતુ મદિરાના વ્યસનમાં તરબોળ આત્માએ વારંવાર નમસ્કારમહામંત્ર ગણવા કંદોરાની ગાંઠ છોડવી મદિરા વાપરવી. નમસ્કારનો પાઠ ગણવો કંદોરાની ગાંઠ બાંધવી. આ બધુ જોઇને કુટુંબના માણસોને ઘણુંજ આશ્ચર્ય થયું.

હંમેશનો અને આખાદિવસનો ગંઠસી પચ્ચખ્ખાણનો વ્યવસાય પ્રસ્તુત વ્યસનીને ગમેલો હોવાથી કંટાળો આવતો ન હતો. પરંતુ જૈનશાસનના અજાણ વ્યસનીના કુટુંબને કંટાળો અને કુતુહલ બન્ને ખુબ થતાં હતાં. થોડા દિવસો ગયા. એક દાડો તે વ્યસનીએ રેશમનો દોરો કંદોરા તરીકે બાંધ્યો હતો. ગાંઠ સખત બેસી ગઈ હતી. મદિરાની ભુખ ઘણી લાગી હતી. ગાંઠ છુટે કે મદિરા પીશ. પરંતુ મદિરાતો ભુલાઇ ગઇ પણ નમસ્કારમહામંત્ર ગણવાના ચાલુ રહ્યા. તેમાં એકાગ્રતા આવી ગઈ. તેટલામાં એકદમ આયુષ્ય તૂટયું અને (હમણાં જેમ માણસોને હાર્ટફેલ થઇ જાય છે) મરણ પામીને પહેલા દેવલોકે કપર્દી નામે યક્ષ થયો.

કોઇ પૂર્વાચાર્યે કહ્યું છે કે

यः पूर्वं तन्तुवायः सुकृतकृतलवे दुष्कृतैः पूरितोपि, प्रत्याख्यान. प्रभावादमरमृगदृशामातिथेयं प्रपदे। सेवाहेवाकशाली प्रथमजिन-

पद्मामोजयो स्तीर्थरक्षा-दक्षः श्रीयक्षराजः स भवतु भविनां विघ्नमर्दी कपर्दी ॥१॥

**અર્થ**—પૂર્વઅવસ્થામાં પાપવ્યાપારમાં મગ્ન બનેલો શાળવી પૂર્વજન્મના સુકૃતના લેશથી પચ્ચખ્ખાણનો ઉદય થવાથી દેવ લોકમા દેવાગનાઓનું આતિથ્ય=મહેમાનગતિ પામ્યો. **એવો** અને શ્રીરુષભદેવસ્વામીની સેવાની ટેવવાળો તથા શ્રી શત્રુંજયતીર્થની રક્ષા=રક્ષણ કરવામાં ચતુર શ્રી કપર્દીયક્ષ ભવિજીવોના વિઘ્ન નાશકરનાર થાઓ.

આ દૃષ્ટાન્તથી સમજી શકાય છે કે પરમેષ્ઠિમહામંત્ર નો કેવો સુંદર પ્રભાવ છે કે જેણે એક **તદ્દન અજ્ઞાની ગામડીઆ અજૈન કુવ્યસની** જીવને પણ એક મહાન-સ્થાન પમાડી ખરેખરો આરાધક બનાવ્યો છે.

આ પ્રમાણે આ નમસ્કારમહામંત્રના ઉપકારો શ્રી જૈન સાહિત્યમાં ઠામઠામ વેરાએલા પડયા છે. ઘણાંખરાં કથાનકોમાં નમસ્કારમહામંત્રનો ઉપકાર=મહિમા જરૂર ચર્ચાયો છે.

હજી પણ પરમેષ્ઠિમહામંત્રના ચમત્કારનાં ઉદાહરણો વૃન્દારૂવૃત્તિ વગેરે ગ્રન્થોમાં **ભીલ–ભીલડી, શિવકુમાર, શ્રીમતી, બિજોરુ, ઢુંઢિક ચોર, પિંગલ ચોર,** પ્રમુખ ઘણાં છે જે વાંચવાથી નમસ્કારમહામંત્ર પ્રત્યે સદ્-ભાવ કે અત્યાદર વધ્યાવિના રહે નહિ. પરંતુ

પરમેષ્ઠિમહામંત્રના પ્રભાવની પુષ્ટિમાંટે હજી પણ કેટલીક જરૂરી બાબતો લખવાની હોવાથી ઉપરના કથાનકો

અમે અહીં ટાંકયા નથી. તે. તેતે ગ્રન્થોમાંથી વાચકોએ જરૂર જાણી લેવાં.

શ્રી જૈનશાસનના બધાં વિધાનો સર્વજ્ઞમૂલકજ હોવાથી આગમવાદ અને હેતુવાદ એ બન્ને સાધનોદ્વારા વસ્તુમાત્રની સિદ્ધિ કરવામાં આવે છે. કોઇકવસ્તુ કેવળ આગમવાદથીજ સિધ્ધ થાય છે. જ્યારે કોઇક વસ્તુ કેવળ યુક્તિવાદથીજ સિદ્ધ થાય છે અને કોઇકમાં બન્ને બાબતનો ટેકો હોય છે.

નમસ્કારમહામંત્ર આગમથી પણ સિધ્ધ થએલો છે યુકિતઓ હેતુઓથી પણ બરાબર સમજાઇ શકે તેમ છે. તેથી આપણે આગમની (નમસ્કારમહામંત્ર માહાત્મ્ય પોષક) ગાથાઓ જોઈ ગયા નમસ્કારમહામંત્રના આલોક પરલોક પોષક ઉદાહરણો વિચારી ગયા હવે આપણે દલીલો પણ વિચારવી જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કે

आगमश्चोपपत्तिश्च संपूर्ण दृष्टिलक्षणं ।
अतीन्द्रियाणां अर्थाना सद्भावप्रतिपत्तये ॥१॥

**અર્થઃ**-અતીન્દ્રિય અર્થો એટલે સાક્ષાત્ નહિ દેખાતા પદાર્થોને સમજવા સારૂ **આગમ** અને **દલિલો** એટલે યુકિતઓ બન્ને વસ્તુનું આલંબન વિચારવું તેજ સંપૂર્ણ દૃષ્ટિ કહેવાય છે.

**શંકા**-આગમ, એટલે શું ?

**સમાધાન**-ગણધર મહારાજાઓ અને પૂર્વાચાર્યોના બનાવેલા ગ્રન્થો તે **આગમ** કહેવાય છે.

શંકા-પૂર્વાચાર્યોના બનાવેલા ગ્રન્થો હજારોની સંખ્યામા છે જ્યારે આગમ તો ૪૫) પિસ્તાલીશજ છે તેનુ કેમ?

સમાધાન-**શ્રીહરીભદ્રસૂરિ, શ્રીસિદ્ધસેનસૂરી, શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણસૂરિ, શ્રીઉમાસ્વાતિસૂરિ** તથા **ચૂર્ણિકારો, શ્રીજિનદાસગણી, શ્રીધર્મદાસગણી, શ્રીસંઘદાસગણી**, વિગેરે તથા **શ્રીઅભયદેવસૂરિ, શ્રીશીલગુણસૂરિ, કલિકાળસર્વજ્ઞશ્રીહેમચંદ્રસૂરિ, શ્રીમલયગિરિસૂરિ, શ્રીદેવેન્દ્રસૂરિ, શ્રીધર્મઘોષસૂરિ, શ્રીમુનિચંન્દ્રસૂરિ, શ્રીમુનિસુન્દરસૂરિ, વાદિવેતાલશ્રીશાન્તિસૂરિ, વાદિદેવસૂરિ, વાચકવરશ્રીયશોવિ.** ઉ તથા **શ્રીવિનયવિ**. ઉપાધ્યાય વિગેરે આ અને આવા બીજા કેટલાક મહાપુરૂષોના વચનો આગમાનુસારિ હોવાથી આગમ જેવા માનવામા કાંઇ પણ વાંધો નથી

શંકા-આગમો હતા તો પછી આવા બીજા ગ્રન્થો બનાવવાનુ પ્રયોજન શું?

સમાધાન-આગમો એટલે સૂત્રો તેનુ લખાણ બહુજ ટુંકુ હોય છે અને તેને બાલજીવો સમજી શકતા નથી તેથી જેમ વ્યાકરણના સૂત્રો ઉપર ટીકાઓ રચવી પડે છે. તેમજ કાવ્યના ગ્રન્થો સમજવા ટીકાઓના આધાર લેવા પડે છે. તેજ પ્રમાણે બુદ્ધિના સમુદ્ર ગણધર મહારાજાઓના મહા અર્થથી ભરેલા વાકયો સમજવા માટે આપણા કરતા હજા

રાગુણા બુદ્ધિમાન પૂર્વાચાર્યોની ટીકાઓ અને ગ્રન્થો આપણા જેવા બાલજીવોને ઘણાજ ઉપકારી હોવાથી જરૂરી છે.

શંકા-બુદ્ધિ અને લબ્ધિના ભંડાર ગણધર દેવોનાં મહાર્થવાક્યો સમજવાં બહુજ દુર્લભ છે આવું સ્થાને સ્થાને પણ જાણવા મલે છે તો પછી આગમો ઉપર વિવેચન લખનાર પૂર્વના ટીકાકારોનાં વાક્યો ઉપર વિશ્વાસ શી રીતે રખાય. ?

સમાધાન-આજકાલ નિરાધાર સૂત્રોના અર્થ સમજાવનાર આપણા ગુરૂદેવો કે પંડિત પુરૂષો ઉપર વિશ્વાસ રખાય છે. તો પછી પરંપરાએ આપણા ગુરૂદેવોના પણ ગુરૂદેવો; અને આપણા ગુરૂદેવો કરતાં પણ સેંકડો કે હજારોગુણી બુદ્ધિના નિધાન પૂર્વસૂરિવરો ઉપર વિશ્વાસ, શાખવામાં વાંધો શા માટે ?

કદાપિ શંકાકાર એમ પણ દલીલ કરે કે આપણા ગુરૂદેવો આગમને અનુસરનારી યુક્તિઓ પૂર્વક અર્થ સમજાવે છે. માટે આપણા ગુરૂનાં વિવેચનો અમને માન્ય છે. તેજ ન્યાયથી પૂર્વાચાર્યોએ પણ આગમાનુસારિણી યુક્તિઓ પૂર્વકજ આગમાર્થ સમજવા સારૂ **નિર્યુક્તિઓ ભાષ્ય. ચૂર્ણિઓ** અને **ટીકાઓ** તેમજ ગ્રન્થો બનાવ્યા છે માટેજ ભવનાભીરૂ આત્માઓએ; સૂત્રની પેઠેજ પૂર્વાચાર્યોનાં વાક્યો માન્ય રાખવા જોઈએ. એટલાજ માટે મહર્ષિપુરૂષો પ્રથમ નંબરે આગમ એટલે પૂર્વપુરૂષોનાં વાક્યોને સમજવા

ભલામણ કરીને કહે છે કે પછી યુક્તિ આ બન્ને દ્વારા હેય-જ્ઞેય-અને ઉપાદેય વસ્તુ સમજવી આનેજ સમ્યક્ત્વી આત્માનું લક્ષણ કહેલ છે.

તેથી હવે નમસ્કારમહામંત્રની મહત્તા સિદ્ધ કરવા થોડી દલીલો પણ વિચારીએ કારણ કે

जोहेउवायपक्खंमि हेउओ। आगमम्मि आगमिओ॥
सोसमयपन्नवओ सिद्धान्तविरोधगो अन्नो॥१॥

**અર્થ:**-જે વસ્તુ આગમોથીજ સિદ્ધ છે યુક્તિવાદ કામ લાગતોજ નથી તે જગ્યાએ (એટલે) તે વસ્તુ સમજવા માટે આગમથીજ સમજાવવા પ્રયાસ કરવો જોઈએ ત્યાં યુક્તિ લગાડવી વ્યાજબી નથી.

તથા જે જગ્યાએ **યુક્તિઓથી=દલીલોથી પક્ષ-હેતુ દૃષ્ટાન્તથી** વસ્તુ સમજાવી શકાતી હોય ત્યાં એકલા આગમનેજ આધાર ન રાખતાં દલીલો પણ લગાવી શ્રોતા-ઓના ચિત્તમાં ભગવાન જિનેશ્વરદેવનાં વચનો ઠસાવવા જોઈએ.

તેજ ગીતાર્થ પુરૂષો ભગવાન વીતરાગના આગમવચનો બીજાઓને સમજાવવા યોગ્ય છે. તેજ ગીતાર્થ મહાપુરૂષ ગ્રન્થો બનાવી શકે અને વ્યાખ્યાન વાંચી શકે છે.

આથી વિપરીત એટલે હેતુવાદ તથા આગમવાદના અજાણ; કઈ જગ્યાએ હેતુવાદનો ઉપયોગ કરવો; અને કઇ જગ્યાએ આગમવાદનો ઉપયોગ કરવો; આવું જે ન સમજતો

હોય; તે માણસ ગ્રન્થ બનાવે; અથવા વ્યાખ્યાન વાંચે; તો તે મનુષ્યને સિધ્ધાન્તનો વિરાધક બતાવ્યો છે.

પ્રશ્ન–આગમવાદ કોને કહેવાય?

ઉત્તર–નિગોદાદિનાં સ્વરૂપો આગમવાદ કહેવાય છે તેમાં જણાવ્યું છે કે

એક અંગુલમાં અસંખ્યાતા આકાશ પ્રદેશો હોય છે. એકેક આકાશ પ્રદેશ ઉપર; સૂક્ષ્મ નિગોદના ગોળા અસંખ્યાતા હોય છે. એક ગોળામાં નિગોદો અસંખ્યાતીઓ હોય છે એક નિગોદમાં જીવો અનંતાનંત હોય છે. **જુઓ તેની ગાથા** पइतं असंखअंसा दइअंसमसंखयागोला ।
गोले असंखनिगोओ सोऽणंतजिओ जिओ असंखपएसो ॥२॥

**અર્થ** ઉપર પ્રમાણે સમજી લેવાનો છે આ વર્ણન કેવલીભગવાને જ્ઞાનથી જોઈનેજ કહ્યું છે. કેવલી ભગવંતો **રાગદ્વેષ અજ્ઞાનતાના** અભાવવાલા હોવાથી અસત્યવાદી હોય નહિ. માટે ઉપરનાં નિગોદાદિનાં સ્વરૂપો વીતરાગ અને સર્વજ્ઞ પુરૂષોએ જ્ઞાન વડે જાણીને કહેલાં હોવાથી તદ્દન સાચાં છે તેમાં શંકા કરવા જરૂર નથી.

પ્રશ્ન–હેતુવાદ કોને કહેવાય? ઉત્તર–જેમાં આગમ પ્રમાણ સાથે અનુમાનાદિક પ્રમાણોથી પણ દીવા જેવું સમજી શકાય તે.

પ્રશ્ન–કંદમૂલમાં અનંતા જીવો કેવી રીતે હોઇ શકે? તે દલીલથી સમજાવો.

ઉત્તર–આગમ પ્રમાણુતો ચોખ્ખું ફરમાવે છે કે " जेसिअणंताणं तणुएगा साहारणातेउ "

અર્થ જે અનંતા જીવોનુ એક શરીર તે સાધારણ વનસ્પતી કહેવાય છે. સાધારણ વનસ્પતિ કહો કે; અનંતકાય કહો; બન્તે પર્યાય નામો છે એકજ શરીરમા અનંતા જીવો એકજ સાથે જન્મે છે અને સાથેજ શ્વાસ આહાર આદિ લે છે તદ્દન અલ્પ આયુષ્ય ભોગવી મરે છે વળી જન્મે છે.

પ્રશ્ન–એકજ શરીરમાં અનંતા જીવો રહે અને આપણે દેખી શકીએ નહિ આ કેમ બની શકે ?

ઉત્તર–અબ્જો વનસ્પતિ અને ખનિજ પદાર્થોની એક દવા બને છે તેની તલતલ જેવડી તથા ખસખસના દાણા જેવડી ગોળી બને છે આ ગોળીઓ પૈકીની એક ગોળીમા ઉપરની અબજ ચીજો જેમ રહેલી માનવી પડે છે એજ પ્રમાણે એક શરીરમાં અનંતા જીવો રહે છે તે સર્વજ્ઞ ભગવાનો એ. જ્ઞાનથી જોઇને કહેલુ હોવાથી, સાચું માનવા યોગ્યજ છે.

પ્રશ્ન–એક મુહૂર્તમા ૧,૬૭,૭૭,૨૧૬ એક ક્રોડ સડસઠ લાખ સત્યોતેર હજાર બસોને સોલ અવલિકા બતાવવામાં આવી છે આ વાત દલીલથી સમજાય એવું કહી શકો છો ?

ઉત્તર–અહીંથી અમેરિકા પાંચહજાર માઇલ છે. તેના દંડ કરીએ તો ૫૦ લાખ દંડ થાય છે. તેના હાથ કરીએ તો બે ક્રોડ હાથ થાય છે. તેના

યવ કરીએ તો ત્રણ અબ્જ ને ચોરાશી ક્રોડ યવ થાય છે તેની યૂકા કરીએ ત્રીશ અબજને બોહતેર ક્રોડ થાય છે. હવે અમેરિકામાં બોલાએલ શબ્દ રેડીયાયંત્રની સહાયથી બેજ મીનીટમાં અહીં પાંચ હજાર માઈલ આવી જાય છે પ્રસ્તુત રેડીયા મારફતે આવતા શબ્દો જ્યાંથી રવાના થાય છે. તે વચલા પણ બધા આકાશ વિભાગોને સ્પર્શીનિજ આવે છે. વચલા બધાજ આકાશ વિભાગોને સ્પર્શતાં બેજ મિનિટ થાય છે. ઉપરના ચુકાગ્ર પ્રમાણ આકાશ વિભાગો ત્રીશ અબજ ને બહોતેર કરોડ થયા. એક મિનિટમાં એક શબ્દ રેડીઆની સહાયથી પંદર અબજ અને છત્રીશ ક્રોડ ચુકં વિભાગ ચાલ્યો. આ પ્રમાણે દરેક યૂકા વિભાગ પ્રમાણના ટાઇમ વિભાગ વિચારાયતો એક મિનિટનો પંદર અબજ અને છત્રીશક્રોડમો ભાગ આપણે સમજી શકીએ છીએ.

આજ પ્રમાણે યૂકાના આઠમા ભાગની લીક્ષા અને લીક્ષાથી પણ ઝીણા ભાંગો વિચારી શકાય તેવું છે. તેનાથી પણ આકાશ પ્રદેશ ઘણાજ બારીક છે. શબ્દો બધા સમ-શ્રેણીના બધાએ આકાશ વિભાગોને સ્પર્શીનિજ આવે છે. અમેરીકા અને આપણી વચ્ચે અસંખ્યાતા આકાશ પ્રદેશ છે. જેટલા આકાશ પ્રદેશ તેટલા એક મિનિટના સમય માનવામાં યુક્તિથી સમજાઇ શકે તેવું છે.

આવી આગમ અને યુક્તિઓથી સમજવાની શાસ્ત્રોમાં

ઘણી વાતો છે, અને તેને બુદ્ધિમાન પુરૂષો વિચારે તો બરાબર સમજી શકાય તેવી છે.

માટે હવે યુક્તિઓદ્વારા પંચપરમેષ્ઠિ મહામંત્રનું મહાત્મ્ય આપણે વિચારીએ. જગતમા ધર્મો ઘણા હતા, હમણાં પણ ઘણા છે અને સદાકાલ અનેક ધર્મો રહેવાના છે. દરેક ધર્મને માનનાર મનુષ્યો પોતપોતાના ધર્મપ્રરુપક પુરુષોના વિધાન અનુસાર ધર્મનું આચરણ કરે છે. મોટા ભાગના મનુષ્યો બાપદાદાના ધર્મને જ વલગી રહ્યા હોય છે. ગતાનુગતિક્તા સ્વભાવને અનુસરી લગભગ આખું જગત પરમાર્થ સમજતુ નથી.

છતાં એટલુ ચોકસ છે કે, દુનિયાને આચરણ પ્રત્યે સદ્‌ભાવ હોવાથી અનાચારનો વિરોધ જરૂર છે જ અને તે જ કારણથી કોઇને કહેવુ પડયું છે કે,

**કામક્રોધ મદ લોભકી, જબલગ ઘટમાં ખાણ;**
**તબલગ પંડિત મૂર્ખહી, સબહી એક સમાન.**

જ્યા સુધી માણસમાં કામવિકાર-ક્રોધ, માન, માયા અને લોભ જીવતા અને જાગતા બેઠા હોય, તે માણસ ગમે તેટલુ ભણેલો હોય તોપણ વાસ્તવિક રીતે વિચારાય તો અભણ જ ગણાય. કારણ કે જ્ઞાન એ આત્માનો ગુણ છે અને જ્ઞાનદ્વારા આત્માને લાભ જ થવો જોઇએ, એના બદલે આત્માને નુકશાન થાય તો તે જ્ઞાન કેમ કહી શકાય? કહ્યુ છે કે,

तदधीतं श्रुतं येन नैवात्मा नरके पतेत् ।
क्लेशाय सकलं शेष सर्वमेव विडम्बना ॥ १ ॥

**અર્થ:**-ભણેલું જ્ઞાન તે જ કહેવાય કે, જેના વડે આત્મા નરકાદિ કુગતિઓમા ચાલ્યો ન જાય. બાકી બધું ભણતર આત્માને ક્લેશ અને વિડબના પૂરતું જ ગણાય.

એટલે મંસારમાં-મનુષ્યપણામાં પણ જ્ઞાનથી જ મનુષ્ય પૂજાય છે. રાજા-મહારાજાઓના અધિકારીઓ, ધનવાન વેપારીઓના મુનિમો, જ્ઞાતિના આગેવાનો બુદ્ધિબલથી જ મોટાઇ મેલવે છે. કહ્યુ છે કે,

**સાત વેંતના સર્વજન, કિંમત અકલ તુલ્ય;**
**સરખા કાગલ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય.**

બુદ્ધિ એ આત્માનો જ ગુણ છે. માત્ર ચાલુ જન્મમાં પણ આત્મા, જ્ઞાનની સહાયથી જ મહાન દેખાય છે, તો પછી અન્તરદષ્ટિથી જ્ઞાનગુણ આત્મામાં પ્રવેશ કરે તો આત્મા ભવોભવ જ્યાં જાય ત્યાં કેમ ન પૂજાય ! કહ્યું છે કે, विद्वान् सर्वत्र पूज्यते. વિદ્વાન્ બીજું કોણ ? વિદ્વાન આત્મા જ છે. જીવવિનાનું વિદ્વાનનું મડદું તો બાળીજ નખાય છે. મડદાની પૂજા પણ તેમાં રહીને ગએલા આત્માના પ્રભાવથી જ થાય છે. માટે જ્ઞાની આત્મા પ્રતિદિવસ જ્ઞાનના વિરોધિ-કામ, ક્રોધ, મદ અને લોભને વધારે નહિ પણ ઘટાડે, તોજ તેને મળેલા જ્ઞાનની મોટાઇ ગણાય.

આ જગતના જીવોને અનંતીવાર મનુષ્યપણું મલવા છતાં અને જગતના પૂજ્યપણાનાં સ્થાનો સાંપડવા છતાં જ્ઞાની-બુદ્ધિશાળીની ખ્યાતિઓ મેળવવા છતાં-કામ, ક્રોધ, મદ અને લોભને ઘટાડવા તરફ લક્ષ થવું જરૂરી હોવા છતાં તે લક્ષ તે કામાદિ શત્રુઓને વધારવામાં જ વપરાય છે, અને વાપરવાના જ પ્રયાસો થયા કરે છે.

જેમ થોડે થોડે કાળજી વધવાથી-ધન વધતાં પણ વાર લાગતી નથી. **તેવડ ત્રીજો ભાઈ કહેવાય છે.** એ ન્યાયે ગુણ પણ થોડે થોડે વધતાં ગુણની વૃદ્ધિ થઈ બધાજ ગુણોની સંપૂર્ણતા પ્રગટ થાય છે.

**શંકાઃ**-આ જીવને અનંતીવાર ગુણો મલવા છતાં પાછા કેમ ચાલ્યા જતા હશે અને કયારેક થોડા દોષો ઓછા થાય છે તે પાછા ફેર આત્મામાં આવી જાય છે તેનું કારણ શું?

**સમાધાનઃ**-કારણ, ચોખ્ખુ દીવા જેવું સમન્વય એવું દેખાય છે. જુઓ, જ્યા જેની નાત-જાત કે સગાં-વ્હાલાં ઘણાં હોય, ત્યાં તેનું જોર ઘણું હોય, તે સ્વાભાવિક છે. જ્યાં મુસલમાનોનાં હજાર, બે હજાર ઘર હોય ત્યા દશ-વીશ હિંદુઓનાં ઘર હોય તે પણ ન હોય એવાંજ લાગે. તેને વહેલા-મોડાં તે ગામ છોડવું પડે કે વટલાઈને મુસલમાન થવું પડે, તે જ પ્રમાણે અનંતાકાલથી આત્મામાં અનંતા દોષોની ખાણો ભરેલી છે, તેમાં કોઇકવાર મનુષ્યનો જન્મ મળતા પાંચ-પચીશ ગુણો આવી

જાય પરંતુ કામ, ક્રોધ, મદ અને લોભાદિ–દુર્ગુણોથી ઠાંસીને ભરેલા આત્મનગરમાં કોઈકવાર હિંદુ જેવા ગરીબડા બે, પાંચ દશ ગુણો આવે તો પણ ક્રોડો–અબજોની સંખ્યાવાલા અવગુણો-રૂપ મુસલમાનોથી ભરેલા–પાકીસ્તાનરૂપ આત્મામાં શી રીતે ટકી શકે?

શંકાઃ–તો પછી જ્યારે ત્યારે આવશે તે પણ થોડા જ ગુણો આવશે અને તે અનંતા દોષોની હાજરીમાં જ આવશે અને ઉપરના વર્ણન મુજબ હારી ને બીઆઇને ભાગી જશે તો કોઈ કાલે પણ ગુણોનું જોર વધશે જ નહિ અને દોષો ઓછા થશે જ નહિ, તો પછી આત્મા પોતાની અનંતગુણસંપત્તિ કેમ પામી શકશે?

**સમાધાનઃ**–હા; એજ પ્રમાણે જીવના અનંતાફેરા નકામા ગયા છે. થોડા ગુણો આવ્યા અને ઘણા દોષોએ તેમને હગવીને નસાડી મુકયા, અને બિચારા અજ્ઞાની આત્માએ ગુણોનો પક્ષ ન કરતાં દોષોનો પક્ષ ચાલુ રાખ્યો. એટલે ગુણોની કયારે પણ જીત ન જ થતાં હાર થઈ છે. વાત પણ સાચી જ છે કે, જેનો વકીલ બલવાન હોય તેને જ જિત મલે છે. હવે જો અનંતા અવગુણોની હાજરીમાં પણ થોડા ગુણો આવે અને આત્માગમ જાગૃત થઇ જાય. અવગુણોની વકીલાત બંધ કરીને ગુણોનો પક્ષપાત વધારે, દોષનો વિરોધ અને ગુણની મિત્રતા પ્રારંભાય તો ભલે દોષોની અનંતતા હોય તો પણ તેમની હાર થવાથી તેમની નબળાઇ શરૂ થતાં તેઓ સ્થાન છોડી રવાના થવા માંડશે અને,

પોતાની મેળે જ દોષો આત્મનગરમાંથી નીકળવા માંડતાં, દોષો સર્વથા નિરવાસિત થઈ જતાં ગુણો આવીને વસવા લાગશે, અને ક્રમે કરીને ગુણોથી આત્મા સંપૂર્ણ થઇ જશે. આત્માને જેમ જેમ કાલ જતો જશે તેમ તેમ ગુણનો પક્ષપાત અને દોષ વિરોધની માત્રા વધી જતાં સર્વથા દોષરહિત અને ગુણ સંપૂર્ણ થઈ જશે, એ તદ્દન શંકા વિનાની વાત છે.

એટલે શ્રી જૈનશાસનમાં અને બીજા દર્શનોમાં ગુણનો આદર સમાન હોવા છતાં સમજણનો ઘણોજ તફાવત છે એટલે જ ગુણનો આદર હોવા છતાં ઇતર દર્શનોમાં ગુણો આવતા નથી અને આત્મા સંપૂર્ણ બનતો નથી અને સંપૂર્ણતાના અભાવે જીવ મોક્ષ મેળવી શકતો નથી.

**શંકાઃ**–જો ઈતરદર્શનોમાં જૈનદર્શનના જેવો જ ગુણાનુરાગ કે ગુણાદર હોય તો પછી ગુણોની વૃદ્ધિ થવામાં હરકત શું ?

**સમાધાનઃ**–એકલો ગુણાનુરાગ નકામો છે. સાથોસાથ ગુણોની ઓળખાણ પણ હોવી જોઈએ. ગુણોની ઓળખાણ ન હોય અને એકલો ગુણાનુરાગ હોય તો ફાયદો તો નથી થતો પણ નુકશાન ચોક્કસ થાય છે. જેમ ચાંદી ઉપરના રાગવાલો ચાંદીના ફક્ત ચકચકાટને જ ઓળખતો હોવાથી ચાંદીના ગુણને ન જાણવાથી ચાંદીની જગ્યાએ છીપને પણ ચાંદી માનીને ગ્રહણ કરતાં વાર લગાડતો નથી, તેમ ગુણની ઓળખાણ વગરનો મનુષ્ય ખોટા

ગુણાનુરાગથી કોઇકવાર સાચા ગુણીનો ત્યાગ કરીને ગુણા-ભાસને પણ આદરી બેસે છે.

**શંકાઃ**–એમ કેમ કહો છો, જૈનો સિવાયના ઇતર-દર્શનકારો પણ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ ધર્મોને ચોક્કસ માને છે.

**સમાધાનઃ**–અહિંસાદિ પાંચને શ્રી વીતરાગ શાસ-નમાં પ્રથમ નંબરે સ્થાન અપાયું છે. નીતિ અને ધર્મ બંનેને આ પાંચ વસ્તુની અનિવાર્ય જરૂર છે, માટે જ ઇતરદર્શનકારોએ પણ આ પાંચ મહાધર્મોને–વચનથી સ્વીકાર્યાં છે પરંતુ આચરણમાં અહિંસાદિ પાંચને સ્પર્શ માત્રથી પણ આચર્યાં નથી.

જુઓ, ઇતરદર્શનપ્રરુપકોએ અહિંસાને સારી માનવા છતાં, अहिंसापरमोधर्मः સ્થાને સ્થાને લખવા છતાં તેનાથી વિપરીત ઘણું લખાયું દેખાય છે. જુઓ, રાજા-ઓને શીકાર કરવાથી પાપ ન લાગે પરંતુ ધર્મ થાય છે, હિંસક પ્રાણીઓ, સર્પાદિનો નાશ કરે એમાં અધર્મ નથી, સિંહ અને વાઘ જેવા પશુઓનો નાશ કરવો–કરાવવો તે અધર્મ નથી, બીલાડાં વિગેરે પ્રાણીઓ પોતાની પ્રાણવૃત્તિ માટે અન્ય જીવોનું ભક્ષણ કરે તેથી તે જીવોને પાપ લાગતું નથી; આવાં આવાં હિંસાને જ સમર્થન આપનારા વચનો સ્થાને સ્થાને જોવાતાં હોવાથી તેના વાંચનાર મનુષ્યોમાં અહિંસાની વૃત્તિ ઉત્પન્ન થતી નથી અને

હિંસાની વૃત્તિ ચાલુ રહે છે; એટલે અહિંસાને માત્ર વચનથી માની છે, પરંતુ આચરણથી નહિ.

તેમજ બ્રહ્મચર્યનાં વખાણો કરવા છતાં આપત્તિકાળે રાજાની રાણીઓને પણ પોતાનું રાજ્ય ટકાવી રાખવા ઋષિ મુનિઓને સેવવા વિગેરેની વાતો લખવી પડી છે તથા पञ्चसु आपत्सु नारीणां पतिरन्यो विधीयते-પાંચ કારણે સ્ત્રીઓ બીજો પુરુષ પણ કરી શકે, આવું પણ લખાણ લખાઇ ગયું છે, વિશ્વામિત્ર અને પારાશર જેવા સ્ત્રીઓ દેખીને ભ્રષ્ટ થઇ ગયા છતાં તેમનું મુનિપણું માન્ય રખાયું છે, તથા વશિષ્ટ અને ગૌતમ જેવા જીવ્યા ત્યાં સુધી સ્ત્રીઓવાળા રહ્યા છતાં તેમને મહર્ષિ તરીકે માન્ય રાખ્યા છે તથા ગૃહસ્થાશ્રમી મનુષ્યો પોતાની પત્ની સાથે મૈથુન સેવે તેમાં પાપ લાગતું જ નથી, તથા ઋતુધર્મને પામેલી પુત્રીને, નહિ પરણાવનાર પિતાને-પગલે પગલે મહાપાપી વર્ણવ્યો છે તથા કન્યાદાનને-મહાદાન કીધેલું છે. ઇતરદર્શનકારોનાં આવાં બધાં વિધાનો બ્રહ્મચર્યનાં પોષક જરા પણ નથી પરંતુ નાશક ચોક્સ છે.

એવીજ રીતે સત્યનું સમર્થન કરતાં ઇતરદર્શનકારો-એ પોતેજ એટલાં બધાં અસત્ય લખ્યાં છે, કે વાંચનારને સાંભળતાં-વાંચતાં આશ્ચર્ય થયા વિના રહેજ નહિ. આ જ પ્રમાણે અચૌર્ય અને અપરિગ્રહની વાતો પણ વાંઝણીના પુત્રને પરણાવવા જેવીજ લખાઇ ગઈ છે.

એટલે ગુણની સમજણ વિનાનો ગુણાનુરાગ તે લાભ-

દાયક નથી પરંતુ લાભનો નાશ કરનાર છે, એમ માન્યા વિના ચાલતું નથી.

શંકાઃ-ગુણની સમજણ ભલે ન હોય તોપણ ગુણાનુરાગ હોય તો શું ખોટું છે? અમે કયાં દોષોના રાગનો પક્ષપાત કરીએ છીએ?

**સમાધાનઃ**-ગુણાનુરાગ વસ્તુ ઘણી સારી ચીજ હોવા છતાં. ગુણની ઓળખાણ ન હોવાથી લાભ બીલકુલ થાય નહિ પણ દોષ પ્રગટ થાય છે. જુઓ, ઔષધના રાગવાળો મનુષ્ય ઔષધની ઓળખાણ વિના ઔષધ ખાય તો વખતે મરી પણ જાય. વેપાર કરવામાં હુંશીયાર પણ તેજી-મંદીનું ધ્યાન રાખે જ નહિ તો ચોકસ મૂળ મુડિ ગુમાવીને ભીખ માગતો થાય. ઉદારતા ગુણ ઘણોજ સારો હોવા છતાં આવક-જાવકની ખબરજ ન રાખે તો ઉદારતા તો જાય પરંતુ ભેગી આબરૂ પણ જાય.

એટલે સમજણ વિનાનો ગુણાનુરાગ પીત્તળમાં સોનાનું, છીપ અને જસતમાં ચાંદીનું અને કાચમાં હીરાનું ભાન કરાવી નાખતો હોવાથી ભલે ગુણાનુરાગ સારો કહેવાયો હોય છતાં નબળો જ નિવડે છે.

શંકાઃ-આતો બધી સંસારની વાતો છે. અમે તો દેવ, ગુરૂ, ધર્મમા ગુણાનુરાગ માનવાનું કહીએ છીએ એમા શું વાધો છે?

**સમાધાન**-મોટો વાંધો જ એમાં છે; છબરડો જ એમાં વળે છે, દેવ, ગુરૂ અને ધર્મના નામે જ જગતભરમાં મોટાં ગાબડા પડયાં છે.

જુઓ, દુનિયાની કહેવતો, **બાપ એવા બેટા, મા એવી દીકરી, રાજા તેવી પ્રજા**, એ જ પ્રમાણે **દેવ તેવા ભક્તો**, આ આખાયે જગતમાં કુદેવ, કુગુરુ, અને કુધર્મોએ આત્માઓનું જેટલું બગાડયું છે, તેટલું માથાના કાપનાર શત્રુઓએ બગાડયું નથી.

કારણ કે, અનંતા કાલે એકવાર મનુષ્ય જન્મ મલે છે. તે પણ કુદેવ, કુગુરૂઓના પ્રપંચોદ્વારા મહાપાપાચરણો આચરવાથી નકામો બને છે, અને ફેર પાછો આત્મા ચૌરાશીના ફેરા કરવા ચાલ્યો જાય છે. જુઓ, કોઇ કવિરાજ કહે છે કે,

કાંતો ગુરૂબાવળીઆ મળીયો. કાંતો જીવ તું પાપી
ધર્મ પ્રયાસ અનંતા કીધા, પણ કર્મજાલ નવી કાપી.

તેથી મનુષ્યજન્માદિ સુગામગ્રીઓ મલવા છતાં, ગુણાનુરાગ આવવા છતાં ગુણ ઓળખવા પ્રયાસ ન થવાથી **બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર**-જેવા કંચન-કામિનીના ભજનારા હતા.

હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ-યુદ્ધ અને શ્રાપ જેવા ભયંકર દોષોમાં તરબોળ બનેલા કુદેવોને દેવ તરીકે માની લેવા પડ્યા છે અને કંચન-કામિનીના ત્યાગી હિંસા,

જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ-ગુસ્સ-શ્રાપ--રાગદ્વેષ--અજ્ઞાનતાના ત્યાગી, શત્રુ-મિત્ર પર સમચિત્તવૃત્તિવાળા, જગતના પ્રાણીમાત્રના અકારણ બંધુ જેવા, હિતાહિતની સાચી સમજણ બતાવનારા, સ્વયં સત્ય આચરણ આચર્યા પછી જ આખા જગતને સાચું સમજાવનારા, લોકાલોક અને જીવાજીવને જાણનારા, સર્વદોષથી મુક્ત અને બધાજ ગુણોની ખાણ એવા શ્રી વીતરાગદેવોને છોડી દીધા છે.

એટલું જ નહિ પરંતુ ઉપરોક્ત કુદેવોનાં વખાણ અને સુદેવોની નિન્દા પણ ચોક્કસ થઇ જાય છે. કુદેવોની પ્રશંસા સાંભળી આનંદ થવા સાથે ભગવાન વીતરાગની પ્રશંસામાં ભારોભાર દ્વેષ પણ આવી જાય છે; એટલે **અહિંસા પરમો ધર્મઃ** સૂત્રમાં જેટલી પોલ છે તેટલી જ પોલ પણ ગુણાનુરાગમાં રહેલી છે.

એ જ પ્રમાણે ગુરુઓમાં પણ ગુણની ઓળખાણના અભાવે ગુણાનુરાગ, મિથ્યાત્વની પુષ્ટિ કરનારો બને છે. જુઓ, ગુણની ઓળખાણના જ અભાવે **ગૌતમસ્વામી, સુધર્માસ્વામી, જંબૂસ્વામી, શાલીભદ્ર, ધન્નાજી, સ્થૂલભદ્રજી, મેઘકુમાર, ખંધકમુનિ, ઢંઢણમુનિ** આદિ મહર્ષિઓની કથાઓ વાંચતાં જરાપણ આનંદ થતો નથી પરંતુ **વિશ્વામિત્ર, પારાસર, દ્વૈપાયન, વશિષ્ઠ, અગસ્ત્ય, અત્રી, ગૌતમ, વાલ્મીક, ગણપતિ, કાર્તિકસ્વામી** વિગેરેની વાતો સાંભળવામાં ઘણો જ રસ પડે છે, કારણ કે,

### પુરી એક અંધેરી ને ગંડુરાજા,
### ટકે શેર ભાજી ટકે શેર ખાજા.

નગરી છે અંધેરી અને રાજા છે ગાંડા, એટલે ભાજીને ખાજાં સરખાં હોવાં જોઈએ, એ જ ન્યાયથી કંચન-કામિનીવાલા અને કાચા અને અણુગલ જળમાં સ્નાન કરનારા, વનસ્પતિઓનું છેદન-ભેદન કરનારા, કંદ-મૂળ ખાનારા એવા કુગુરુઓને ગુરુ માન્યા અને ઘરબાર, પત્ની, પરિવાર, ધન-દોલત, રાજ્ય-અધિકારને વમન તથા વિષ્ટાની માફક ત્યાગ કરી તદ્દન અકિંચન ભાવ આદરી સર્વકાલ શરીરમાં નિષ્પૃહ રહી, આહાર-વસ્ત્રનો પણ મમત્વ ત્યાગી, માધુકરી વૃત્તિમાં જીવન જીવનારા સુગુરુઓને ઓળખ્યા જ નહિ, તેનું ખરું કારણ ગુણની ઓળખાણનો અભાવ છે.

**શંકાઃ**-બનવા યોગ્ય છે, કે દેવ-ગુરૂમાં કદાપિ સંપૂર્ણતા ન પણ હોય, તો પણ ધર્મનું વર્ણન બરાબર હોય તો જગતને લાભ થવામાં વાંધો કયાં દેખાય છે ?

पंचैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणां।
अहिंसा सत्यमस्तेय ब्रह्मचर्यमसंगता ,

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અસંગતા [સર્વસ્વત્યાગ] સર્વ દર્શનકારોને સરખી રીતિએ માન્ય છે એટલે ધર્મની આરાધનાનો લાભ બધાઓને સરખો મલવામાં વાંધો કયાં ?

**સમાધાનઃ**-દેવોએ ધર્મનું વર્ણન કર્યું પણ પોતે આચરણમા મુકયું નહિ, ગુરુઓએ ધર્મને વાંચી સંભળાવ્યો

પણ પોતે આદર્યો નહિ, તેથી ભકત લોકોમાં ધર્મની અસર થઇ નથી અને થવાની પણ નથી, કારણ કે **મહાજનો યેનગત સપન્થા** મોટા માણસોનું આચરણ જોઇને ભકત મનુષ્યો અનુકરણ કરે છે. જુઓ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરે, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગતાની વાતો જણાવી છતાં તેમણે હિંસા, જુઠ, ચોરી. મૈથુન, પરિગ્રહનો ત્યાગ કર્યો જ નથી. તેજ પ્રમાણે ગુરુઓ-ઋષિમુનિઓએ શ્રાપો આપ્યાના દાખલા પણ ઘણા મલે છે. શ્રાપ દેવાથી હિંસા લાગે છે, જુઠ બોલાય છે. સ્ત્રીઓ [પરસ્ત્રીઓ] સેવવાથી, ચોરી, મૈથુન, પરિગ્રહ એ ત્રણે દોષો લાગે છે, માટે ઉપરના ધર્માચરણની વાતની જરા પણ અસર થઈ નથી

જ્યારે શ્રી જૈનધર્મના પ્રરુપક શ્રી તીર્થંકર દેવો પોતે સંપૂર્ણ આચરણવાળા હતા. આત્માની ભવાભિનંદી અને પુદ્‌ગલાનંદી એ બે ભયંકર અપદશાઓનો ત્યાગ કરી સંપૂર્ણ આત્માનંદપણાને અનુભવીને સહજાનંદપણાને પામેલા હતા. શબ્દ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શના તમામ વિકારોનો ત્યાગ કરીને અવિકારી દશાને અનુભવનારા બની, ક્રોધાદિ શત્રુઓનો નાશ કરી, સદ્‌ચિદાન્‌દસ્વરૂપને પામી, સર્વજ્ઞતા, વીતરાગતા અને યથાર્થભાષિતા વિગેરે અનંતગુણોના ભોગી થયેલા હોઈને જગતના ઉપકારી જાહેર થયા છે.

તે જ પ્રમાણે શ્રી વીતરાગ શાસનના ગુરુઓ પણ સર્વથા હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહનો ત્યાગ કરીને બાહ્ય, અભ્યન્તર, પરિગ્રહને છાડીને પોતે સમ્યગ્‌દર્શન,

જ્ઞાન, ચારિત્રની આરાધના કરવાપૂર્વક અને યોગ્ય જીવોને પણ શ્રી વીતરાગમાર્ગનો યોગ્ય ઉપદેશ આપી સ્વયં તરવા-પૂર્વક અન્યને પણ તારનારા બને છે.

ધર્મ પણ શ્રી વીતરાગદેવ અને આચાર્યાદિ ગુરુઓએ આચરેલો, જગતના પ્રાણી માત્રને ઔષધની માફક પરિણામે હિતકારી, જીવમાત્રની દયામય, જ્ઞાનક્રિયામય, સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રમય, દાન, શીલ, તપ, ભાવના-મય, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવને લક્ષમા રાખી નિશ્ચય-વ્યવહારથી સંબદ્ધ શ્રી વીતરાગદેવનો જ બતાવેલો પક્ષ, હેતુ અને દ્રષ્ટાન્તથી સિદ્ધ થયેલો વિસંવાદ વગરનો હોવાથી ન્યાયી મનુષ્યોને, બુદ્ધિમાન મનુષ્યોને અને પરીક્ષક મનુષ્યોને ચોક્કસ ગમી જાય તેવો છે.

ઉપર બતાવેલા ધર્મમાર્ગને મજબુત બનાવવા માટે અહિંસાદિ પાંચેને સમર્થન કરનારા જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર વિગેરે સાધ્વાચારોનાં વિસ્તારથી વર્ણનો બતાવીને અહિંસાદિ પાંચેને ક્ષતિ પહો-ચાડનારા હિંસા વિગેરે આશ્રવોના ભેદ-પ્રભેદ સમજાવી, ધર્મમાર્ગને ખુબજ સ્પષ્ટ કરી નાંખ્યો છે

સાથોસાથ ચારગતિ અને ૮૪ લાખ યોનિનું સ્વરુપ બતાવી તેના કટુક વિપાકો સમજાવી, અહિંસા, હિંસાદિ, આચરણ, અને ત્યાગના ફળો પણ ખુબજ સ્પષ્ટ કરી બતાવ્યાં છે.

વળી શ્રી જિનેશ્વર દેવોએ કેવળજ્ઞાનદ્વારા જીવોનું વિભાવસ્વરૂપ અને તેના યોગે મળેલા નરક અને તિર્ય-

આદિ કુગતિનાં ભયંકર દુઃખો, અનંતાકાળની જીવની રખડ પટ્ટી, છેદનભેદન, તાડન, તર્જન, આદિ, અનંતાનંત દુ.ખના પ્રકારો સંપૂર્ણપણે જાણીને જગતની સમક્ષ રજુ કર્યા હોવાથી જીવોને સંસાર અને પુદ્દગલ ઉપરથી રાગ ઘટવાની ઘણીજ યુકિતઓ જાણવા મળે છે.

આજ કારણથી શ્રી વીતરાગ જિનેશ્વરદેવોનાં ધર્મદાયક, ધર્મદેશક, ધર્મસારથિ બુદ્ધ અને બોધક, મુકત અને મોચક વિગેરે વિશેષણો વાંચવાથી અને વિચારવાથી પણ અર્થી આત્માઓ મુકિતના આરાધક બની શકે છે.

જ્યારે ઇતરદેવોનાં દૈત્યારિ, મધુરિપુ, બલિધ્વંસી, કંસારિ, કૈટભજિત્, શૂલી, કૃતિવાસા, ઉગ્ર, કપાલભૃત, ત્રિપુરારિ, વિરૂપાક્ષ વિગેરે નામો પણ સાંભળનાર જીવોના ધર્મને પોષનાર થવાને બદલે અધર્મને વધારનારાં બને છે.

વળી ઇતરદેવોની મૂર્તિઓને જોવાથી પણ જીવોને લાભ થતો નથી કારણ કે કયાંક રાધા–કૃષ્ણનું જોડલું હોય છે, કયાંક વળી સીતા રામની મૂર્તિઓ હોય છે, તો બીજી જગ્યાએ પાર્વતીસંયુકત શીવજીના લીંગનો આકાર જોવાય છે, કોઇ જગ્યાએ શંખ, ચક્ર ને ગદા હોય છે, કયાંક વળી ત્રિશૂળ હોય છે, તો કોઈ જગ્યાએ ભયંકર આંખોના દેખાવ હોય છે, આ બધું જોનાર સંસારી મનુષ્યને પાપથી ડરવાને બદલે પાપથી તરબોલ બનવાની તક પ્રાપ્ત થાય છે.

જ્યારે શ્રી વીતરાગદેવની મૂર્તિ કોઇ જુદી જ છાપ પાડે છે. જુઓ, એની પાસે નારી ન હોય, શ્રી વીતરાગની

મૂર્તિના હાથમા કશું હથીયાર ન હોય, શંખ કે વાસળી, વીણા કે વાજા ન હોય, ચક્ષુ તદ્દન નિર્વિકાર હોય છે, વદન એકદમ પ્રસન્ન હોય છે, કામવિકારો તદ્દન બળીને ભસ્મ થઇ ગયા હોય છે.

શ્રી વીતરાગનાં ભજન-કીર્તન પણ સવેગ, નિર્વેદ અને આસ્તિકયાદિ ગુણોને વધારનારાં બને છે. જૈનશાસનના તમામ સાહિત્યમાં વૈરાગ્યની જ મુખ્યતા હોય છે. આગમોમાં, ગ્રન્થોમાં, ચરિત્રોમાં, સ્તુતિ, સ્તવન, સજ્ઝાય, ચૈત્યવદન વિગેરે બધી જ વસ્તુઓ વાચનાર જીવને સંસારનો રાગ ઘટાડવામાં જ પોષણ આપે છે.

એટલે શ્રી જિનેશ્વરદેવોનાં નામો, પ્રતિમાઓ, આગમો વિગેરે બધું જ પ્રાણી માત્રના એકાન્ત કલ્યાણનું કારણ હોવાથી પચપરમેષ્ઠિ મહામંત્રમાં પ્રથમપદ नमो अरिहंताण મુકવામાં આવ્યું છે.

શ્રી જિનેશ્વરદેવનું અવલંબન પામીને અનંતા આત્માઓ, રાગ-દ્વેષ, અજ્ઞાનતાનો ત્યાગ કરીને સર્વગુણો પ્રકટ કરીને આત્માની સ્વભાવ દશામા સ્થિર બનીને, સર્વજ્ઞતા અને વીતરાગતાનો સાક્ષાત્કાર અનુભવીને મોક્ષમાં ગયેલા હોવાથી, સર્વગુણસંપન્ન હોવાથી બીજા નંબરે नमो सिद्धाणं પદ મુકવામાં આવ્યું છે.

તથા તે જ અરિહંત દેવોનો આશ્રય પામીને ત્રિપદિદ્વારા દ્વાદશાગી પામીને ગણધરભગવંતો, યુગપ્રધાનો, શાસનપ્રભાવકો વિગેરે આચાર્ય મહારાજો સ્વપરની આરા-

ઘનાને ખુબ જ વિસ્તૃત બનાવી તે જ ભવમાં કે અલ્પભવોમાં મોક્ષમાં જનારા હોવાથી અને શ્રી જિનેશ્વર દેવોની ગેરહાજરીમાં તીર્થનું રક્ષણ કરતા હોવાથી, ત્રીજા નંબરે नमो आयरियाणं પદ મુકવામાં આવ્યું છે.

તથા તેજ આચાર્ય ભગવંતો પાસે સંજમ પામીને તે મહાપુરુષોની સેવા કરીને વિનય અને વૈયાવચ્ચદ્વારા ગુરુઓના આશીર્વાદો મેળવીને, શાસ્ત્રોના પારગામી બનીને સંપૂર્ણ યોગ્યતાના યોગે ઉપાધ્યાય પદને પામેલા હોવાથી ચોથા નંબરે नमो उवज्झायाणं પદ મુકાયું છે.

તથા તે જ સૂરિ પુરુષો પાસે પ્રવ્રજ્યા પામીને અને ગુરુઓની નિશ્રામાં રહીને શ્રી ગુરુઓની આજ્ઞા પાળવાપૂર્વક દશવિધ સાધુધર્મને આરાધવાપૂર્વક ગ્રહણશિક્ષા અને આસેવન શિક્ષાનું સેવન કરતાં નિરતિચાર ચારિત્ર પાળીને સંસારનો પાર પામતા હોવાથી પાંચમા પદે नमो लोए सव्वसाहूणं પદ મૂકવામાં આવ્યું છે.

શંકાઃ-ઉપરનાં પાંચ પદોમાં અરિહંત ભગવંતો-અને સિદ્ધ ભગવંતો બંનેના ગુણનો વિચાર કરતાં અરિહંત ભગવંતો કરતાં સિદ્ધ ભગવંતો અનંતગુણા ગુણમાં અધિક છે છતાં સિદ્ધ ભગવંતો કરતાં અરિહંત ભગવંતોને પ્રથમ સ્થાને કેમ મુકયા છે?

**સમાધાનઃ**-જો કે સિદ્ધ ભગવંતોના આઠે કર્મ ખપી ગયાં છે, જ્યારે અરિહંત ભગવંતોનાં ચાર કર્મ હજી ખપવાં બાકી છે તેથી સિદ્ધની અપેક્ષાએ અરિહંત

ભગવંતોની ન્યૂનતા હોવા છતાં જગતના જીવોને અરિહંત ભગવંતો એકદમ ઉપકારી હોવાથી તથા સિદ્ધોના પણ ઉપકારી અરિહંતો જ હોવાથી જેટલા મોક્ષમાં ગયા છે તે બધા અરિહંત ભગવંતોનું અવલંબન મેળવીને ગયા છે, હમણા જે સિદ્ધ થઇ રહ્યા છે તે પણ શ્રી અરિહંત ભગવંતોની નિશ્રા પામીને જ, માટે ઉપકારીપણાના મહાગુણની અપેક્ષાએ સિદ્ધ ભગવંતો થકી અરિહંત ભગવંતોને પ્રથમપદે મુકવામાં આવ્યા છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અસંગતા, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, સહિષ્ણુતા; મૃદુતા, સરલતા, નિર્લોભતા, ત્યાગ, આત્મસંયમ, ભાવસત્ય, ભાવશૌચ, અપરિગ્રહ વિગેરે સ્વભાવભૂત આત્મગુણો જેનામાં પ્રકટ થયા હોય, તેવા આત્માઓનું નામ લેવાથી પણ મહામંગલ ઉત્પન્ન થાય છે, તેવા સંતપુરુષનાં દર્શન કરવાથી, દર્શન કરનારનો આત્મા પવિત્ર બને છે.

ઉપરના બધા ગુણો જગતના સર્વ દર્શનકારોને માન્ય હોય છે, ઉપરના ગુણો પૈકી એક–બે–ત્રણ ગુણો કોઈ મહાનુભાવમાં દેખાતા હોય તો પણ જગત તેનુ દાસ બની જાય છે, ઉપરના ગુણોનાં વર્ણનો સાંભળીને પણ મનુષ્યો પોતાના આત્માને ધન્ય માને છે, ઉપરના ગુણો જોઈને જગત પોતાનુ સર્વસ્વ છોડવા તૈયાર પણ થઇ જાય છે. ગુણ એ એક અપૂર્વ કોટીની લોહચુંબક ધાતુ છે. લોહચુંબક લોહને જ માત્ર ખેંચે છે, જ્યારે ગુણ રૂપ લોહચુંબક તો જગતના મનુષ્યોની સાતે ધાતુને આકર્ષે છે.

ગુણી આત્મા પોતાનું ભલું કરે છે અને આશ્રિતનું પણ ભલું કરે છે. આંબો ગુણી હોવાથી દૂરદૂરથી મુસાફરોને છાયા અને ફળ બે વાનાં આપે છે. ચંદન કપાઇને-ઘસાઇ-ને પણ અન્યને ઠંડક અને સુગંધ આપે છે તેથી જ હજારો ગાઉ તેનું આકર્ષણ ચાલુ જ રહે છે.

જગતની સર્વ વસ્તુઓની ઓળખાણ સુલભ છે, પરંતુ ગુણની ઓળખાણ બિલકુલ સુલભ નથી. જગતના પ્રત્યેક પદાર્થ સમજવા સારૂ-ઓળખવા સારૂ અભ્યાસ ગૃહો હોય છે. તેમજ જગતના પદાર્થનું જ્ઞાન પામેલા હજારો નિષ્ણાતો મળી શકે છે, પરંતુ આત્મગુણ સમજવા માટે આખા જગતમાં એક પણ અભ્યાસગૃહ નથી અને આત્મ જ્ઞાન પામેલા નિષ્ણાતો પણ જગતમાં પ્રાયઃ કયાંય હોતા નથી, અને કદાપિ હોય તો તે દેખાતા કે ઓળખાતા નથી.

ગુણ અને ગુણીની ઓળખાણ થયા સિવાય આત્મામાં જડ ઘાલીને બેઠેલા અવગુણો આત્મામાંથી જવા મુશ્કેલ છે.

જેમ સૂર્યાદિ પ્રકાશક વસ્તુઓની ગેરહાજરીમાં અંધ કાર જતો નથી તેમ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિ ગુણો આવ્યા સિવાય આત્માનું અજ્ઞાન જતું નથી.

અજ્ઞાન ન જાય તો ગુણ-ગુણીની ઓળખાણ થાય જ નહિ, ગુણ-ગુણીની ઓળખાણ વિના અવગુણો જાય જ નહિ, અવગુણો ઘટયા સિવાય કુગતિઓ બંધ થાય જ નહિ.

ભ્રમ, અજ્ઞાનતા, અવગુણો, કુગતિઓ. આ બધું પરસ્પર કાર્ય–કારણ ભાવ હોવાથી અને તેથી તેની અનંતા કાળથી પરંપરા ચાલુ રહેવાથી, સંસાર બંધ થતો નથી.

એટલે આ સંસારને ઘટાડવો હોય તો આત્માએ ગુણી પુરૂષોને ઓળખવા જ જોઈએ, કારણ કે ગુણોની ઓળખ વિના દોષ ઘટતા નથી. ગુણો–ગુણી વિના નિરાધાર રહેતા નથી, માટે ગુણના અર્થી જીવોને ગુણીની ઓળખાણ અને ગુણીની સેવા અવશ્ય આદર કરવા યોગ્ય છે.

જગતના બધા પ્રકારના ગુણી કરતા દેવ અને ગુરૂની ગુણિતા–ગુણિપણું વધારે આવશ્યક છે, જગતના બીજા ગુણી આત્માઓનો સહવાસ થાય યા ન પણ થાય

પરંતુ દેવ–ગુરૂનો સહવાસ મનુષ્ય માત્રને અવશ્ય થાય છે એથી દેવ–ગુરૂમા રહેલા ગુણ કે અવગુણો ભક્ત લોકોમા જરૂર આવ્યા વિના રહેતા નથી. જેમકે–હિંસક–દેવો અને હિંસક–ઉપદેશકોના સંસ્કાર તેમના ઉપાસકોમા જવાથી ભક્ત લોકો પણ શિકાર વિગેરે હિંસાઓ અને ધર્મબુદ્ધિથી યજ્ઞાદિ ક્રિયાઓમા પ્રાણીઓના બલિદાન આપે છે.

જ્યારે અરિહંત પરમાત્મા આદિ પાંચે પરમેષ્ઠિઓના જીવનો વિચારવામા આવે તો આપણને દીવા જેવુ સમજાય છે, કે કયાઈ દોષનો અંશ પણ મલે નહિ. શ્રી જૈનશાસનની ધર્મને લગતી બધી બાબતો ગુણની જ મુખ્યતામા નક્કી થએલી હોય છે.

## શ્રી જૈનશાસનની માન્યતાઓ:

શ્રી જૈનશાસનના મતે જ્યારે સંપૂર્ણ દોષો-અવગુણોનો નાશ થાય ત્યારે જ આત્મામાં દેવત્વ-એટલે અરિહંતપણું અને સિદ્ધપણું પ્રકટ થાય છે.

બાહ્ય-અભ્યંતર હજારો ગુણો પ્રકટ થયા હોય, તેવા આત્માઓ જ શ્રી વીતરાગ શાસનના સાધુ-મુનિરાજ થવાને યોગ્ય ગણાય છે. સાધુ દશા કરતાં વિશેષ ગુણો પ્રકટ થયા હોય તે જ મહાત્મા ઉપાધ્યાયપદને લાયક ગણાય છે. ઉપાધ્યાયદશામાં પણ ઘણા ગુણો પ્રકટ થયા પછી આચાર્ય પદવીની યોગ્યતા આવે છે.

પદની યોગ્યતા માટે આપણે આગળ વિચાર કરવાના છીએ, ત્યાં બરાબર સમજી શકાશે એટલે ઉપરોક્ત પાંચે પદસ્થ મહાપુરૂષો [અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ.] એકએકથી [સાધુ થકી ઉપાધ્યાય, ઉપાધ્યાય કરતાં સૂરિ] મહાગુણી માનવામાં આવેલા છે.

તેજ પાંચ મહાપુરૂષોને પરમેષ્ઠિ ભગવંતો માનવામાં આવ્યા છે. પાંચ મહાપરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરવો તે જ **નમસ્કારમહામંત્ર** કહેવાય છે, તેથી જ નમસ્કાર મહામંત્રનો અભ્યાસ આત્માને મહાહિતકારક થાય છે. કારણ કે નમસ્કારમહામંત્રના અભ્યાસથી ઉપરોક્ત પંચ મહાપરમેષ્ઠિ ભગવંતોની ઓળખાણ શરૂ થાય છે. એટલે ક્રમશઃ દેવ-ગુરૂની ઓળખાણ વધવા માંડે છે, દેવ-ગુરૂની ઓળખાણ વધવાથી આદર વધે છે, દેવ-ગુરૂનો આદર

વધવાથી દેવ-ગુરુનો પરિચય વધે છે અને ક્રમે કરીને ગુણોની ઓળખાણ અને આદર વૃદ્ધિ પામે છે.

અને પરંપરાએ પંચપરમેષ્ઠિ ભગવંતોનો આશ્રય લેનાર આત્મા પોતે જ ગુણનો અર્થી થવાથી સાધુપણું, વાચકપણું, સૂરિપણું, તીર્થંકરપણું અને સિધ્ધપણું પ્રાપ્ત કરનાર બને છે.

માટે સંસારના કારમા દુઃખોથી આપણા આ આત્માને સર્વકાલીન મુકિત અપાવવી હોય તો પંચ મહાપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્રને સમજણપૂર્વક આદરવા ઉદ્યમ કરવો જરૂરી છે.

આ જૈનશાસનના સિદ્ધાંતો ગુણનાં જ પોષક હોવાથી. વ્યક્તિને કે વેષને આદર નથી આપતા, પરંતુ ગુણના રાગી સિદ્ધાંતો **સારું તે મારું** માનતા હોવાથી જગતની કોઇ પણ વ્યક્તિમાં ગુણ હોય તે સ્થાનમાં આદર વધતો જ રહે છે અને તેથી જ મહાપુરૂષોએ તટસ્થ ભાવે એકલા ગુણોની કેટલી સુંદર સ્તવના કરી છે.

भवबीजांकुरजनना, रागाद्या: क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥१॥
यस्य निखिला च दोषा न सन्ति सर्वे गुणाश्चविद्य ते
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥२॥

**અર્થ**:-ક્રોધ, માન, માયા અને લોભાદિ કષાયો અને શબ્દરૂપાદિ વિષયોના બધા પ્રકારો સંસાર વૃદ્ધિના મહાન કારણો હોવાથી ઉપરોક્ત વિષય-કષાયોને ઉત્પન્ન

કરનાર અથવા પોષનાર રાગ, દ્વેષ અને અજ્ઞાનતા, જેના સર્વથા ક્ષય થઇ ગયા હોય, તથા જેના બધા દોષો–અવગુણો નાશ પામ્યા હોય અને સર્વ ગુણો પ્રકટ થયા હોય પછી તે ભલે બ્રહ્મા હોય, વિષ્ણુ ભગવાન હોય, મહાદેવ કે શંભુ હોય, કે બુદ્ધદેવ હોય અથવા શ્રી જિનેશ્વરદેવ હોય તે સર્વેને અમારા નમસ્કાર થાઓ.

ઉપરના શ્લોકનો ભાવ વિચારનાર બુદ્ધિમાન મનુષ્યને જરૂર ખ્યાલ આવશે, કે આ શાસનમાં [શ્રી જૈનશાસનમા] એકલો ગુણાનુરાગ કેટલો ઠાંસી–ઠાસીને ભર્યો છે અને તેથી જ ગમે તે ગુણી–આત્માને નમસ્કાર કરતાં જરા પણ ખચકાવું પડતું નથી.

ગુણની સંપૂર્ણતા અને સર્વદોષનો અભાવ જેનામાં હોય એવા આત્માઓ ખરી રીતે વીતરાગ તીર્થંકરદેવો કે સામાન્ય કેવલી ભગવંતો જ હોઇ શકે છે. ગુણના ઉપાસક પ્રત્યેક મનુષ્યોને ઉપરના શ્લોકનો ભાવાર્થ માન્ય જ હોય એમાં વાંધો હોય નહિ, વળી તે જ મહાપુરુષો ફરમાવે છે કે,

गता ये पूज्यत्वं प्रकृतिपुरुषा एव खलुते,
जना दोषत्यागे जनयत समुत्साहमतुलं ।
नसाधूनां क्षेत्रं न च भवति नैसर्गिकमिदं ·
गुणान् योयोधत्ते स सभवति साधु र्भजत तान् ॥६॥

અર્થઃ–આ જગતમા જેટલા મહાનપુરુષો થયા છે, જે જે મહાપુરુષો જગતના પૂજ્યપણાને પામ્યા છે, તે તે

બધાઓનો બુદ્ધિપૂર્વક વિચાર કરાય તો ચોક્કસ સમજાય કે, એકવાર તે બધા તદ્દન સામાન્ય–કક્ષાના મનુષ્યો જ હતા.

જેમ સૌથી પ્રથમ નિશાળમાં આવ્યા ત્યારે બધા જ ઢ; જેવા જ હતા, એકડો પણ કાઢતાં આવડતો ન હતો.

કેટલાક એકડો કાઢતા–કાઢતા કંટાળી ગયા છે અને તેમણે નિશાળનો ત્યાગ કર્યો છે કોઇક એક ચોપડી, કોઇ બે ચોપડી ત્રણ–ચાર–પાંચ વિગેરે ચોપડીઓ ભણીને ખસી જાય છે અને અધુરા ભણતરથી કે તદ્દન ભણ્યા વગર રહીને બિચારા મજુરી કરી મહામુશીબતે પણ આજીવિકા પામતા નથી.

કોઇક મનુષ્ય નિશાળને વલગ્યો જ રહે છે, અને દુઃખ ભોગવીને, પ્રયાસ ચાલુ રાખીને મહાવિદ્વાન બની હેડ-માસ્તર; ન્યાયાધીશ; બેરીસ્ટર; અને દીવાન સુધીના સ્થાનો મેળવવા ભાગ્યશાળી બને છે; અને હજારો મનુષ્યોનો આગેવાન થાય છે. તેઓ બધા જેમ એક દિવસ આપણી જ નિશાળના વિદ્યાર્થીઓ હતા અને આજે મોટા પુરુષો બન્યા છે અને બજારમાં કે શહેરમાં ફરવા નિકળે ત્યારે હજારોની સલામો પામે છે.

તે જ પ્રમાણે પંચ મહાપરમેષ્ઠિ ભગવંતો પણ પરમેષ્ઠિપણું પામ્યા પહેલાં આ સંસારરૂપ નિશાળના વિદ્યાર્થી જ હતા. આપણા બધાના સહાધ્યાયીઓ જ હતા. તે મહાપુરુષો સદ્ગુરુઓરૂપ અધ્યાપકોનો આશ્રય પામીને; તેઓની દોરવણી પામીને, આત્મસ્વરૂપ સમજવા અને

પામવાના પુસ્તકોના અભ્યાસમાં આગળ જ વધતા રહેવાથી; અને ગમે તેવા મુશ્કેલીના સંયોગોમાં પણ કંટાળો લાવ્યા વિના આત્મસ્વરૂપ સમજતા ગયા, અને આગળ વધતા રહ્યા, પાછા ન જ પડયા અને નિશાળ જેવી શ્રી જૈન-શાસનની આરાધના ચાલુ રાખી; અધ્યાપક જેવા સુગુરુ-ઓના સેવક બની, સુગુરુદેવોના વચનોમાં સર્વસ્વ સમર્પણ કરી, સુવર્ણ જેવું આત્મસ્વરુપ પ્રકટ કરી શકયા.

માટે હે મનુષ્યો! ગુણોના આદરમાં અને દોષના ત્યાગમાં જેમ બને તેમ આદર વધારો. જો તમો ગુણ–દોષને ઓળખશો નહિ, ગુણના આદરમાં અને દોષના ત્યાગમાં સાવધાન નહિ બનો તો આ સાધુપણું એમ ને એમ આત્મામાં નહિ આવી જાય અથવા જેમ મેરૂપર્વત ઉપર કલ્પવૃક્ષ ઉગે છે, જેમ રોહણપર્વતમાં રત્નો ઉત્પન્ન થાય છે, તેમ આવા પરમેષ્ઠિ પુરુષોને ઉત્પન્ન થવાનું પણ એક ક્ષેત્ર નથી કે તેમાં ઉત્પન્ન થાય તેજ મહાપુરુષો બને છે. અહિં તો ઇક્ષ્વાકુ અને હરિવંશ જેવા ઉત્તમ કુળમાં જન્મીને પણ સુભૂમ, બ્રહ્મદત્ત અને વસુરાજા જેવા અનંતા આત્માઓ કાળક્રમે કરી નરક–નિગોદ અને પશુ-ગતિઓમાં ચાલ્યા ગયા છે.

માટે જે જે મહાનુભાવ આત્માઓ ગુણાનુરાગી બની, ગુણોના ખપી બની; ગુણગ્રાહક બની; ગુણગવેષક બની, ગુણવાન બને છે તે જ મહાનુભાવ મહાભાગ્યશાળી આત્મા સંસારનાં; દેવમનુષ્યનાં [દુખ વગરનાં] સુખો ભોગવી

છેવટે પંચ મહાપરમેષ્ઠિપણાને-પામે છે, માટે હે ઉત્તમ મનુષ્યો ! તમો પણ દોષનો ત્યાગ કરવાપૂર્વક ગુણને સેવનારા બનો.

અહીં કોઇ પ્રશ્ન કરે કે, ગુણ સમજવા અને ગુણ આવવા જેટલા મુશ્કેલ છે, તેટલા જ દોષોને સમજવા અને દોષોને કાઢવા મુશ્કેલ છે, એટલે ગુણની આવક અને દોષનો નાશ અશકય જ ગણાય.

આ વાત બરાબર નથી. કેમકે જે જીવો આત્માને સમજ્યા નથી, જેને સમજવાનો ખપ કર્યો નથી, તેને પુણ્ય-પાપ પણ સમજવું મુશ્કેલ છે. પુણ્ય-પાપ ન સમજાય તેને પરલોકનાં નરકાદિ દુઃખોની વાત તો ગળે ઉતરે જ શાની ? જેઓને ચાર ગતિરૂપ ચોરાસી લાખ યોની, સંસારનું પરિભ્રમણ ન જ સમજાય; તેવાઓને તો જ્ઞાની મહાપુરુષો, ઉપદેશ આપવા ભલામણ કરતા જ નથી.

પરંતુ જે ભાગ્યશાળી આત્માઓ જીવ અને પુદ્ગલ સમજ્યા હોય; શુભાશુભ કર્મોના યોગે સંસારનું પરિભ્રમણ ચાલુ છે, તેમ સમજ્યા હોય; આત્મા પોતાની અજ્ઞાનતાથી જ દુખ ભોગવે છે, એવું સંપૂર્ણ સમજાયું હોય, તેવા આત્માઓને ગુણાનુરાગ અને ગુણાદર જરૂર સમજાય છે.

કોઇક મહાકવિ કહે છે કે;

જેસે કોઈ શ્વાન પર્યો કાચકે મહેલ બીચ;
ઠોરઠોર શ્વાન દેખ ભોંસ ભોંસ મર્યો હે,

વાનર જ્યું મુઠી ભીચ પર્યો હિ પરાયવશ,
' કુપમેં નિહાર સિંહ આપ કુદ પર્યો હે,
સ્ફટકકી શીલાકો વિલોકય ગજ જાય અડયો,
નલીનીકા શુકનકો કોણે ઉંધા કર્યો હે;
વેસેહી અજ્ઞાન ભાવમાન જીવ મુઢ બન,
આપણો સ્વભાવ ભૂલ જગતમાં રૂલ્યો હે. ॥૧॥

**ભાવાર્થ**:– જેમ કાચના મહેલમાં પેઠેલો કુતરો પોતાનાજ પ્રતિબિંબને હજારો કુતરારૂપે માનીને ભસવા લાગ્યો, સામેથી પણ તેના પ્રતિબિંબો ભસવા લાગ્યાં, આખો દિવસ દોડીદોડી–ભસીભસીને કુતરો ત્યાંને ત્યાં મરણ પામ્યો.

અહીં જેમ કુતરાને સામેથી દુખ દેનાર કોઈ હતું જ નહિ, છતાં પોતાની અજ્ઞાન દશાથી પોતાના પ્રતિબિંબોને જ કારણ વગર શત્રુઓ બનાવી પોતાનો ક્ષય પોતે જ નોતર્યો.

તેમ આપણા જેવા અજ્ઞાની જીવો જેટલાં દુઃખ પામે છે, તે પોતાના પ્રતિબિંબો જેવા પોતાના જીવે જ ગયા જન્મમાં આચરેલાં પાપોનું પરિણામ છે, એમ ચોખ્ખું ન સમજવાથી વળી નવાં પાપો બાંધી, કુતરાના જેવી જ દશા મેળવે છે.

જેમ કોઈક વાનરે, એક ઘડામાં બોર ભરેલાં હતાં તેને લેવા હાથ ઘાલ્યો, મુઠી ખુબ ભરી પરંતુ ઘડાનું મુખ સાંકડું હોવાથી વાનર બુમો પાડવા લાગ્યો અને હાથને

ખેંચવા લાગ્યો, છેવટ સુધી સમજ્યો જ નહિ કે મારી મડામુઠ મને પકડી રાખે છે, છેવટ તે પણ ત્યાં જ રાડો પાડી મરણ પામ્યો.

તેમ આપણો આ મૂર્ખ આત્મા કોઇક વાર મનુષ્ય જન્મ પામવા છતાં સુદેવ, સુગુરુ, સુધર્મના ક્ષેત્રમાં ઉત્પન્ન થવા છતાં વાનરની માફક પોતાની મુઠ છોડતો નથી એટલે સુદેવ, સુગુરુ, સુધર્મને સમજતો નથી અને કુદેવ, કુગુરુ, કુધર્મને ત્યાગતો નથી અને મનુષ્ય જન્મ એળે ગાળી પાછો સંસાર અટવીનો મુસાફર બની જાય છે.

જેમ એક કુવા ઉપર સિંહ ગયો. પાણીની આશાથી કુવામાં નજર નાંખી પણ તેમાં પોતાનું પ્રતિબિંબ જોયું; આ કોઇ બીજો સિંહ આવ્યો છે, અને આ વનનો માલિક બની જશે, એમ વિચાર કરી સામા સિંહ ઉપર ગર્જના કરી એટલે સામેથી ગર્જના સંભળાઈ સિંહથી તે ન ખમાયું, કુવાના સિંહ ઉપર ફાળ મારી અને પોતાના જ પ્રતિબિંબદ્વારા પોતાના પ્રાણ ખોયા.

તેમ આપણો આ બે-ભાન આત્મા પોતાની સમજણ ખોઇ નાંખીને; ઉદય આવેલાં પોતાનાં જ પાપોદય રૂપ પ્રતિબિંબોથી ઉત્પન્ન થયેલાં નિમિત્તો જોઈને દ્વેષ પામે છે. નિમિત્તોનો નાશ કરવા ઘણા કુતર્કો કરે છે, નિમિત્તોનો નાશ કરવા હજારો ગમે તેવાં નવાં પાપો સેવીને પોતે પાયમાલ થઈ જાય છે, પરંતુ કર્મના ઉદયથી દુખો આવ્યાં

છે, દુષ્કર્મોનો નાશ થવાથી જરૂર દુખનો નાશ થઇ જશે, એમ વિચાર કરતો નથી. દુખથી હંમેશ ગભરાવા છતાં દુઃખદાયક સંસારને ઘણો જ પોષણ આપે છે. અને મહાપાપો સેવી દુર્ગતિઓમાં ચાલ્યો જાય છે.

જેમ કોઇક વનનો હાથી વનમાં ફરતો-ફરતો એક સ્ફટિક રત્નની શિલા પાસે આવી પહોંચ્યો શિલાને જોવાની સાથે શિલામાં પોતાનું પ્રતિબિંબ દેખાયું. બસ, જગત સ્વભાવ જ ઈર્ષ્યાથી ભરેલો છે. પ્રાણી માત્ર પરનું કાંઇ પણ સારૂં જોઇ શકતો નથી, એટલે પોતાના પ્રતિબિંબને બીજો હાથી માનીને તેના ઉપર ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને તેને મારી નાખવાના ઇરાદાથી દંતુશળથી દોડી દોડીને સ્ફટિકની શિલા ઉપર પ્રહારો શરૂ કર્યા. શિલા ઘણી જ મોટી હતી. પોતે દોડે તેમ શિલાનો હાથી પણ દોડતો જણાતો હતો. પોતાના બધા જ આવેશો સામા હાથીમાં દેખાતા હતા. ક્રોધાવેશ ભાન ભૂલાવી દે છે, એટલે હાથી છે કે શિલા તેનો ભેદ રહ્યો જ નહિ.

વારંવાર પ્રહારો કરીને દંતુશળ નાશ પામ્યા. વેદના ઉત્પન્ન થઇ અને પોતે જ મરણને શરણ થયો, તેમ આપણો અજ્ઞાનમાં તરબોલ બનેલો આત્મા બીજાનું ભુંડું કરીને જ પોતાનું ભલું કરવા ઇચ્છતો હોવાથી હાથીની પેઠે અનંતા કાલથી રખડતો મહાપુણ્યે મનુષ્ય જન્મ પામીને પણ ઇર્ષ્યા આદિ દોષોદ્વારા ગયા કાળમાં બાંધેલાં અજ્ઞાન પોષક કર્મોની પ્રેરણાથી પોતાનું ભલું કરવા સમ-

જતો જ નથી, પરંતુ અન્યનું ભુંડું કરવાદ્વારા પોતાનું જ ભુંડું કર્યા કરે છે અને હાથી જેમ પોતાના જ પ્રતિબિંબ સાથે યુદ્ધ કરીને મરણ પામ્યો તેમ બધા જીવો પોતાના જ કાર્યોદ્વારા પોતાનું જ અહિત કરે છે.

તથા કોઈક શિકારી પોપટને પકડવા એક નળી ઝાડ સાથે બાંધે છે, તેમાં પોપટ આવીને ફસાઈ જાય છે, તેમ આ જગતમાં અનંતા કાળથી કર્મશિકારીએ જગતના પ્રાણીઓ રૂપ પોપટના સમુદાયોને ફસાવવા આ જગતનાં તમામ મોહક સાધનો ગોઠવ્યાં છે, તેમાં ઘણી મોહક સામગ્રીઓ પ્રાણીઓને ભાનભૂલા બનાવી દે છે, તેથી જીવો બિચારા કયારે પણ વિચાર કરતા નથી, કે હું આમાં ફસાઈ જઈશ, હું દુર્ગતિમાં જઈશ, મારૂં પુણ્ય ખવાઇ જશે.

ઉપરના શ્વાન, વાનર, સિંહ, હાથી અને પોપટ– જેમ પોતાના જ અજ્ઞાનથી પોતાના જ હાથે પોતાની પાયમાલી નોતરે છે, પોતાના વર્તમાન અને ભવિષ્યનો નાશ કરે છે, તેમ આપણો આ જીવ અનંતા કાળે કોઇકવાર મનુષ્યપણું કે દેવગતિ પામીને પણ આપસ્વભાવ સમજવા તૈયાર થતો નથી પણ વિષયો અને કષાયોથી પરવશ બની, ગુણ–ગુણીની ઓળખાણ પામ્યા વગર કુદેવ, કુગુરુ, કુધર્મ, કુમિત્ર, કુપરિવાર, કુગ્રામ, કુસંગતિ, કુઆગમો, કુગ્રન્થો અને કુટેવોને વશ બની રત્નચિન્તામણિ જેવા મનુષ્ય અને દેવોના ભવ બગાડી–સંસારમાં ચાલ્યો જાય છે. અનંતો કાળ–એકેન્દ્રિય–બેઇન્દ્રિય–તે–

ઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞી-સંજ્ઞી-પંચેન્દ્રિય પશુઓના ભવો અને નારકીના ભવો પામી અનંતાનંત દુઃખોનો ભોગવનાર બને છે.

માટે હવે ઉપરની દલીલોથી સમજીને કુવાસનાઓથી છુટા થવાની ઇચ્છા થતી હોય તો, ઉપર બતાવેલા કુદેવાદિને એમના સ્વરુપમાં સંપૂર્ણપણે ઓળખીને તેવાઓ જે જે હોય તેમનો ત્યાગ કરવાપૂર્વક ગુણ-ગુણીની ઓળખાણ કરવી તે જ એકાન્ત હિતકારક છે, એમ માનીને વહેલી તકે સુદેવ, સુગુરુ અને સુધર્મની ઓળખાણ, આદર અને સ્વીકારમાં તત્પર બનવું જોઈએ.

હવે એક વાત એ પણ સમજવાની છે અને તે એજકે, આ જગતમાં જીવો ચાર પ્રકારના છે. **ભવાભિનન્દી, પુદ્ગલાનંદી, આત્માનંદી** અને **સહજાનંદી** તેમાં પહેલા નંબરના જીવો અનંતા હોય છે, ભવાભિનંદી એટલે ભવ સંસારનેજ સારાં માનનારા આ બધા જીવો મહામિથ્યા દૃષ્ટિજ હોય છે. પોતે ડુબે અને આશ્રિતો તથા સોબતીઓને પણ ડુબાવે. ભવાભિનંદી જીવોથી બધાં સ્થાનો ભરેલાં હોય છે. ચારે ગતિ અને ચૌદરાજ લોક ભવાભિનંદીઓથી ભરેલો છે. ભવભિનંદીઓનું જ એ કેન્દ્રસ્થાન છે.

બીજા આત્માઓ **પુદ્ગલાનંદી** ગણાય છે. આવા જીવો તદ્દન થોડા હોય છે. આ જીવોને ધર્મની રુચિ હોવા છતાં ભવસ્થિતિપરિપાક ન થવાથી પુદ્ગલ રાગ ઘણો હોય છે પણ સંસારનાં વખાણ ન કરે, સંસારને સારો ન માને,

ધર્મની વાતો ગમે, પણ આદર ન થાય, આગળ વધવાની ભાવના હોય.

ત્રીજા આત્માઓ **આત્માનંદી** કહેવાય છે, તેવાઓ તો બીજા. બીજા નંબર એટલે પુદ્‌ગલાનંદી કરતાં પણ અતિ અલ્પ હોય છે, આવા આત્માઓને સંસાર બિલ્કુલ ગમતો નથી. પુદ્‌ગલ રાગ પણ લગભગ નષ્ટ થવા માંડયો હોય છે. ઘણા પ્રમાદો નષ્ટ થયા હોય, બાકીનાને નાશ કરવાની ક્રિયા શરૂ જ હોય છે, આત્માની બધી વાતો દેવતાઇ સુખ કરતાં વધુ વહાલી લાગે છે. સંસારનાં તુચ્છ સુખો સંધ્યા રાગ જેવાં સમજાઇ ચૂકયાં હોય છે, બધી ક્ષણો, ત્રણે–યોગ આત્મચિંતવનમાં જ હોય છે. શરીરમા રહેવા છતાં શરીરથી ન્યારાજ રહે છે. અનંતાકાળથી શરીર પાસે થયેલું લેણું આત્માનંદી આત્મા છેલ્લા ભવમાં, છેલ્લી ક્ષણોમાં વસુલ કરે છે.

ચોથા **સહજાનંદી આત્માઓ,** ભવસ્થકેવલી ભગવંતો અને સિદ્ધ ભગવંતો હોઇ શકે છે. આવા આત્માઓ, પહેલા નંબરના ભવાભિનંદી જીવોના અનંતમા ભાગે હોય છે, બીજા અને ત્રીજા નંબરના જીવોથી અનંતગુણા હોય છે.

સહજાનંદદશા આત્માનો મૂલ સ્વભાવ છે, તે દશા પ્રકટ કરવા માટે આત્માનંદદશાની ખાસ જરૂર છે. ભવાભિનંદીપણું અને પુદ્‌ગલાનંદિપણું ગયા વગર આત્માનંદદશા આવતી નથી. આત્માનંદપણું પ્રકટ કરવા સારૂ અને ભવાભિનંદિતા અને પુદ્‌ગલાનંદિતાનો ત્યાગ કરવા સારૂ જરૂર કાંઇ પણ અનુકૂળ સાધનની જરૂર છે તથા ગુણ પ્રકટ

કરવા માટે પણ અનુકૂળ સાધનની જરૂર છે. આ બધું વિચારતાં સમજાય તેવું છે કે, પંચમહાપરમેષ્ટિની સંપૂર્ણતા સમજાઇ જાય અને તે મહાપુરુષોનાં સ્વરુપો આત્મામાં વણાઈ જાય તો ઉપર મુજબ ભવાભિનંદિપણું અને પુદ્ગલાનંદીપણું જરૂર ઘટવાં શરૂ થઇ જાય અને છેવટે આત્માની બંને વિભાવદશાઓ સર્વથા નાશ પામી જાય, એટલે જરૂર આત્માનંદદશા પ્રકટ થાય. આત્માનંદીપણું આવ્યું તેને સહજાનંદીપણું ચોક્કસ આવે છે.

ઉપરની વાતનો નિચોડ એ જ છે કે, આત્મામાં ઘર જમાવીને અથવા ઘર કરીને બેઠેલા દોષોને કાઢવા માટે; તથા સર્વથા અદશ્યભાવને પામેલા ગુણોને પ્રકટ કરવા માટે પંચમહાપરમેષ્ઠિ ભગવંતોનું અવલંબન એકદમ અસાધારણ કારણ છે.

**શંકાઃ**–આખી દુનિયા ગુણનો પક્ષપાત કરે છે છતાં ગુણ પ્રગટ કેમ થતા નથી ?

**સમાધાનઃ**–ગુણની ઓળખાણ આવ્યા સિવાય ગુણની શોધ નથી થતી. શોધ કર્યા વિના વસ્તુ જડે શી રીતે ? જેમ ખોવાઇ ગએલી વસ્તુને જે માણસ ઓળખતો હોય તેજ ગોતી શકે છે અને ઓળખનાર માણસ શોધ કરે તો પ્રાયઃ ખોવાએલી વસ્તુ મેળવી શકે છે.

**શંકાઃ**–ગુણની ઓળખાણ શી રીતે થાય ? અને ગુણ રહે છે ક્યાં ?

**સમાધાનઃ**–મન, વચન અને કાયાથી, ક્રિયાથી કે સ્વભાવથી આપણું કે અન્યનું અહિત ન થાય એવું જેનામાં આચરણ દેખાતું હોય, તે આત્મા ગુણવાન છે; એવા ગુણી આત્માઓનો સહવાસ પસંદ પડવો શરૂ થાય ત્યારે ગુણો આવીને વસવા માંડે છે.

**શંકાઃ**–એવા ગુણી આત્માઓ કોણ હોઇ શકે ?

**સમાધાનઃ**–સંપૂર્ણપણે પંચમહાપરમેષ્ઠિ ભગવંતો અને દેશથી અન્ય આત્માઓ પણ હોય.

**શંકાઃ**–આપણા જીવે ઘણીવાર ગુણી આત્માઓનો સહવાસ કર્યો છે, તેમની સેવા પણ કરી છે, એમ શાસ્ત્રોમાં કહેવાય છે તો પછી આપણો આત્મા ગુણી કેમ ન બન્યો ?

**સમાધાનઃ**–અત્યારસુધી અનંતકાલથી કોઇ કોઇવાર ભલે સંગત કે સેવા મળી હોય પણ ઓળખાણના અભાવે કરેલી સંગત કે સેવા ખાસ ફળ આપનાર બની શકી નથી.

કોઇ કવિવર કહે છે કે,

**જિણ ખોજા તિણ પાઇએ, ગહરે પાની પૈઠ;**
**મૈં બહુરી ઢુંઢત ગઈ, રહી કિનારે બૈઠ.**

**અર્થઃ**–જે માણસ શોધ કરે તે પામે છે. કવિ કહે છે કે, હું એક મોતીની ખાણમાં મોતી શોધવા ગયો હતો. ગયો વહેલો પરંતુ કિનારા ઉપરજ બેસી રહ્યો એટલે વખત ઘણો લાગવા છતાં; ભૂખ્યો–તરસ્યો મહેનતનું ફળ પામ્યા વિનાજ પાછો આવ્યો અને ઘણા- સાત્વિક મનુષ્યો ભારી

પછવાડે મોટા-મોટા આવ્યા પરંતુ ઉંડા પાણીમાં પેસી શોધ કરીને હજારો સાચાં મોતી પામીને બહાર પણ આવ્યા.

નિચોડ એ જ છે કે;

**કોઈ કોઇને કેડે મત પડો, કેડે પડયા આણે કાજ.**

કોઇ કોઈની પાછળ પડશો જ નહિ, પાછળ પડેલા કામ કરીને જ વિરામ પામે છે. શ્રદ્ધા, સમજણ અને સાત્વિકભાવ આ ત્રણ ગુણો આત્માના બધા ગુણોને પ્રગટ કરે છે, માટે પૂર્વપુરુષોના વચનમાં શ્રદ્ધા મજબુત બનાવીને; પંચમહાપરમેષ્ઠિ ભગવંતોને સમજવા ભાગ્યશાળી બનો અને સમજ્યા પછી તેમના ગુણો, આપણા ગુણોને પ્રકટ કરાવવા મદદગાર જરૂર થશે.

**શંકાઃ**-શાસ્ત્રોમાં કહેવાય છે કે, એક આત્મા અનંતાનંત કર્મોથી લેપાએલો છે, અને તેથી જ અનંતા અવગુણોથી ભરેલો છે, તે કર્મ અને અવગુણોથી મુક્ત આત્મા કેમ બની શકે ?

**સમાધાનઃ**-જેમ કોઈ ક્રોડ, બે ક્રોડ; પાંચ-દશ ક્રોડનો દેવાદાર હોય છે, પરંતુ પોતે સાહુકાર અને કુલ ખાનદાન હોવાથી તેના ચિત્તમાં કરજ ખુંચ્યા કરે છે. કયારે દેવું ચુકાવું, એમ ભાવના ભાવ્યા જ કરે છે. તેનો કોઇ સારો સલાહકાર મળી જાય છે તો તેમની સલાહ અને સહાયથી લેણદારોને મળીને દેવાના હફ્તા કરી આપે છે; ત્યાંથી વ્યાજ બંધ થાય છે. મૂલ દેવું આપવા ઉદ્યમ

ચાલુ કરે છે, ખર્ચ ઘટાડે છે, આવક વધે છે, વ્યાજ બંધ થવાથી થોડા જ કાળમાં દેવું પણ ઘટવા માંડે છે. સ્વભાવ જ એવો છે કે, દેવું ઘટવા માંડે એટલે કમાણી વધવા માંડે, મોજશોખ કરતાં પણ જેને કરજ ચુકાવવું વધારે પસંદ હોય તેના લેણદારને પણ તેની ઉપર દયા ઉપજે છે, એટલે મુદ્દલ મુડી આપી વ્હેલામાં વ્હેલી તકે કરજ મુકત થઇ જાય છે.

હવે બીજી બાજુ કેટલાક કરજદાર હજાર, બે હજારના જ દેવાદાર હોય છે, પરંતુ જીંદગી સુધી કાયમ દેવું ચુકાવતા રહેવા છતાં દેવું ઓછું થતું જ નથી. બધી કમાણી વ્યાજમાં જ હોમાય છે. મુદ્દલ મુડી જેમની તેમ ઢેવી જ રહે છે.

તેઓનું માનસ સડેલું હોવાથી ગમે તેટલું કરજ હોય તોપણ તેમના મોજશોખ ચાલુજ રહે છે. તેમને માથે દેવું છે તેની ચિન્તા થતીજ નથી, એટલે ગમે તેવા વ્યાજે પૈસા ઉપાડીને પણ નાટક વિગેરે જુએ છે. તેમની ભાવના બુરી હોવાથી મનમાં વિચાર કરે છે કે, મળશે તો આપશું નહિ તો આપનાર મરશે, તેથી સવાયા-દોઢા લખી આપીને પણ પોતાના વિલાસોને ટાઈમસર સાચવે છે.

તેઓ બિચારા પોતે આખી જીંદગી ગુલામ જેવું જીવન ભોગવી પાછળના સંતાનોને પણ કરજમાં ડુબેલાં મૂકી જાય છે. જમીન, જાગીર કે ધન-મિલ્કત હોય તે પણ ગીરવી-અડાણું મૂકીને મરે તેથી પાછળનાં સંતાનો પણ

બાપદાદાના એવાજ કરજવાન રહી ગુલામ જીવન જીવી તે પણ પોતાની પાછળનાને દેવાદાર મૂકતા જાય છે.

## એક પામરની ટૂંકી કથા:

એક પામર એકવાર પોતાની સ્ત્રી સહિત કોઇ વેપારીના ઘેર ગયો. શેઠને કહે રૂા. ૧૦૦ અમારે અંગ ઉધારે લેવા છે. ખળામાં પાછા આપીશું. શેઠ કહેછે રૂા. ૧૦૦ના રૂા. ૧૨૫ પાછા લેશું. પામરે હા કહી, દસ્તાવેજ થયો, બૈરી તેના ધણીને કહે છે, કે શામાટે લો છો ? મજુરી કરીને ગુજરાન ચલવીશુ. મફતના રૂા. ૨૫ શું કરવા ગુમાવો છો ! પામર, બૈરીને જવાબ આપે છે, મલશે તો આપીશુ, નહિતર શેઠ શું ધુડ લેવાનો હતો ? શેઠ તો રૂા. ૨૫) કમાતો-કમાશે, હું તો આજે રૂા. ૧૦૦) કમાયો.

આ કથાથી આપણે સમજી શકાય તેવું છે કે, આ જન્મમાં આપણે બધા લગભગ એવા છીએ. પરલોકનો વિચાર માત્ર નહિ કરનારને વખતે કોઇ ટોકે ત્યાં જવાબ મળી જાય છે કે, પરભવ કોણે જોયો છે, એતો સૌનું થશે તે આપણું પણ થશે, એટલે ઉપરના પામરની માફક આ ભવમા અન્યાયથી ધન મેળવીને પણ વિલાસો ભોગ વવામાં ભય જરા પણ થતો નથી.

ઉપર મુજબના બે દ્રષ્ટાન્તોથી આપણે સમજી શકીએ છીએ કે, મોટો દેવાદાર પણ વિચારક અને ખાનદાન [સજ્જન] હોવાથી દેવામાંથી જેમ ચોક્કસ છુટો થઇ શકે

છે, તેમ અનંતાકાળથી કર્મનો દેવાદાર બનેલો આત્મા જ્યારે વિચારક બને છે કે, તુરત તેને ગુણાનુરાગ પ્રગટ થાય છે. ગુણાનુરાગ આવ્યા પછી ખાનદાની [સજ્જનપણું] આવતાં વાર લાગતી નથી, એટલે તેને સાધુ અને ગૃહસ્થના ઉત્તમ કોટીના આચારો પસંદ પડવા માંડે છે, અને હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ–મમતા ઘટવાં શરૂ થાય છે, ક્રોધાદિ કષાયો મંદ થવા માંડે છે, અશુભ પ્રવૃત્તિઓ ઘટવા માંડે છે, શુભપ્રવૃત્તિઓ વધવા માંડે છે. નાલાયકો, ગુંડાઓ, આખલાઓ, અને સફેદ ઠગની સંગતિ ત્રુટવા માંડે છે. સાધુ–સંત, સાક્ષરો, પંડિતો, ગુણીજનોનો સહકાર શરૂ થાય છે, એટલે સાબુના ઘસારાથી જેમ મેલ નાશવા માંડે છે તેમ ઉત્તમ પ્રવૃત્તિઓથી દોષો પણ નાશવા જ શરૂ થઇ જાય છે, ક્રમે કરીને અધમ આત્માઓ પણ સંત બની જાય છે.

બીજા નંબરના દેવાદારોને વિચારવાથી સમજાઈ જશે, કે તેઓને દેવાની કશી પડી જ નથી. તેઓ ક્યારે પણ એમ વિચારતા જ નથી કે,

> એક રામ ચઢતાં ગયુ, રાવણ કેરૂં રાજ;
> સોલ રામ તુજ પર ચઢે, તું મૂરખ શિરતાજ.

એક રામ ચઢવાથી રાવણનું રાજ ગયું તો મારા ઉપર આઠ રામ, સોલ રામ, ચોવીશ રામ, વ્યાજ ચઢયા જ કરે છે, મારૂં શું થશે ? બસ જેને દેવાનું દુઃખ નથી

થતું તેનું કરજ જતું નથી અને સ્વતંત્રતાનું સુખ મળતું નથી. આપણો આ જીવડો પણ અનંતા કાલથી સંસારમાં ભટકે છે. કોઇક વાર દેવનો કે મનુષ્યનો જન્મ મળી જાય છે. ધારે તો અનંતા કાળનું દેવું ચુકવી શકે છે. પાપ ઘટાડીને કર્મ મુકત થઇ શકે છે, પરંતુ એવા વિચાર જ આવતા નથી.

વિચારો જ વિલાસના, ભોગના, ટેસ્ટના, તોફાનના આવ્યા કરે છે. એક પાપ હજારો પાપ કરાવે છે. પ્રથમ હતો એકલો, એકલો જ રહ્યો હોત તો સારૂં હતું, ઉપાધિ કોઇ ન થાત, એકલાનું પેટ ભરવું જરા પણ મુશ્કેલ ન હતું, એકલો આત્માનું કલ્યાણ જરૂર સમજીને આચરી શકત પણ ભાઇને વિલાસ જ જોઇએ છે, દેવના ભવો થવા છતા ભૂખ મટી નથી. પશુગતિમાં પાડા–આખલાના ભવો પામી, હજારો ગાયો–ભેંસો ભોગવી વાંદરા–હાથીના ભવો પામી. હજારો સ્વજાતિની સ્ત્રીઓ ભોગવી પણ જીવ બાપડો ભુખ્યો જ રહ્યો. એટલે અહિં પણ એકડાનો બગડો થયો પછી તો જોઇ લ્યો મજા !

ચાર–પાંચ છોકરાં થયાં, એટલે બધાને પોષવા પાપ વધ્યું.આખી જીંદગી પોતાનું પરિવારનું પોષણ કરવામાં આ જીવનું સુધરવાની જગ્યાએ બગડયું. અનંતા કાળનું કરજ દેવાનું મન જ ન થયું. જીંદગી બરબાદ ગઈ, ભવોની પરંપરા વધી, પશુના અને નરકગતિના દુઃખો ભોગવવાની અને રોઇને સમય પસાર કરવાની અરહટમાલા શરૂ થઇ ગઇ.

ઉપરની દલીલોથી સમજી શકાય છે કે; આપણા જીવને ગુણાદર વધારવાની અને દોષો કાઢવાની અનિવાર્ય જરૂર છે. ગુણ વધે તો દોષ ઘટે, ગુણો લાવવાનું શીખવા અધ્યાપક-એટલે માસ્તરની ખાસ જરૂર ખરી. ગુણોના અધ્યાપક પંચમહાપરમેષ્ઠિ ભગવંતોજ હોઈ શકે છે. પંચમહાપરમેષ્ઠિ ભગવંતો પોતે ગુણોરૂપી હીરા-માણુક, મોતી, રત્નો વિગેરે ઝવેરાતના ઝવેરી છે, એમના આશ્રિત જીવો પણ ઝવેરાત રૂપ ગુણોને પામીને ઝવેરી બની જાય છે અર્થાત્ પંચપરમેષ્ઠિ ભગવંતોનો આશ્રય લેનાર પોતે પણ પંચમહાપરમેષ્ઠિ પદમાં ભળી જાય છે.

હવે આપણે પંચપરમેષ્ઠિ ભગવંતોમાં મુખ્ય શ્રી અરિહંત દેવ છે, તે અંગે વિચારીએ. અરિહંત કહેવાય કોને ? અરિહંત પદનો અર્થ જુઓ.

नमो अरिहंताणं, अरहंताणं, अरुहंताणं.

**અર્થ**:-अरि એટલે અભ્યંતર શત્રુઓ તેના हंत એટલે નાશ કરનારા. अर्ह એટલે ઈન્દ્રાદિકથી કરાએલી પૂજાને લાયક. બીજો અર્થ अरहः એટલે લોકાલોકમાં કાંઈ પણ અજાણ્યું નથી જેમને, તથા કર્મરૂપ બીજ સર્વથા બળી જવાથી હવે સંસારમાં નહિ ઉગનારા એટલે જન્મ-મરણથી મુક્ત બનેલા-એવા શ્રી જિનેશ્વરદેવોને મારા નમસ્કાર થાઓ.

અરિહંત પરમાત્માઓ એવા ઉચ્ચ કોટીના આત્માઓ હોય છે, જેથી તેમનામાં પ્રગટ થએલા ગુણોને જાણવા

કે સમજવાથી જરૂર તેમના પ્રત્યે સદ્‌ભાવ જાગૃત થયા-વિના રહેતો નથી.

અરિહંત પ્રભુ સર્વજ્ઞપણું પામ્યા પછી કેવા હોય છે, તે હવે વિચારીએ.

અરિહંત પરમાત્માના આત્મામાં રાગ–દ્વેષ, અજ્ઞાનતા, સર્વથા નિર્મૂલ થવાની સાથોસાથ બીજા પણ બધા મહા-દોષો પલાયન થઈ જાય છે.

આ જીવને અનંતા કાળથી પોતાનું સ્વરૂપ નહિ સમજવા દેનાર મહામિથ્યાત્વ સર્વથા ક્ષય થાય છે.

આ જીવને અનંતાકાળથી ત્યાગની બુદ્ધિ જ ન થવા દેનાર અવિરતિ મહાદોષ સર્વથા ક્ષય થાય છે.

આ જીવને અનંતાકાળથી જગતના પદાર્થમાત્રની યથાર્થતાનું ભાન ન થવા દેનાર મહાઅજ્ઞાન ક્ષય થાય છે.

આત્માની ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, આ ચાર-મહાગુણોને અટકાવનારા ક્રોધ, માન, માયા અને લોભ સર્વથા ક્ષય પામે છે.

સ્ત્રીને ભોગવવાની ઇચ્છા, પુરુષને ભોગવવાની ઈચ્છા, બન્નેને ભોગવવાની અભિલાષા ઉત્પન્ન કરનાર પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસક વેદ એ ત્રણે સર્વથા ક્ષય થઇ જાય છે.

હાસ્ય–રતિ–અરતિ–ભય–શોક–દુગંચ્છા આ છએ ક્રોધાદિના ઉત્પાદક છે, આ છ દુર્ગુણો બીજા પણ અનેક

દુર્ગુણોને ઉત્પન્ન કરે છે અને ઘણા દોષોને પોષણ આપનારા છે. શ્રી વીતરાગ જિનેશ્વરદેવમાંથી આ છયે દોષો ચાલ્યા ગયા હોય છે.

નાની-મોટી બધી નિદ્રાઓ સર્વથા નાશ પામી જાય છે અને અપ્રમત્તભાવ પ્રગટ થાય છે.

બધા પ્રકારના રોગો ક્ષય થઇ જાય છે, બધી પ્રકારની તૃષ્ણાઓ પણ નાશ પામે છે.

હિંસા-મૃષા-જુઠ, ચોરી-મૈથુન, મમતા સર્વથા બંધ થઈ જાય છે.

કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય નિર્મૂલ નાશ પામે છે.

અવિરતિમાં પ્રેમ અને વિરતિમાં અરૂચિરૂપ રતિ-અરતિ મહાદુર્ગુણ તદ્દન ચાલ્યા જાય છે. પરનિન્દા અને સ્વશ્લાઘારૂપ અધમાધમ મહાદોષો રવાના થાય છે.

માયાપૂર્વકનો મૃષાવાદ જેને જગતમાં પોલિટીકલ નીતિ અને મુત્સદ્દીપણું કહેવાય છે. આવો જગતને ફસાવનારો મહાદોષ ક્ષય પામે છે.

ચપળતા, તુચ્છતા, નિર્માલ્યતા, કામાન્ધતા, મદાન્ધતા, સ્વાર્થાન્ધતા, કૃપણતા, ભીરૂતા, અધીરતા, મૂર્ખતા, લોલુપતા, ક્ષુધાતુતા, તૃષાતુતા, દીનતા, રંકતા આદિ તમામદોષો ચાલ્યા જાય છે, અને સ્ફટિક જેવો આત્મા શુદ્ધ બની જાય છે.

-સર્વજ્ઞતા; વીતરાગતા અને યથાર્થભાષિતા ગુણો

પ્રગટ થવાની સાથે સાથોસાથ બીજા પણ મહાગુણો પ્રગટ થાય છે.

જગતના સર્વજ્ઞપુરુષોએ બતાવેલા તત્વોને સંપૂર્ણપણે સ્વીકાર કરાવનાર ક્ષાયિક સમ્યકત્વ પ્રગટે છે.

જેમાં આત્માનું સ્વસ્વરુપ જ પ્રકટ રીતે પ્રકાશતુ હોય તેવું યથાખ્યાત ચારિત્ર પ્રકટ થાય છે.

આત્માની સ્વચ્છ સહજાનંદ દશા પ્રગટપણે પ્રકાશમાન થાય છે

અપૂર્વ ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા આદિ ગુણો સંપૂર્ણપણે પ્રગટ થાય છે.

જગતના પદાર્થ માત્રની લાલસાનો લોપ થઈ જવાથી એકદમ-પૂર્ણ તૃપ્તિરુપ ત્યાગદશા પ્રગટ થાય છે.

લોકાલોકના દ્રવ્ય, ગુણ અને પર્યાયનું જ્ઞાન કરાવનાર કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થાય છે.

સુરાસુરની દેવાંગનાઓ સામે હોય તો પણ કામ સર્વથા બળીને ભસ્મ થયેલ હોવાથી અપૂર્વ બ્રહ્મચર્ય ગુણ પ્રગટ થાય છે.

ગમે તેવા સેવક આત્માઓ ઉપર રાગ ન થતો હોવાથી વીતરાગતા પ્રગટેલી હોય છે.

ગમે તેવો વિરોધ કરનાર તથા ઉપસર્ગ અને દુ:ખ દેનાર ઉપર દ્વેષ થતો ન હોવાથી વીતદ્વેષતા પ્રકટેલી સાક્ષાત જણાય છે

આલોકનો ભય, પરલોકનો ભય, અપયશ ભય, આજીવિકા ભય, અકસ્માત ભય, આદાન ભય, મરણ ભય, વગેરે બધાં પ્રકારના ભયો નાશ પામવાથી અલૌકિક નિર્ભયપણું પ્રગટે છે.

નિન્દ્રા, સ્વપ્ન અને જાગરદશા ક્ષય થઇ જવાથી ચોથી ઉજાગર દશા પ્રગટ થાય છે.

ઉંચ કોટીના છ બાહ્ય – છ અભ્યંતર તપ સાક્ષાત પ્રગટ જ રહે છે.

બધા પ્રકારના સંયમ ગુણો એકત્ર થઈને સાક્ષાત પ્રગટ દેખાયા કરે છે.

જગતના સર્વ પ્રકારનાં દ્રવ્ય અને ભાવ સત્યો પ્રગટ થાય છે.

જગતના સર્વ જીવો ઉપર મૈત્રીભાવના, પ્રમોદભાવના, કરૂણાભાવના અને માધ્યસ્થભાવના પ્રગટ થાય છે.

સાત્વિકતા, સહિષ્ણુતા શૂરતા, ધીરતા, વીરતા, ગંભીરતા આદિ અલૌકિક મહાગુણો પ્રગટ થાય છે.

બીજા પણ ૩૪ અતિશયો, ૩૫ વાણીના ગુણો ભગવાન વીતરાગ જિનેશ્વર દેવોમાં પ્રગટ થાય છે. ભગવાન વીતરાગોને આઠ મહા પ્રાતિહાર્યો–સદાકાલ સાથે હોય છે. બાર ગુણોથી શોભતા હોય છે, ચાર નિક્ષેપાથી જગતને પવિત્ર બનાવે છે, ૧૮ મહાદોષો, તથા ૧૮ પાપસ્થાનકોનો સર્વથા અભાવ હોય છે.

એજ પ્રમાણે દોષનો ત્યાગ કરતાં-કરતાં સર્વ દોષનો ત્યાગ થઇ જાય છે અને ગુણોનો સંગ્રહ થવા માડે એટલે બધી નદીઓ જેમ વગર નિમંત્રણે દરિઆમા ભળે છે, તેમ ગુણો, ગુણોને લાવનારા હોવાથી સુપાત્ર આત્મામાં સર્વગુણો આવીને એકઠા થઇ જાય છે.

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને આવું ઉચ્ચું સ્થાન કેમ પ્રાપ્ત થયું ? આવો પણ વિચાર આવી જાય ત્યાં પણ સમજવા યોગ્ય છે કે, આ સંસારમા નિગોદાદિ સ્થાનોમા ફરી રહેલા બધા આત્માઓમા શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ પણ અભેદ ભાવથી ભેળશેળ બનેલા, ભટકી રહેલા હોવા છતા સર્વજ્ઞ ભગવંતોના જ્ઞાનથી જુદા પડેલા ઓળખાય છે.

જેમ રોહણાચળની ખાણમાં અનેક હીરા, માણેક, મણિઓ વિગેરે ઝવેરાતની ઉત્પત્તિ થયા કરે છે, તે હીરાઓ જેમ માટીમાં રગદોળાઇને રહેલા છે, તે પ્રમાણે કોહીનુર જેવાં રત્નો પણ તેજ ખાણમા કયારેક કયારેક ઉત્પન્ન થએલા અને માટીમા રગદોળાએલા પડી રહેલા હોય છે અને સમયના પાકે બહાર નિકળે છે.

તેમ ભગવંત જિનેશ્વરદેવોના પુણ્યાત્માઓ અનંતાનંત જીવરૂપ માટીની ખાણમાં કોહીનુર રત્નની માફક જગતના બીજા જીવોથી તદ્દન જુદા જ સ્વભાવવાળા હોવા છતા ભવસ્થિતિના પરિપાકના અભાવથી બધા જીવો સાથે રગદોળાએલા સંસારમાં અથડાયા કરે છે તો પણ તેમનો સ્વભાવ નીચે મુજબનો હોય છે.

આ, શ્રી જિનેશ્વર દેવના બાહ્ય-અભ્યંતર મહાગુણોનું વર્ણન કરવાની કોઇની તાકાત નથી. ગુર્જર કવિ શ્રીમાન **પદ્મવિજયજી** ગણિવર ફરમાવે છે કે,

**તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય:**

મહાકવિ અને મહાપુરૂષ **શ્રી સિદ્ધસેનદિવાકરજી** મહારાજા પણ ફરમાવે છે કે,

> मोहक्षयादनु भवन्नपि नाथ मर्त्यो,
> नूनं गुणान् गणयितुं न तव क्षमेत ॥

**અર્થ:** મોહ અને અજ્ઞાન સર્વથા ક્ષય થયા પછી કેવલજ્ઞાન પ્રકટ અનુભવનારો આત્મા પણ હે વીતરાગ ! આપના ગુણો ગણવા સમર્થ થઇ શકતો નથી. અર્થાત કેવલી ભગવાન પોતે પણ વીતરાગના ગુણો જાણે ખરા પણ વર્ણન કરી શકે નહિ, ગણી કે ગણાવી શકે નહિ, કારણકે આયુષ્ય થોડું છે, ગુણો અનંતા છે.

હવે આ સંસારમાંજ રહેલા અનંતાનંત આત્માઓમાંથી શ્રી જિનેશ્વર દેવના આત્મા નિરાળા બનીને સંસારના પ્રાણી વર્ગથી જુદા કેવી રીતે પડીને જગતના પૂજ્ય થયા ? એવો આપણને સહજે પ્રશ્ન થઇ જાય તો ત્યાં આપણે સમજવું જોઇએ કે, ઉપર જોઇ ગયા તેમ ક્રોડોનો દેવાદાર થોડું થોડું દેવું ચુકાવતાં લાંબા કાલે પણ દેવામાંથી મુક્ત થાય છે, તથા થોડો થોડો સંગ્રહ કરનાર લાંબા ગાળે મોટો ધનવાન પણ બને છે.

એજ પ્રમાણે દોષનો ત્યાગ કરતા-કરતા સર્વ દોષનો ત્યાગ થઇ જાય છે અને ગુણોનો સગ્રહ થવા માટે એટલે બધી નદીઓ જેમ વગર નિમત્રણે દરિઆમા ભળે છે, તેમ ગુણો, ગુણોને લાવનારા હોવાથી સુપાત્ર આત્મામા સર્વગુણો આવીને એકઠા થઇ જાય છે.

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને આવુ ઉચ્ચુ સ્થાન કેમ પ્રાપ્ત થયુ ? આવો પણ વિચાર આવી જાય ત્યા પણ સમજવા યોગ્ય છે કે, આ સસારમા નિગોદાદિ સ્થાનોમા ફરી રહેલા બધા આત્માઓમા શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ પણ અભેદ ભાવથી ભેળશેળ બનેલા, ભટકી રહેલા હોવા છતા સર્વજ્ઞ ભગવંતોના જ્ઞાનથી જુદા પડેલા ઓળખાય છે.

જેમ રોહણાચળની ખાણુમા અનેક હીરા, માણેક, મણિઓ વિગેરે ઝવેરાતની ઉત્પત્તિ થયા કરે છે, તે હીરાઓ જેમ માટીમા રગદોળાઇને રહેલા છે, તે પ્રમાણે કોહીનુર જેવાં રત્નો પણ તેજ ખાણુમા કયારેક કયારેક ઉત્પન્ન થએલા અને માટીમા રગદોળાએલા પડી રહેલા હોય છે અને સમયના પાકે બહાર નિકળે છે

તેમ ભગવત જિનેશ્વરદેવોના પુણ્યાત્માઓ અનતાનંત જીવરૂપ માટીની ખાણુમા કોહીનુર રત્નની માફક જગતના બીજા જીવોથી તદ્દન જુદા જ સ્વભાવવાળા હોવા છતા ભવસ્થિતિના પરિપાકના અભાવથી બધા જીવો સાથે રગદોળાએલા સસારમા અથડાયા કરે છે તો પણ તેમનો સ્વભાવ નીચે મુજબનો હોય છે.

एते आकालं परार्थव्यसनिन:
उपसर्जनीकृतस्वार्था उतचित्क्रियावंत
अदीनभावा: स्फलारंभिण अदृढानुशया:
कृतज्ञतापतय: अनुपहतचित्ता: देवगुरुबहुमानिन:
तथा गंभीराशया। इति ॥

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સંસારમાં ફરતા જ્યારે જ્યારે મનુષ્યપણું કે દેવપણું પામે છે, ત્યારે તેમનામાં ઉપરના ઉચ્ચ કોટીના ગુણો જરૂર દેખાય છે એટલે તેઓમાં ઉચ્ચ કોટીનો પરોપકાર ગુણ જરૂર હોય છે, તથા પોતાનો સ્વાર્થ લગભગ ગૌણ પ્રવર્તે છે અને બધી ઉચિત ક્રિયાઓ છોડતા નથી. લગભગ દીનતા હોય જ નહિ. એક પણ કાર્યારંભ ફલ વગરનો હોય નહિ, પાછળથી પસ્તાવો ન થાય તેવાં કાર્યો કરે. ઉપકારિના ઉપકારને બહુમાને છે, દેવ–ગુરૂમાં બહુ જ આદરવાળા હોય છે અને આશય ખૂબ ગંભીર હોય છે અને વજ્ર જેવા મજબૂત ચિત્તવાળા હોય છે.

ઉપરના ગુણો આ મહાપુરૂષોમાં સ્વભાવ સિદ્ધ હોવાથી; જ્યારે ભવસ્થિતિ પરિપાક થાય છે; ત્યારે અનેક શુભગુણો પ્રગટ થવાની સાથે શુભભાવનાઓ પ્રગટ થાય છે, તેથી ઘણી જ ઉંચી જાતના વિચારો થયા કરે છે. જેમ કે,

જો શક્તિ મુજને મળે, આપું સહુને સુખ;
જો શક્તિ મુજને મળે, કાપું સહુનાં દુઃખઃ ॥૧॥
મુજને દુઃખ આપે બધા, તો પણ હું નહિ તાસ;
સુખ પીરસવા સર્વને, છે મારો અભિલાષઃ ॥૨॥

જગના પ્રાણી માત્રને, વ્હાલા છે નિજ પ્રાણ,
મારે મન વચ કાયથી, હવે કરૂં તસ ત્રાણઃ ॥૩॥
આશીર્વાદ મુજ એટલો, ભવ ભવ એ મુજ ભાવ;
ત્રસસ્થાવર જીવો બધા, દુઃખિઓ કો નવિ થાવઃ ॥૪॥
"એવી છે મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય;
શ્રી જિનશાસનને વિષે, સ્થાપું જીવ બધાય:" ॥૫॥

ઉપર મુજબની ભાવનાઓ વારંવાર સ્ફુરાયમાન થવાથી આખા જગતનું ભલું કરવાની ભવિષ્યમાં સામગ્રી સાંપડવાનાં પુણ્યો બંધાવા માંડે છે.

અહીં હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ, મમતા વિગેરે પાપો નબળાં પડવા માંડે છે અને મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય, માધ્યસ્થ ભાવનાઓ ખીલવા માંડે છે, સાથોસાથ બીજા અનેક ગુણોનો આવિર્ભાવ શરૂ થાય છે.

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સંસારના કીચ્ચડમાંથી કેવી રીતે બહાર નીકળી આગળ આવી ઉંચા ચડે છે, તે સ્વરૂપ સમજવા સારૂ અહીં **શ્રી પાર્શ્વનાથસ્વામીના** આત્માનું દશ ભવનું વર્ણન બતાવાય છે.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં. પોતનપુર નામનું દેવપુરી જેવું સુંદર નગર હતું. તેમાં સૂર્ય જેવો પ્રતાપી, ચંદ્ર જેવો સૌમ્ય, ઇન્દ્ર જેવો વૈભવશાળી; કામદેવ જેવો રૂપાળો, બૃહસ્પતિ જેવો બુદ્ધિમાન, પિતાની માફક પ્રજાને પાળનારો, **અરવિંદ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તે

રાજાને શીલાદિ અનેકગુણગણને ધારણ કરનારી **પ્રીતિમતી** નામની પટ્ટરાણી હતી.

તે રાજાને રાજ્યગોર અથવા કુલગોર તરીકે **વિશ્વભૂતિ** નામે પુરોહિત હતો. તે પણ વ્યાકરણ, સાહિત્ય, ન્યાય, કાવ્ય, જ્યોતિષ વિગેરે અનેક શાસ્ત્રોનો જાણકાર અને શ્રી વીતરાગ શાસનમાં ખુબજ શ્રદ્ધાવાન હતો, તેમ જ ધનસંપન્ન હોવા છતા ગૃહસ્થને ઉચિત શ્રાવકને પાળવા યોગ્ય બાગ્વ્રતોનું પણ આરાધન કરતો હતો.

તે વિશ્વભૂતિ પુરોહિતને શીલાલંકારધારિણી, પતિવચનાનુસારિણી **અનુદ્ધરા** નામે પ્રાણવલ્લભા હતી. ઉભયદંપતી પરસ્પર સ્નેહભાવમાં રાજાની મહેરબાનીથી આનંદમા દિવસ વ્યતીત કરતા બે પુત્રો થયા હતા. તેમાં પહેલાનું નામ **કમઠ** અને બીજાનું નામ **મરૂભૂતિ** હતું. મરુભૂતિ તે જ આપણા પરમ ઉપકારી **પાર્શ્વનાથ સ્વામીનો આત્મા છે.**

ઉપર કહેલ બે પુત્રમા પહેલો પુત્ર કમઠ સ્વભાવથી શઠ, દુષ્ટ, લંપટ, કદાગ્રહી, વ્યસની. માયાવી, ઈર્ષાળુ અને ઘણો જ ક્રોધી હતો, જ્યારે મરૂભૂતિ તેથી ઉલટો. ભદ્રિક, વિદ્વાન, સદાચારી, પ્રેમાળ, દયાળુ, વિનયી અને ઘણો જ પ્રતિભાશાળી આત્મા હતો.

કમઠના અનાચારથી ગામની અંદર તેનો અતિપ્રમાણ અપયશ ફેલાણો હતો. તેજ પ્રમાણે મરુભૂતિનો સદાચાર

નગર અને દેશ વ્યાપી બનવાથી, કપૂર જેવો યશ પણ ક્યાંઇ સમાતો ન હતો કારણ કે એક જ નક્ષત્રના જન્મેલા પણ એક જેવા હોતા નથી. કહ્યુ છે કે,

'एकोदर समुत्पन्ना एक नक्षत्रजातका।
न भवन्ति समशीला यथाबदरी कंटका:'

બોરડીના કાંટા એક જ ઉદરમાંથી અને એક જ નક્ષત્રમા જન્મેલા હોવા છતાં કેટલાક તદ્દન વાંકા જ હોય છે ત્યારે કેટલાક બિલકુલ સરળ–સિધા જ હોય છે, તેમ માતા–પિતા એક હોવા છતાં ભાઈઓ પણ એક-સ્વભાવના હોતા નથી.

માતા–પિતાની ખાનદાનીના પ્રતાપે કમઠ અને મરુભૂતિ બન્નેનો સારાં ખાનદાન કુટુંબોમાંથી અનુક્રમે **અરૂણા** અને **વસુંધરા** નામની કન્યાઓ સાથે વિવાહ થયો હતો, તેમાં કમઠની પત્ની અરુણા ઘણી જ ઉત્તમ આત્મા અને સદાચારિણી હતી, જ્યારે મરુભૂતિની પત્ની વસુંધરા તેનાથી ઉલ્ટી એટલે વક્ર સ્વભાવવાળી અને સદાચારથી પર હતી. સદાચાર લગભગ તેણીને ગમતો જ ન હતો. પુણ્યનો એકદમ ઉદય હોય તેને જ અનુકૂળ અને સદાચારી પરિવાર પ્રાપ્ત થાય છે.

અહિં વિશ્વભૂતિ પુરોહિત અનેકવાર જૈનાચાર્યોના સહવાસમાં આવેલો હોવાથી અને પોતે પણ જીવાજીવાદિ તત્ત્વોનો ખુબજ અભ્યાસી હોવાથી અને પુત્રો પણ યથા-

યોગ્ય વ્યવહારનું ભારવાહન કરવાને સમર્થ હોવાથી સંસાર તરફથી દૃષ્ટિને ફેરવીને આત્મસાધનામાં દિનપ્રતિદિન આગળ વધવા લાગ્યો હતો.

રાજકાર્ય અને ગૃહવ્યાપાર પુત્રોને ભળાવીને આખો દિવસ અને રાત્રી પરલોક સુધારવા માટે અને આત્મચિંતવન માટે સામાયિક અને પૌષધમાં જ રહેતો હતો. કહ્યુ છે કે,

'सामाइय पोसह संठिअस्स जीवस्स जाइ जो कालो।
सोसफलो बोधव्वो सेसो ससारफलहेउ'

અર્થ:—જે આત્માનો સામાઇક અને પૌષધ દશામાં જે કાળ વ્યતીત થાય છે, તે જ કાળ સફળ છે, તે જ કાળ આત્માનું ભલું કરનારો છે, તે જ કાળ આત્માના અનંતા કાળનાં બંધન તોડનારો છે, બાકીનો બધો કાળ સંસારની વૃદ્ધિ માટે જ છે. સામાયિકદશા વગરનો કાળ સંસારની ચારે ગતિનાં ભ્રમણો વધારવા માટે જ છે, બાકીનો એટલે સામાયિકદશા વગરનો કાળ ચારગતિના બંધનો મજબુત કરવા માટે જ છે.

એટલે વિશ્વભૂતિ પુરોહિત ગૃહસ્થ દશામાં રહેવા છતાં આરાધનામય જીવન વ્યતીત કરતા હતા, તેવામાં એક વખત વિવિક્ત નામના જૈનાચાર્ય પધાર્યા, તેમની પાસે દશવિધ આરાધના સાંભળી, આત્માને આરાધનામય બનાવી, ચઉવિધ આહારનાં પચ્ચખ્ખાણુ કરી, સમાધિ મરણુ સાધીને સૌધર્મ નામના પહેલા દેવલોકમાં દેવત્વને પામ્યા અને

અનુદ્ધરાદેવી પણ પતિવિયોગ થવાથી અધિકાધિક ધર્મધ્યાન પરાયણ બની તીવ્ર તપશ્ચર્યા આચરી મરણ પામી સુધર્મ દેવલોકમાં તે જ વિશ્વભૂતિદેવની દેવીપણે ઉત્પન્ન થઈ.

કમઠ અને મરુભૂતિ બન્ને ભાઈઓને માતા-પિતાના મરણનો શોક થયો. લૌકિક મરણ કાર્યો પતાવીને, યથાયોગ્ય સ્વકાર્ય કરવા લાગ્યા; રાજાને મરુભૂતિ યોગ્ય જણાવાથી તેને પુરોહિત પદ આપ્યું. મરુભૂતિ પણ પોતાના પદને, કુલને, માતા-પિતાની આબરૂને છાજે તેવું સદાચરણ આચરતો હોવાથી રાજા તથા પ્રજા સમગ્રને ઘણોજ પ્રીય થઇ પડ્યો હતો.

અન્યદા કોઇક વાર તે પોતનપુર નગરના ઉદ્યાનમાં; વિહાર કરતા, અને ભવ્ય જીવોને પ્રતિબોધ કરતા ચાર જ્ઞાનના ધારક હરિશ્ચંદ્ર નામના સૂરિમહારાજ પધાર્યા. ઉદ્યાનપાલદ્વારા સૂરીશ્વરનું આગમન જાણીને, રાજા-પ્રધાન અને શ્રેષ્ઠિ વગેરે નગરવાસી લોકો વંદન અને દેશના શ્રવણ માટે મોટા આડંબરથી ઉદ્યાનમાં ગયા, અને યથાવિધિ વંદનાદિ કરી વિવેકપૂર્વક યથાસ્થાને સો બેસી ગયા અને મરુભૂતિ પણ પોતાના પરિવાર સહિત રાજાની સાથે દેશના સાંભળવા ગયા અને એકાગ્રચિત્ત આચાર્ય ભગવંત સન્મુખ બેસી ગયા કારણ કે તત્ત્વજ્ઞાન પામવાની પહેલી ભૂમિકા શુશ્રૂષા ગુણ છે

"शुश्रूषा श्रवणं चैव ग्रहणं धारणं तथा।
ऊहापोहार्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः"

અર્થઃ–સૌથી પ્રથમ ધર્મ સાંભળવાની રુચિ એ આત્માનો મહાગુણ છે, તેનું નામ જ શુશ્રૂષા કહેવાય છે.

કહ્યું છે કે,

**તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુરગીત;**
**તેહથી રાગે અતિઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે–પ્રાણી.**

જુવાન હોય, રૂપાળો હોય, દેવાંગના જેવી પત્નીઓથી વિંટાયેલો હોય; નિરોગી હોય; બુદ્ધિશાળી હોય, દેવતાઇ નાટકો ચાલતાં હોય; કીન્નરકંઠીઓનાં ગાયન અને નાચની છોળો ઉછળતી હોય; તેવા વખતે ધર્મ સંભળાવનાર મળી જાય તો ધર્મ સાંભળવાની ભાવના ઉલ્લસે; તો સમજવું કે, આત્માને ધર્મરુચિ ઉત્પન્ન થઇ છે.

પછી અન્યચિત્ત નિરાદરતાનો ત્યાગ કરી એકાગ્ર ચિત્તે સાંભળવું, અને ગ્રહણ કરવું. પછી ન ભૂલાય તેમ ધારી રાખવું, પછી તેમાં તર્ક–વિતર્ક એટલે શંકાઓ કરવી અને સમાધાન કરવાં પછી પૂર્ણપણે વ્યાખ્યાનના સૂત્રોનો અર્થ સમજી લેવો અને તેમાંથી તત્ત્વનિચોડ કરવો આ આઠ ગુણો અતિનિકટ ભવી જીવમાં જ ઉત્પન્ન થાય છે.

ગુરૂમહારાજ ફરમાવે છે કે,

भवकोटी दुष्प्रापामवाप्य नृभवादिसकलसामग्रीम्।
भवजलधियानपात्रे धर्मेयत्नः सदा कार्यः॥

અર્થઃ–ક્રોડો ગમે ભવોની મહેનતથી પણ ન પામી શકાય તેવી મનુષ્ય જન્માદિ બધી સામગ્રીને પામીને

મંસાર–સમુદ્રમાં વહાણ જેવા ધર્મમાં હમેશાં ઉદ્યમ ચાલુ જ રાખવો જોઇએ.

કારણ કે અક્ષરવિનાનો લેખ, [ભલે ખીડેલું કવર હોય] મૂર્તિ વિનાનું દેવમંદિર અને પાણી વગરનું સરોવર. જેમ તદ્દન નકામું છે, તેમ ધર્મ વગરનું મનુષ્યપણું તદ્દન નકામું જ છે.

જેમ મૂળ વગર ઝાડ લાંબોકાળ ટકી રહેતું નથી, મસ્તક વગરનું ધડ [શરીર] વધુ વખત જીવતું નથી, તે જ પ્રમાણે ધર્મ વગરનો મનુષ્યભવ ચિરસ્થાયી થઇ શકતો નથી.

જેમ આવડગત વગર વેપાર નકામો છે, આવડગત વગર રાજ્ય વધુ ટકતું નથી, આવડગત વગરનું શિલ્પ નકામું છે, તેમ ધર્મની આવડગત વગરનું મનુષ્ય જીવન તદ્દન નિષ્ફળ–નકામું છે.

**શંકાઃ**–આપણે ગયા જન્મમાં ધર્મ કર્યો હશે અને અમુક માણસે ગયા જન્મમાં ધર્મ કર્યો નથી, આની શી ખાત્રી ?

**સમાધાનઃ**–જેમ ઝાડની ઉંચાઇ, પહોળાઇ અને વિસ્તારથી ઝાડનું મૂળ કેટલું ઉંડું, જાડું અને પહોળું હશે તેનું અનુમાન બંધાય છે. જેમકે કેટલાંક ઘાસ, અષાઢ માસમાં ઉગે છે અને ભાદરવા, આશ્વિન માસમાં સુકાઇ જાય છે, તેમનાં મૂળ ઉંડા હોતાં નથી વળી કેટલાંય

વડનાં ઝાડો [ઉજ્જેણીનો સીધવડ–ભરૂચ–અંકલેશ્વર પાસેનો વડ] હજારો વર્ષથી અત્યારે જેવાં ને તેવાં લીલાંછમ ઉભાં છે. તેમનાં મૂળ-ઘણાં જ ઉંડાં છે, તે જ પ્રમાણે જેનો ધર્મ ઉંચો હોય તે ભાગ્યવાન જીવો ઘણા જ પુણ્યવાળા અને એક પણ ત્રુટી વગરના જીવન જીવનાર હોય છે. જે માણસે ધર્મ બિલકુલ કર્યો નથી તેવા જીવો દુઃખમય જીવન જીવી રોઇને આયુ પૂર્ણ કરે છે અને હે પ્રભુ ! હવે તો મૃત્યુ આવે તો સારૂં, આમ મરવાના જાપ કરીને જ મરે છે. આ પ્રમાણે સુખના સદ્‌ભાવ અને અસદ્‌ભાવથી પુણ્ય–પાપ, ધર્માધર્મની ચોખ્ખી સમજણ પડે તેવું છે.

**શંકા:**–જગતના જીવો વડે ભૂતકાળમાં દુઃખ અનુભવાયું છે એની ખાત્રી શું ?

**સમાધાન:**–આપણા પોતાના અનુભવથી પણ દુઃખની ખાત્રી સમજાય તેવી છે જ પણ બુદ્ધિથી વિચાર કરવાનો મોખ જ ન હોય ત્યાં કરવું શું ? જુઓ, આપણા જીવનો જ્યારે મહાપુણ્યોદયથી આ મનુષ્યપુરીમાં પ્રવેશ થયો ત્યારે સૌ પ્રથમ માતાના ઉદરરૂપ ભયંકર જાજરૂમા માસ, રુધિર, મદ, રસ, હાડકાં, ચરબી, વીર્ય રૂપ સાત ધાતુના કીચડમા, વિષ્ટા–પેશાબની ખાણમાં નવ માસ ઉંધે–મસ્તકે વસવું પડયું છે. આ વાત શાસ્ત્રની નથી, ઇતિહાસ, વેદ–પુરાણની નથી, પણ અનુભવસિદ્ધ છે. જગતમા એક પણ એવો માણસ નથી કે, માતાના ઉદરમાં ઉંધે મસ્તકે લટકયા વગર જ જન્મ્યો હોય.

તથા પશુઓનાં, ગાયો-ભેંસો, પાડા, ઘેટાં, બકરાં, હરિણ, મમ્લાં, રોઝ, શુકર, માછલાં અને અનેક જાતિનાં પક્ષિઓ વગેરે જીવોનાં મનુષ્યો વિગેરેના ખોરાક માટે-અકાલ અને ભયંકર રીતિએ મરણ થઈ રહેલ સાક્ષાત્ દેખાય છે તો તે બીચારાં પામર જીવોના ગયા ભવોના મહાપાપોદય નહિ તો બીજું શું ?

**શંકાઃ** જો પાપનું ફળ દુખ છે અને ધર્મનું ફળ સુખ છે, તો પછી પાપ કરનારા સુખી શા માટે અને ધર્મ કરનારા દુખી શા માટે? જેમ કે રાજા-મહારાજાઓ, માચ્છીમારો, શિકારીઓ, માંસાહારીઓ, મદિરાપાન કરનારાઓ, પરસ્ત્રીલંપટો વગેરે જ્ઞાનીઓની દ્રષ્ટિએ પાપીઓ હોવા છતાં સુખ કેમ ભોગવે છે ? અને સામાયિક વગેરે ધર્મ કરનારા જ્ઞાનીઓની માન્યતા મુજબ ધર્મી ગણાવા છતાં દુખી શા માટે?

**સમાધાનઃ** પ્રથમ તો ફળ શબ્દનો જ અર્થ સમજવો જોઈએ. ધર્મનું અને પાપનુ ફળ કહ્યુ છે. થડ, પણ ડાલી અને પાદડાં તે કહ્યા નથીને, તો પછી વાવવાના દિવસે જ કોઈ તુચ્છ ઝાડનાં પણ ફલ આવતા જ નથી. પ્રથમ અંકુરા પછી ક્રમે કરીને સ્કંધ, શાખા, પ્રશાખા વિગેરે થાય છે અને છેલ્લે ફળ થાય છે. વળી અધાં બીજો અમુક ટાઈમ જમીનમાં પડયા રહે છે અને જમીન, વર્ષાદ, આતપ પવનની અપેક્ષાએ ઉગે છે, વધે છે અને ફળે છે.

આખુ જગત આજે વાવેલ અનાજના આજેજ રોટલા

ખાતું નથી એ તો આ સાલ વાવેલું આવતી સાલ ખાવાના કામમાં આવે છે. ગઈ સાલ વાવેલું આ સાલમા ખાવામા ઉપયોગી બને છે, એજ પ્રમાણે ગયા જન્મોના કરેલા પુણ્ય ચાલુ જન્મમાં ખવાય છે, પછી ભલે તે ચાલુ જન્મમા ધર્મી હોય કે અધર્મી હોય, આ જન્મમા આચરેલા ધર્મ અને અધર્મનું ફલ હવે પછીના જન્મોમા જ મળવાનું હોવાથી ચાલુ જન્મના સારા-ખોટા આચરણને કોઇ લેવા-દેવા છે જ નહિ.

જેમ આ સાલનો તદ્દન બેકાર ખેડુત આવતી સાલ મહાધનવાન થઇ જાય છે, તે જ પ્રમાણે આ સાલનો ધનવાન ખેડુત આવતી સાલ બેકાર પણ બની જાય છે, તે જ પ્રમાણે આ જન્મનો સુખી આત્મા પણ આભવ સુકૃત કમાણી નહિ જ કરે તો બેકાર થવાની આગાહી ગણી શકાય, તેમ જ આ જન્મનો દુખી મનુષ્ય પણ દાન, શીલ, તપ, સંજમ કોઇ પણ સુકૃત કમાણી કરીને મરશે તો ભવિષ્યમા સુખી આત્મા થવો સંભવિત જરૂર ગણી શકાય.

ઇત્યાદિ હરિશ્ચંદ્રસૂરિ મહારાજના વચનામૃતો સાભળી રાજા વગેરે મનુષ્યોને ધર્મ ઉપર ઘણો જ સદ્દભાવ ઉત્પન્ન થયો, તે વખતે લઘુકર્મી મરુભૂતિને ગુરુદેવની વાણીનો અવિશેષ લાભ થયો અને ત્યારથી દાક્ષિણ્ય, સૌજન્ય, ધીરતા, ગભીરતા, સત્ય, શૌચાદિ ગુણોનો સગ્રહ થવા લાગ્યો.

અને સસારની ભયંકરતા સમજવી શરૂ થઈ ગઇ. વિષયો ઉપર ઔદાસીન્ય પ્રકટ થયુ. નગરમા પણ મરુભૂતિની

લાયકાત ખુબ જ વિસ્તાર પામવા લાગી. કર્મની ગુરુતાના યોગે કમઠમાં બધું વિપરીત થવા લાગ્યું. મરુભૂતિમાં જ્યારે ઉચ્ચગુણો વધતા જતા હતા, ત્યારે તેનું વૈર વસુલ કરવા માટે જ હોય નહિ તેમ તે ગુણોના તદ્દન પ્રતિ-પક્ષી દુષ્ટ દોષો કમઠમાં ઘર કરીને વસવા લાગ્યા.

મરુભૂતિમાં ક્રોધ, મદ, માયા, લોભ, ઈર્ષ્યા, કામ-વિકાર લગભગ મંદ થઈ ગયા હતા, ત્યારે કમઠમાં આ બધા વેગ પામવા લાગ્યા હતા. આમ થવાથી મરુભૂતિની પત્ની વસુંધરાને દુષ્ટ કમઠે અનેક પાપ પ્રપંચોદ્વારા અને સવિકાર ચેષ્ટાએ વડે સ્વાધીન કરી લીધી હતી, અને કુલની મર્યાદા અને પરલોકના ભય ત્યાગ કરી, લઘુભાઈની પત્ની અને જ્યેષ્ઠ બંને જણાં યથેચ્છ અનાચાર સેવવા લાગ્યાં, આ વાતે કમઠની પત્ની અરુણાએ જાણીને મરુભૂતિને જણાવી દીધી.

મરુભૂતિએ આ વાત સાંભળી પણ તેને સાચી ન લાગી. મારા મોટા ભાઈમાં આ પાપ કેમ જ ઘટી શકે? આર્ય [મોટાભાઈ] આવું પાપ કરે જ નહિ. પરંતુ અરુ-ણાએ સાક્ષાત્ નજરોનજર જોએલું હોવાથી ઘણું જ એમ ર્થન કરી મરુભૂતિને ખાત્રી કરવા ભલામણ કરી.

ભાભીની પ્રેરણાથી મરુભૂતિએ કમઠ-વસુંધરાના આચ-રણને બારીકાઈથી તપાસ્યાં અને અરુણા ભાભીના વચનો તદ્દન સચ્ચાઈથી ભરપૂર સમજાયાં, આથી સજ્જન આત્મા

મરુભૂતિને ઘણુંજ દુઃખ લાગ્યું. પોતાના મોટાભાઇ અને પોતાની પત્નીના આવા અનાર્ય વર્તનથી મરુભૂતિનું ચિત્ત ખૂબ ઘવાઈ ગયું અને ભોજાઈ મારફતે બન્નેને સુધરવા મીઠી ભલામણ પણ ખૂબ કરી.

પરંતુ નિઃશુકતા આવ્યા સિવાય આવાં અધમાધમ કૃત્યો થતાં નથી તેથીજ આવાં અધમકૃત્યોમાં લેપાએલા પાપી જીવો અધમ કૃત્યો છોડતા નથી; એ ન્યાયથી મરુભૂતિની ભાવના અને કરુણાની મહેનતનું કાંઇપણ ફલ આવ્યું નહિ.

મરુભૂતિએ પિતા-માતાની આબરુ સાચવવા; ભાઇ અને ભાર્યાનું ભલું કરવાની ભાવનાથી શકય તેટલા બધા જ પ્રયાસો કરી જોયા, પરંતુ રાખમાં ઘી નાખવા જેવું નિવડયું અને પછી તો કમઠ અને વસુંધરા પણ મર્યાદા મુકી લગભગ નિરંકુશપણે વર્તવા લાગ્યાં.

પરિસ્થિતિ ઘણી જ બગડી જવાથી મરુભૂતિથી ખમાયું નહિ અને નિરુપાય થવાથી મહારાજા અરવિંદની પાસે જઈને ઉપરની તમામ બીના જણાવી. રાજાએ પણ કમઠને ખાનગી બોલાવી ઘણુંજ સમજાવ્યો. કારણ કે ભૂતકાળના નરપતિઓ આવાજ ન્યાયી હતા પરંતુ પાપ પણ ભયંકર વસ્તુ છે, એ પેઠેલી નિકળવી અશકય છે, એટલે રાજાની વાત્સલ્ય ભરપૂર શીખામણ પણ અધમ કમઠને જરા પણ અસરકારક ન બની.

છેવટે રાજાને અનાચારો ઉપર સૂગ હોવાથી અને કમઠના અનાચારોએ સીમા ઉલ્લંઘી હોવાથી, કમઠને

પકડાવ્યો અને શરીર ઉપર મસી ચોપડાવી, ગધેડા ઉપર બેસાડી; ગામમાં ફેરવાવી; ફજેત કરી, દેશનિકાલ કર્યો.

કમઠને પોતાનો આવા પ્રકારનો પરાભવ ઘણોજ ભયંકર જણાયો. સ્વજન પરિવાર અને ઘરબાર, ધન–માલ, મિલ્કત વિના ક્યાં રહેવું. તેમ વિચારી તાપસાશ્રમમાં જઇ અજ્ઞાન કષ્ટ કરનારો તપસ્વી થયો, અને અનેક પ્રકારના તપ કરવાપૂર્વક વનમાં રહેવા લાગ્યો.

મરુભૂતિને જેમ ભાઇના અનાચાર ઉપર અણગમો હતો તેથી પણ અનેકગુણો મોટાભાઇનો ગામમાં અપયશ ફેલાયો તે અને ભાઇની થયેલી વિડંબના ખૂબજ સાલવા લાગ્યા અને થોડા દિવસ પછી ભાઇની તાપસવૃત્તિના પણ સમાચાર સંભળાયા, એટલે ભાઇને મળવા, શાંત્વન આપવા અને ક્ષમાપના કરવા મહાશય મરુભૂતિ તાપસ થએલા કમઠના સ્થાનમાં ગયો.

પરંતુ જગત સ્વભાવજ એવો છે કે, અગ્નિને બુઝાવવા જનારને પણ અગ્નિ ઘાટ આવે તો બાળીજ નાંખે. એ ન્યાયથી અગ્નિ જેવા સ્વભાવવાલા કમઠ પાસે મહાનુભાવ મરુભૂતિ ગયા, અને પોતાની મહાનુભાવતા પ્રમાણે નમ્રતા અને મીઠા વચને; દંભ વગર હસતા મુખે, અષ્ટાંગ પ્રણિપાત કરીને; વારંવાર ખમાવવા લાગ્યા. પરંતુ કમઠને મરુભૂતિનુ મુખજ ગમતુ ન હતું તો પછી તેનું આવું વર્તન તો રુચેજ શેનું ? એટલે દુષ્ટાશયવાલા કમઠ તાપસે

અંધુ એવા મરુભૂતિ ઉપર મોટી શિલા ગબડાવીને તેના મસ્તકનું છુંદન કરી નાંખ્યું.

दुर्जनकालकूटौच ज्ञातावेतौ सहोदरो।
अग्रजन्मानुजन्माच नविद्म:कृतरोऽनयो:

**અર્થ:**-કાલકૂટ વિષ અને દુષ્ટ માણસ બંને સગાં ભાઈ હોય છે; પરંતુ આ બન્ને ભાઈઓમાં નાનો ભાઈ કોણ અને મોટો ભાઈ કોણ? એની સમજણ અમને [પંડિત પુરુષોને] હજી પડી જ નથી અર્થાત્ ઝેર કરતાં પણ દુર્જન ભયંકર આત્મા હોય છે.

મરુભૂતિ પોતાની સજ્જનતાથી અધમ એવા પોતાના ભાઈને ખમાવવા ગયો, તેનું પરિણામ પોતાનું અકાળ મરણ: અકાળમરણ એટલું જ નહિ, પણ સમાધિનો અભાવ થવાથી કુગતિગમન થયું. કહ્યું છે કે,

"दुर्जनेन समं सख्यं प्रीतिं चापि न कारयेत्।
उष्णो दहति चांगार: शीत: कृष्णायते करं"

**અર્થ:**-દુર્જન આત્માઓની સાથે મિત્રતા તો નજ-કરવી પણ થોડો સ્નેહ પણ નકરવો કારણ કે દુર્જન અગ્નિ કરતાં પણ વધારે દુષ્ટ આત્મા છે, એટલે અગ્નિ ઉનો હોય તો બાળવાનું કાર્ય કરે અને ઠંડો થાય તો છેવટ કાળું તો કરે જ એમ દુર્જનની ક્ષણ સંગતિ પણ અનર્થ કરનાર જ થાય છે.

જેમ મરુભૂતિ જેવા ઉત્તમ આત્માનું ભાઈની સાથે ક્ષમાપના કરવા જતાં કુગતિગમન થઈ ગયું માટે જ જ્ઞાની

પુરુષોએ કહ્યું છે કે, કોઈ પણ ભવમાં દુર્જનની સોબત મળશોજ નહિ.

## ભગવાન પાર્શ્વનાથ સ્વામીના આત્માનો બીજો ભવ પશુગતિ અને હાથીપણું.

હવે પોતનપુર નગરમાં એકદા **અરવિંદ** રાજાને વાદળાંઓના અનેક જાતિના રંગો જોવાથી અને ક્ષણમાં વિનાશ પામતા જોઈ સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સપ્તાંગ રાજ્ય અને અંતઃપુરનો ત્યાગ કરી સંજમ લેવા તત્પર થયા. ભાવના ભાવતા અવધિજ્ઞાન ઉત્પન્ન થયું અને શ્રી **ભદ્રગુપ્તાચાર્ય** પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરીને અગ્યાર અંગ અને ચૌદપૂર્વનો અભ્યાસ કરી ગુરુની આજ્ઞાથી કર્મ ખપાવવા સારૂ એકલા વિહાર કરવા લાગ્યા.

શત્રુ–મિત્રમાં, મણિ–પાષાણમાં, લોષ્ટ–કાચનમાં, સ્ત્રી અને મરેલા મડદામાં સમભાવે વિચરતા નિરંતર કાઉસ્સગ્ગ ધ્યાનમાંજ રહેતા. અરવિંદમુનિપ્રવરને ઉચ્ચકોટીના તપ–ત્યાગ અને ધ્યાન પ્રભાવથી ઘણી લબ્ધિઓ સાથે મનઃ–પર્યવ જ્ઞાન પણ ઉત્પન્ન થયું હતું. આવા આત્મદશામાં લીન રાજર્ષિ–ચાર જ્ઞાનધારક બની અષ્ટાપદગિરિની યાત્રા કરવા સારૂ રવાના થયા. માર્ગે ચાલતાં વિન્ધ્યાચળપર્વતની નજીકમાં આવ્યા.

આ બાજુ મરુભૂતિ મરણ પામીને આર્તધ્યાનવશેથી સમાધિના અભાવે તિર્યંચાયુ બાંધીને વિન્ધ્યાચળ પર્વતની સપાટ ભૂમિમાં મહાશક્તિવાન હાથીપણે ઉત્પન્ન થયા છે.

મુનિરાજ અરવિંદને વિહાર કરતાં રસ્તામાં **સાગરદત્ત** નામના સાર્થવાહનો સાથ થયો હતો અને ક્રમસર વિહાર કરતાં વિન્ધ્યાચલની નજીકની સપાટી પાસે આવ્યા. સાથે બધાએ પડાવ કર્યો. પાણી અને લાકડાં વિગેરે શોધતા માણસો આખા વનમાં ફરવા લાગ્યા. આ બાજુ આપણી વાર્તાના નાયક શ્રી પાર્શ્વનાથ સ્વામીનો આત્મા મરુભૂતિજીવ આ અટવીમા ગજરાજપણે ઉત્પન્ન થએલ છે. તેણે ઉપરનો મનુષ્ય સમુદાય જોયો અને એકદમ મનુષ્યો ઉપર રોષ લાવી મારવા તૂટી પડયો.

હાથીનું આક્રમણ મનુષ્યો ખમી શકયા નહિ, અને જીવ-લઈને નાશતાં જ્યા સાર્થનો પડાવ હતો ત્યાં પહોંચવા લાગ્યા, પણ હસ્તિરાજે માણસોની પુંઠ લીધી, અને જ્યા આગળ મતિ-શ્રુત-અવધિ-મન પર્યવરૂપ ચાર જ્ઞાનના નિધાન અરવિંદ રાજર્ષિ ધ્યાનમાં ઉભા છે ત્યાં આવ્યો અને મુનિરાજને જોયા અને આક્રમણ કરવાની ઈચ્છા થવાથી મુનીશ્વર ઉપર ધસ્યો, પરંતુ મુનિરાજના તપોબળ અને આત્મબળથી હાથી ઉપર પ્રભાવ પડી ગયો અને વિનીત શિષ્યની માફક સામો ઉભો રહી એકી ટગે, એકી નજરે ધારીધારીને મુનિરાજને જોવા લાગ્યો. મહા મુનિરાજ અરવિંદ રાજર્ષિ કાઉસ્સગ્ગ પારીને હાથીને મરૂભૂતિનો આત્મા સમજીને ધર્મ પમાડવા સારૂ બોલવા લાગ્યા.

" भोभो गजेन्द्र ! स्वकीयं मरुभूतिभवं किं न स्मरसि ? मामरविंद-भूपतिं किं नोपलक्षयासि ?

प्राक्यज मनि मरुभूतिभवे अर्हत्प्रणीतं श्राद्धधर्मं प्रतिपन्न: किं विस्मारयसि? स्मर स्मर पूर्वभवं श्वापदजातिजातमिमं मोहाज्ञानं मुंच.

અર્થ:—હે ગજરાજ! તું તારો મરુભુતિનો ભવ કેમ ભૂલી જાય છે? અને મને અરવિંદ રાજાને કેમ ઓળખતો નથી? વળી ગયા જન્મમાં મરુભુતિપણામાં અરિહંત પ્રભુ કથિત શ્રાવકનો ધર્મ તેં આચરેલો કેમ ભુલી જાય છે? યાદ કર! યાદ કર! અને પશુ જાતિને યોગ્ય આ મૂર્ખાઈનો ત્યાગ કર!

મહર્ષિનાં વાકયામૃતો હાથીને ખુબ જ રૂચવા લાગ્યાં. કોઇ કામિની, વશીકરણથી સ્વાધીન કરેલા સ્વપતિને જેમ ઈચ્છા પ્રમાણે ઉભો રાખી શકે છે, તેમ મુનીશ્વરનાં વાકયોની હાથી ઉપર ખુબ જ અસર થઇ ગઇ અને હાથી તદ્દન સ્થિર થઇ ગયો અને વિચાર કરવા લાગ્યો.

આવું મેં કયાંઇક જોયું છે, આ હું શું સાંભળું છું, મને આ વાતો જરૂર કયાંઇ સાંભળવામાં આવી છે, આ મહાત્મા મને જરૂર પહેલાં પણ કયાંય મળેલા જણાય છે. આમ ઉહાપોહ કરતાં કરિવરને જાતિસ્મરણ જ્ઞાન થયું. મરુભુતિનો ભવ યાદ આવ્યો અને આંખોમાં આંસુ લાવીને મહામુનિરાજના પગમાં પડયો. મનમા ઘણો જ સંવેગ ઉત્પન્ન થયો. સંસારની અસારતા સમજાઈ. મરુભુતિભવમાં દુર્ધ્યાનથી ખોઇ નાંખેલો ધર્મ

યાદ આવ્યો અને મુનિરાજે પણ ખુબ જ વૈરાગ્ય વાક્યો સંભળાવી; હાથીની ભાવનાને ઘણી જ પુષ્ટ બનાવી.

ગયા જન્મમાં કમઠની પત્ની અરૂણા હતી તે પણ ત્યાંથી, મરણ પામીને આ વનમાં જ હાથિણી થઈ છે. અને પ્રસ્તુત મરૂભુતિ ગજરાજની સહચારિણી હોવાથી તેણી પણ આ વખતે હાજર હોવાથી મુનિરાજનાં દર્શન અને ઉપદેશથી જાતિસ્મરણ પામીને પૂર્વભવ યાદ આવવાથી મનમાં મનુષ્યજન્મ અને ધર્મનાશનો બળાપો કરવા લાગી, અને મુનિરાજનાં વાક્યો સાંભળવામાં તલ્લીન બની ગઇ.

મરૂભુતિ ગજરાજ મુનિવાક્યો સાંભળી શ્રાવકદશાને પામ્યો. [પશુઓ પણ મુનિઓના સમાગમથી કે જાતિસ્મરણના યોગથી શ્રાવકપણું પામ્યાના જૈનગ્રંથોમાં ઘણા જ દાખલાઓ મળી આવે છે.] અને જેમ બને તેમ પાપ વગરની અને અલ્પ પાપવાળી આજીવિકાથી નિર્વાહ કરતો રહ્યો.

મુનિરાજ અરવિંદ રાજર્ષિ અષ્ટાપદ ઉપર તીર્થજુહારી ત્યાં જ જ્ઞાનથી પોતાનું આયુ અલ્પ વિચારી એક માસનું અનશન કરી, કેવલજ્ઞાન પામી આઠે કર્મનો ક્ષય કરી અવ્યાબાધ મોક્ષસુખને પામ્યા.

ગજરાજ મરૂભુતિ આત્મા વનમાં રહે છે છઠ-અઠમાદિ તપ કરે છે; જીવદયા પાળે છે; સૂર્યના કિરણોથી તપેલું પાણી અને સુકાં ઘાસ-પાંદડાંનું ભક્ષણ કરતો હાથિણીઓ

આથેની ક્રીડાઓનો ત્યાગ કરતો, મનુષ્યોના ત્યાગનું ઘણું ઘણું અનુમોદન કરતો, પોતે ગુમાવેલ મનુષ્યજન્મનો શોક કરતો, હવે જૈનધર્મવાળો મનુષ્યજન્મ પામવાની ભાવના ભાવતો વિચરે છે અને જેમ બને તેમ રાગ-દ્વેષનો ત્યાગ કરી સમભાવે સુખ-દુઃખને સહન કરે છે.

અહિં કમઠ અતિ દ્વેષોદયથી પોતાના લઘુબંધુ મરુભૂતિનો ઘાત કરી મનમાં ઘણોજ રાજી થઇ મકલાવા લાગ્યો, પરંતુ કમઠનુ આ કાળું કૃત્ય પોતાના ગુરૂ અને ગુરૂબંધુ અન્ય તત્ત્વજ્ઞોને બીલ્કુલ ન ગમ્યુ અને કમઠને ખૂબખુબ ધિક્કારવા લાગ્યો, તેથી અર્તધ્યાનમાં મરણ પામી કુકડાના જેવા મુખ અને પાંખોવાલો મહાવિકરાલ સર્પ થયો, જેને જોઇને અટવીના પ્રાણીઓ ત્રાસ પામતાં હતાં.

તે સર્પ દાઢા, ચંચુ, નખ અને પાખોવડે અટવીના પ્રાણીઓનો કચરઘાણ વાળતો, પ્રાણીમાત્રને યમરાજનું સ્મરણ કરાવતો, અટવીના પ્રદેશોમાં સાર્વભોમત્વપણે વિચરતો હતો.

એકદા મરુભૂતિનો આત્મા ગજરાજ સૂર્યના કિરણોથી તપ્ત થઇને શીત બની ગયેલું પાણી પીતો હતો, તેને ઉપરોકત કુર્કટ સર્પે જોયો, અને એકદમ બાણ જેવી પાખો વડે ધગમસતો હસ્તી ઉપર આવ્યો અને હસ્તીના કુંભસ્થળ ઉપર કુતરાની માફક વળગ્યો અને તત્કાળ વિષનો પ્રસર હાથીના આખા શરીરમા ફેલાવા લાગ્યો.

હસ્તિરાજ સમજી ગયો, મારો મરણકાળ આવી ગયો છે. બસ, મારે હવે ચેતી જવું જોઇએ. આવાં અકાલ

મરણો મારા આત્માએ અનંતીવાર અનુભવ્યાં છે. દરેક મરણોમાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાન જ આવ્યું છે. બધાં મરણોમાં દીનતા જ ભોગવી છે. પરંતુ કયાંઈ ધર્મધ્યાન કે સાત્વિક ભાવ આત્માને મલ્યો જ નથી. હે આત્મન્! હવે ચેતી જા અને મરણાદિના ભયોને ખંખેરી નાંખીને નિર્ભય બની જા.

આ પ્રમાણે આત્મજાગૃતિ પ્રગટવાથી આરાધના શરૂ કરી. હું અત્યારે નીચે મુજબ આરાધના કરુ છું. મારો આત્મા મોક્ષમાં જાય ત્યાંસુધિ અરિહંત દેવ તે જ મારા દેવાધિદેવ છે, શ્રી વીતરાગના સાચા સાધુઓ હોય, તે જ મારા ગુરુદેવ છે, શ્રી વીતરાગદેવોએ બતાવેલો ધર્મ તે જ મારો ધર્મ છે. હું અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારનુ શરણુ કરું છું, હું હિંસાદિ અઢારે પાપ-સ્થાનકોનો ત્યાગ કરું છું, હું જગતના નાના–મોટા સર્વ જીવો સાથે મૈત્રીભાવ કરું છું, મારે કોઇ પણ જીવ સાથે વૈરભાવ છે જ નહિ. હું એવી-ભાવના ભાવું છું કે,

**મુજને દુઃખ આપે બધા, તો પણ હું નહિ તાસ;**
**સુખ પીરસવા સર્વને, છે મારો અભિલાષ:**

આખી દુનીયા મને દુઃખ આપે તો પણ હું કોઇને દુઃખ ન આપું પણ જગતના સર્વ જીવોને સુખ જ પીરસવા મારી ભાવના છે.

**ચોરાસી લખ યોનિમાં, વસીયા પ્રાણી જેહ;**
**અભયદાન સહુને મલો, મુજથી નિઃસંદેહ:**

**કરજોડી કહું છું હવે, કેવલધર જિન પાંસ;**
**મત થાજો મુજને હવે, હિંસાના અભિલાષ:**

એ પ્રમાણે શુભભાવના ભાવતાં અને પંચપરમેષ્ઠિ મહામંત્રનું ધ્યાન કરતાં; સર્પની ઉપર પણ મિત્રતા ચિંતવતા આયુપૂર્ણ થતાં મરીને આઠમા દેવલોકમાં છ સાગરોપમના આયુષવાળા મહર્દ્ધિદેવપણે ઉત્પન્ન થયો.

અહીં આપણને સમજી શકાય તેવું છે કે, આત્માને ચડવાના માર્ગ જ લગભગ અતિ થોડા છે. ચડેલા આત્માને પણ વચમાં હજારો વિઘ્નો આવ્યા જ કરે છે. શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને [ મરૂભૂતિને પશુ થવું પડયું ] પણ કર્મની ડખલગિરિઓ નડવામાં ખામી રહી નથી. ચડેલા આત્માઓને પણ પશુગતિમાં અને નરક [મહાવીર પ્રભુનો આત્મા પણ સમ્યકત્વ પામ્યા પછી બેવાર નરકમાં અને એક વાર પશુગતિમાં ગએલ છે. ] ગતિમાં ફેંકી નાંખ્યાના બનાવો ઘણા જ નોંધાયા છે. કમઠને મનાવવા જતાં અને ખમાવાવા જતાં પણ મરૂભૂતિને આકસ્મિક મરણનો ભોગ બની પશુગતિમાં હાથીપણું ભોગવવું પડયું છે. અહીં આપણને એક એ પણ સમજાય એવું છે કે, આખા જગતનાં બધાંજ દર્શનો પોતાના માનેલા ઇષ્ટદેવોની કેટલીએ ડંફાસો હાંકે રાખે છે અને તેમની એક પણ નબળી બાબત સાચી હોવા છતાં સાંભળવી ગમતી નથી.

જયારે શ્રી જિનેશ્વર શાસનમાં શ્રી જિનેશ્વર દેવોના આત્માઓ પણ જયાં સુધી કર્માધીન હતા અને ભૂલોના

ભોગ બનતા રહ્યા: ત્યાંસુધી એમનાં જે જે સારા-નરસા બનાવો બન્યા છે. તે બધા જરા પણ સંકોચ રાખ્યા વગર આગમોમાં અને ગ્રન્થોમાં સવિસ્તર આલેખાયા છે અને આ બાળગોપાળ જાણી શકે તેમ ફેલાયા પણ છે.

ગુણ અને દોષની ઉપાદેયતા અને હેયતા સમજાઇ જાય ત્યાં વ્યક્તિ રાગને સ્થાનજ નથી. માત્ર ગુણો વધે તેજ આત્મા મોટો બને છે. ગુણી એજ સંત, ગુણી એજ ગુરુ, ગુણી એજ પ્રભુ; આમ નક્કી થાય ત્યાં ખેંચતાણ હોયજ નહિ.

અને ગુણની ઓળખાણ આવ્યા પછી હિંસાઓ કરનારા, શિકાર ખેલનારા, માંસાહાર પણ નહિ છોડનારા, પરસ્ત્રીઓને વિષે લંપટી અને કામવિવશ બની રંકોની માફક સ્ત્રીજાતિ પાસે પોતાની કંગાલિયત બતાવનારા, વારંવાર અવતારો લેનારા, શત્રુ-મિત્રના ભેદ માનનારા અને સંસારના કાદવમાં ખુંચી ગએલા રાજા-મહારાજાઓને ભગવાન-પ્રભુ-ઈશ્વર તરીકે માની લેવાની જે જગતના મનુષ્યોમાં બદી પેસી ગઇ છે, તે ચોક્કસ ઘટવી શરૂ થઇ જાય.

બસ, પાર્શ્વનાથસ્વામીનો આત્મા મરુભૂતિના ભવમાં ધર્મ પામ્યો અને પતન પામી આર્તધ્યાનથી મરી હાથી થયો, ત્યાં મુનિરાજનો સમાગમ થયો, ઉપદેશ મળ્યો, જૈનધર્મ મળ્યો, દેશવિરતિ ધર્મ આરાધી આઠમા દેવલોકે દેવપણું પામ્યો, આ રીતે પાર્શ્વનાથ સ્વામીના દશ ભવ પૈકી પ્રથમના ત્રણ ભવ પૂર્ણ થયા.

## હવે ચોથો ભવ બતાવાય છે.

આ જંબૂદ્વિપના પૂર્વમહાવિદેહક્ષેત્રની સુકચ્છ નામની વિજયમાંવૈતાઢ્ય પર્વત ઉપર મહાઋદ્ધિસંપન્ન **તિલકપુરી** નામની નગરી છે, તેમાં બલ-વિદ્યા-કલા-જ્ઞાન આદિ પુણ્યસામગ્રી સંપન્ન વિદ્યુદ્‌ગતિ નામે વિદ્યાધર રાજા રાજ્ય કરે છે. તેને **તિલકાવતી** નામે મહાપટ્ટરાણી ગુણગણે કરીને સંપૂર્ણ છે.

વિદ્યાધર દંપતી જેમ લક્ષ્મી અને રાજ્યથી સમૃદ્ધ છે તેજ પ્રમાણે કલાઓથી પણ ભરેલાં હોવા છતાં શિલાદિ ઉચ્ચ કોટીના ગુણો પણ બન્નેના આત્માને ઉન્નત બનાવી રહ્યા છે.

બધી સામગ્રીથી પૂર્ણ એવા રાજા-રાણીની દેવ-દેવી, માફક સુખમય દિવસો વ્યતીત કરે છે. તે સમયમાં આઠમા-દેવલોકથી આયુષ પૂર્ણ કરીને, મરુભૂતિ ગજરાજનો આત્મા ચ્યવીને, મહાસતી તિલકાવતી રાણીની કુક્ષીમાં ઉત્પન્ન થયો, અને પૂર્ણ સમયે પુત્રપણે અવતર્યો. પિતાએ બાળકનું **કિરણવેગ** નામ આપ્યું. રાજકીય સુખથી પોષણ પામતા કુમારને યોગ્ય અવસરે પિતાજીએ વિદ્વાન પંડિતો રાખી પુરુષની ૭૨ કલાઓ, શસ્ત્રાસ્ત્રની બધી વિદ્યાઓ અને તાલીમોનો અભ્યાસ કરાવ્યો. યૌવનમાં વય પામતાં વિદ્યાધર પરંપરામાં આવેલી બધી વિદ્યાઓ ભણીને સાધી પણ લીધી અને પિતા વિદ્યુદ્‌ગતી રાજાએ સારા કુલના ખાનદાન વિદ્યાધરની પુત્રી **પદ્માવતી** સાથે પાણીગ્રહણ કરાવ્યું.

અને યોગ્ય વયે પામ્યા પછી પિતાએ યોગ્ય આત્મા જાણી યૌવનપૂર્ણ કુમારને યુવરાજ પદી આપી અને કેટલોક કાળ ગયા પછી રાજાને પોતાની વૃદ્ધાવસ્થાનુ ભાન થયું, અને શુભ તિથિ-વાર-નક્ષત્ર-કરણ તથા ચંદ્રનો યોગ પામીને કુમારને રાજ્યાસન આપ્યું, અને રાજા-પ્રજાને ઉચિત ઘણી શિખામણો આપી, સુગુરુનો યોગ પામી રાજા વિદ્યુદ્ગતિ એ દીક્ષા અંગીકાર કરી. અને દોષ વગરનું ત્રિકરણ યોગે શુદ્ધ સંજમ આરાધી પ્રાન્તે અનશન આદરી સર્વ-કર્મ ક્ષયકરી સર્વજ્ઞ બની મોક્ષ સ્થાન પામ્યા.

આપણી કથાના નાયક શ્રી પાર્શ્વનાથસ્વમીના આત્મા, વિદ્યાધર કિરણવેગે સર્વ વિદ્યા પ્રવીણ બની વિદ્યાધર રાજાઓનો પણ રાજા બની, નીતિ અને ધર્મમય રાજ્યને ભોગવતાં કેટલોક વખત વીતાવ્યો.

કર્મની વિચિત્રતા તો જુઓ આ સંસારમાં રહેલા બધા આત્માઓ આત્મત્વજાતિએ સરખાજ હોવા છતાં; બધા જીવો જ્ઞાનાદિ અનંતગુણોથી ભરેલા હોવા છતાં; કર્મોની તારતમ્યતાથી આત્માઓને અનેક જાતિના અવતારો લેવા પડે છે અને પોતાનીજ મહામૂર્ણતાના યોગથી બાંધેલા કર્મને વશ બનીને; નરક અને પશુગતિનાં દુઃખો ભોગવવાં પડે છે; આત્માઓની એક પણ ઇચ્છા કામમાં આવતી નથી. એક અવસ્થામાં સુખી આત્મા, બીજી અવસ્થામાં મહાદુઃખમાં ડુબી જાય છે. સુખમાં ગરકાવ બનેલો એક

અવસ્થાનો આત્મા, બીજી અવસ્થામાં અત્યંત દયામણો અને રાંક બનેલો જણાય છે.

આ કાલના વર્તમાન ઈતિહાસમાં પણ આવા દાખલા ઘણાજ મળે છે.

બાણુ લખ્ખ માલવ ધણી, મૂંજ નરેસર રાય;
રાંક બની ઘર ઘર વિષે, ભીક્ષા માગણ જાય. ૧
ભાવિ દેશ અઢારનો, કુમારપાલ ભૂપાલ;
પાપોદય પરભવતણે, ભટકયો થઈ કંગાલ; ૨
પરમભકત પ્રભુવીરનો, જિનશાસન શૃંગાર;
કર્મોદય કેદી બન્યો, ધર્મી ભંભાસાર. ૩

બાણું લાખ માલવાનો માલિક મૂંજરાજા ભિખારી બનીને ભુંડા હાલે મરણ પામ્યો. ક્ષાયિક સમ્યકત્વનો ધણી અને પ્રભુ મહાવીરનો પરમભકત શ્રેણિકરાજા પોતાના જ પુત્રના કેદખાનામા ગોધાઇને મરણને શરણ થયો. રાજા-કુમારપાલ જેમને છેટલા ત્રીશ વર્ષ મહાન સમ્રાટની સામગ્રી ભોગવવાની તક સાપડી છે, તે કુમારપાળ વચલી વયમાં લગભગ ૨૫ વર્ષ મહાકંગાળ દશામા આથડીને અતિ વિટંબણાઓનો ભોગ બન્યો હતો એટલે કર્મની ગડનતા અજબ છે. કર્મનું કોકડુ ઉકેલવાની શકિત કોઇ વિરલ આત્મામાજ પ્રકટ થાય છે. આપણા ચરિત્રનાયક ભગવાન પાર્શ્વપ્રભુના આત્માને પણ દુષ્ટ કર્મોએ પશુપણું અપાવ્યું પણ ભવિતવ્યતાની અનુકૂળતા થવાથી, શુદ્ધ ગુરુ

મળવાથી આત્મામાં મહાનુભાવતા પ્રકટેલી હોવાથી; પશુ-પણામાં પણ આરાધના મદદગાર થઇ અને દેવપણું અને વિદ્યાધર નૃપપણુ પણ પ્રાપ્ત થયું.

વિદ્યાધર રાજા કિરણવેગનો સુખમય નીતિમય અને ધર્મમય કાળ પસાર થતાં એક દિવસ પોતાના નગરના ઉદ્યાનમાં. સુવિહિત ગીતાર્થ આચાર્ય મહારાજ પધાર્યા અને વનપાળે તે વધામણી આપવાથી રાજા કિરણવેગ પરિવાર સહિત મોટા આડંબરથી આચાર્ય ભગવંતને વંદન કરવા ગયો.

પાંચ અભિગમ સાચવવાપૂર્વક વંદન કરીને રાજા ઉચિત સ્થાને બેઠો અને ગુરુમહારાજાએ યોગ્ય જીવ જાણીને સંસારની અસારતામય દેશના આપવી શરૂ કરી,

"પુત્રમિત્ર દારા તનુ, માત તાત ઘર કામ;
પુણ્ય નાશથી તે સહુ, વિપરીત થાય તમામ. ૧.
હબા દવા વૈદ્યો અને, પથ્ય ઘણો પરિવાર,
પુણ્ય નાશ થઇ જાય તો, નહિ કો રક્ષણહાર ૨.

તથા પૂર્વમુનિવરો પણ ફરમાવે છે કે,

नान्तकस्य प्रियः कश्चित्, न लक्ष्म्याः कोपि वल्लभः
नाप्तो जरायाः कोप्यस्ति, यूयं तदपि सुस्थिताः ॥१॥

અર્થઃ–યમરાજને કોઇ સગો નથી. લક્ષ્મીને કોઇ વ્હાલો નથી. જરા [ઘડપણ] ને કોઇ કુટુંબી નથી, તો પણ હે જગતના ઉત્તમ જીવો તમો કેમ બેદરકાર રહો છો.

ઇત્યાદિ અનેક વૈરાગ્ય વચનો મુનિરાજના મુખથી સાંભળીને રાજા કિરણવેગને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પોતાના પાટવીકુમાર ધરણવેગને રાજ્ય આપી, મોટા આડંબરથી શાસન-પ્રભાવના કરીને, સુગુરુ પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી અને કર્મશલ્ય નિર્મૂલ કરવા માટે ઘણીજ આરાધના કરવા લાગ્યા, તથા સુગુરુનો વિનય-વૈયાવચ્ચ કરવાપૂર્વક શાસ્ત્રોનો અભ્યાસ કરી ગીતાર્થ થયા.

શંકા: ગીતાર્થ એટલે શું ?

**સમાધાનઃ-કાલે વિણએ બહુમાણે.** આદિ જ્ઞાનના આઠ આચાર સાચવવાપૂર્વક પોતાની યોગ્યતા વડે ગુરુ મહારાજ પાસેથી સૂત્રાર્થ પામે છે. ત્યારપછી ઉત્સર્ગ-અપવાદના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય તેમાંથી પસાર થાય છે. તથા બીજા પણ અનેક દર્શનોનો અભ્યાસ કરીને સંપૂર્ણ પરિપકવ બુધ્ધિ થયેલા મહાશયોને ગુરુમહારાજ સર્વ સૂત્રો ભણવા-ભણાવવાની રજા આપે છે અને સમુદાયના વડીલ બનાવે છે, તે આચાર્ય ગીતાર્થ કહેવાય છે.

હવે કિરણવેગ મુનિ ગુરુઆજ્ઞા પામીને એકાકી વિહાર કરતા આકાશમાર્ગે પુષ્કરવરદ્વિપમાં પધાર્યા. આ બાજુ **કમઠના જીવ કુર્કટસર્પે** ઘણી હિંસાઓ કરી, અનેક પાપો સેવી મરણ પામીને, ધુમપ્રભા નામની પાંચમી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો અને ૧૭ સાગરોપમ સુધી રૌરવ દુઃખો ભોગવીને ત્યાંથી મરીને પુષ્કરવરદ્વિપના હિમાચલ પર્વતની ગુફામાં ફરી પણ મહાભયંકર સર્પપણે ઉત્પન્ન થયો, અને

મળવાથી આત્મામાં ભદ્રકાનુભાવતા પ્રકટેલી હોવાથી; પશુપણામાં પણ આરાધના મદદગાર થઇ અને દેવપણું અને વિદ્યાધર નૃપપણુ પણ પ્રાપ્ત થયું.

વિદ્યાધર રાજા કિરણવેગનો સુખમય નીતિમય અને ધર્મમય કાળ પસાર થતાં એક દિવસ પોતાના નગરના ઉદ્યાનમાં. સુવિહિત ગીતાર્થ આચાર્ય મહારાજ પધાર્યા અને વનપાળે તે વધામણી આપવાથી રાજા કિરણવેગ પરિવાર સહિત મોટા આડંબરથી આચાર્ય ભગવંતને વંદન કરવા ગયો.

પાંચ અભિગમ સાચવવાપૂર્વક વંદન કરીને રાજા ઉચિત સ્થાને બેઠો અને ગુરુમહારાજાએ યોગ્ય જીવ જાણીને સંસારની અસારતામય દેશના આપવી શરૂ કરી,

"પુત્રમિત્ર દારા તનુ, માત તાત ઘર કામ,
પુણ્ય નાશથી તે સહુ, વિપરીત થાય તમામ. ૧.
હવા દવા વૈદ્યો અને, પથ્ય ઘણો પરિવાર,
પુણ્ય નાશ થઇ જાય તો, નહિ કો રક્ષણકાર ૨.

તથા પૂર્વમુનિવરો પણ ફરમાવે છે કે,

नान्तकस्य प्रियः कश्चित्, न लक्ष्म्याः कोपि वल्लभः
नाप्तो जरायाः कोप्यस्ति, यूयं तदपि सुस्थिताः ॥१॥

અર્થઃ–યમરાજને કોઇ સગો નથી. લક્ષ્મીને કોઇ વ્હાલો નથી. જરા [ઘડપણ] ને કોઇ કુટુંબી નથી, તો પણ હે જગતના ઉત્તમ જીવો તમો કેમ બેદરકાર રહો છો.

ઇત્યાદિ અનેક વૈરાગ્ય વચનો મુનિરાજના મુખથી સાંભળીને રાજા કિરણવેગને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પોતાના પાટવીકુમાર ધરણવેગને રાજ્ય આપી, મોટા આડંબરથી શાસન-પ્રભાવના કરીને, સુગુરુ પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી અને કર્મશલ્ય નિર્મૂલ કરવા માટે ઘણીજ આરાધના કરવા લાગ્યા, તથા સુગુરુનો વિનય-વૈયાવચ્ચ કરવાપૂર્વક શાસ્ત્રોનો અભ્યાસ કરી ગીતાર્થ થયા.

**શંકાઃ** ગીતાર્થ એટલે શું ?

**સમાધાનઃ-કાલે વિણએ બહુમાણે.** આદિ જ્ઞાનના આઠ આચાર સાચવવાપૂર્વક પોતાની યોગ્યતા વડે ગુરુ-મહારાજ પાસેથી સૂત્રાર્થ પામે છે. ત્યારપછી ઉત્સર્ગ-અપવાદના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય તેમાંથી પસાર થાય છે. તથા બીજા પણ અનેક દર્શનોનો અભ્યાસ કરીને સંપૂર્ણ પરિપકવ બુધ્ધિ થયેલા મહાશયોને ગુરુમહારાજ સર્વ સૂત્રો ભણવા-ભણાવવાની રજા આપે છે અને સમુદાયના વડીલ બનાવે છે, તે આચાર્ય ગીતાર્થ કહેવાય છે.

હવે કિરણવેગ મુનિ ગુરુઆજ્ઞા પામીને એકાકી વિહાર કરતા આકાશમાર્ગે પુષ્કરવરદ્વિપમાં પધાર્યા. આ બાજુ **કમઠના જીવ કુર્કટસર્પે** ઘણી હિંસાઓ કરી, અનેક પાપો સેવી મરણ પામીને, ધુમપ્રભા નામની પાંચમી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો અને ૧૭ સાગરોપમ સુધી રૌરવ દુઃખો ભોગવીને ત્યાથી મરીને પુષ્કરવરદ્વિપના હિમાચલ પર્વતની ગુફામાં ફરી પણ મહાભયંકર સર્પપણે ઉત્પન્ન થયો, અને

અનેક પ્રાણીઓનાં ભક્ષણ કરતો; નિરંકુશપણે વનમાં ભટકતો જ્યાં આગળ કિરણવેગ મુનિરાજ ધ્યાનમાં ઉભેલા છે, ત્યાં આવ્યો અને મુનિરાજની ઉપર તેની દૃષ્ટિ પડી, કે તુરતજ ગયા જન્મના દુષ્ટ સંસ્કાર જાગૃત થયા અને મુનિશ્વર કિરણવેગ ઉપર તૂટી પડયો, ને વિષ વ્યાપ્ત દંષ્ટ્રાઓ વડે શ્વાનની માફક ઘણી જગ્યાએ દંશ કરીને, વિષનું ખુણ વમન કરીને ચાલ્યો ગયો.

ધ્યાનમાં ઉભેલા મુનિરાજે સર્પનો ઉપસર્ગ આવેલો જાણી, આરાધના શરૂ કરી. ચારે આહારનો ત્યાગ કરી, ચારેનું શરણુ કરી, પાપસ્થાનકોનો ત્યાગ કરી, સર્વ જીવોને ખમાવી દંશ કરનાર સર્પને પણ મિત્રતુલ્ય માની સુકૃતની અનુમોદના અને દુષ્કૃતની નિન્દા કરી, શુભ ભાવનાઓમાં આરૂઢ થઈ, નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરી, સમાધિપૂર્વક કાલધર્મ પામી; ૧૨મા દેવલોકે ૨૨ સાગરોપમના આયુષવાળા દેવ થયા.

આ બાજુ કમઠનો આત્મા સર્પ, મહામુનિરાજનો ઘાત કરીને ઘણોજ ખુશી થતો અને બીજા પણ અનેક જીવોના કોળીઆ કરતો, પોતાના પરાક્રમમાં પુલાતો, રૌદ્રધ્યાનમય જીવન વેડફાવતો; આયુષ પૂર્ણ થતાં કાલધર્મ પામીને, છટ્ઠી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો.

એ પ્રમાણે શ્રી પાર્શ્વનાથ સ્વામીના ચોથો-પાંચમો એમ બે ભવ કહ્યા.

**હવે વજ્રનાભ રાજા તરીકેનો શ્રી પાર્શ્વપ્રભુનો છટ્ઠો ભવ લખાય છે.**

આ જંબૂદ્વિપના પશ્ચિમમહાવિદેહમાં સુગંધિ નામની વિજયમાં દેવપુરી જેવી શુભંકરા નામની મહા નગરી શોભે છે. તે નગરીમા અનેક ગુણગણાલકૃત અને મહાભાગ્ય નિધાન **વજ્રવીર્ય** નામનો રાજા રાજ્ય કરે છે. તે રાજાને જાણે સાક્ષાત્ લક્ષ્મીનો અવતારજ હોય નહિ ? તેવી **લક્ષ્મીવતી** નામની શીલાદિ અનેક સદ્‌ગુણોની પેટી સમાન મહાપટ્ટરાણી છે. રાજા-રાણીને દેવ જેવા સુખો ભોગવતા આંખના પલકારાની પેઠે ઘણો કાલ ગયા પછી તે લક્ષ્મીવતી મહારાણીની કુક્ષિમાં છીપમાં મોતીની પેઠે બારમા દેવલોકથી આવીને કિરણવેગનો આત્મા ગર્ભપણે ઉત્પન્ન થયો.

પુણ્યાત્માઓ ગર્ભમા આવે ત્યારે માતાઓને સ્વપ્ન પણ સારા આવે છે અને વિચારો પણ ઘણાજ પ્રશમનીય આવ્યા કરે છે, તે ન્યાયે ઉત્તમ સ્વપ્ના અને ઉત્તમ દોહલાઓપૂર્વક લક્ષ્મીદેવીની કુક્ષિથી પુણ્યવાન પુત્રનો જન્મ થયો. મહોત્સવો અને વધામણીઓ કરવાપૂર્વક કુમારનું **વજ્રનાભ** એવું નામ આપ્યું.

ધાવમાતાઓ અને સેવકવર્ગથી લાલનપાલન કરાતો કુમાર વજ્રનાભ બાલ્યવયને વટાવી યૌવનવયને પામ્યો. જાણે મોહરાજાએ દેશવટો આપ્યો ન હોય ? તેમ ઉત્તમ પુરુષોને શોભાવે તેવા ગુણના સમુદાયો કુમાર વજ્રનાભમા આવી વસવા લાગ્યા, અને પિતાએ કુમારને સંપૂર્ણ યૌવન વય પામેલો જાણીને વય,ગુણ અને રૂપાદિ સંપન્ના વગ

દેશના રાજા ચંદ્રકાન્તની પુત્રી **વિજયા**ની સાથે પાણી-ગ્રહણ કરાવ્યું. આમ સંસારની ક્રીડાઓમાં કુમાર વજ્રનાભનો કુમારદશામાં કેટલોક કાળ વ્યતીત થયો.

તેટલામાં પોતાના નગર પરિસરમાં ગીતાર્થ જૈનાચાર્ય પધાર્યા. વજ્રવીર્યરાજા વંદન કરવા ગયા. દેશના સાંભળવા બેઠા. સૂરિ મહારાજ ફરમાવે છે કે,

ભાઈઓ! આ આખો સંસાર ચારગતિમાં વહેંચાયેલો છે, અને ચારે ગતિ દુઃખથી છલોછલ ભરેલી છે.

## નારકીમાં

अच्छिनिमीलणमीत्तं नत्थिसुहं दुक्खमेवपडिवद्धं ।
जं नरये नेरयियाणं अहोनिसं पच्चमाणाणं ॥ १ ॥

**અર્થ**:-નારકીમાં રહેલા જીવો નારક કહેવાય છે, તેમનાં આયુઃ મનુષ્યો કરતાં ક્રોડો-અબ્જો ગુણાં મોટાં હોય છે તેવા સમગ્ર આયુષમાં નારકી જીવને આંખ મીંચી ઉઘાડવા જેટલીવાર પણ સુખ હોતું નથી, પરંતુ પરમાધામિએ કરેલાં, ક્ષેત્રસ્વભાવથી થએલાં, રોગોના સંપર્કથી ઉપજેલાં પુષ્કળ દુઃખો હોય છે.

**શંકા**:-સુખ, અને દુઃખનો અભાવ એ બે એક જ કે જુદાં કહેવાય છે?

**સમાધાન**:-બન્ને જુદાં છે. જુઓ, રોગવિયોગાદિના સદ્ભાવને દુઃખ કહેવાય છે, જેમ શરીરમાં રોગ ઉત્પન્ન થવાથી દુઃખ થાય છે, પુત્રાદિના મરણાદિથી-વિયોગ થવાથી

દુઃખ થાય છે, ખાન-પાનનો નાશ થવાથી-અભાવ થવાથી દુઃખ થાય છે અને વિલાસો વગેરેની પ્રાપ્તિ, દેવત્વ, નૃપત્વ, ધનાઢયત્વ આદિની પ્રાપ્તિ સુખ કહેવાય છે. એટલે ઉપરોક્ત રોગ-વિયોગાદિનો અભાવ અને સામગ્રીના સદ્ભાવનું સુખ ઉપચારથી જુદાં લખાય છે. તેથી નારકીના જીવોને સદાકાળ દુઃખોનો સદ્ભાવ જ હોય છે અને ખાન-પાન જેવી વસ્તુનું પણ સુખ હોતું જ નથી. નારકીના જીવો ક્ષેત્રની વેદના ખુબ જ ભોગવે છે. તેમના શરીરમાં હજારો-લાખો, ક્રોડો રોગો ચાલુ જ રહે છે. નારકીના જીવો પરસ્પર વૈરો સંભાળી લડાઇઓ કર્યા જ કરે છે; એટલે પરસ્પરના ઝગડાથી સર્વકાળ સળગેલા જ રહે છે. નારકીના જીવોને પરમાધામી દેવો જુદી જુદી વ્યવસ્થાઓથી દુઃખો દીધા જ કરે છે. કેવલી ભગવાન પણ નારકીનું પૂર્ણ દુઃખ વર્ણવી શકતા નથી.

## પશુગતિ પણ મહાદુઃખની ખાણ છે.

પશુઓને રાજા-મહારાજાઓ અને ધનવાન હિંસકલોકો માંસ ખાવા માટે ઘણી કદર્થનાઓ આપીને મારી નાખે છે. બધી જાતિના અનાર્ય લોકો મુસલમાન, ઠાકરડા. કોળી, ભીલ, વાઘરી, ધારીયા, બારીયા, બજાણીયા, રજપુત, પારસી, ખોજા, મેમણ. સુમના, વહોરા, માચ્છીમાર, કાઠી, સિંધિ વગેરે અનેક જાતિઓ પ્રાયઃ માંસાહાર ઉપર જ રહે છે, અનાર્યોના બધા દેશો, તમામ જાતિના જીવોનો નાશ કરીને પોતાની બધી જરૂરીયાતો પુરી કરે છે, જેમકે

મોટા ભાગની દવાઓ પ્રાણીઓના નાશથી બને છે. બધી જાતનાં પક્ષીઓનાં ઈંડા અનાર્યો ખાવામાં વાપરે છે. બારેમાસ સ્ટીમરો, વહાણો અને મચ્છવાઓ ભરીને માછલાંઓને અનાર્ય લોકો લઇ જાય છે. માંચ્છલાઓનું ખાતર કરે છે. દવાઓના અખતરાઓમાં હજારો જીવોનો નાશ કરાય છે. એક વાઘ-દીપડો પકડવામાં સેંકડો બકરાંઓનો નાશ થાય છે. દેવીઓને પાડા-બકરાં અને ઘેટાનાં બલીદાન અપાય છે. અનાર્ય જાતિઓના વિવાહ વગેરે વિલાસોમાં બાપડા અબોલ જીવોના નાશ કરી ઉજાણીઓ ઉડાવાય છે. મુસલમાનો બકરાઓને મારી નાખીને ઈદોના તહેવારો ઉજવે છે, જેમાં ક્રોડો બકરાં અને હજારો ગાયોની કુરબાનીઓ અપાય છે.

પશુઓ બિચારા રોગથી રીબાય તો તેની દવાઓ કોઇ કરતું નથી. દુષ્કાળ વગેરેમાં ઘાસ અને પાણી બીલ્કુલ મળતાં નથી. દીવસો સુધી ક્ષુધા-તૃષા ભોગવી ટાંટીયા ઘસીને મરણ પામે છે, તેમાં વળી અનાર્ય લોકો કતલ કરીને આનંદ પામે છે.

કુતરા, ગધેડા વિગેરે પરસ્પર લડીને લોહી લુહાણ થાય છે. શરીરમાં કીડા પડે છે, જોનારને મૂર્છારી આવી જાય તેવી ભયંકર વેદના દેખાય છે. બધી જાતિઓમાં ગર્ભાવાસની અસહ્ય વેદના સાક્ષાત્ સમજી શકાય તેવી છે.

હરિણ, સસલાં વગેરેને, ઉંદરડા, ખિશકોલી વિગેરેને, સિંહ, વાઘ, બિલાડી, નોળીયા, સર્પ વિગેરે ગોતતા જ ફરે

છે ઘણી જાતિનાં ચારપગાં જાનવરો ફક્ત માંસાહાર ઉપરજ રહે છે. બધી જાતિના સર્પ પ્રાયઃ ઉંદરડા, ખલાં, કાકીડા, પક્ષીનાં ઇંડા વિગેરે ખાઇને જીવે છે, કાગડા, સમળી, ગીધડા, ગકરો, બાજ, સીચાણા વિગેરે પક્ષીઓ નાનાપ્રકારના જીવતા જીવોને ખાઇને જીવન-નિર્વાહ ચલાવે છે.

દરિયામાં રહેનાર મગર તથા મોટાં માંછલાંઓ નાનાં માછલાઓનોજ શિકાર કરીને જીવે છે. બીજા પણ જલચર પ્રાણીઓ નિર્બલ બીજા જલચરોનેજ ખાય છે. બધી જાતિના નાના-મોટા અજગરો મોટા પ્રાણીઓને અને માણસોને પણ ખાઇ જાઇ છે. ભારંડો. પણ પ્રાય મોટામોટા પ્રાણીઓનું ભક્ષણ કરી જાય છે. જલમનુષ્યો પણ માંસાહારથી જીવે છે, ગીરોલી, કાકીડા વિગેરે ઝીણાજીવો પણ કીડા ખાઈને જીવન ચલાવે છે.

ઉપર મુજબના માંસાહારી બધા જીવો અન્યને દુઃખ આપી પોતાના પિંડને પોષીને ઘણાજ હરખાય છે. પોતાને મહાન ભાગ્યશાલી સમજે છે પરંતુ તેને સ્વપ્ને પણ વિચાર આવતો નથી કે મને પણ મરણુ આવશે, મારા આત્માને પણ શેરને માથે સવા શેર જરૂર મળશે, મને મારા પ્રાણુ વ્હાલા છે એમ બીજાને પણ પોતાના પ્રાણુ જરૂર વ્હાલા હશેજ, મારા શરીરમાં કાંટો કે સોય ખમાતી નથી તો બીજાના શરીરે ભાલા-બંદુક કેમ ખમી શકાશે; આવા વિચાર ન આવવાથી પાપ કરનારાઓને કંપારી આવવાને બદલે બહાદૂરી આવે છે.

તેથી જગતના પ્રાણીઓ શકિતનો સદ્ઉપયોગ પરોપકાર કરવાને બદલે શકિતનો દુરૂપયોગ પરદ્રોહ કરીને મહાભયંકર પાપ બાંધીને નરકાદિ ભયકર સ્થાનોમાં મહા દુઃખો ભોગવવા ચાલ્યા જાય છે.

પશુનાં દુ ખો કોઇને ખ્યાલમા ભલે ન આવતાં હોય પરંતુ પશુઓ બિચારાં મરવાના ભયથી ડરીને મરણનાં સાધનો દેખીને નાશી જાય છે. ઉંદરડા વિગેરે બિલાડીના મુખમાં પકડાયા પછી પણ જીવે ત્યા સુધી ચીસો પાડે છે, સર્પના મુખમાં દેડકા ચીસો પાડે છે, સિંહના મુખમાં બકરાં, હરિણ, ससला ચીસો પાડે છે. બાણ–ભાલા કે ગોળીથી વિંધાએલા જીવો જીવે ત્યાસુધી કારમા પોકાર પાડે છે. કસાઈની તલવારથી કપાતા પ્રાણીઓ કળકળાટ કરી મૂકે છે.

સમુદ્રના કિનારા ઉપર અથાણાં કરવા ઝીણા નાના–મોટાં માછલાં ઉકળતા પાણીમાં બાફવામાં આવે છે અને કડ કડતા તેલમા તળાય છે, તે પ્રાણીઓ કાળી ચીસ પાડે છે. આપણે સાંભળીએ તો આપણી છાતી ફાટી જાય તેવો ભયંકર કળકળાટ સંભળાય છે.

પાપી મનુષ્યોદ્વારા મોટા–મોટા તાવડા–તપેલાં પાણીનાં ઉકાળીને તેમાં કુકડા વિગેરે જીવતા પક્ષીઓને બાફી નાંખવામાં આવે છે, તે બીચારા નિરાધાર પ્રાણીઓ ઘણા તરફડાટ નાખે છે, પણ અધર્મી માસાહારીઓનાં ગજ વેલના કઠોર ચિત્ત જરાપણ ભીંજાતા નથી.

વળી શિકારીઓદ્વારા કે હિંસક સિંહ વિગેરે પાપી જીવોદ્વારા મારી નંખાએલ હરિણી વિગેરે નારીજાતિનાં નાનાં નિરાધાર બચ્ચાંઓ ધાવણ-પાલણ વિના ચીસો પાડી મરણ પામે છે.

પશુગતિના જીવો બે-ઇન્દ્રિય, તે-ઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિય આ બધા જીવો પણ પરસ્પર મગશક્ત જીવો અશક્તજીવોને ખાઈને-ગુજરાન ચલાવે છે, એટલે **મારવું** અને **મરવું** એ રીતે બધા જીવો કાળ વટાવી રહ્યા છે.

**મરવા કેઈ ભવ તેં કર્યા, કેઈક મારણ કાજ,**
**શતશઃ શત્રુ ઉભા કરી, લુટી પોતાની લાજ.**
**પિંડ પોતાના પોષવા; નાશ કર્યા બહુ જીવ;**
**દુઃખ આપી બહુ અન્યને, પામ્યો હર્ષ અતીવ.**

કેટલાક પશુઓ બિચારા મોટા જંગલોમાં રહે છે. મોટા મોટા પહાડોની હારમાળાઓમાં વસે છે, ત્યાં પણ તેમને વાઘ, સિંહ, દીપડા, ચિત્તા, માવજ વિગેરે શિકારી પ્રાણીઓ આવીને મારીને ખાઇ જાય છે.

કેટલાક બિચારા નિર્ભય જીવન જીવતા હોય ત્યાં અકસ્માત અગ્નિ લાગે છે તેમાં ચારે બાજુથી બળગેલા મહા ભયંકર દાવાનળમાં સિંહ, હાથી, વાઘ, દીપડા, ચિતરા, માવજ, વાનરા, શિયાળ, બિલાડા, રોઝ, ખચ્ચર, વનની ભેંસો, ગાયો, ભુંડ, હરિણ, મસલાં, અજગર, સર્પ, નોળિયા,

ઉંદરડા, કોલ, ખીસકોલી, પાટલા–ચંદનઘો, કાકીડા. સાંઢા વિગેરે જમીન ઉપર રહેનારાં તથા બોડ, દર, બીલ બનાવીને વસનારાં પ્રાણીમાત્ર બિચારાં રાડા–બુમો, ચીસો પાડીને બળીને ભસ્મીભૂત થઇ જાય છે.

આવા બનાવો વાંસદા વિગેરેનાં મોટા વનોમાં અને મોટા પહાડોમાં લગભગ ઘણી વાર બને છે. ભીલ વિગેરે હિંસક જાતિઓ ધર્મના નામે વનો અને પહાડોમાં અગ્નિ સળગાવે છે. કેઇક કુતૂહલી શિકારીઓ અને યવનરાજાઓ પણ પોતાની રમતની ખાતર મોટા વનો સળગાવી હજારો પ્રાણીના પ્રાણોની અગ્નિમાં આહુતિઓ અપાવે છે.

કહેવાય છે કે, એકવાર બાદશાહ અકબર અતિ તોફાનના ચાળે ચઢીને લાહોરની પાસેના એક જંગલમાં ૫૦ હજાર માણસોને રોકીને દશ માઇલના ઘેરાવામાં એક માસ સુધી બધી જાતનાં પશુ એકઠાં કરાવ્યાં હતાં અને પછી ઘણા સૈન્યપૂર્વક પાંચ દીવસ સુધી તરવાર, ભાલાં, બરછી, બંદુક, બાણોવડે મહાભયંકર શિકાર ખેલાણો હતો તેમાં કહેવાય છે, કે લાખો પ્રાણીઓને કાપી નાંખવામાં આવ્યાં હતાં, આવો શિકાર અત્યાર પહેલાં કોઇએ કર્યો નહિ હોય, એવી નામના મેળવવા અકબરનું આ પગલું હતું. વળી અકબર દરરોજ ૧। શેર ચકલાંની જીભો ખાતો હતો. સમજી શકાય છે, કે કેટલા ચકલાંના ભોગે ૧। શેર જીભો થતી હશે અને આ રીતે પ્રતિવર્ષ ૧૦–૧૨ મણ જીભો એકલા અકબરને ખાવા જોઇતી હતી, તો બીજા હોદ્દેદારો

અને અધિકારીઓ-કુમારો, બેગમો વિગેરે કેટલા જીવોના પ્રાણ લેતા હશે.

આવા વર્તનોથી સમજી શકાય છે, કે આખી દુનિયાના અનાર્યો અને ઘણા ખરા આર્યો પણ પશુઓને મારી નાંખવામાં અને માંસાહાર કરવામાં જરાપણ પાપ માનતા જ નથી.

વળી કેટલીક પશુની જાતિઓ એવા સ્વભાવની હોય છે કે, એક જ નર, અનેક માદાઓને ભોગવે છે. જેમકે વાંદરા અને હાથીઓ તેઓ એકેક ૫૦, ૧૦૦, ૨૦૦, ૫૦૦, નારી જાતિની માલિકી ધરાવે છે અને તે મુખ્ય વાનર પોતાની વાનરીઓના જન્મ પામતા બાલ વાંદરને મારી નાંખે છે. બસ, તે જ પ્રમાણે યૂથાધિપ હાથી પણ નૂતન જન્મેલા બાલક હાથીને મારી નાંખે છે. મોટો થએલ બાલ-વાનર યૂથાધિપ થઇ જાય તો મને નસાડી તે યૂથનો માલિક બની જાય, એ જ વિચારે હાથી પણ બાળ-હાથી બચ્ચાંને મારી નાંખે છે.

ઉપરોક્ત વર્ણનથી સમજી શકાય છે, કે પશુઓને પોતાના માતા-પિતાનો ભય, વનના પ્રાણીઓનો ભય, વનના દાવાનળનો ભય, વનના શિકારી પ્રાણીઓનો ભય અને મનુષ્ય શિકારીના ભયો તોલાઇને જ રહેલા હોય છે.

ઉપરાંત પાકરક્ષણ વિગેરે 'બાનાઓ' નીચે-જમીનદારો અને ખેડુતો તરફથી રક્ષક માણસો રાખી, રખાવીને

ગોફણ, તીર-કામઠાં અને ગોળીબારથી પણ હજારો-લાખો-ક્રોડો પ્રાણીઓને ઠાર મારવામાં આવે છે.

વળી પશુ જીવો બિચારા જ્યારે છેલ્લી વયમાં મરવા પડે છે ત્યારે પણ જ્યાં હોય ત્યાં નિરાધાર પટકાય છે. કોઈની મદદ તો હોય જ શાની? એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ કે દિવસો સુધી ત્યાં જ પડયા રહીને, ભુખ અને તરસ ભોગવીને, તડકા-ટાઢ ભોગવીને, કીડી-મકોડા, માખીઓ-મચ્છરના ત્રાસ ભોગવીને. કાગડા, સમળી, ગીધડા વિગેરે દુષ્ટ પક્ષીઓના ત્રાસ ભોગવીને સાવજ, વાઘ, બીલાડા શિયાળ વિગેરેનાં આક્રમણો સહન કરીને કાળી ચીસો પાડીને મરે છે. કેટલું લખી શકાય! પશુગતિના દુઃખનું વર્ણન કરતાં પાનાં ભરાય તો પણ સમુદ્ર પાસે બિન્દુ તુલ્ય છે.

## હવે મનુષ્યગતિ વિચારીએ.

સૌ પ્રથમ ગર્ભાવાસમાં નવ માસ સુધી લોહી-માંસ, ચરબી વગેરે સાત ધાતુ અને વિષ્ટા, પેશાબની ખાણમાં માતાના પેટમાં, ઉંધા મસ્તકે લટકીને ભયંકર દુઃખ ભોગ વવાં પડે છે, તેમાં કેટલાય આત્માઓ અધુરા આયુષે ગર્ભમાંજ મરણ પામે છે, કેટલીએ કુલટા, અધમ સ્ત્રીઓ, વેશ્યાઓ, વિધવાઓ, વૃધ્ધાકુમારીઓ અને પ્રોષિતભર્તૃકાઓ [વર્ષોથી પતિ પરદેશ રહેલા તેવી સ્ત્રીઓ] જેઓ અનાચાર સેવી ગર્ભવતી થાય છે, તેઓ અનેક જાતના ક્ષારોનુ સેવન કરીને ગર્ભપાત કરે છે. દવાખાનાઓમાં અને વૈદ્યો દ્વારા ગર્ભપાત કરાવે છે.

વલી પૂર્ણમાસે પ્રસવ થાય ત્યારે પોતાના પાપાચારો ઢાકવા સારૂ નાનાં બાળકોને કેટલીક કુલટાઓ જીવતાં જ જમીનમા દાટી નાંખે છે, કેટલીક ઉના ધખધખતા પાણીમા બોળી મારી નાંખી જમીનમાં દાટે છે, કેટલીક કુલટાઓ શૂન્ય સ્થાનમાં કે રાજ્યમાર્ગમાં કે ધર્મસ્થાનમાં તુરતનાં જન્મેલા બાળકોને છોડી દે છે, આ રીતે મનુષ્યગતિમાં ગર્ભાવાસમા જીવને મહાદુ ખ અને મહા જોખમ વેઠીને જન્મ થયા પછી પણ કોઇની માતા મરી જાય છે, કોઇનો પિતા મરણ પામે છે, કોઇક બાળક પોતે જન્મ પામીને રોગમાં રીબાય છે, કેટલાક તદ્દન બાલ્યવયમાં અધુરા આયુષથીજ બિચારા માનવ જન્મનો ફેરો વેડફી મરીને પશુ આદિ ગતિઓમા ચાલ્યા જાય છે.

આમ બાલ્યાવસ્થામાં દરિયાની વહાણની મુસાફરી જેવી, અનેક મુંઝવણો વટાવીને આત્મા યૌવનવય પામે છે, એટલે ગયા જન્મનાં અને બાલ્યવયનાં ગર્ભાવાસનાં દુ ખો તદ્દન ભૂલી જાય છે અને પાછાં પાપો ભેગા કરવાનો ઉન્માદ શરૂ થાય છે. તેમાં પણ સૌ પ્રથમ પાણીગ્રહણના વિચારો અને વિકારોનું આંદોલન શરૂ થાય છે. પોતાને અનુરૂપ સહચરની શોધ શરૂ કરે છે.

## સ્ત્રી-જીવન.

માત્ર શ્રી જિનેશ્વરદેવના શાસનમા, ઉગતિ પ્રજામાં સારા સંસ્કાર પડ્યા હોય તેની વાતને અલગ રાખીએ તો મોટા

ભાગે સ્ત્રીજીવન અતિ પરાધિન દશામાં પસાર થાય છે. રાજ્યના ગુન્હેગાર કેદીઓ કરતાં પણ સ્ત્રીઓ બિચારી મહાભયંકર પરાધીનદશા ભોગવે છે.

જેમકે, મનુષ્યો, બહુ ક્રોધી અને ઘણા માની હોય છે, તેઓ બિચારી પોતાની પત્નીઓ ઉપર ઘણાજ ત્રાસ ગુજારે છે. તેણીઓ જો કાળી, કદરુપી હોય, માંદી, દુબળી, બેડોલ, અલ્પ બુદ્ધિવાળી હોયતો હંમેશાં પતિના મુખની સરસ્વતી-[ગાળો] સાંભળ્યાજ કરે છે. પચી-પચ્ચાસ ગાળો, બે-પાચ ઠોઠ-થપાઠ કે મુક્કા-તમાચા તો લગભગ રોજનો રિવાજ બની ગયો હોય છે.

બિચારી ગરીબ અબળાઓ પતિને રાજી રાખવા ઘણી ગુલામી અને ખુશામત કરે છે, પણ અધમકોટીના ગુંડાઓ બિચારી અબળાઓને સંતાપવામાં જ આનંદ અનુભવે છે, તે અબળાઓ એક ટંક પૂર્ણ ખાવાનું પામતી નથી. તેણીનુ ચિત્ત બારેમાસ બળેલું-સળગેલું જ રહે છે.

પતિદેવનો જે બાઇને ત્રાસ હોય, તેને ઘણું કરીને સાસુ-નણંદ કે દેરાણી-જેઠાણીની પણ મહેરબાની હોતી નથી. તે બિચારીની રાવ-ફરિયાદ કોઈ સાંભળનાર હોતું નથી. એટલે પછી તેના ઉકળેલ ચિત્તને ઠારવા સારૂ દિલાસો તો આપેજ કોણ, અને દિવસ ઉગે અને જાગે ત્યાંથી કામ શરૂ થાય છે. આખો દિવસ વેચાતી લીધેલી ગુલામડીની માફક અથવા પગારદાર રાખેલી નોકરડીની માફક ઘરનું કામ કર્યા કરવાનું હોય છે, છતાં કામ કરતાં વાર

લાગી જાય, જરા સારૂં-ખોટું થઇ જાય તો ગાળો અને વખતે મારની પણ વાનગીઓ ચાખવા મળી જાય છે.

આવા તિરસ્કારની ભોગ બનેલી ઘણી અબળાઓ ઝેર ખાઇને, ગળે ફાંસા ખાઈને, કૂવામાં પડીને આત્મઘાત કરીને, મરણ પામ્યાના પ્રતિવર્ષ હજારો દાખલાઓ નોંધાયા કરે છે અને આખી દુનિયામાં થઇને હજારો-લાખો અને ક્રોડો અબલાઓ પતિ અને સાસુ વિગેરેના અને કુટુંબોના ત્રાસ ભોગવી અકાળે મરણ પામે છે.

તેમજ ઘણી અબલાઓ ગર્ભવતી થઇને પ્રસૂતિના કારમાં દુખો ભોગવીને પ્રસૂતિ થયા વગર કે બચ્ચાને જન્મ આપીને જ નારકી જેવાં ભયંકર દુખો ભોગવીને કાળીચીસો પાડીને-ધર્મનું ભાતુ લીધા વગર પરલોક સિધાવે છે.

કેટલીક અબળાઓ પરણીને એવા હલકા કુલવાળા હલકા પતિને પામે છે, કે તે બિચારીને પતિ બોલાવતો નથી, અને ખાવાનું આપતો નથી અને ઘરમાંથી કાઢી મૂકે છે. કેટલીક અબલાઓ રાજા-મહારાજાઓ-ઠાકોર-ગરાસિયાના ઘેર ગુલામડી જીવન જીવી વખતે અનાચાર સેવી ગુજરાન ચલાવી ભ્રષ્ટ બની મરે છે.

કોઇક બિચારી અબલાઓનો પતિ મરણ પામવાથી દીયર-જેઠ, સાસરા કે ઓરમાન છોકરાઓ તેને ખાવા-આપતા નથી. ખર્ચ બાંધી આપે છે, રોવડાવે છે, દુખના વર્ષાદ વર્ષાવી અર્ધા આયુષથી મારી નાંખે છે.

કેઇક સ્ત્રીઓ સ્વયં અનાચારિણીઓ બનીને ઘણાંની સાથે પ્રેમમાં પડીને એક બીજા પુરુષોદ્વારા કુ–મારથી [એટલે યોનિમાં ચપ્પુ વિગેરે નાંખીને, યોનીમાં ક્ષારભરીને, યોનિમાં તેજાબ નાખીને, નાક–મુખ ઉપર ડુચા દઈને, નાક, કાન, સ્તન કાપી નાખીને] રીબાઇને મરણ પામે છે.

કેટલીક સ્ત્રીઓ રાજા–મહારાજાઓને પરણીને ઘણી પત્નીવાલા પતિની ભાર્યા થવાથી એક કેદીના જેવું જીવન જીવે છે. એક રાજાને સો રાણીઓ હોય, પાંચસો હોય, હજાર હોય, તો બિચારી રાણીઓ બારેમાસ નિશાસા નાખે–છે, રૂદન કરે છે, આખો દીવસ અરતિ, અફસોસ, ઇર્ષ્યા-મય જીવન જીવી વળી પશુગતિ જેવી હલકી ગતિમાં ચાલી જાય છે.

કેટલીક અબળાઓ પાંચ–દશ છોકરાં મુકી પતિ પર-લોક જવાથી; બાળકોનું અને પોતાનું પેટ ભરવા પારકી બધી પ્રકારની મજુરી કરીને, છોકરાને રસોઇ કરી આપીને; છોકરાને નવડાવી–ધોવડાવીને; આવા જ કાર્યમાં આખું જીવન બરબાદ કરીને, પરલોકનું કશું જ ભાતું લીધા વગર આ દુર્લભ મનુષ્ય જન્મ પામેલો હારી જઇને સંસાર સમુદ્રમાં ડુબી જાય છે.

આ ઉપરાંત જેટલી સુખી જણાય છે તેવી સ્ત્રીઓ પણ સુખી તો હોતી નથી જ, જુઓ, સ્ત્રીજાતિને સવારથી સાંજ સુધી [સવારના પાંચ વાગ્યાથી રાતના નવ વાગ્યા સુધી]લગભગ દળવાનું, પાણી ગળવાનું, પાણી ભરી લાવવાનું,

સવારના નાસ્તા તૈયાર કરવાનું, એઠવાડનાં ભાણાં સાફ કરવાનું, ઘરમાં હોય તેટલા પુરૂષો માટે નાવાનું ગરમ-પાણી તૈયાર કરવાનું, શાક સમારવાનું, ચોખા, દાળ, મસાલો તપાસવાનું, મધ્યાહ્નની રસોઈ કરવાનું, ગરમાગરમ રોટલીઓ વણવાનું કે રોટલા ટીપવાનું, ઘરમાં મેમાન આવ્યા હોય તો હંમેશના ક્રમ કરતાં વિશેષ ભોજન સામગ્રી બનાવવાનું, જમીને ગએલાઓના એઠવાડના ભાણાં એકઠા કરી ધોવા-ઉટકવાનું, બધા જમી ગયા પછી વધ્યું-ઘટયું ખાવાનું, બપોરના ફાજલ પડેલા સમયમાં ઘઉં વિણવા, મગ-ચણા ભરડવા, ચોખા વગેરે સાફ કરવાનું વખતે કપડાં મેલાં થયાં હોયતો પોટલો એક લુગડાં ધોવા જવાનું, વલી સાંજની રસોઈ કરવાનું, જમેલાનાં એઠાં ભાણાં સાફ કરવાનું, પરવાર્યા પછી બધાં માટે પથારીઓ પાથરવાનું અને વલી જો રાત્રે નાસ્તા-પાણી કરનારા સ્વામીનાથ કે સાસરા-દિયર હોય તો પાછી તેમની તૈયારી કરી આપવાનું અને આ ઉપરાંત પા ડઝન, અર્ધો ડઝન કે પોણો ડઝન છોકરાં હોય તો તેમને નવરાવવાં,-ધોવરાવવાનું કામકાજ ચાલુ જ રહે છે.

ઉપરાંત સ્વામીનાથ ઘેર પધારે એટલે તેમની પગ-ચંપી વિગેરે કામ કરવા છતાં પણ બિચારી અબળાઓ તદ્દન કરૂણાપાત્ર જીવન જીવે છે.

ઉપર મુજબની મજુરણ જેવી [ધનાઢયની પત્ની હોવા છતાં પણ] જીંદગી જીવવા છતાં પતિની ગેરહાજરી થઇ-જાય તો બિચારીનો રોટલો પણ ઓશિયાળો થઇ જાય છે.

આસગ,-દિયર જેઠ, સાસુ, તેણીને હડધૂત બનાવે છે. જગતમા અપશુકની ગણાય છે

છોકરાઓ પાકુ બાપની ગેરહાજરી હોય તો બિચારી માતાને ગાંઠતા નથી, અપમાન કરે છે, રોવડાવે છે, વખતે જુદી રાખે છે, મંદવાડ કે છેલ્લી અવસ્થામા મનપસંદ ચાકરી કરતા નથી.

**શંકાઃ** જો સ્ત્રીઓનું આવુ કરૂણજીવન છે તો શા માટે તેણીએ પરણવુ જોઇએ ?

**સમાધાનઃ** અનંતકાલથી આત્મામા કામરાગ એવો ઘરકરીને રહ્યો છે, કે જગતના જીવોને ભાનભૂલા કરી નાખ્યા છે. જેમ દરાજના રોગીને ખણતા સ્વાદ ખુબજ આવે છે તેથી અનેકવાર અનુભવેલી ઘડીક પછીની બળતરા યાદ આવતી નથી, પણ ખણવાનુ જ પસદ પડે છે, તેમ ઉપરના હજારો ભયકર દુઃખો કરતાં પણ રતિમ ચોગમા ઘણો સ્વાદ સમજીને અજ્ઞાની જીવડો પોતાની જાતે જ કરોળીયાની જેમ પોતાનાં દુખો માટે જાળ ગોઠવે છે. એટલે સુવાવડ આવે ત્યારે ભયંકર દુખો પડવાથી હવે આવું કામ નહિ કરવા વિચાર આવવા છતા, દુખો ગયા પછી પાછો જીવડો તેવોને તેવોજ બની જાય છે.

## હવે પુરુષોના દુઃખની વાત વિચારીએ.

કેટલાક મનુષ્યો જન્મથીજ દુખીયા હોય છે. આજીવિકાનું સાધન ન હોવાથી કોઈકની નોકરી, ગુલામી કરે છે.

ખવાસ, ગોલા વગેરે રાજા-મહારાજા, ઠાકોર, ગરાસીઆઓને ત્યાં માત્ર પેટ ભરવા તદ્દન મફત રહે છે, કેટલાક બિચારા આખી જીંદગી દેવામાંથી છુટા ન થવાથી સદાકાળ પૂર્ણ ખોરાક-વસ્ત્ર પામતાજ નથી, કેટલાકોને ચારે બાજુના આધાર તૂટી જવાથી ભીખ માગીને, ભટકીને, રાડો-પોકારો કરીને કરૂણુ જીવન વીતાવવુ પડે છે.

કેટલાક મનુષ્યો ઘરમાં પોતે એકલો જ કમાનાર હોવાથી અને ઘરમાં પાંચ-સાત-દશ ખાનાર હોવાથી, કમાવાના માર્ગ ન મળતા હોવાથી મનમાં ઘણું દુર્ધ્યાન કરી, બળતરામાં શરીર ક્ષીણુ બનાવી, રોગના ભોગ બની અકાળ મરણુ સાધે છે.

કેટલાય મનુષ્યો પોતે પરદારાલંપટ હોવાથી તે તે સ્ત્રીઓના પતિ કે સગાં-વ્હાલાઓદ્વારા અકાળે ખરાબ મરણુથી મરણુ પામે છે, કેટલાક પુરુષો અનાચારિણી સ્ત્રીઓ દ્વારા કામણુટુંમણુથી, ઝેરથી કે જારપુરુષના હાથે મરે છે, કેટલાક પુરુષો કુટુંબના કલહથી, ઘરના-પરિવારના દુઃખથી, વેપાર ધંધાની નુકશાનીથી પોતાની મેળે આત્મઘાત કરે છે, કેટલાક પુરુષો લડાઈ લડવા જતાં કે લડાઇનો સામનો કરવા જતાં કપાઇ જાય છે. પ્રાયઃ દરેક શતાબ્દિઓમાં મહાભયંકર લડાઈઓ ચાલ્યાજ કરે છે, તેમાં લાખો અને ક્રોડોની સંખ્યામાં પુરુષો કપાઇ ગયા છે. રામ-રાવણુની લડાઇમાં, પાંડવ-કૌરવની લડાઈમાં, કોણિક-ચેડા રાજાની લડાઇમાં આવી અનંતકાળે અનંતી લડાઇઓ થઇ છે.

છેલ્લા છેલ્લા જર્મન અને અંગ્રેજોની લડાઇમાં, જર્મન અને રશીયનોની લડાઇમાં અને હિન્દુ અને મુસલમાનોના કોમી હુલ્લડોમાં લાખોગમે પુરુષો અને ઘણીજ નિરપરાધ અબળાઓ તથા બાલક અને બાલિકાઓનો કચ્ચરઘાણ વળી ગયો છે.

કોઇક વખતે વહાણો, સ્ટીમરો ભરાઇને પરદેશ જાય છે અને વચમાં પવનની પ્રતિકૂલતાથી વહાણ નાશ પામતાં સેંકડો અને હજારોની સંખ્યામાં મનુષ્યો દરિયામાં ડુબીને બરાડા પાડી મરણ પામે છે.

કોઇકવાર દુષ્ટ રાજાઓ દેશો લૂટવા આવે છે, જેમકે **સીકંદર, શાહબુદ્દીન, નાદીરશાહ અલ્લાઉદ્દીન ખુની** યવનરાજાઓ દ્વારા આખા દેશના મનુષ્યોની પાયમાલીમાં બિચારા લાખોની સંખ્યામાં ધનધાન્ય વગરના, પત્ની પરિવાર વગરના થઇ અને છેવટે પ્રાણોનાં બલિદાન આપી મરણ પામ્યા છે.

કેટલાક પુરુષો બિચારા ખોટી સોબતથી ચોરી કરતાં શીખીને, પરસ્ત્રી લંપટપણું શીખીને, બીજા અનેક નિન્દનીય કાર્યો કરીને. સરકારદ્વારા શૂળી-ફાંસી વિગેરે દેહાંત શિક્ષાઓ પામે છે; અને બીજા ભવમાં પશુગતિ કે નરકગતિ.

કેટલાય પુરુષો જન્મથી, નાની વયમાંથી - ક્ષયરોગ, કોઢ, સંગ્રહણી, પાંડુ, ભગંદર, હરસ-મસા. જલોદર, દમશ્વાસ,

ખાંસી, કેન્સર વગેરે મહા ભયંકર હઠીલા અને મરણ સર્જાવનાર રોગોને વશ બની દવાની સગવડતાના અભાવે, સારવાર અને ચાકરી કરનારના અભાવે ચિત્તમાં દુર્ધ્યાન કરી મરણ પામે છે.

કેટલાક ડોસા-ડોસી વૃધ્ધાવસ્થામાં અશક્તદશા પામી પુત્ર અને પુત્રવધુઓના કે પરિવાર તરફથી થતા અનાદર પામી ઘરના ઉપર દ્વેષભાવના સેવી મરે છે. કહ્યું છે કેઃ-

वृद्धस्य मृताभार्यस्य पुत्राधीनधनस्य च
स्नूषा वाक्ये, दनधस्य जीवितान् मरणं वरं ॥

**અર્થઃ**-ઘડપણ આવ્યું હોય; પત્ની મરી ગઇ હોય, પૈસા-ટકા છોકરાઓને સ્વાધીન થઇ ગયા હોય અને પુત્ર-વધુઓના તિરસ્કાર સાંભળવા પડતા હોય ત્યારે નીતિકારો કહે છે, કે આવા જીવન કરતાં મરવું આવે તો સારૂં.

## દેવગતિમાં.

દેવગતિ પણ અનેક જાતિનાં માનસિક દુઃખોથી ભરપૂર હોય છે. મોટા ભાગે દેવો મરણ કાલે છ માસ સુધી અરેરે અમારે આ વિમાનો, આ રિદ્ધિ, આ અપ્સરાઓ, આ પરિવાર, આ સુખ, આવી શક્તિ, આવી ગતિ, આવાં રત્નો, આવાં કલ્પવૃક્ષો આ બધું છોડવું પડશે ! અરેરે અમારે મહા ગંદવાડથી ભરેલા મનુષ્ય નારીના ઉદરમાં ઉત્પન્ન થવું પડશે ! હવે અમને અમારા આ દેવભોગો પુનઃ ક્યારે સાંપડશે ! આમ અનેક પ્રકારનાં દુર્ધ્યાન કરીને, મરીને મનુષ્યગતિમાં કે પશુગતિમાં ચાલ્યા જાય છે. . .

બીજા પણ સ્વામી એવા ઇન્દ્રો અને મહર્દ્ધિકદેવો તરફથી ઘણાં અપમાનો થાય છે. તેમના વાહન બનવું પડે છે, તેમની સભાઓમાં નાચ વગેરે કરવા પડે છે, ઢોલ-મૃદંગ વગેરે વગાડવા પડે છે, તેમના હુકમોને આધીન રહેવું પડે છે, તેમના પ્રેષ્ય કાર્ય કરવાં પડે છે, તેઓ કાઢી મૂકે તો સ્થાનનો ત્યાગ કરી સ્થાનાંતરમાં વસવું પડે છે, તેઓ જ્યાં લઈ જાય ત્યાં જવું પડે છે.

દેવોને પોતાની દેવાંગનાઓદ્વારા પણ તિરસ્કારો થાય તે ખમવા પડે છે, તેજ પ્રમાણે દેવાંગનાઓને પતિ-દેવોની અને ઇન્દ્રાદિ મહર્દ્ધિક દેવોની આજ્ઞાને આધીન રહેવું પડે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ આ ચારે ગતિમાં માનસિક, વાચિક અને કાયિક દુઃખોની પરંપરા અનંતા કાલથી ચાલુ છે. અજ્ઞાની જીવને આપ સ્વભાવની ખબર ન હોવાથી ગઇ કાલનાં દુઃખો બિલકુલ યાદ ન હોવાથી, જ્યાં જાય ત્યાં પોતે પોતાને નવીનજ માને છે.

અને જ્યાં સુખનું ખૂબ સામ્રાજ્ય સાંપડે છે ત્યાં વિચાર પણ આવતો નથી, કે હું અનંતા કાળથી મહા દુઃખોને ભોગવતો, કુટાતો, પિટાતો, છેદાતો, ભેદાતો, તળાતો, બફાતો, રોતો, રિબાતો. અકામ નિર્જરાના યોગે આ મનુષ્ય જન્મ પામ્યો છું.

આ વખતે મારે અનંતાકાળના દુખોને તિલાંજલિ આપવાનો સુ-અવસર સાપડયો છે. અત્યારે હું સમજણો બની, સાધવા માંડું તો મારે હલકા જન્મો લેવાના બંધ થઇ જાય. આ નરભવ મારો નકામો ગયો તો વળી મારા ચોરાસીના ફેરા શરૂ થશે, ફરીવાર પુન **આવી સ્વાધીનતા, આવી સમજણ** અને **આવી સગવડ** મળવી દુર્લભ છે.

વળી જ્યારે દુખના ડુંગરો ઉભરાય છે ત્યારે તો બિચારા જીવને પોતાપણાનું ભાન કે જ્ઞાન કશું હોતુ જ નથી. જ્યા જુઓ ત્યાં દુખ-દુખ-ને દુખ જ દેખાય છે. જગતના અપુણ્યજીવોનો કોઇ સહાયક જ નથી, રક્ષક નથી, દયાળુ નથી, મદદગાર નથી, દિલાસો આપનાર નથી, દુખમાં ભાગ લેનાર પણ કોઈ નથી, રસ્તો બતાવનાર કોઇ નથી.'

એટલે બિચારા ચારગતિના જીવો ભલે એક ભવ પૂરતા સાતાવેદનીય વગેરે શુભકર્મોનો ઉદય થવાથી સુખી દેખાતા હોય છતા પછીના ભવનો તદ્દન વિચાર જ કરતા ન હોવાથી વાસ્તવિક દુખિયા જ છે.

જેમ સખત ટાઢો તાવ આવેલા માણસને ચારે બાજુ અગ્નિ સળગાવે તો ક્ષણવારની શાન્તિ પછી મહા અશાન્તિ જ ઉત્પન્ન થાય છે. જેમ ખુજલીના રોગવાળાને ક્ષણવાર ખણવાથી સ્વાદ થયા પછી ઘણીવાર કાળી બળતરા ભોગવવી પડે છે. જેમ વિધવા કે કુમારીને ક્ષણવાર પુરૂષ સંયોગનું સુખ મળ્યા પછી બદલામાં ગર્ભ રહેવાથી મહા

નિન્દા, અતિ વેદના, અપભ્રાજના અતિ પ્રમાણુ ભોગવીને આત્મઘાત કરીને મરવું પડે છે.

જેમ કુતરી વગેરે પશુજીવોને ક્ષણુભર નરમૈથુનનું સરસવ જેવું સુખ મળ્યા પછી ગર્ભધારણુનાં અને તેના સહયોગથી ક્ષુધા-તૃષાનાં અને પ્રસૂતિકાલે શૂળ વિગેરે દુખો ભોગવવાં પડે છે, વલી મનુષ્ય સ્ત્રીઓને પણુ કેટલીઓને ભોગ-સુખના બદલામા નવમાસ ગર્ભાધાનનાં અને પ્રસૂતિકાળની તીવ્ર વેદનાઓનાં પ્રસૂતિ પછી પણુ સુવારોગ વગેરેનાં સાક્ષાત્ દુ:ખો અને મરણો નજરોનજર દેખાય છે, પણુ જીવનો સ્વભાવજ એવો દુષ્ટ છે કે, તે સુખને જ દેખે છે પણુ દુઃખને ભાળતો જ નથી. જુઓ,

ओतु: पय: पश्यति नैव दंडं कीरोपि शालीन् न च लोष्टदंडं ।
काको पलं नो वत सिंहतुंडं जंतु: तथा शं न यमं प्रचंडं

અર્થ:-બિલાડો દુધનેજ દેખે છે, પરંતુ નજીક-માંજ ધોકાવાળો ઉભો છે તેને દેખતો જ નથી વલી જેમ પોપટ ખેતરમાં ચોખાનાં કણુસલાં દેખે છે, પરંતુ માળા ઉપર ગોફણુના ગોળાવાળાને ઉભેલો ભાળતો નથી. તથા વળી કાગડો સિંહના મુખમાં માંસના ટુકડાને દેખે છે પરંતુ સિંહ જાગી જશે તો મારૂં શું થશે, એમ વિચાર કરતો નથી. તેજ પ્રમાણે જગતના પ્રાણી માત્ર સુખને જ દેખે છે, પરંતુ મરણુને કે મર્યા પછીના નરક અને પશુ અવતારને દેખતોજ નથી.

વળી કોઇ કવિ કહે છે કે;

મેં ભોગ મારા ચિંતવ્યા પણ રોગને ચિન્ત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને ઝીછયું નહિ,
નવિ ચિંતવ્યું મેં નરક કાગગૃહસમી છે નારીઓ,
મધુબિન્દુની આશામહી, ભયમાત્રને ભૂલી ગયો.

**ભાવાર્થ**:--આ જીવ પ્રતિક્ષણ યાવદ્ ઘડપણ આવ્યું હોય તો પણ સ્પર્શ, રસ-ગંધ-રૂપ અને શબ્દના ભોગજ વિચાર્યા કરે છે, પરતુ **ભોગો ભર્યા છે રોગથી** આ વાતજ ક્યારે યાદ ન આવી, યાદ આવી પણ સાચી ન લાગી. વળી ભોગનુંસાધન ધન છે. જીવડો બિચારો પ્રતિસમય લક્ષ્મી મેળવવા મનમાં હજારો તરંગો ગોઠવ્યા કરે છે.

પરંતુ ધન તો આવ્યું તો આવ્યું નહિતર નિધન તો ચોક્કસ આવશે. આ વાતનો ખ્યાલ જ ન આવ્યો. ધન ગમે છે પરંતુ નિધન-મરણ ગમતું નથી. વળી મૂર્ખ જીવ નારીઓનાં રૂપ, ગતિ, વિલાસ, અવયવ, [સ્મિત, કટાક્ષ, કક્ષા, બાહુ, નાભિ, સ્તન, મુખ] વગેરેના વિચાર કર્યા પરંતુ કિંપાકના ફળની મધુરતા કરતાં હજારોગુણી હલા હલ જેવી નારી ભોગના ફલરૂપ નરકની કેદ-બેડી મનમાં આવીજ નહિ.

જેમ કોઇ પામરે મધુબિન્દુના સ્વાદ અને લાલચમાં અજ-ગર, સર્પ અને હાથી તથા મધમાખીના દુ:ખનો વિચારજ ન કર્યો-અને ત્યાંને ત્યાં મરણ પામ્યો, તેમ જગતના સર્વ જીવો સુખના ઘેનમાં અને દુઃખના નશામાં આપણું હિત વિચારતાજ નથી.

આવા ભાવોવાલી ગીતાર્થ ગુરુદેવના મુખની વાણી સાંભળીને વજ્રવીર્ય રાજા પ્રતિબોધ પામ્યા અને નગરમાં આવી સુમુહૂર્તે **વજ્રનાભ** કુમારને રાજ્ય આપી પોતાની રાણી સહિત પ્રવ્રજ્યા લીધી અને વજ્રનાભરાજાને પણ ધર્મ અને નીતિ બન્નેને યથાયોગ વિકસાવતા ગૃહસ્થદશામાં કેટલોક કાલ ચાલ્યો ગયો. કેટલોક કાલ ગયા પછી વિજયાદેવી મહારાણીની કુક્ષિથી ચક્રાયુધ નામે પુત્ર થયો અને યોગ્ય વયવાળો થવાથી પિતાએ તેને યુવરાજ પદવી આપી. અન્યદા કોઈવાર **વજ્રનાભ** રાજવી ગોખમા ઉભા ઉભા શહેરની શોભા જુએ છે, તેમાં નગરમા કોઇ જન્મે છે, કોઈ મરે છે, કોઈ રુવે છે, કોઇ હસે છે, કોઇ વિલાપ કરે છે, કોઈના ઘેર લગ્નનાં ગીત ગવાય છે, કોઈના ઘેર મડદા પાસે છાજીઆ કુટાય છે.

આમ જુદી જુદી મનુષ્ય ચેષ્ટાઓ જોવાથી સંસારની અસારતાનું ભાન થવાથી વૈરાગ્ય ભાવના આવતાં જાતિસ્મરણજ્ઞાન થયું. ગયા જન્મમાં આચરેલી પ્રવ્રજ્યાનું સ્મરણ થયું અને વર્તમાન રાજ્ય અને વૈભવ ઈન્દ્રજાળ જેવા, સ્વપ્નના બંગલા જેવાં ભાસવા લાગ્યાં. સ્વજન, પરિજનનો રાગ કેદખાનાના કેદીઓની મિત્રતાઇ જેવો સમજાવા લાગ્યો. યૌવન અને વિષયો સંધ્યાના રંગ જેવા સમજાઇ ગયા.

દરિયામાં ચાલી રહેલા વહાણુમાં બેઠેલા મુસાફરો જ્યાં સુધી વહાણુ આબાદ હોય ત્યાં સુધી જેમ વિવિધ ક્રીડાઓમાં મગ્ન બનીચોપાટ અને પાનાં વિગેરે જુદી જુદી

ક્રીડાઓમાં ચાટ્યા જતા ટાઈમની દરકાર કરતા નથી, પરંતુ તેજ વહાણ જ્યારે મધ્ય દરિએ નાશ પામે છે, ત્યારે દરિયાની ઓળખાણ થાય છે, અને હવે શું કરવું, શું થશે, હે પ્રભુ ! વિગેરે વિચાર આવતાં કાંઇક આત્મભાન આવે છે.

અને એટલામા જો કદાપિ ભાન હોય તો વહાણ યાદ આવે છે, તેમ જાતિસ્મરણના યોગથી રાજા વજનાભ [પાર્શ્વપ્રભુના આત્માને] ને પ્રવ્રજ્યાનું સ્મરણ થઇ આવ્યું. ગયા જન્મની દીક્ષાનો ખ્યાલ આવ્યો. સંસારસમુદ્રમા બુડતા પ્રાણીને પ્રવ્રજ્યારુપ યાનપાત્ર વિના તરવાનો, પાર ઉતરવાનો બીજો ઉપાય નથી. એમ નક્કી થવાથી યુવરાજ ચક્રાયુધ કુમારને બોલાવીને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

પુત્ર ચક્રાયુધકુમારને પિતાની દીક્ષાની વાત ન ગમી તેણે ઘણી આજીજી કરી. થોડા વખત સંસારમાં રહેવા વિનવણી કરી પરંતુ માર્ગના મુસાફરને કોણ રોકી શકે? તેજ પ્રમાણે સાચા વૈરાગી આત્માને પણ કોઇ રોકી શકતું નથી. પુત્રે નમ્રતાપૂર્વક જેટલી સંસારમાં રહેવાની દલીલો કરી, તે બધી સાંભળીને વિવેકી રાજા વજનાભે સમતાપૂર્વક ઉડાવી દીધી અને પ્રધાનવર્ગને બોલાવી ચક્રાયુધકુમારનો રાજ્યાભિષેક કરીને દીક્ષાની સામગ્રી એકઠી કરવા સૂચન કર્યું.

મારા પુણ્યોદય જાગૃત હોયતો પ્રભુ પધારે અને હું સંજમ ગ્રહણ કરું, આવા વજનાભ નૃપના એકદમ સાચા

અને વૈરાગ્યમય વિચારો હોવાથી કેવલજ્ઞાનથી જાણતા **ક્ષેમંકર** નામના જિનેશ્વર દેવ તેમના નગર ઉદ્યાનમાં પધાર્યા અને વજ્રનાભ રાજાએ ઘણી શાસનપ્રભાવના કરવાપૂર્વક દીન, અનાથ, ગરીબ રંકોને ઘણું દાન આપી અને સાતે ક્ષેત્રમાં દ્રવ્યનો સદ્વ્યય કરી તીર્થંકરદેવ પાસે દીક્ષા લીધી.

પ્રભુ પાસે ચારિત્ર પામી ગ્રહણ અને **આસેવન** શિક્ષાનો અભ્યાસ કરી, શાસ્ત્રોમાં પારંગત બની, ગીતાર્થપણું પામી બાહ્ય–અભ્યંતર તપને આચરતાં આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર તપસ્વી, ગ્લાન, નવદીક્ષિત, સમાનધર્મી, કુલ, ગણ, સંઘ, આ દશેની વૈયાવચ્ચ-ભક્તિને કરતાં ઘણી યોગ્યતા પામી વિશેષ કર્મ ખપાવવા ગુરુ આજ્ઞાથી એકાકી વિહાર કરતા આકાશગામિની લબ્ધિથી સુકચ્છ નામની વિજયમાં પધાર્યા.

આ બાજુ, કમઠનો આત્મા ચોથા ભવમાં સર્પ મરીને છઠ્ઠી નરકે ગયો હતો. નરકગતિનાં ભયંકર દુઃખો ભોગવીને ત્યાંનું આયુ પૂર્ણ કરીને સુકચ્છવિજયમાં જ્વલન પર્વતની નજીકમાં કુરંગક નામે ભિલ્લ થયો. અધમ આત્માઓના ઘણું કરીને બીજાઓને ખુબ દુઃખ આપવાં અને પોતે નરકનાં રૌરવ દુઃખો ભોગવવાં એ બે વ્યવસાયજ પ્રાય મુખ્ય-પણે પ્રવર્તે છે.

જાણે સાક્ષાત્ પાપનો પિંડજ ન હોય અથવા શરીર ધારિણી કૃષ્ણલેશ્યાજ ન હોય તેવો શ્યામ અને અતિ વિકરાળ

કુરંગક ભિલ્લસદાકાલ ધનુષ્ય–બાણુ લઇને વનમાં ભટક્યા કરે છે અને અનેક નિરપરાધી જીવોનો વધ કરીને માંસાહારમય જીવન વીતાવે છે. તેવામાં એકદા તેજ વજ્રનાભ રાજર્ષિ વિહાર કરતા તેજ જ્વલન પર્વતની ઉપર આવી રાત્રિના સમયમાં ધ્યાનમગ્ન રહ્યા, ત્યાં રાત્રિમાં ઘણા શ્વાપદ પશુઓના વિવિધ ઉપસર્ગો સહન કરીને મુનિરાજ તેજ સ્થાનમાં દિવસે પણ ધ્યાનમાંજ રહ્યા.

આ બાજુ સદાકાળ પાપ કરવાના જ વ્યસનવાળો કુરંગક–ભિલ્લ તેજ સ્થાનમાં આવ્યો અને વજ્રનાભ મહા મુનીશ્વરને જોયા, જોતાની સાથેજ જાતિસ્વભાવથી પૂર્વ–ભવના એક પાક્ષિકવૈરથી અને દરરોજના અભ્યાસથી મુનિરાજ-ને મારી નાખવાની ભાવના જાગૃત થઇ અને તત્કાલ ધનુષ્ય ચડાવીને એકજ બાણુ પ્રહારથી મહાત્મા મુનીશ્વરને જમીન ઉપર પાડી નાખ્યા મુનિરાજ બાણુ પ્રહારની પીડાથી વેદના વિહ્વલ થવા છતાં જરા પણ દ્વેષ કે નિર્માલ્યતા લાવ્યા– સિવાય સાત્વિક ભાવને અવલંબી આત્માને મજબુત કરવા લાગ્યા.

સહ કલેવર ખેદમચિન્તયન્ સ્વવશતાહિ પુનસ્તવદુર્લભા બહુતરં ચ સહિષ્યસિ જીવ હે પરવશો ન ચ તત્ર ગુણોઽસ્તિ તે ॥૧॥ ”

અર્થઃ–હે આત્મા ! કલેવરનું ક્ષણિક દુખ વિચાર્યા સિવાય સહન કરી લે, આવી જાગૃતિવાલી સ્વતંત્રતા ફરીને મળવી દુર્લભ જાણુ જો તું અહીં ક્રોધ કરીશ,

હિંસાના વિચાર કરીશ, બીજાને શત્રુ તરીકે માનીશ, આર્ત કે રૌદ્રધ્યાન મનમાં લાવીશ, તો મરીને નરક કે પશુગતિમાં ચાલ્યો જઇશ, ત્યાં તને આના કરતાં અનેક ગણુ દુઃખ સહન કરવું પડશે, ત્યાં ઇચ્છા વિના અજ્ઞાનતાથી રોઇ–બરાડા પાડી સહન કરવા છતાં તારા આત્માને જરાપણુ લાભ થશે નહિ.

આમ આત્માને એકદમ જાગૃત બનાવી વીરવૃત્તિ ધારણ કરી, બાણ મુકનાર ભિલ્લ ઉપર પણ મિત્રતા [મૈત્રી ભાવના] નું ચિન્તવન કરતા; અરિહંતાદિ ચારેનું શરણ કરી, ચતુર્વિધાહારનુ પ્રત્યાખ્યાન કરી, જગતના પ્રાણી માત્ર સાથે ક્ષમાપના કરી, સુકૃતાનુમોદન અને દુષ્કૃતની નિન્દા કરી, નમસ્કાર મહામંત્રનું ધ્યાન કરી. અનશન ઉચ્ચરી, અઢારે પાપસ્થાનકોને વોસિરાવી, કાલધર્મ [મરણ] પામીને મહા મુનિરાજ વજ્રનાભ રાજર્ષિ મધ્યમ ગ્રૈવેયકમાં દેવપણે ઉપન્યા અને અધમ આત્મા મુનિરાજને મારી નાંખીને મનમાં મસ્ત બનીને હિંસામય આજીવિકાને ચલાવી મરણ કાળે રૌદ્ર પરિણામ હોવાથી સાતમી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયો.

ઇતિ ભગવાન પાર્શ્વનાથ પ્રભુજીનો વજ્રનાભ મુનિવરપણે છઠ્ઠો અને સાતમો મધ્યમ ગ્રૈવેયક દેવપણાનો ભવ પૂર્ણ થયો.

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો આઠમો ભવ.

હવે આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં સુરપુરના જેવું **સુરપુર** નામનું એક નગર છે. તે નગરમાં

ગુણનિધાન અને મહાપ્રતાપી **વજ્રબાહુ** નામનો રાજા રાજ્ય કરે છે. તેને સમ્યકત્વ સુદર્શનને ધરનારી રુપ-લાવણ્યખાણ **સુદર્શના** નામની મહાપટ્ટરાણી છે.

નૃપદંપતીના સુખમય દિવસો વ્યતીત કરતાં કેટલોક કાલ ગયા પછી વજ્રનાભનો આત્મા મધ્યમ ગ્રૈવેયકથી ચ્યવીને મહારાણી સુદર્શનાદેવીની કુક્ષિરૂપ શુક્તિમાં મહા મોતીની પેઠે ઉત્પન્ન થયો અને દેવીએ મધ્ય રાત્રિમાં પલ્યંકમાં અર્ધજાગૃત દશામા ચક્રવર્તી ગર્ભસૂચક ચઉદ મહાસ્વપ્ન દીઠા અને જાગૃત થઇને બરાબર સ્વપ્ન ધારણ કરીને મહારાજા વજ્રબાહુને જણાવ્યાં, રાજાએ પણ પ્રભાતે અષ્ટાગનિમિત્તવેત્તાઓને બોલાવીને ચૌદ સ્વપ્નનો અર્થ સાંભલ્યો. ક્રમે કરીને મહાદેવી સુદર્શનાએ હિતમિત ને પથ્યાહારથી ગર્ભપોષણ કર્યું અને પૂર્ણ સમયે-પૂર્વ દિશા જેમ દિવાકરને જન્મ આપે છે તેમ મહાપ્રતાપી પુત્રને જન્મ આપ્યો અને અનેક પ્રકારના મહોત્સવો કરીને **સુવર્ણબાહુ** નામ આપ્યું.

માતા-પિતા, પરિવાર અને પ્રજા વગેરેના હર્ષોત્કર્ષ સાથે વૃદ્ધિ પામતા કુમાર સુવર્ણબાહુબાલવય વટાવી યૌવનવયને પામ્યા અને બધા પ્રકારની કલાઓનો અભ્યાસ કરીને બીજાં પણ અનેક શાસ્ત્રો ભણીને સર્વ વ્યવહાર નિપુણ થયા, અને પિતાને પુત્રનીયોગ્યતા જણાવાથી શુભ લગ્નમાં સુવર્ણબાહુ કુમારને રાજ્ય આપીને પોતે સર્વસ્વનો ત્યાગ કરી ગીતાર્થ

ગુરુ પાસે સંજમ અંગીકાર કરી વજ્રબાહુરાજર્ષિ કેવલી થઇ, મોક્ષમા ગયા

હવે સુવર્ણબાહુ રાજા ગયા જન્મમા આરાધેલ ચારિત્રના પ્રભાવથી ઇતિ ઉપદ્રવ, મારિ-મરકી, દુર્ભિક્ષ વિગેરે આપત્તિ વગરનુ રાજ્ય ભોગવતા ચક્રરત્નની ઉત્પત્તિ થવાથી છખંડ સાધ્યા અને વિદ્યાધર નૃપતિ, મણિચૂડ અને રત્નચૂડ, વિગેરે ઘણા રાજાઓની પુત્રીઓ પરણી, ઘણો કાલ નીતિ ધર્મ અને સુખમય જીવન વ્યતીત કરતા એકવાર ઉદ્યાન પાલકે વધામણી આપી, કે આપણા ઉદ્યાનમા શ્રી જિનેશ્વર દેવ સમવસર્યા છે અને દેવોએ સમવસરણ બનાવ્યુ છે

સુવર્ણબાહુ ચક્રવર્તી [ભગવાન પાર્શ્વનાથસ્વામીનો આઠમો ભવ] ઉદ્યાન પાલકના વચનો સાભળીને અતિ હર્ષવાન અને પુલકીત બનીને, તેને ઘણુ જ ઇનામ આપીને, પોતાની પદ્માવતી વિગેરે પત્નીવર્ગને સાથે લઇ શ્રી જિનેશ્વર દેવને વદન કરવા અને વ્યાખ્યાન સાભળવા ઉદ્યાનમા પધાર્યા.

## ભગવાન જિનેશ્વરદેવની દેશના:

१ सम्मत्तं २सामाइअ ३संतोसो ४सजमो अ ५सज्झायं ।
पच सयारा जस्स न पयारा तस्स ससारे ॥

**અર્થ:** સમ્યકત્વ, બીજું સામાયિક, ત્રીજો સતોષ, ચોથો સજમ, અને પાચમો સ્વાધ્યાય આ પાચ સકારો

જે મહાભાગ્યવાન આત્માને પ્રાપ્ત થયા હોય જે પુણ્યશાળી આત્માના મન. વચન, કાયામાં ઉપરની પાંચ મહામૂલી વસ્તુઓ દાખલ થઇ ગઇ હોય તે આત્માને સંસારની ચાર-ગતિનાં દુખો ભોગવવાં પડતાં નથી.

ઉપરના પાંચે સંકાર શબ્દોના વિસ્તારથી અર્થ શ્રી જિનેશ્વરદેવના મુખે સાંભળીને સુવર્ણબાહુરાજા ક્ષુધાવાલા જીવને અમૃત ભોજન તુલ્ય, અને રંકને ચિંતામણિ રત્નની પ્રાપ્તિ માફક ઘણોજ આનંદ પામ્યા અને તેજ સમવ-સરણમાં શુભ અધ્યવસાયથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યા, અને ગયા જન્મમાં આરાધેલ ચારિત્રનો સાક્ષાત્કાર થયો અને ઉત્કૃષ્ટ વૈરાગ્યથી આત્મા રંગાઇ જતાં પરિવાર, પુત્ર કે પત્નીઓની સલાહ પણ લીધા સિવાય પંચમુષ્ઠિ લોચ કરીને, પ્રભુજી પાસે દીક્ષા લીધી.

અનુક્રમે અગ્યાર અંગો ભણી પરિષહો અને ઉપ-સર્ગો સહન કરતા વિવિધ પ્રકારના તપને તપતા ગીતાર્થ-પણાને પામી ભગવાનની આજ્ઞા મેળવી એકાકી વિહાર કરતા સદાકાળ ધ્યાનમાંજ રહેતા, ઘણાં કર્મોનો ક્ષય કરતા વીશસ્થાનક આરાધવા તત્પર થયા અને અરિહંતાદિ વીશ સ્થાનકોનું [શરીરનો વિવેક, ચિત્તની એકાગ્રતા અને ક્રિયાની સંપૂર્ણતાપૂર્વક] આરાધન કર્યું.

એક વખત વિહાર કરતા સુવર્ણબાહુરાજર્ષિ ક્ષીરપર્વત પાસેની અટવીમાં કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહેલા છે, ત્યાં કમઠનો

આત્મા કુરંગકભિલ્લ, નરકમાંથી નીકળીને તેજ પર્વત ઉપર મહાવિકરાળ સિંહ થયો છે, તે અટવીમાં ભ્રમણ કરતો અનેક પ્રાણીનો નાશ કરતો, માંસાહારથી જ આજીવિકા ચલાવતો, પોતાના આત્માને અટવીનો રાજા માનતો, દેખનારને જાણે સાક્ષાત્ યમરાજ જ હોય નહિ તેવો ભાસ કરાવતો, જ્યાં મહામુનીશ્વર ધ્યાનસ્થ ઉભા છે ત્યાં આવ્યો.

મુનિરાજને દેખવાની સાથેજ પોતાનું એક પાક્ષિક-વૈર યાદ આવ્યું અને મુનિરાજ ઉપર તૂટી પડયો અને પોતાનું સર્વબળ અને પુણ્ય વાપરી મુનિરાજને જમીન ઉપર પાડી નાંખ્યા. મહાન ઉપસર્ગ આવ્યો જાણી મુનિરાજ ખુબજ ધર્મધ્યાનમાં સાવધાન થયા, અને રાગ-દ્વેષ વિના સિંહને પણ પરમમિત્ર તુલ્ય માનતા અરિહંતાદિ ચારનું શરણુ કરીને ચારે આહારનાં પચ્ચક્ખાણુ કરીને સર્વ-જીવો સાથે ક્ષમાપના કરી, અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરી, અનશન કરી, સિંહદ્વારા વિદીર્ણ થએલા મુનિરાજ કાલધર્મ પામીને નવમા ભવમાં દશમા દેવલોકમાં મહાપ્રભ-વિમાનમાં મહર્દ્ધિકદેવપણે ઉત્પન્ન થયા અને દેવતાઇ મહાસુખોને ભોગવવા લાગ્યા.

આ બાજુ મહાપાપી અતિરૌદ્ર સિંહ, મુનિરાજને મારી નાંખવાથી પોતાના આત્માને કૃત્યકૃત્ય માનતો મનમાં ઘણોજ ફુલાતો હજારો પ્રાણીઓની હિંસા કરતો ઘણા પાપોનો પુંજ એકઠો કરીને મહારૌદ્રધ્યાનથી મરણુ પામીને ચોથી પંકપ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયો અને નરકનું

આયુઃ પૂર્ણ થતાં નારકીમાંથી નીકળીને અનેક પ્રકારના તિર્યંચાદિ ભવોને કરતાં ઠામઠામ અસહ્ય દુ:ખોને ભોગવતો સંસારમાં ભટકવા લાગ્યો.

ઇતિ મહાપ્રભાવક પુરુષાદાનીય પાર્શ્વનાથસ્વામીનો આઠમો અને નવમો ભવ વર્ણન કરવા સાથે કમઠના પણ ભવો કહેવાયા.

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો તીર્થંકર દેવપણાનો છેલ્લો–દશમો ભવ કહેવાય છે.

શ્રી જૈનશાસન જગત વ્યાપી શાસન છે. કોઇનું બનાવેલું નથી, પરંતુ સ્વયંસિદ્ધ છે. આજકાલનું નથી, પણ અનાદિ છે. કૃત્રિમ નથી પણ સ્વભાવિક છે. અજ્ઞાની લોકોએ કે ધમડી લોકોએ કે માન ભુખ્યા માણસોએ પ્રચારેલું નથી, પરંતુ રાગ–દ્વેષ, અજ્ઞાનતા વગરના મહાજ્ઞાનીઓદ્વારા વિસ્તાર પામેલુ છે, અધુરું નથી, પરંતુ સંપૂર્ણ છે. કેવલગતાનુગતિક નથી, પરંતુ કસોટીમાં પસાર થએલું છે. હિંસા, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ–મમતા, અન્યાય અને અનાચારનું પોષક નથી પણ ઉન્મૂલક છે.

આ શ્રી જૈનશાસનના તમામ સિદ્ધાન્તોના પ્રચારક પુરુષો, તે રાગદ્વેષ અને અજ્ઞાનનો ક્ષય પામ્યા પછી અને સર્વજ્ઞ બન્યા પછી જ, સિદ્ધાન્તોનો જગતની સમક્ષ પ્રચાર કરે છે. તેમના ફરમાવેલાં સિદ્ધાન્તો ઝીલનારા પણ લગભગ વીતરાગ જેવા અને મહાજ્ઞાની હોય છે. પ્રસ્તુત સિદ્ધાન્તો

ટકાવી રાખનારા પણ ત્યાગી, નિષ્પૃહી અને જ્ઞાની મહાત્મા ઓજ હોય છે.

શ્રી જૈન શાસનના બધાજ સિધ્ધાંતો ચરાચર જગતના કેવળ ઉપકાર માટેજ બનેલા હોવાથી પાપની પ્રવૃત્તિમાં ખુંચેલા જીવોને પાપોની ભયંકરતા સમજાવી તે તે પાપો-માંથી નિવૃત્ત થવાનો ઉપદેશ આપે છે.

આ શ્રી જૈનશાસનનો પ્રચાર કરવા અને આત્માનો ઉત્કર્ષ સાધી સંસારના બંધનોથી મુક્ત થવા, જગતના સ્વભાવસિદ્ધ બીજા કેટલાક બનાવોની માફક કોઇ કોઇ મહાપુરુષો જન્મે છે, તે હિસાબે એક અવસર્પિણી કાલમાં ૨૪ તીર્થંકર દેવો ઉત્પન્ન થાય છે. તે પણ સંસારમાં અનંતોકાળ રખડપટ્ટી ભોગવી અનંતાનંત દુઃખોની પરંપરા ભોગવી, સમયનો પરિપાક થવાથી શુભ–શુભતર, શુભતમ સામગ્રીનો યોગ પામી અનુક્રમે ગુણની નિસરણી ઉપર ચડતા, ૧૩–૭–૧૨ વગેરે ભવો સુધી ગુણી ગુરુઓના સહયોગથી આત્માને નિર્મળ બનાવતા છેલ્લા ભવમાં તીર્થં-કરપણાને પામે છે.

જગતના સર્વ જીવોની માફક શ્રી જિનવરના આત્માઓ પણ અનાદિ છે અને અનાદિકાળથી જગતના સર્વ જીવોની માફક સંસારમાં ચારેગતિનાં ખૂબ દુઃખોને ભોગવીને છેલ્લા ભવોમાં જ્યારે શ્રી જૈનધર્મ–ભાવધર્મ પામે છે; ત્યાર પછીના ભવોની ગણના લેખાતી હોવાથી

ઉપર બતાવ્યા પ્રમાણે જિનેશ્વરોના ૧૩ ભવ વગેરે બતાવ્યા છે. કહ્યુ છે કે,

ઋષભતેર શશી સાત કહીજે,
શાન્તિનાથ ભવ બાર સુણી જે;
મુનિસુવ્રત નવ લીજે,
નવ નેમીશ્વર નમન કરી જે;
પાર્શ્વપ્રભુના દશ સમરી જે,
વીર સત્તાવીશ લીજે;
અજિતાદિક જિન શેષ રહિજે,
ત્રણ ત્રણ ભવ સઘલે ઠવીજે;
ભવ સમકીતથી ગણીજે,
જિનનામ બંધ નિકાચિત કીજે;
ત્રીજે ભવ તપ ખાન્તિ ધરીજે,
જિન પદ ઉદયે સીજે. ॥૧॥

**અર્થ:** અનંતા કાલમાં અનંતી ચોવિસીમાં જિનેશ્વર ભગવંતો થાય છે, અને કેવલજ્ઞાન પામી જગતને હિતાહિતનુ ભાન કરાવી મોક્ષમાં જાય છે, તે પ્રમાણે આ ભરતક્ષેત્રમાં આ છેલ્લી ચોવિસીમાં થએલા ચોવિસ જિનેશ્વરદેવો સમ્યક્ત્વ પામી [આત્માનું સત્ય સ્વરૂપ, જીવાદિ નવતત્ત્વોની ઓળખાણ, હિતાહિતનું સાચું જ્ઞાન, તદ્દન સાચા દેવ-ગુરૂ ધર્મની યથાર્થ ઓળખાણ, તેનું નામ સમ્યક્ત્વ] ને વધા-

રેમાં વધારે જો મંસારમાં રહે તો કેટલા ભવો રહે તે ઉપરની ગાથામા બતાવ્યા છે.

પહેલા ઋષભદેવસ્વામી સમ્યક્ત્વ પામીને મંસારમા દેવ-મનુષ્યના ૧૨ ભવ કરી ૧૩ મા ભવે શ્રી જિનેશ્વરદેવ થયા, ચંદ્રપ્રભસ્વામી ૬ ભવ મંસારમા દેવ-મનુષ્યના ભવ કરી ૭ મા ભવે શ્રી જિનેશ્વરદેવ થયા, તે જ પ્રમાણે ૧૬ મા શાન્તિનાથ સ્વામી ૧૨ મા ભવે, મુનિસુવ્રતસ્વામી નવમા ભવે, નેમનાથસ્વામી નવમા ભવે, શ્રી મહાવીરસ્વામી ૨૭ મા ભવે તીર્થંકરદેવ થયા, અને અજિતાદિ ૧૭ જિનેશ્વર દેવો છેલ્લાથી ત્રીજા ભવમા સમ્યક્ત્વ પામ્યા પછી ત્રીજા ભવે તીર્થંકર પદવી પામ્યા હતા. તે જ પ્રમાણે આપણી ચાલુ વાર્તાના નાયક શ્રી પાર્શ્વનાથસ્વામી ૯ ભવમંસારમા દેવ-મનુષ્ય ને હાથીનો ભવ કરી દશમા ભવે શ્રી જિનેશ્વર દેવપણે ઉત્પન્ન થયા તે હવે આપણે વિચારીયે.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં કાશી દેશમા **વારણ** અને **અસિ** નામની બે નદીઓની બરાબર મધ્યમાં **વારાણસી** નામની નગરીમાં ઐશ્વર્યરુપ અને પ્રતિભા વડે ઈન્દ્રની જેવા તેજસ્વી **અશ્વસેન** નામે રાજા રાજ્ય કરે છે, તેમને રુપ અને લાવણ્યગુણે લક્ષ્મીના જેવી, કલાગુણે સરસ્વતી જેવી અને શીલગુણે સીતા, વગેરે મહાસતીઓમાં પ્રાપ્તરેખા **વામાદેવી** નામે મહાપટ્ટરાણી હતા.

મહાપુણ્યશાલી રાજા-રાણી દંપતીના મર્વાંગ સુખમય દેવતાઇ દિવસો વ્યતીત થતાં ઇસુના મંવત-પૂર્વે ૮૭૬ વર્ષ

અગાઉ અને વિક્રમના સંવત પૂર્વે ૮૨૦ વર્ષ પહેલાં ચૈત્ર વદિ ચોથના [ગુજરાતી ફાગણ]-મધ્ય રાત્રીમા મહાસતી-વામાદેવીની કુક્ષિમાં સુવર્ણબાહુ રાજર્ષિનો આત્મા [દશમા દેવલોકમાં મહાસુખને ભોગવી, ૨૦ સગરોપમનુ આયુપૂર્ણ કરી] ઉત્પન્ન થયો.

તે રાત્રીમાં અર્ધ જાગૃતદશામા સુતેલાં મહાસતી વામાદેવીએ નીચે મુજબ ૧૪ મહાસ્વપ્ન જોયા. હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાલા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સરોવર,. સમુદ્ર વિમાન, રત્નરાશી અને અગ્નિ. ઉપરનાં ૧૪ સ્વપ્ન દેખી વામાદેવી જાગૃત થઈ, સ્વપ્નાવધારણ કરી, પોતાના સ્વામીનાથ અશ્વસેનનૃપ પાસે આવી સ્વપ્ન વિસ્તાર સંભળાવ્યો. રાજાએ સ્વજ્ઞાનથી અને સ્વપ્નપાઠકોની પાસે સમજીને તેનુ ફળ દેવીને સંભળાવ્યુ.

રાજા કહે છે કે, 'હે દેવિ ! આ મહાસ્વપ્ન જોવાથી તમને તીર્થંકર પુત્રનો જન્મ થશે, તે પુત્ર મહાભાગ્યશાળી થશે. સ્વર્ગ, મર્ત્યુ, પાતાળવાસી દેવાસુર-મનુષ્યોને શુદ્ધ ધર્મ સંભળાવશે. પોતે દેવાસુર મનુષ્યોમા મહાદાનીશ્વર, મહાત્યાગી, મહાતપસ્વી, મહાસંજમી, મહાધીર, વીર, ગભીર, તેજસ્વી અને પ્રભાવશાળી સુપુત્રને તમો જન્મ આપશો.

તે રાત્રીના સુસમયથી મહાદેવી ગર્ભધારણ કરી ગર્ભની જરા પણ વેદના ભોગવ્યા વગર દિવસો પૂર્ણ કરી નવ

માસ ઉપર ૭ દીવસો ગયે છતે પોષ વદી ૧૦ ની [ ગુજ. માગશર વ. ૧૦ ] સુરાત્રીમાં, સર્વ જગતમાં એકદમ સુખમય સમય ચાલી રહે છતે નીલકાન્તિ મહાપ્રભાવક પુત્રને જન્મ આપ્યો.

પ્રભુના જન્મ વખતે ચૌદરાજ લોકમાં ક્ષણવાર પ્રકાશ પથરાય છે, મહાઅંધારી સાત જેવી નારકીઓમાં પણ ઉદ્યોત થાય છે. ચરાચર જગતજીવો ક્ષણવાર સુખનો અનુભવ મેળવે છે, જે નારકીના જીવો જન્મે ત્યાંથી મરણ પામે ત્યાં સુધી ભય, શોક, રુદન, અરેરાટ, અશાન્તિ, ગભરાટ વગેરે દુઃખનાં ચિહ્નો જેમના જીવનનાં ખાસ અંગો હોય છે, તે બધા જીવો પણ પ્રભુ જન્મ પ્રસંગે ક્ષણવાર સુખને અનુભવે છે.

કલિકાળ સર્વજ્ઞ પણ ફરમાવે છે કે,

नारका अपि मोदन्ते यस्य कल्याण पर्वसु ।
पवित्रं तस्य चारित्रं को वा वर्णयितुं क्षमः ॥१॥

**અર્થ:**—જે તીર્થંકર દેવોના પાંચ કલ્યાણકના દિવસોમાં નારકો પણ આનંદ પામે છે, તે શ્રી જિનેશ્વરદેવોનું સંપૂર્ણ ચરિત્ર કોણ વર્ણન કરી શકે તેમ છે?

તત્કાલ ૫૬ દિક્કુમારિકાઓ આવી ભવિષ્યમાં વીતરાગ થનારા શ્રી જિનેશ્વરદેવના માતા અને પુત્રનાં અને સૂતિગ્રહનાં અપવિત્ર સ્થાનોની- શુદ્ધિ કરવાપૂર્વક સુગંધિ

જળની અને સુગંધિ પુષ્પની વૃષ્ટિ કરીને પ્રભુજી અને પ્રભુમાતાના ગુણગાન ગાઈ સ્વસ્થાનમાં જાય છે.

અને તે જ ક્ષણે દેવલોકમાં [ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક નિકાયોમાં] ખબર પડવાથી ઇન્દ્રાદિ દેવો જન્મસ્થાનમાં આવી પ્રભુને જન્માભિષેક કરવા મેરૂ-પર્વત ઉપર લેઇ જાય છે, અને પ્રભુજીને સ્નાન કરાવીને લાવીને જનની પાસે મૂકી, દેવો હર્ષપૂર્ણતા માટે નંદીશ્વરદ્વીપમાં યાત્રા કરીને સ્વસ્થાનમાં ચાલ્યા જાય છે.

પ્રભુજી સુરસંચારિત અંગુષ્ઠામૃત ચુસતા દેવાંગનાઓદ્વારા લાલન-પાલન કરાતા અને સમાનવય કુમારરુપધારી દેવકુમારો સાથે રમતગમત કરતા મેરૂપર્વત ઉપર વૃદ્ધિ પામતા કલ્પવૃક્ષની પેઠે મોટા થતા બાલ્યાવસ્થાનો ત્યાગ કરી યૌવનવયને પામ્યા.

માતા-પિતાએ કુશસ્થળનગરના સ્વામી પ્રસેનજીત રાજાની પુત્રી રુપવતી, ગુણવતી, કલાવતી, શીલવતી, બીજા પણ અનેક સતીપણાના ગુણોને ધારણ કરનારી **પ્રભાવતી** નામની રાજકન્યાની સાથે શુભલગ્ને અત્યાગ્રહથી પાણિ-ગ્રહણ કરાવ્યું.

શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ જન્મથી જ લગભગ રાગ-દ્વેષ વગરના હોય છે, તેઓ સંસારના બધા જ વ્યવહારોથી ઉદાસીન રહે છે. ઘણાંખરાં કર્મોનો ક્ષય કરીને પ્રાયઃ અવશિષ્ટ શુભકર્મોને ભોગવવા સારૂ તેઓને છેલ્લો

અવતાર હોય છે. કહ્યું છે કે, "उत्तमा जन्मतो वृद्धाः" એટલે શુભકર્મોના ઉદયો ભોગવવા માટે કર્મનો બલાત્કાર વધી જાય તો જ લગ્ન કરે છે કે રાજા બને છે, અને તે પણ પોતાના જ્ઞાન [મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન] દ્વારા ભોગકર્મની બલવત્તરતા સમજાય તો જ લગ્ન અને રાજ્યનો સ્વીકાર કરે છે, પરંતુ કર્મક્ષીણતા સમજાય તો મલ્લિનાથસ્વામી અને નેમનાથસ્વામીની પેઠે રાજ્ય કે લગ્ન કશું આદરતા નથી.

એટલે શ્રી જિનેશ્વરદેવોના છેલ્લા ભવની બધી પ્રવૃત્તિઓ લગભગ જ્ઞાનપૂર્વકની હોય છે અને તે પણ શુભકર્મોને ખપાવવા સુધી જ સેવાય છે, માટે શ્ર જિનેશ્વરદેવોની બધી સંસારદશાની પ્રવૃત્તિઓને પણ પૂર્વના મહર્ષિઓએ ઉચિત્ત પ્રવૃત્તિ જ ગણાવી છે.

મોટા ભાગે શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને છેલ્લા ભવમાં શુભકર્મો જ ભોગવવાનાં હોય છે. શ્રી ઋષભદેવ-સ્વામીને એક વર્ષ સુધી આહાર ન મલ્યો, શ્રી પાર્શ્વનાથ પ્રભુને માત્ર એક જ દિવસ કમઠ દેવનો ઉપસર્ગ ભોગવવો પડયો, આવા પ્રસંગો બહુ સામાન્ય લેખાય છે, બાકી મહાવીરપ્રભુના ૧૨ાા વર્ષના ઉપસર્ગો અને તેમાં પણ શૂલપાણિ અને સંગમદેવના, ચંડકૌશિક અને ગોશાળાના, કટપતના અને ગોવાળિયાના ઉપસર્ગો ખરેખર જિનેશ્વર દેવોના આત્મા માટે અતિ વિશેષ છે. માત્ર આપણી આ ચોવીસીના જિનેશ્વર દેવોમાં આવા ઉપસર્ગો બીજા કોઇ

પ્રભુજીને થયા નથી જ એટલે પ્રભુ મહાવીરદેવને છોડીને અશુભકર્મો ભોગવવાના ઉદયો બીજા જિનેશ્વર દેવોમાં અતિ અલ્પ-પ્રમાણુમાં જ જોવા મળશે.

શ્રી જિનેશ્વર પરમાત્માઓની મહાવિદેહક્ષેત્રમાં બધી બાબતોમાં સમાનતાજ હોય છે એટલે દરેક કાલના જિનેશ્વરદેવો અહીંના ઋષભદેવસ્વામીના જેવાજ હોય છે, જ્યારે ભરત, ઐરવત ક્ષેત્રોમાં શ્રી જિનેશ્વરદેવોની બીજી બધી બાબતો સમાનજ હોવા છતાં આયુષ્માન અને દેહમાન અવસર્પિણીકાલમાં ઘટતું અને ઉત્સર્પિણી કાળમાં વધતું હોય છે તે કારણથી મહાવિદેહ ક્ષેત્રના બધા જિનેશ્વરદેવોનું આયુષ્માન ૮૪ લાખ પૂર્વનું અને શરીર પ્રમાણ ૫૦૦ ધનુષ્યનું હોય છે જ્યારે ભરત-અરવત ક્ષેત્રના જિનેશ્વરદેવોમાં અવસર્પિણી-કાળમાં પ્રથમ જિનેશ્વરદેવનું ઉપર મુજબ બધું હોય છે અને ઘટીઘટીને છેલ્લા જિનેશ્વરદેવનું સાત હાથ શરીરમાન અને ૭૨ વર્ષનું આયુષ્માન હોય છે, જ્યારે ઉત્સર્પિણી કાળમાં પેલા જિનેશ્વરદેવનું સાત હાથ શરીરમાન અને ૭૨ વર્ષ આયુષ્યમાન હોય છે અને છેલ્લા પ્રભુજીનું ઉપર પ્રમાણે મહાવિદેહના જિનેશ્વદેવોના જેવું હોય છે.

આ સિવાય જ્ઞાન, અતિશયો, પ્રભાવ, વીતરાગતા વિગેરે ગુણો અનંતાનંત જિનેશ્વરદેવોમાં બધાઓને તદ્દન એક સરખાજ હોય છે.

હવે ભગવાન શ્રી પાર્શ્વકુમાર બાલ્યાવસ્થામાં એકદા ગોખમાં બિરાજમાન થઇ નગરશોભા જોઇ રહ્યા છે, તેટલામાં

શ્રેણીબંધ મનુષ્યો ગંગાનદી ઉપર જઇ રહેલા જોવાયા અને પાસે ઉભેલા સેવકને પૂછવામાં આવ્યું, સેવકે તપાસ કરીને જણાવ્યું કે, સ્વામિન ! ગંગાનદીના કીનારા ઉપર કોઇ મહાતપસ્વી અતિ તીવ્ર તપસ્યા કરતા પધાર્યા છે, નગરવાસી લોકો તેમનાં દર્શન-વંદન કરવા આવ-જા કરતા દેખાય છે.

વસ્તુ ઘટના એવી બની છે કે, ભગવાન પાર્શ્વનાથ સ્વામીના આત્માનો પ્રથમ ભવ **મરુભૂતિ**ના તેજ ભવમાં તેમના મોટાભાઇ **કમઠ** સાથે અકારણ વૈરનો પ્રારંભ થયો, તે કમઠ જીવ મરણ પામી કુકડાના મુખવાલો કાલો સર્પ થયો. પાંખો હોવાથી પક્ષીની માફક આકાશમાં ઉડીને જઇ શકતો હોવાથી મરુભૂતિનો આત્મા, ગજનો નાશ કરી બીજા પણ અપરીમિત પાપો સેવી સળગતા તાપમાં બળી મરણ પામીને પાંચમી નરકમાં નારકી થયો ત્યાંથી આયુઃ પૂર્ણ થતાં ચ્યવીને વળી પાંછો ચોથા ભવમાં સર્પ થઇ, મુનિરાજને દંશ કરી બીજી ઘણીજ હિંસા આચરી મરણ પામી પાંચમા ભવમાં છઠ્ઠી નરકમાં નારકી થયો.

છઠ્ઠા ભવમાં [છઠ્ઠી નરકમાંથી નીકલીને] કુરંગક નામે ભિલ્લ થયો, ત્યાં પણ તેજ પાર્શ્વપ્રભુ જીવ મુનિરાજનો નાશ કરીને શિકાર વગેરે બીજા પણ મદિરાપાન, પરદારા-સેવન, માંસભક્ષણ આદિ મહાપાપો આચરીને મરણ પામી સાતમી નરકે ગયો, ત્યાંથી નીકળી આઠમા ભવમાં સિંહ થઇ પાર્શ્વપ્રભુ જીવ સુવર્ણબાહુ રાજર્ષિનો નાશ કરી; પાપ-મય જીવન પૂર્ણ કરી મરણ પામીને ચોથી નરકમાં નારકી

થયો ત્યા અનેક મહાદુખો ભોગવી આયુ,પૂર્ણ કરી નરકમાંથી નીકલી ઘણો ટાઈમ પશુના ભવોમા ભટકી વારાણસી નગરીમા એક તદ્દન ગરીબ બ્રાહ્મણના પુત્રપણે ઉત્પન્ન થયો બાલ્યવયમાજ માતા-પિતા મરણ પામ્યા અને છોકરાને નગરવાસી દયાળુ મનુષ્યોએ પોષણ કરી મોટો કર્યો અને દુખગર્ભિત વૈરાગ્ય પામી તાપસી દીક્ષા લેઈ. તપસ્યની સાથે પચાગ્નિ સાધતો વારાણસી નગરીની બહાર ગગા નદીના કીનારે આવીને ઉતરેલ છે.

સેવકના મુખથી કમઠ તાપસના આગમનની વાત જાણી ભગવાન શ્રી પાર્શ્વકુમાર હાથી ઉપર બેસી કમઠ પાસે આવ્યા અને તેને કેટલોક જીવદયાનો ઉપદેશ આપ્યો પરતુ ઘમંડી તાપસને તે વાત ન રુચી એટલે કૃપા સમુદ્ર ભગવાને અવધિજ્ઞાનથી અગ્નિકુડમા બળતા સાપને જોઇ સેવક પાસે કાષ્ટ બહાર કઢાવી બહુ સાવચેતીથી કાષ્ટ ચીરાવીને નાગને વિહ્વલ દશામાં જીવતો બહાર કઢાવ્યો અને શ્રી નમસ્કાર મહામંત્ર સભળાવ્યો. ,નમસ્કાર મહામત્રની એકાગ્રતાથી નાગ મરણ પામી **નાગરાજ** થયો.

'પોતાના અગ્નિકુડમા સળગતા કાષ્ટમા બળતા નાગનુ દૃશ્ય જણાયાથી કમઠ યોગી ઉપરથી શાન્ત રહેવા છતા અંતરથી ભગવાન પાર્શ્વકુમાર ઉપર ખુબજ ચીડાઇ ગયો 'અને અધિકાધિક તપસ્યા કરી પાર્શ્વકુમાર ઉપર દ્વેષ વહન કરતો મરણ પામી જ્યોતિષી દેવ થયો.

હવે ભગવાન પાર્શ્વકુમાર, માતા-પિતા અને પત્ની પ્રભાવતી દેવીના ઉપરોધથી આનંદમાં દિવસો વીતાવતા ૩૦ વર્ષ ગૃહસ્થદશામાં રહી, દીક્ષા દિવસથી ૧ વર્ષ પહેલા ૧ ક્રોડ અને આઠ લાખ સોનામહોર દરરોજ એક વર્ષ સુધી વાર્ષિકદાન આપી, દીન, અનાથ જીવોનાં દુઃખપીડિત દુઃખો મીટાવીને; માગશર સુદિ એકાદશી દિને ત્રણસો રાજાઓ સાથે દીક્ષા અંગીકાર કરી અને તેજ ક્ષણે પ્રભુજીને ચોથું મનઃપર્યવજ્ઞાન પ્રકટ થયું. દીક્ષા મહોત્સવ ઉજવવા એકઠા થએલા દેવો, વિદ્યાધરો અને રાજા-મહારાજાઓ પોત પોતાના સ્થાને ગયા.

પાર્શ્વનાથસ્વામી ચાર જ્ઞાનધારી વિહાર કરી અન્નિ વેશમાં ધન્યનામના ગૃહસ્થને ઘેર અઠમ તપનું પરમાન્ન વડે પારણું કરી, છઠ્ઠઅઠ્ઠમાદિ ઉગ્રતપ કરતા હંમેશાં કાઉસ્સગ્ગ ધ્યાનમાં જ રહેતા. પૃથ્વીની માફક સર્વ સહન કરનારા, શરદ ઋતુના વાદળાંની પેઠે નિર્મલ સ્વભાવવાલા આકાશની પેઠે કોઇનું આલંબન નહિ લેનારા, વાયુની પેઠે અપ્રબદ્ધ ગતિવાળા, અગ્નિની માફક તેજથી દેદીપ્યમાન ભાસનારા, સમુદ્રની માફક ગંભીર, મેરૂપર્વતની પેઠે અપ્રકંપ, ભારંડ પક્ષીની પેઠે અપ્રમત્ત, કમળના પાંદડાની પેઠે નિર્લેપ, પરિસહ અને ઉપસર્ગ સહન કરવામાં સિંહ સમાન, વિહાર કરતા કરતા ગામ-નગર-પુરાદિમાં યથાયોગ્ય વિચરતા હંમેશાં મૌન અને ધ્યાનમાંજ રહેતા છદ્મસ્થદશામાં ૮૪ દિવસ વિચરીને એક દિવસ એક નગરની નજીકના તાપસાશ્રમમાં આવી કાઉસ્સગ્ગ-ધ્યાને રહ્યા.

આ બાજુ કમઠ તાપસનો જીવ ભગવાન પાર્શ્વનાથ સ્વામી જીવ ઉપર તો પ્રત્યેક ભવમાં વૈરાયમાન હતો, વળી વિશેષે છેલ્લા તાપસભવમાં અજ્ઞાન તપની નિન્દા જાહેર કરનાર, બળતો નાગ નીકળવાના બનાવથી પાર્શ્વકુમારના જ્ઞાન અને જીવદયાની પ્રશસા અને પોતાના અજ્ઞાન અને જીવનિર્દયતાની ભારોભાર નિન્દા સાંભળી તપ અને દુર્ધ્યાનના મિશ્રફલ તરીકે જ્યોતિષીદેવપણે ઉત્પન્ન થઇ ભગવાન પાર્શ્વનાથસ્વામીને, દીક્ષિત થએલા નિહાળીને, ઉપસર્ગ કરવા માટે આવ્યો.

તેણે ભગવાનને દુ.ખ આપવા અને ધ્યાનદશામાંથી પાડી નાંખવા હાથી બનાવ્યા, વ્યાઘ્ર બનાવ્યા, ચિત્રા બનાવ્યા, સર્પો બનાવ્યા, અને વીંછી બનાવ્યા બધાએ બધુયે પોતાની બધીજ શક્તિનો સચય કરી બન્યું, તેટલું કર્યું. પ્રભુને હેરાન કરવામાં કમીના રાખી નહિ, પરંતુ ભગવાનનું રુવાડું પણ હાલ્યું નહિ.

પ્રતિકૂલ ઉપસર્ગ કરી–કરીને થાકી ગએલા તે સુરા ધમે છેવટે દેવાંગનાઓ વિકુર્વી અને ભગવાન પાસે આવી, ઘણાજ હાવભાવ કરી કામવાળાં વાકયો બોલી, ચક્ષુના ચાળા કરી, કક્ષા–નાભિ–સ્તન–જંઘાઓ બતાવી, ભગવાનને આલિંગન કરી, કામક્રીડા કરવા પ્રાર્થના કરવા લાગી, અને ઘણા નાચ કર્યા, ગાયન ગાયાં પરંતુ જેમ કલ્પાન્ત કાલનો પવન મેરુપર્વતની કાંકરી પણ ખેસવી શકતો નથી,

તેમ દેવાંગનાઓના બધાજ શ્રૃંગાર-વિલાસો પાર્શ્વપ્રભુને ચલાયમાન કરવામાં નિષ્ફળ ગયા.

તો પણ જેમ હાર્યો જુગારી બમણું રમે છે, એજ ન્યાયથી કમઠ સુગધમ પણ ભગવાનને પ્રતિકૂલ ઉપસર્ગ કરી ન ફાવ્યો એટલે અનુકૂલ ઉપસર્ગ પણ ખૂબ કર્યા, તે પણ નિષ્ફલ ગયા. હવે તો પોતાની જેટલી અધમતા હતી તેટલી બધી એકઠી કરીને મહાભયંકર પવન ઉત્પન્ન કરી, ભગવાનને ઉપાડી-ઉપાડી નીચે નાખ્યા. ચક્રની પેઠે ગોળ ચક્કર ફેરવ્યા. પવનના બધા જ હથિયાર બુઠા થયા, એટલે ઘણી જ રજ ઉડાડી, આકાશ ઢાંકી નાખ્યું, અને પ્રલય-કાળના પવનની પેઠે એકદમ ભગવાન ઉપર ધૂળનો વરસાદ વર્ષાવ્યો. પરંતુ પ્રભુ ચલાયમાન થયા નહિ. પછી તેણે ભગવાનને બીવરાવવા મહાવેતાળો બનાવ્યા, તેમણે પ્રભુજીને ક્ષોભ પમાડવા બધું જ કર્યું. પરંતુ પ્રભુજી અડોલ રહ્યા. તેના આટલા બધા ઉદ્યમો નિષ્ફળ જવાથી તેનો ક્રોધ ઘણો જ ભભુકી ઉઠયો, એટલે એકદમ ગર્જારવ સાથે વીજળીના જોર-શોરથી વર્ષાદ શરૂ કર્યો. ગર્જારવના કડાકા અને વીજળીના ચમકારા જોઈ, સાંભળી કાયરોનાં-ચિત્તો ચલાયમાન થઈ જતાં હતાં, અને વળી મુશલધાર વર્ષાદ વર્ષવા લાગ્યો. પાણી વધતાં-વધતાં ભગવાનની નાસિકા સુધી આવ્યું પરંતુ ભગવાન જરા પણ ચલાયમાન ન જ થયા.

હવે આ બાજુ કમઠના તોફાનની બધીજ ખબર ધરણેન્દ્રને પહોંચી અને એકદમ પોતાની અગ્ર મહીષીઓ

સહિત જ્યાં પ્રભુ ધ્યાનદશામાં ઉભેલા છે ત્યાં આવ્યો, ત્યાંતો કમઠની દુષ્ટતાના બધાજ અંકો લગભગ છેલ્લી ભૂમિકા સુધી પહોંચીને ખતમ થવાની તૈયારીમાં હતા.

ધરણેન્દ્રે તત્કાલ પ્રભુજીની નીચે કમળ ગોઠવી દીધું અને તે પાણી ઉપર તરવા લાગ્યું. ભગવાન કમળ ઉપર શોભાવા લાગ્યા અને. પ્રભુજીના મસ્તક ઉપર સાતફણાઓ વડે છત્ર બનાવી નાંખ્યું કે, જેના પ્રતાપે હવે ભગવાનને કોઇ ભીંજવી શકે એવું રહ્યું નહિં.

અને ધરણેન્દ્ર સુરાધિપે એવી ગર્જના કરી, કે મેઘમાળીનો કોપદાવાનલ બુઝાઇ ગયો, એટલું જ નહિં પણ ધરણેન્દ્રના ભયથી મેઘમાળી કંપવા લાગ્યો, મનમાં ગભરાવા લાગ્યો અને ધરણેન્દ્રથી હવે શી રીતે બચવું, એનો વિચાર કરવા લાગ્યો અને છેવટે બચવાના બીજા ઉપાયો ન જણાવાથી તે જ કૃપાસમુદ્ર ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીના ચરણોમાં આવીને નમી પડયો. વારંવાર પોતાના અપરાધોની ક્ષમા માગવા લાગ્યો.

ધરણેન્દ્ર પણ મેઘમાળીને આક્રોશપૂર્વક કહેવા લાગ્યા. હે મેઘમાળી! સુરાધમ! આ મહાપુરુષે તને શું નુકશાન કર્યું છે? તે વખતે તારી અજ્ઞાન ક્રિયાથી થતી પંચેન્દ્રિય જીવની હિંસાથી તને બચાવ્યો છે, તેનો ઉપકાર માનવો જોઇએ, તેની જગ્યાએ ઉલટા અપકારને શું કામ આચરી રહ્યો છે?

તારી કરેલી રજોવૃષ્ટિથી પ્રભુ ગભરાયા નથી અને ધૂલીદ્વારા મલીન પણ થયા નથી પરંતુ તેં ઉડાડેલી ધૂળવડે તારો આત્મા બાહ્યાભ્યંતર બન્નેજ મલીન થયો છે. તારા વરસાવેલા વર્ષાદના જળમાં ભગવાન બૂડયા નથી, બૂડવાના પણ નથી, પરંતુ આવા અકારણ ઉપકારી અને ચરાચર જગતના બાન્ધવ ઉપર આવા ભયંકર વર્ષાદો વર્ષાવવાથી તારા આત્માને સંસાર સમુદ્રમાં તું પોતે જ ડુબાવી રહ્યો છે, તેનો તને જરા પણ ખ્યાલ કેમ આવતો નથી!

તેં આ મહાપુરુષને બીજા [હાથીના ભવમાં] ભવમાં, ચોથા [કીરણવેગ મુનિપણામાં] ભવમાં, છઠ્ઠા [વજ્રનાભ મુનિદશામાં] ભવમાં, આઠમા [સુવર્ણબાહુ મુનિદશામાં] ભવમાં દુઃખ આપવામાં કમી રાખી નથી. તે પાપના ફળો તેં સાક્ષાત્ ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી, નારકીમાં જઇને ભોગવ્યાં અને આ મહાપુરુષે તારા ઉપર જરાપણ દ્વેષ ન જ કર્યો પરંતુ તારી ઉપર દયા ચિંતવી તેના તે સુકૃતનાં ફળ મનુષ્ય અને દેવાદિ ભવોમાં ભોગવી તીર્થંકર-પદવીરૂપ સુગંધ પામીને છેવટે **મોક્ષરૂપ ફલ** પામવાના છે. તેમની અતિ ઉત્તમતા અને તારી અતિઅધમતા, તેમના અને તારા સ્થાનને વિચારવાથી તને સાક્ષાત્કાર અનુભવાશે.

ધરણેન્દ્રનાં મરચાં જેવાં તીખાં પણ હિતકારી વચનો સાંભળવાથી, અને ત્રણ જગતનાનાથ તીર્થંકર પરમાત્માની મુદ્રા [ધ્યાનમુદ્રા] વિચારપૂર્વક નીરખવાથી અને પોતાના

ગયા જન્મોનાં આચરણોના ફલનો સાક્ષાત્કાર થવાથી મેઘ-માલી દેવના આત્મામાં ભાન આવ્યું.

પ્રભુ શ્રી પાર્શ્વનાથસ્વામી અને પોતાવચ્ચેનો ભેદ સમજાણો. ભગવાનની અતિ ઉચ્ચકક્ષાની મહાનુભાવતા અને પોતાની નીચકક્ષાની અધમતા બરાબર સમજાઈ.–ભગવાનની અને પોતાની કરણીનાં ફળો પણ આંખો સન્મુખ હોય તેવાં સાક્ષાત્ થઈ ગયાં, અને અંતરના બળાપાપૂર્વક-પ્રભુ પાસે ક્ષમા માગીને પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો. મેઘ-માલીને તત્ત્વશ્રદ્ધાનપૂર્વક આત્મસાક્ષત્કારરુપ સમ્યક્ત્વ પ્રગટ થયું. ભગવાનનો વિરોધી મટી પરમભક્ત બન્યો. વાત પણ સાચી જ છે, કે જીવને જ્યારે યથાર્થજ્ઞાન થાય છે ત્યારે સાચું અને ખોટું સમજાવવાની જરૂર રહેતી નથી. આપોઆપ સમજાઇ જાય છે.

ભગવાનની આ વખતની અવસ્થાનું વર્ણન કરતા કલિકાળ સર્વજ્ઞ ફરમાવે છે કે,

कमठे धरणेन्द्र च स्वोचितं कर्म कुर्वति ।
प्रभुस्तुल्य मनोवृत्तिः पार्श्वनाथः श्रियेस्तुवः ॥

અર્થઃ–ભગવાન પાર્શ્વનાથસ્વામી ધ્યાનદશામાં હતા ત્યારે કમઠ આત્મા મેઘમાલીદેવે ઘણા ઘણા ઉપસર્ગો કર્યા અને ધરણેન્દ્રે પ્રભુને ઉપસર્ગથી બચાવ્યા, ભગવાનની ઘણી સેવાભક્તિ વિગેરે પોતાને ઉચિત કર્યું એટલે કમઠે ઉપ-સર્ગ અને ધરણેન્દ્રે સેવા બન્નેને યોગ્ય લાગે તે કર્યું:

પરંતુ ભગવાનનો બન્ને ઉપર સમભાવજ હતો. કોઈ ઉપર દ્વેષ કે રાગ કાંઇ પણ ન હતું.

આપણે અહીં વિચારવું ઘટે છે અને તે એજ કે આપણે પંચ મહાપરમેષ્ઠિ ભગવંતોના ગુણોનો વિચાર કરી રહ્યા છીએ. પાંચ પરમેષ્ઠિમાં અરિહંત ભગવંતોનું સ્થાન મોખરે છે. ભગવાન પાર્શ્વનાથસ્વામીને વિચારતાં જરૂર ખ્યાલ આવશે, કે સંસારી, યોગી, સન્યાસી, ઋષિ કે મહર્ષિ ભલે હોય પરંતુ ઉપર મુજબના દુઃખોની પ્રાપ્તિના પ્રસંગે સમભાવ રહેતો નથી પરંતુ શ્રાપોની પણ ઝડી વર્ષાવાઈ જાય છે. તેવે પ્રસગે પ્રભુજી જરાપણ રોષ નથી લાવ્યા, તે ક્ષમાનો અવધિજ ગણાય. ઘણા મહર્ષિઓએ ભક્તલોકોને આશીર્વાદ અને વરદાનો આપ્યાં છે, ત્યાં પણ ભગવાન તીર્થંકરદેવનો સમભાવજ જોવાય છે.

ઉપર મુજબ સંવર, સમતા અને ધર્મધ્યાન અને પ્રાન્તે શુકલધ્યાનમયદશામાં રહેતા પ્રભુ શ્રી પાર્શ્વનાથસ્વામીને ગુજરાતી-ફાગણ વદિ ચોથના દિવસે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચારે [આત્માના મૂલગુણના ઘાતક] કર્મોનો ક્ષય થઇ જવાથી **કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રકટ થયું.**

ભગવાન લોકાલોક અને જીવાજીવના દ્રવ્ય, ગુણ, પર્યાયના જાણકાર થયા. ભગવાન સર્વજ્ઞ બનીને ૮૪ દિવસ ઓછા ૭૦ વર્ષ પૃથ્વી ઉપર વિહાર કરીને રત્નત્રયીમય

ઉપદેશ આપી, ૧૦ ગણુધર, ૧૬ હજાર સાધુ, ૩૮ હજાર–સાધ્વી, ૧૬૪ હજાર શ્રાવક ૩૨૭ હજાર શ્રાવિકાને ધર્મમા રગાએલા બનાવી, આયુ પૂર્ણ થતા **સમેતશિખરપર્વત** ઉપર પધાર્યા અને ત્યા ૩૩ મુનિવરો સાથે એક માસનુ અનશન કરી, બાકીના વેદનીય, આયુ, નામ અને ગોત્ર ચારે કર્મ ક્ષય કરી સાદિ અનત ભાગે મોક્ષમા પધાર્યા એટલે સર્વકર્મ અને સર્વદુખોનો સર્વકાલીન અત થયો

**શંકા:** ઉપર જે પાર્શ્વનાથસ્વામીના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાની સ ખ્યા બતાવી છે, તો તે વખતે ભગવાનની હયાતિમાં આટલાજ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા હતા કે બીજુ સમજવાનુ છે ?

**સમાધાન** ઉપર પ્રમાણે સાધુ વગેરે જે ગણાવ્યા છે તે ભગવાન ખુદના શિષ્યો જાણવા, સાધ્વી પણ ભગવાનની ખુદની શિષ્યાઓ જાણવી, શ્રાવક–શ્રાવિકા પણ પ્રભુ પાસે વ્રત ઉચ્ચરનારા જાણવા બીજાતો કરોડોની સખ્યામા પણ હોઇ શકે. દાખલા તરીકે મહાવીરપ્રભુના શિષ્યો ૧૪ હજારજ હતા, પરતુ સાથોસાથ ગૌતમસ્વામીના શિષ્યો ૫૦ હજાર અને નદિષેણુના શિષ્યો હજારો હતા એટલે તીર્થકર દેવના પરિવારમા લાખો સાધુઓ હોવા છતા સખ્યામા ઉપર મુજબ પોતાના શિષ્યોજ લીધા છે તેમ જાણવુ.

એ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથસ્વામી ધર્મ પામ્યા પછી મરૂભૂતિના ભવથી પ્રારભી એક હાથીનો, ત્રણ મહર્દ્ધિક

મનુષ્યના, ચાર દેવના, એક પહેલો મરુભૂતિનો, છેલ્લો **પાર્શ્વનાથસ્વામીનો,** એમ દશે ભવ ઉત્તરોત્તર ગુણ વૃદ્ધિ પામીને પ્રાન્તે સર્વગુણ પ્રગટપણે અનુભવીને નિત્ય અને શાશ્વત સ્વભાવને પામ્યા.

દશ ભવાત્મક શ્રી **પાર્શ્વનાથસ્વામીનું** સંક્ષેપ ચરિત્ર સમાપ્ત



ઉપર મુજબનું શ્રી પાર્શ્વનાથસ્વામીનું આખું જીવન વાંચીને વિચારવાથી વાચકને ચોક્કસ સમજાઇ જશે કે, નમો अरिहंताणं પદને શોભાવનારા શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ કેટલા બધા ઉચ્ચ દશારૂઢ થયેલા હોય છે અને પૂર્વની કેટલી બધી તૈયારીઓ પછી આ મહાન પદની યોગ્યતા પ્રગટે છે, વળી શ્રી જિનેશ્વર તરીકેના છેલ્લા ભવની પૂર્વના ભવોમાં પણ આ મહાપુરુષોમાં કેટલા ઉચ્ચ ગુણો પ્રકટેલા અનુભવાય છે અને પ્રત્યેક ભવમાં વીતરાગતાનો અભ્યાસ વધી-વધીને છેલ્લા તીર્થંકરના ભવમાં વીતરાગતાની સંપૂર્ણતા પ્રકટ કરે છે.

જગતમાં પૂજ્ય બનનાર આત્માઓ કેટલી મહાન્ વ્યક્તિ હોય છે તે સમજવા માટે ભગવાન મહાવીર સ્વામિનું જીવન પણ ઘણુંજ ઉપકારી જણાતું હોવાથી તેનો લેશ અહિં બતાવાય છે.

ભગવાન મહાવીરસ્વામિનો આત્મા આ સંસારમાં અનંતોકાલ-અનંતાનંતપુદ્ગલપરાવર્ત્તોથી અનંતી દુઃખ-પરંપરાને ભોગવીને છેવટે પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં નય-

**સારના ભવમાં ધર્મ પામીને** દેવલોકનાં સુખ ભોગવી ત્રીજા ભવમા ભરત ચક્રવર્તીના પુત્ર **મરિચિ** થયા અને દીક્ષા લઇ **કુલનો મદ** અને **ઉત્સૂત્રપ્રરૂપણા** કરી, એક કોટાકોટી સાગરોપમ સંસાર વધારી નાના ભવો હજારો લાખો-ક્રોડો ગમે કરી, મોટા ભવ ૨૭ થયા, તેમા પચ્ચીશમો ભવ નીચે અપાય છે.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમા છત્રીકાનગરીના સ્વામિ જિતશત્રુરાજાની ભદ્રાદેવી રાણીની કુખે ૨૫ લાખ વર્ષના આઉખે નંદન નામે પુત્રપણે ઉત્પન્ન થયા. ૨૪ લાખ વર્ષ સંસારમા રહી વૈરાગ્ય પામી પોટ્ટિલ નામના ગીતાર્થ સ્વપર શાસ્ત્રના પારગામી જૈનાચાર્ય પાસે દીક્ષા લેઇ તેજ દીવસથી નીચે મુજબ અભિગ્રહધારી બન્યા.

હમેશ માટે યાવજ્જીવ પર્યંત એક માસના ઉપવાસ ઉપર એકજ પારણુ કરવું અને પુનઃ એક માસના ઉપવાસ કરવા એમ જીદગીપર્યંત તપસ્યા કરવી, આ રીતે ૧૧૮૦૬૪૫, અગ્યાર લાખ, એંસી હજાર, છસો પીસ્તાલીશ માસક્ષમણ કરી, વીશસ્થાનક તપનું આરાધન કરી, **જિનનામ** કર્મ નિકાચિત કરી, નિરતિચાર ચારિત્ર પાલી, અન્તે પણ આરાધનાપૂર્ણ સમાધિ મરણ સાધી ૧૦ મા દેવલોકમા ૨૦ સાગરોપમના આયુષવાળા દેવ થયા.-

સત્તાવીશ ભવપૈકી ત્રીજા અને અઢારમા ભવમાં બાંધેલા દુષ્ટકર્મોને કેટલાંકને તો નરકાદિ હલકા જન્મો

મેળવી ભોગવ્યા છતાં હજીક કેટલાંક નિકાચિત કર્મો અવશિષ્ટ રહેલાં હોવાથી દેવલોકથી ચ્યવી માહણકુંડ નામના નગરમાં ઋષભદત્ત બ્રાહ્મણની સુશીલ પત્ની દેવાનંદાની કુક્ષિએ પુત્રપણે ઉત્પન્ન થયા.

પરંતુ ત્યાગ માર્ગને બહુમાન આપનારા અતએવ વીતરાગ શાસનના પરમભક્ત ઇન્દ્રમહારાજને આ બનાવથી દુઃખ લાગ્યું અને પોતાના અજ્ઞાવર્તી હરિણેગમેષી દેવને મોકલી ભગવાન મહાવીર દેવને દેવાનંદાની કુક્ષિમાંથી ઘણા વિનય-બહુમાનથી લેઇને ક્ષત્રિયકુંડનામના નગરમાં રાજધિરાજ સિધ્ધાર્થનૃપની ગુણનિધાન પટરાણી ત્રિશલાની કુક્ષિમાં મૂકયા અને ત્રિશલાદેવીના પુત્રીરૂપ ગર્ભ લેઇને દેવાનંદાની કુક્ષિમાં મૂકયો.

**શંકાઃ** સિદ્ધાર્થરાજાને ક્ષત્રિય વર્ણવ્યા છે તો તમે રાજા કેમ કહો છો ?

**સમાધાનઃ** ભગવાન મહાવીર દેવના પિતા સાધારણ ન હતા પરંતુ મોટા રાજા હતા તેનું પ્રમાણ કલ્પસૂત્રમાંજ અનેકગણનાયક, દંડનાયક, માંડલિક રાજાઓ અને પાટવી કુમારો વગેરે હજારો મનુષ્યોથી પરિવરેલા બતાવ્યા છે, જેમની આજ્ઞામાં માંડલિક રાજાઓ અને યુવરાજાઓ રહેતા હોય તેમને સાધારણ ક્ષત્રિ કેમ કહી શકાય ? બીજી વાત એ પણ છે, કે ૧૮ રાજાઓના ઉપરી વૈશાલીના ચેડારાજા કે જેમણે શ્રેણિકરાજાને પણ પોતાની પુત્રી આપવા ચોખ્ખી ના પાડી

હતી, તેમણે સિદ્ધાર્થ રાજાને પોતાની બહેન ત્રિશલાદેવી પરણાવ્યા હતા, આથી પણ સિદ્ધ થાય છે, કે તેઓ મોટા કુલવાન અને રાજા પણ મોટારાજા હતા.

ભગવાન ગર્ભમા આવ્યા પછી ત્રિશલાદેવીએ તીર્થંકર જન્મ સૂચક ચૌદ મહાસ્વપ્ન જોયા અને રાજાએ અષ્ટાંગ નિમિત્તના જાણકાર નૈમિત્તિક લોકોને બોલાવી બહુમાનપૂર્વક સ્વપ્નો સભળાવ્યા

અને બધા વિદ્વાનો એકત્ર મલી શાસ્ત્રોદ્ધારા ગૌટે સ્વપ્નનો બરાબર વિચાર કરી બધામા મુખ્ય પડિતે જણાવ્યુ કે, 'મહારાજ! આપને ચક્રવર્તી કરતા પણ મહાપ્રતિભાશાળી તથા સુરાસુર મનુષ્યની સભા ઉપર પોતાનુ વર્ચસ્વ સ્થાપનાર ધર્મચક્રવર્તી પુત્ર થશે અને ધર્મમાર્ગની સ્થાપના કરી, ત્રણેલોકના જીવોને ધર્મનુ દાન આપી, લાખો આત્માઓને ધર્મના આરાધક બનાવી, મુક્તિનુ સામ્રાજ્ય જમાવી મુક્તિમા પધારશે

સિધ્ધાર્થ રાજાએ સ્વપ્નનુ ફળ સાભળી અષ્ટાગ નિમિત્તજ્ઞાતા જોષી પડિતોનેપુષ્પ,ફલ, વસ્ત્ર, અલંકાર, ધનધાન્ય સુવર્ણાદિ ઘણુ દાન આપી બહુમાનપૂર્વક વિદાય કર્યા.

આ તરફ મહારાણી ત્રિશલાદેવીને નિરતર ઉચ્ચકોટીના વિચારોની સ્પુરણાઓ થવા લાગી અને મનમા વિચાર આવે છે કે, હુ હાથી ઉપર બેસી, મસ્તક ઉપર છત્ર ધરાવી,ચામરો વિઝાવી, દીન-અનાથ, ગરીબ, દુખી માણસોને અવારિત દાન આપુ.

બધા દેશમાં બધી પ્રકારના જીવોને બચાવી લેવા નગરમાં અને દેશમાં અમારિપડહો વગડાવું.

**ઈચ્છા મ્હારી એમ છે, સર્વજીવ સમુદાય;**
**સ્વાદી સંસારનાં, શીઘ્રમોક્ષમાં જાય.**
**બધા જીવ સંસારના, પામે સુખના પૂર;**
**વળી વસો સહુ જીવડા, દોષ-પાપથી દૂર.**

આવા અનેક પ્રકારના શુભ વિચારોવાળાં મહામતી ત્રિશલાદેવી, ગર્ભના કોઇપણ પ્રકારના દુખ ભોગવ્યા સિવાય નવમાસને સાડા સાત દિવસ વ્યતીત થયે છતે, ક્ષણવાર ચૌદરાજ લોકમા સુખનુ વાતાવરણ ફેલાયે છતે,ચૈત્ર સુદી ત્રયોદશીની મધ્યરાત્રે પૂર્વદિશા જેમ શરદપૂર્ણિમાની રાત્રીમાં મહાતેજસ્વી ચંદ્રને જન્મ આપે છે, તેજ પ્રમાણે જાણે સાક્ષાત્ તેજનો પૂંજ હોય તેવા અથવા ચંદ્રના કિરણનો ઢગ હોય તેવા બાલપુત્રને જન્મ આપ્યો.

અને તત્કાલ છપ્પન દિશાકુમારી દેવીઓ સૂતિકા-ગૃહમા આવી અને અપવિત્રતાને હટાવી સુગંધિ જલ અને પુષ્પનીવૃષ્ટિ કરી, માતા અને ભગવાનને સ્નાન કરાવ્યું તથા વિલેપન વિભૂષા કરાવી, હર્ષના ધવલ ગીતો ગાઇ સ્વસ્થાને ચાલી ગઇ, એટલે તુરત જ ઇન્દ્રાદિદેવોએ આવીને પ્રભુને મેરૂપર્વત ઉપર પધરાવી, ક્રોડો ગમે દેવાસુરોએ મળી ભગવાનનો જન્માભિષેક કરી, માતા પાસે લાવીને મુકયા.

સિદ્ધાર્થનૃપતિએ પણ પુત્રજન્મનો મોટો મહોત્સવ કર્યો અને નગરવાસી અને દેશવાસી મનુષ્યોને ખાનપાન

તથા રમતગમતની ઘણી સગવડો આપી, કેદખાનામાંથી સર્વ કેદીઓને છોડી મુકયા, દીન, દુઃખી, અનાથને સુખી બનાવ્યા, યાચક લોકોને ઘણાં દાનો આપ્યાં, પ્રભુના જન્મથી બારમા દિવસે કુટુંબપરિવાર મિત્રાદિને **નિમંત્રણ** આપી મેલાવડો કરી, કુમારનું ગુણનિષ્પન્ન **વર્ધમાન કુમાર** નામ આપ્યું.

કલ્પવૃક્ષની પેઠે વૃદ્ધિને પામતા ભગવાન વર્ધમાન કુમારને બાલ્યાવસ્થામા દેવોએ પરીક્ષા કરી **મહાવીર** નામ આપ્યું અને ક્રમે કરીને યૌવનવય પામેલા કુમાર વર્ધમાનનું યશોદાનામા રાજકુમારી સાથે પાણિગ્રહણ થયું, અને દેવ જેવાં સુખો ભોગવતાં પ્રભુને પ્રિયદર્શનાનામા પુત્રી થઇ, તેને પણ જમાલીનામા રાજકુમાર સાથે પર ણાવી દીધી, અઠયાવીશ વર્ષની વય પામતા ભગવાનના માતા-પિતા કાળધર્મ પામી દેવલોક ગયા પછી પણ વડિલબંધુ નંદિવર્ધનના અત્યાગ્રહથી પ્રભુજી બધા આરંભ સમારંભોનો ત્યાગ કરીને, લગભગ મુનિદશા જેવું જીવન જીવવાપૂર્વક બે વર્ષ સંસારમાં રહ્યા અને દીક્ષાદિનથી અગાઉ ૧ વર્ષ પેલાથી વર્ષીદાન શરૂ કર્યું.

વર્ષીદાનની વ્યવસ્થા નીચે મુજબ હોય છે.

પ્રતિ દિવસ ભગવાન ૧ ક્રોડ અને ૮ લાખ સોનામહોરનું દાન આપે છે, તે સોનામહોર વજનમાં ૮૦ રતિ પ્રમાણ હોય છે. એક બાજુ ભગવાનનાં માતા-પિતાનો અને એક બાજુ ભગવાનનો સીકકો હોય છે. આ સોનાનું

વજન પ્રમાણુ ૪૦ મણીયા ૨૨૫ સવા અસો ગાડાં ભગાય તેટલું હોય છે, આ પ્રમાણે નવ હજાર મણુ સોનું પ્રતિ દિન દિવસના પહેલા પ્રહરમાં પ્રભુજી અખંડિત એક વર્ષ સુધિ વર્ષીદાન આપીને માગશર વદી ૧૦ [ગુજરાતી કા. વ. ૧૦] દીક્ષા અંગીકાર કરે છે. આ દાનનો વિધિ અને ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન, નિર્વાણુ આદિમાં દેવોએ આવી ભગવાનની ભક્તિ કરવાનો વિધિ વિગેરે બાબતો અનંતા તીર્થંકરોની એક સરખી હોય છે.

દીક્ષા લઇને પ્રભુજી ૧૨ા વર્ષ છદ્મસ્થ દશામા રહ્યા તેની જાણુવા યોગ્ય કેટલીક હકીકત નીચે મુજબ છે. પ્રભુજી દીક્ષિત થઇને સદાકાળ મૌન અને ધ્યાનદશામાં જ રહ્યા છે. ભગવાને દિક્ષા લઇને એકજ વાર પાત્રમાં ભોજન કર્યા પછી દરેક પારણે હસ્તમાં જ ભોજન લીધું છે, ૧૨ા વર્ષમાં ક્ષણુવાર પણુ પલાંઠીવાળીને બેઠા નથી પરંતુ ઉભા અને કાઉસ્સગ્ગ મુદ્રમાં જ રહ્યા છે. ભગવાને ઓછામાં ઓછા બે ઉપવાસથી ઓછી તપસ્યા કરી નથી. ભગવાનનો ૧૨ા વર્ષનો કુલ તપ નીચે મુજબ—

| છમાસીતપ, | પાંચદિનન્યૂનછમાસ, | ચઉમાસી, | ત્રણુમાસી, |
|---|---|---|---|
| ૧ | ૧ | ૯ | ૨ |

| અઢીમાસી, | બે માસી, | દોઢ માસ, | માસક્ષમણુ, | પક્ષઉપવાસ |
|---|---|---|---|---|
| ૨ | ૬ | ૨ | ૧૨ | ૭૨ |

| | | | |
|---|---|---|---|
| ભદ્રપ્રતિમા બેદિવસની | મહાભદ્રપ્રતિમા ચાર દિવસની | સર્વતોભદ્રપ્રતિમા દશદિવસની | છઠ્ઠ ૨૨૯ |
| ૧ | ૧ | ૧ | |

| | | |
|---|---|---|
| અઠ્ઠમ | પારણા દિવસો | એક દીક્ષા |
| ૧૨ | ૩૪૯ | દિવસ |

ઉપર મુજબ ભગવાનના ૧૨॥ વર્ષમાં ૧૧॥વર્ષ અને ૧૦ દિવસ ઉપવાસમય ગયા છે અને ૩૪૯ ફકત ચોવિહાર એકાશણાં કર્યાં છે. ઉપરના બધા જ ઉપવાસો ચારે આહારના સર્વથા ત્યાગવાલા જાણવા.

આ ૧૨॥ વર્ષ છદ્મસ્થ સમયમાં પ્રભુજીએ, નાના ઉપસર્ગો ઘણા સહન કર્યા છે, તેનું વર્ણન તો છોડી દેવાય છે, પરંતુ મોટા ઉપસર્ગો પણ પારાવાર સહન કર્યા છે, તેમાના કેટલાક અહીં બતાવાય છે.

ભૂતકાલમાં વર્ધમાન નામનું એક નગર હતું અને શુલ પાણી યક્ષના પ્રતાપથી અસ્થિગ્રામ થયેલું, ત્યાં નગરની બહાર પ્રભુજી આવીને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા. ભગવાન ત્યાં પધાર્યા ત્યારે નગરવાસી લોકોએ વિનંતિ કરેલી કે, હે દેવાર્ય ! આ સ્થાન ઉપર દુષ્ટ વ્યંતર રહે છે તે અહીં રાત્રિ વસનારને મારી નાખે છે, આવાં લોકોનાં વચનો સાંભળવા છતાં પ્રભુતો મેરૂ જેવા ધીર હોવાથી લેશ પણ ભય પામ્યા સિવાય ત્યાં જઈ ધ્યાનમાં રહ્યા.

રાત્રિમાં શુલપાણિ વ્યંતર આવ્યો. પ્રથમ પિશાચનું રૂપ કરીને પ્રભુને ઘણા દુઃખ આપ્યા પણ પ્રભુ ન ગભરાયા. ત્યારે એકેક વેદનાથી અન્ય મનુષ્યના પ્રાણ ચાલ્યા જાય, તેવી મસ્તકવેદના, કર્ણવેદના, નાશિકાવેદના, ચક્ષુવેદના, દાન્તવેદના, પૃષ્ઠવેદના, નખવેદના, વિગેરે વેદનાઓ એટલી બધી વધારી મુકી કે આપણી જોવાથી ખમી શકાયું જ નહિ. પરંતુ ભગવાન જગ પણ ગભરાયા વિના તેમજ શુલપાણી ઉપર દ્વેષ લાવ્યા વિના સહન જ કરી રહ્યા.

છેવટે ભગવાનનું આટલું મોટું ધૈર્ય નિહાળીને દેવે બધી પીડાઓ સંહારી લઇને પ્રભુના ચરણમાં પડી ક્ષમા માગી, પૂજા કરી, નૃત્ય-ગાન કરી સ્થાનપર ચાલ્યો ગયો.

ત્યારપછી પ્રભુજી વિહાર કરતા શ્વેતાબીનગરી જતા રસ્તામાં ઘણા માણસોએ પ્રાર્થના કરી કે; હે પ્રભુજી! આ માર્ગ બહુ ઉપદ્રવવાલો છે. અહિં એક મહાભયંકર સર્પ રહે છે. તેણે ઘણા માણસોના પ્રાણ લીધા છે, તેથી હમણાં આ માર્ગ બંધ થઇ ગયો છે, માટે આ માર્ગે ચાલવું ઉપદ્રવવાળું છે, છતાં પ્રભુજી જરાપણ મુંઝાયા સિવાય માર્ગના મુસાફરોના ભલાની ખાતર અને નાગના પરલોકને સુધારવાની ખાતર તે બાજુ પધાર્યા.

પ્રભુજીને આવતા જોઇને સર્પનો ક્રોધ ઉછલી ગયો અને કુતરાની માફક દોડતો આવીને સૂર્ય સામી દૃષ્ટિ-કરીને ભગવાન ઉપર દૃષ્ટિજવાલા છોડી અને પાછો ખસવા

લાગ્યો પરંતુ ભગવાન પડી ગયા નહિ એટલે ફરીવાર દૃષ્ટિ-જવાલા મુકી પરંતુ ભગવાન અપ્રકંપજ રહ્યા એટલે ઘણો ક્રોધાન્ધ થઇ પ્રભુજીના પગ ઉપર શ્વાનની પેઠે ચોટયો, તેથી પ્રભુજીના પગમાથી શ્વેતરુધિરધારા નિકલી તે જોઇ નાગને આશ્ચર્ય થયું. આખા જગતના મનુષ્યોનું રુધિર લાલ હોય છે જ્યારે આ શ્વેત કેમ? આવી મુદ્રા મેં કયાક અનુભવી જણાય છે!

એટલામાં પ્રભુજી પણ બોલ્યા, **બુજઝ! બુજઝ! ચંડકોશિઆ!** બસ, આ વાકયો સાંભલતાંજ સર્પને જાતિ-સ્મરણ જ્ઞાન થયું. પૂર્વના મુનિભવ જ્યોતિષ્કદેવ અને તાપસાધિપતિના ભવો યાદ આવ્યા, ક્રોધનાજ પરિણામે સર્પપણું મળ્યુ છે, એમ સમજાણું. પ્રભુવચને અનશન કરી, મરીને આઠમા દેવલોકમાં દેવ થયો.

ત્યારપછી વિહાર કરતા પ્રભુજી શાલિશીર્ષ ગામના ઉદ્યાનમાં પધાર્યા અને કાઉસ્સગ્ગ મુદ્રાએ રહ્યા. આ વખતે માઘ માસ ચાલતો હતો. દુસ્સહ ઠંડી પડતી હતી, લોકોનાં હાડ કંપતા હતાં, તેવા પુષ્કલ ઠંડીના ધમારા વખતે ગયા-કોઇ જન્મમાં અપમાન પામેલી અને અત્યારે તેણી કટપૂતના નામની વ્યંતરી થએલી દેવી આવીને ભગવાનને દેખીને ક્રોધાન્ધ બનીને તાપસીનું રુપ કરીને ભગવાન ઉપર ખુબજ પાણી છંટકાવ કરવા લાગી. પાણી છાટતાં થાકી એટલે-ભગવાન સામું જોયું. ભગવાનની નિશ્ચલ દશા જોઇ ઉપ-શાન્ત બની પ્રભુ પાસે ક્ષમા માગી, સ્તુતિ કરી, ચાલી ગઇ.

ત્યારપછી વળી એકવાર પ્રભુમહાવીર દેવનો સ્વયંશિ-ષ્ય બનેલો, આમતેમથી તેજોલેશ્યા વિગેરે વિદ્યાઓ પામેલો **ગોશાળકનામા** અધમ આત્માએ પ્રભુજી ઉપર તેજોલેશ્યા મુકી, જેના સ્પર્શથી પ્રભુજીને છમાસ લોહીના ઝાડા થયા, પરંતુ પ્રભુજીએ ગોશાળા ઉપર દ્વેષ ન કર્યો અને પોતાની નિશ્ચલતા પણ ટકાવી રાખી.

એકદા પહેલા દેવલોકના સ્વામી સૌધર્મેન્દ્ર, પ્રભુ મહાવીરના ધૈર્યની ખુબજ પ્રશંસા કરવા લાગ્યા, જે સાંભલી અભવ્ય અને મિથ્યાદૃષ્ટિ સંગમ નામના દેવથી ખમી ન શકાયું, અને બધા દેવોની સમક્ષ તમો કોઇ પક્ષ કરવા ન આવો તો હું ક્ષણમાજ ચલાયમાન કરી નાખીશ આવી દુષ્ટપ્રતિજ્ઞા કરી પ્રભુજી પાસે આવ્યો.

૧ પ્રભુજી ઉપર અત્યંત બારીક ધૂલની વૃષ્ટિ કરી તેનાથી પ્રભુજીના આંખ–કાન–નાશિકા–મુખ અને શરીર ભરાઈ ગયાં. ભગવાન શ્વાસોશ્વાસ લેતા બંધ થયા પરંતુ પ્રભુજીના આત્મામાં દીનતા ન આવી.

૨ ત્યારપછી વજ્ર જેવા મુખવાલી કિડીઓ છોડી કે જે પ્રભુજીના શરીરમાં છિદ્ર બનાવી; એક બાજુથી પ્રવેશ કરી, બીજી બાજુ નીકળવા લાગી અને પ્રભુજીનું શરીર ચાલણી જેવુ બનાવી નાખ્યું, તો પણ ભગવાન ક્ષોભ ન પામ્યા.

૩ તેવાજ સ્વાભાવવાળી ધીમેલો બનાવી, તેણે પણ પ્રભુજીના શરીર ઉપર ઘણાંજ છિદ્રો બનાવી; શરીરની અંદર

અને બહાર લોહી, માસ અને ચામડીને ચુમવામા કમિના ન રાખી. પરતુ પ્રભુજી અડોલ ચિત્તેજ રહ્યા.

૪ ત્યારપછી વળી સર્પો બનાવ્યા, જે એકદમ ચારેબાજુ થી ભયકર ફણાઓ વડે ફુફવાડા મારતા શ્વાનની પેઠે પ્રભુના શરીરે ચોટી પડયા અને તીક્ષ્ણ દષ્ટ્રાઓવડે દંશ આપી તીવ્રવેદનાઓ આપવા લાગ્યા, સર્પો એટલા બધા ચોટયા હતા, કે પ્રભુજીનુ શરીર સાવ અદ્રશ્ય થયું હતુ. પ્રભુજી દેખાતા નહોતા પરતુ જાણે કોઇ ચદન વૃક્ષને નાગો ચોટયા હોય તેવો દેખાવ ભાસતો હતો, છતા પ્રભુના એક રોમમાં પણ ભય ન હતો.

ત્યારપછી પણ ૫ વિછિ, ૬ નોલીયા, ૭ ઉંદરડા, ૮ કુતરા, એમ ક્રમસર એક પછી બનાવીને પ્રભુને હેરાન કરવા સારૂ તેણે ઘણીજ ઉશ્કેરણી કરી પ્રભુજીના શરીરે છુટા મુંકયા. તેમણે પોતાની જાતને છાજે તેવા સર્વ પ્રયાસો કરી જોયા, પરંતુ ભગવાનના ધ્યાનનો નાશ થયો નહિ.

૯–૧૦ ત્યાર પછી હાથી અને હાથિણી બનાવી પ્રભુજી ઉપર છુટા મુંકયા. તેમણે પ્રભુજીને સુંઢ વડે ઘણાજ પ્રહારો કર્યા વલી પ્રભુજીને જમીન ઉપર પાડી નાખી ઉપર ચઢીને ખુબજ કચરી નાખ્યા તોપણ પ્રભુજીના ધ્યાનનો અંત તો ન જ આવ્યો.

૧૧ વલી તે સુરાધમે વ્યાઘ્ર બનાવ્યા, અને તે અધમ અત્માઓએ, પોતાના મહાન શસ્ત્રો-જેવા દાંત અને નખોવડે

પ્રભુજીના શરીર ઉપર પુંકલ પ્રહાર અને ઉઝરડા કર્યા. શરીરમાંથી અખંડ લોહીધારાઓ ચાલવા લાગી તો પણ પ્રભુજીનુ ચિત્ત ચલાયમાન થયું નહિ.

૧૨ હજી પણ તે દુષ્ટદેવ પ્રયાસથી થાકયો નહિ અને ભયંકર પીશાચોના રૂપ બનાવીને મોટીમોટી ગર્જનાઓ કરીને પ્રભુને બીવડાવવા ઘણાજ પ્રયત્ન કરી ચુકયો, પણ પ્રભુજીને તેની અસર થઇ નહિ.

૧૩ પછી સિદ્ધાર્થ રાજા અને ત્રિશલાદેવીના રૂપ બનાવી, ભગવાન પાસે આવી, કરૂણ વિલાપ કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા હે પુત્ર ! તુ જનની જનકનો ભક્ત છે અને અમને વૃદ્ધોને છોડીને ચાલી નીકળ્યો, તે વ્યાજબી ન કહેવાય હવે ઘેર ચાલ અને અમારા અવસાન પછી દીક્ષા લેજે, આવાં-આવાં વાકયો બોલી અનેક આક્રંદો કર્યા, પરંતુ પ્રભુજી ધ્યાન-દશાથી પડયા નહિ.

૧૪ પછી એક મોટો સમુદાય બનાવ્યો, તેના મનુષ્યો પ્રભુજીના બે પગવચમા અગ્નિ સળગાવી ઉપર તપેલી મુકી રસોઇ પકાવવા લાગ્યા, એક પછી એક અનેક મનુષ્યોએ આવી પ્રભુજીના પગ વચ્ચે રસોઇ બનાવી પરંતુ પ્રભુજીના શરીર કે આત્મામાં કંપવારી આવી નહિ.

૧૫ વળી તેજ સમુદાયના માણસો પ્રભુજીના શરીર ઉપર લાંબી ચાંચવાલાં પક્ષીઓનાં પાંજરાં લટકાવીને પક્ષીઓ પાસે પ્રભુજીને ચંચુ વિગેરેના પ્રહારો કરાવી ખુબજ ઉપ-

સર્ગ કરવા મહેનત કરી, પરંતુ પ્રભુજીના આત્માના એક અંશમાં પણ ક્ષોભ પ્રવેશ કરી શકયો નહિ.

૧૬, તો પણ હજી તે સુરાધમના ઉદ્યમો અટકયા જ ન હતા. ભગવાન પ્રત્યે પૂજયબુદ્ધિ અને ભક્તિભાવતો દુર રહો પરંતુ આ દેવાધમના આત્મામાં દયાનો પણ અંશ ન હતો! એટલે ભગવાનને દુખ દેવામાં તેને થાક પણ લાગ્યો ન હતો. તેથી તેણે પર્વતને પણ ઉખેડી નાખે તેવો પવન શરૂ કર્યો. તેણે **ભગવાન વર્ધમાનસ્વામીને** હજારોવાર પાંદડાની માફક આકાશમાં ઉછાળ્યા અને જમીન ઉપર પાડી નાંખ્યા. પરંતુ **પ્રભુમહાવીરનો અંતરાત્મા** ધ્યાનરૂપી પર્વતથી નીચે પડયો નહિ.

૧૭, તો પણ પોતાની દુર્જનતા ઉપર મુસ્તાક રહેલો સંગમસુરે કલિકાવાત વિકુર્વી–ઉત્પન્ન કરી ભગવાન મહાવીર દેવને ચાકડા ઉપર ચઢાવેલા માટીના પિંડની માફક હજારોવાર ચકર–ચકર ફેરવ્યા; પરંતુ મહાવીર દેવના ધ્યાનનો પલટો થયો નહિ.

૧૮, હવે તો પ્રતિવાસુદેવના છેલ્લા ઉપાય તરીકે આ **નરાધમને** તુરત જ કાલચક યાદ આવ્યું, કે જેનો કોઈપણ દેવો કોઈવાર ઉપયોગ કરતા નથી, જેનો પ્રયોગ ભયંકર જ લેખાય છે. જેના પ્રહારથી મેરુપર્વતનું શિખર પણ તુટી જાય, તેવું મહા ભયંકર ચક્ર ભગવાન મહાવીર દેવ ઉપર મુંકયું જેના આઘાતથી ભગવાન ઢીંચણ સુધી જમીનમાં ખુંચી ગયા, પરંતુ ધ્યાનની ધારા જરા પણ તૂટી નહિ.

૧૯, હવે છેલ્લા–છેલ્લા બે–ત્રણ અનુકૂળ ઉપસર્ગ કરીને પણ ધ્યાનથી પતિત કરી નાખુંના વિચાર લાવી દુષ્ટદેવે એકદમ સૂર્ય ઉગાડી પ્રભુ પાસે આવી, વિનતિ કરવા લાગ્યો. હે દેવાર્ય ! હજી કેમ ધ્યાનમાં ઉભા છો–ચાલો રાત્રિ પૂર્ણ થઈ ગઇ. તમને હેરાન કરનાર દેવ જતો રહ્યો છે. ચાલો મારી સાથે ગોચરી પધારો ! ઈત્યાદિ ઘણાયે [બનાવટી] કાલાવાલા કરવા લાગ્યો પરંતુ પ્રભુજી તો જેવા વીતરાગ હતા તેવા જ્ઞાની પણ હતા. તેથી જ્ઞાનથી રાત્રિ જાણી ધ્યાનથી ડગ્યા નહિ.

૨૦ છેવટે બગલો ભક્ત બનીને પ્રભુજી પાસે આવી કપટી દેવ, કરગરવા લાગ્યો. હે મહર્ષિ આપનું ધ્યાન અડોલ છે, આપની નિશ્ચલતા મેરુ જેવી છે, આપના ધ્યાન સમુદ્રનો પાર કોઈ પામી શકે નહિ. આપના તપોબલ, ચારિત્ર અને ધ્યાનથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. તમને શું જોઇએ છે, જે જોઇએ તે બોલો, સ્વર્ગ જોઇએ તો સ્વર્ગ આપું, મોક્ષ જોઈએ તો મોક્ષ આપું.

એમ બોલી અનેક રૂપવતી દેવાંગનાઓ બનાવી પ્રભુ પાસે મોકલી. તે બધી સમકાલે વચન અને શરીરદ્વારા અનેક જાતિનાં-નખરાં [સ્ત્રી જાતિના, પુરુષોને રિઝવવા, અને ફસાવવાના જેટલા થાય તેટલા ચાલા] કરી–કરીને થાકી. જેનાથી મનુષ્યનું મન ચોક્કસ પડી જાય તેવા વચનના બધા જ પ્રયોગો કરી નાંખ્યા. જેના જોવાથી મોટા યોગીશ્વરો પણ વખતે ડગી જાય તેવા, શરીરના બધા જ અવયવો બતાવ્યા.

જેમ અગ્નિના સંયોગથી માખણનો પિંડ ઓગળ્યા વિના રહે જ નહિ, તેમ નારીના આલિંગનથી પુરુષના શરીરમાં વિકાર ઉપજ્યા સિવાય રહે જ નહિ, તેવા હજારો દેવાંગનાઓ એ આલિંગન આપ્યા, પરંતુ ભગવાનના સાત્વિક ભાવરૂપ સુરાચલ સાથે અથડાઇને ભાગી પડ્યા.

બસ, એ એક જ રાત્રિમા આવા ભયંકર વીશ ઉપસર્ગ સંગમ નામના સુરાધમે કર્યા પરંતુ પ્રભુ મહાવીર દેવના આત્માને ક્રોધ ન આવ્યો, ધ્યાન નાશ ન પામ્યું, આત્મપતન ન થયું, શરીરનું રુવાડું પણ ન ફરક્યું.

**શંકાઃ** તમોએ ઉપર બતાવ્યા છે તેવા એક ઉપસર્ગથી પણ માણસ જીવતો ન રહે તો પછી આવા વીશ ઉપસર્ગ થવા છતાં મહાવીર પ્રભુજીને કશું જ ન થયું એમ કેમ ?

**સમાધાન**· શરીરના બંધારણ એક સરખાં હોતાં નથી પરંતુ ઘણા પ્રકારનાં હોય છે. તેના **વજ્રરુષભનારાચ**-થી લઇને છેવઠ્ઠા સુધિના ૭ પ્રકાર છે, તેના પણ તારતમ્ય ભેદે સેંકડો–હજારો કે લાખો પ્રકારો પડે છે.

તેથી અરિહંત. ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ અને કેટલાક સામાન્ય મનુષ્યોમા વજ્રરુષભનારાચ સંઘયણ હોવાથી બળની ઘણીજ તારતમ્યતા હોય છે.

એટલે તીર્થંકર પરમાત્માઓનાં શરીરો વજ્રાંગ હોય છે એથી ગમે તેટલા ઉપદ્રવોથી તે અભેદ્યજ રહે છે, નાશ પામતાં નથી.

જુઓ જૈનેતરોએ રામાયણમા હનુમાનને વજ્રાંગ માનેલા છે અને તેથી ભાષામાં પણ લોકો હનુમાનજીને બજરંગી અથવા વજરંગી તરીકે ઓળખે છે.-શ્રી જૈનગ્રન્થો-માં પણ મહાપુરુષ **હનુમાનજીને** અને મહાપુરુષ **ભીમસેનને** વજ્રાંગ સ્વીકારેલા છે.

એથી શ્રી જિનેશ્વર પરમાત્માઓના જીવો અનેક ભવોમા ઉચ્ચકોટીની જીવદયા પાળીને અને આ છેલ્લો ભવ પણ જીવોની દયા પાળવા અને પળાવવાજ પામેલા હોવાથી અતિપુણ્ય પ્રાગ્ભારથી શરીર પણ વજ્રાગજ પ્રાપ્ત થાય છે. અને આવા વજ્રાગ શરીરનો તમામ ઉપયોગ સર્વ જગત નું ભલું કરવા માટેજ હોય છે પરંતુ કોઇનું આ મહા-પુરુષના શરીરથી અહિત થતું નથી.

**શંકાઃ** જ્યારે આવા વીશ ઉપસર્ગ થયા અને તેમાં કીડીઓ, ઘીમેલોએ શરીરને છિદ્રમય બનાવી નાખ્યું તો પછી તે શરીરને ભગવાને કાંઇ ઔષધ ઉપચાર કર્યા વગર સાજું કેવી રીતે થયું?

**સમાધાનઃ**-દેવોદ્વારા ઉપસર્ગો થયાના બીજા પણ ઘણા પ્રસંગો ગ્રન્થોમાં જોવામાં આવે છે અને ઉપસર્ગની પૂર્ણતા પછી તેના તેજ દેવોદ્વારા પૂર્વઅવસ્થા હોય તેવીજ થઇ જાય છે. અર્થાત્ ઘાવ, પ્રહાર, વ્રણ, છિદ્ર જે કાંઈ થયું હોય તેને મૂલસ્થિતિમાં બનાવ્યા પછીજ દેવો પોતાના સ્થાનમાં જાય છે.

જુઓ, કલાવતીના હાથ શંખરાજાએ કપાવ્યા હતા, પરંતુ કલાવતીના શીલપ્રભાવથી દેવોએ કંકણ સહિત હાથ નવા બનાવ્યા હતા. ચંદનબાલાનો ચોટલો વણિકપત્નિ મુલાએ કપાવી નાખ્યો હતો, તે ચંદનબાળાના શીલ અને તપમહાત્મ્યથી દેવોએ તેવોને તેવો કેશપાશ નવીન બનાવ્યો હતો; તેજ પ્રમાણે જૈનતર ગ્રન્થોમાં બાણુપંડિતે પોતાની જાતે કાપી નાખેલા હાથ-પગ ચંડીદેવીએ નવા બનાવી દીધા હતા; એથી સિદ્ધ થાય છે કે, પ્રભુના અવયવોને લાગેલા ઘાવ-પ્રહારો અને વ્રણ-છિદ્રો પણ ઉપચાર વિના તત્કાલ અદશ્ય થયાં હતાં.

પ્રભુ મહાવીર દેવને છેલ્લો ઉપસર્ગ મહાભયંકર હતો અને તે એજકે, એકદા પ્રભુજી ધ્યાનદશામાં કાયાને વોસિરાવી ઉભેલા હતાઃ તેનો લાગ જોઇ આગલા જન્મના નિકાચિત કર્મોની પ્રેરણાથી એક ભરવાડે અણીદાર બે વાંશના ખીલા બનાવીને પ્રભુજી પાસે આવ્યોઃ પ્રભુજી તો ઉપસર્ગ કે પરિષહ સહન કરવા ઉભા જ હતા. ક્રોડો કે અબ્જોસિંહોના સાત્વિક ભાવોથી પણ પ્રભુ મહાવીરનો સાત્વિક ભાવ ચઢી જાય તેવો હતો.

એટલે ચારે બાજુ તપાસી તમામ વનભાગને દેવ અને મનુષ્યોથી શૂન્ય જોઇને બન્ને ખીલા બન્ને બાજુએથી કાનમાં પેસાડી દીધા. ખીલા એટલા બધા ઉંડા પેસાડયા કે બંને ખીલાના અણીભાગ સામસામા મલી ગયા. આટલું કુકર્મ કરતાં પણ પાપાત્મા આભીર તૃપ્ત નંજ થયો અને

પ્રભુને કાયમી સશલ્ય રાખવાની ઈચ્છાથી અને આ ખીલા કોઈ જોઈ ન જાય તેકારણથી બાર રહેલા ખીલાના અગ્રભાગો કરવતીથી કાપી નાખ્યા, એથી પ્રભુ પાસે આવનાર તત્કાળ પ્રભુનું આવું દુઃખ કોઈ જાણી શકેજ નહિ. પાપાત્માઓ આ પ્રમાણેનો પોતાનો કાર્યક્રમ પુરો કરીને ચાલ્યા ગયા. પ્રભુજી તો કર્મના સમુદાયોને જ ખીલા માનતા હતા અને કર્મના સમુદાયો જ આવા ખીલાઓના ઉપાદાન કારણો છે, એમ ચોકકસ સમજાયેલું હોવાથી, પ્રસ્તુત બે ખીલાઓને કાનમાથી કાઢવા કે કઢાવવાનું કાંઇ પ્રયોજન હતું નહિ.

પ્રભુજી એવીજ શલ્ય દશાયુક્ત મધ્યમ અપાપા નગરીમા સિદ્ધાર્થ નામના વણિકને ઘેર ગોચરી પધાર્યા ત્યા ખરક નામના વૈદ્યે પ્રભુજીને સશલ્ય જોયા. તેણે વાણીઆને વાત જણાવી. બન્ને જણ પ્રભુજીની સાથે વનમાં ગયા અને બહુ સાવધાનપણે સાંડસાથી બન્ને ખીલા એંચીને કાઢી નાંખ્યા, ત્યાં તો એકદમ લોહીની પીચકારી ઉછળી, જેથી મેરુજેવા અડોલ અને પૃથ્વી જેવા સર્વસહન કરનારા પ્રભુમહાવીરના મુખમાથી ચીસ નીકળી પડી અને પ્રભુના તે અરેરાટ શબ્દથી આખું વન ભયંકર ભાસવા લાગ્યું. વૈદ્યે સંરોહિણી ઔષધિના ઉપચારથી ઘાવ રુઝવી નાંખ્યા.

એક વખત પ્રભુ શ્રી મહાવીરદેવે એવો અભિગ્રહ ગ્રહણ કર્યો હતો, કે **રાજાની પુત્રી હોય**, પણ દાસીભાવને પામી હોય, બ્રહ્મચારિણી હોય, પગમાં બેડી નાંખી હોય, માથું મુંડેલું હોય, ત્રણ ઉપવાસવતી હોય, રોતી હોય,

મધ્યાન્હકાલ હોય, ઓરડાના ઉંબરા ઉપર બેઠી હોય, વળી ડાબો પગ બહાર અને જમણો પગ અંદર રાખેલો હોય, તેવી બાળા સુપડામાં અડદના બાકુલા લઇને વહોરાવે તો જ મહારે વહોરવું, અન્યથા પારણું ન જ કરવું, પ્રભુજી નો આવો ભીષ્મ અભિગ્રહ પણ ૧૭૫ દિવસે પૂર્ણ થયો. આહાર-પાણી વગર ૧૭૫ દિવસો જવા છતા પ્રભુજીના રોમમાં જરાપણ દીનતા કે તામસિકતા આવી હતી નહિ.

છેવટે **ચંપાનગરીનાદધીવાહન રાજાની** પુત્રિ અને મહાબળવાન રાજા **કરકંડુની** બેન, કર્મની બલવત્તરતાથી કૌશાંબીનગરીના ચૌટામાં વેચાએલી અને તે નગરીના એક ધનવાન **ધનાવહનામા** સુશ્રાવકે ગ્રહણ કરીને પુત્રિ તરીકે રાખેલી. માતા-પિતાએ **વસુમતી** નામ પાડેલું હોવા છતા, શેઠે **ચંદનબાલા** નામ આપીને ઉછેરેલી બાળાએ ઉપર જણાવેલા બધાજ વિશેષણો યુક્ત અભિગ્રહની સંપૂર્ણતાપૂર્વક ભગવાનને અડદના બાકુળા વહોરાવી, સંસાર સમુદ્રને ચુલુક-ચાંગળા જેવો કરી નાખ્યો.

વલી શ્રી જિનેશ્વર દેવો છેટલા ભવમાં જન્મ પામે ત્યાંથીજ લગભગ સંસારના તમામ પાપોથી ઉદાસ રહે છે. કહ્યું છે કે, **उत्तमा जन्मतो वृद्धाः अर्थः** ઉત્તમ પુરુષો જન્મે ત્યારથી વૃદ્ધ પુરુષોના ગુણોથી યુક્તજ હોય છે અને દીક્ષા લીધા પછી સવિશેષ ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, તપ, સંજમ, સત્ય, આત્મશૌચ, અકિંચનત્વ અને બ્રહ્મચર્ય

વિગેરે બધાજ ગુણો ઉચ્ચ કક્ષાનાજ પ્રગટ થાય છે અને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની અપૂર્વ આરાધનાદ્વારા પ્રભુજી બાર વર્ષ, છ માસ, અને પન્નર દિવસે કેવલજ્ઞાન અને કેવલદર્શન પામે છે. અહિં આત્માની સંપૂર્ણતા પ્રકટ થાય છે.

જેમનો પ્રતાપ સૂર્ય કરતાં પણ અનેકગુણો હોય છે, જેમની સૌમ્યતા અનેક ચંદ્રોથી પણ વધી જાય છે, જેમની ધીરતા મેરૂથી પણ અનેકગુણી હોય છે, જેમની ગંભીરતા સમુદ્ર કરતાં પણ અનેક ગુણી હોય છે, આવા પ્રભુજી સર્વ કર્મનો ક્ષય કરીને કાર્તક વદિ અમાવાસ્યા [ગુજરાતિ આસો વદિ અમાવાસ્યાએ] એ મુક્તિપદને પામે છે. સર્વ–કર્મોથી છુટા થાય છે. સંપૂર્ણજ્ઞાન અને સંપૂર્ણ સુખના ભોકતા બને છે. ચપલતાનો નાશ થઇ, સ્થિરભાવ પ્રકટ થાય છે. ચોરાસી લાખ યોનિનાં ભ્રમણ અને મુસાફરી બંધ થાય છે, જન્મ, જરા, મરણનાં દોરડાં તુટી જાય છે, શારિરીક અને માનસિક વ્યાધિમાત્રનો અંત થાય છે, બાહ્ય, અભ્યંતર શત્રુઓ નાબુદ થાય છે, વાસનાઓના બધાજ વેગ શમી જાય છે, સંપૂર્ણ સદ્ચિદાનંદમયદશા પ્રકટ થાય છે.

ઉપર પ્રમાણે પ્રભુ શ્રી પાર્શ્વનાથ સ્વામીના અને ભગવાન શ્રી મહાવીરદેવના છેલ્લા ભવોનાં વર્ણનો જાણવાથી આપણને ચોકસ સમજાઇ આવશે કે, શ્રી અરિહંત દેવોના આત્માઓ કેટલા બધા પવિત્રતાથી ભરેલા અને ગુણગણોની ખાણ હોય છે, કે જેમનું સંપૂર્ણજીવન વાંચવાથી આપણી પણ કેટલીએ કુટેવો નાશ પામવા માંડે છે, એટલાજ માટે

જ્ઞાનિઓએ કહ્યું છે, કે "वीतराग जनो ध्यायन् भजते वीतरागतां" જેમ કામિનીનું ધ્યાન કરનાર કુગતિ પામ્યા વિના રહતો નથી. તેમ વીતરાગનું ધ્યાન કરનાર મુક્તિ પામ્યા વિના રહેનો નથી. જેને વીતરાગનું ધ્યાન ગમે છે, તે મોડા-વેલો જરૂર વીતરાગ થાય છે.

આપણે છેલ્લા બેજ તીર્થંકર દેવોનાં અને તે પણ બહુ સંક્ષેપ જીવન વિચાર્યાં. તેવા શ્રી જિનેશ્વર દેવો આ અવસર્પિણી કાલમાં આ ભરતક્ષેત્રમાં ૨૪ થયા છે, એવા સર્વક્ષેત્ર અને સર્વ કાળમાં કેટલા થાય તે અને શ્રી જિનેશ્વર દેવના નામાદિ નિક્ષેપા વિગેરે વિચારતાં કેટલુ ફલ મલે છે, આ બાબત વિચારવાથી પરમેષ્ઠિ મહામંત્રના સંપૂર્ણ ફલનો પણ બરાબર ખ્યાલ આવી જશે.

## શ્રી જિનેશ્વર દેવના નામાદિ ચાર પ્રકાર.

नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणिंदपडिमाओ
दव्वजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ १ ॥

અર્થ: શ્રી જિનેશ્વર દેવના સામાન્ય [અરિહંતાદિ] અને વિશેષ [ઋષભાદિ] નામોનો નામનિક્ષેપમાં સમાવેશ થાય છે. શાશ્વતી-અશાશ્વતી પ્રતિમાનો પ્રતિમાનિક્ષેપામાં સમાવેશ થાય છે તથા અતીતકાલે મોક્ષમાં ગએલા તથા ભવિષ્યમાં મોક્ષે જનાના શ્રી જિનેશ્વર દેવોનો દ્રવ્યનિક્ષેપામાં સમાવેશ થાય છે અને હાલ કેવલી થઇને

વિચરી રહેલા શ્રીસીમંધરસ્વામિજી પ્રમુખ ૨૦ પ્રભુજીનો ભાવનિક્ષેપામાં સમાવેશ થાય છે.

હવે શ્રી જિનેશ્વરદેવનાં **સામાન્ય નામો** વિચારીએ.

અરિહંત, જિન, પારગત, ત્રિકાલવિત્, ક્ષીણાષ્ટકર્મા, પરમેષ્ઠી–અધીશ્વર–શંભુ–સ્વયંભૂ–ભગવાન–જગદીશ્વર—પરમાત્મા–પરમાર્થદર્શી–તીર્થંકર–જિનેશ્વર સ્યાદ્વાદી—અભયદાનદાતા–સર્વજ્ઞ–સાર્વ–વીતરાગ–ચિદાનંદ–પરમજ્યોતિ–સર્વદર્શી–અભયંકર–નિર્વાણી—કેવલજ્ઞાની–બોધિદ–દેવાધિદેવ–દેવસ્વામી–આદિકર–સ્વયંબુદ્ધ–પુરુષોત્તમ–લોકોત્તમ–લોકનાયક–ધર્મનાયક વગેરે–શ્રી વીતરાગના સામાન્ય નામો હજારોગમે મળી શકે છે.

## વિશેષ નામો

## આ ભરતક્ષેત્રની વર્તમાનચોવીશી

૧ શ્રી ઋષભદેવસ્વામી, ૨ અજિતનાથસ્વામી, ૩ સંભવનાથસ્વામી, ૪ અભિનંદનસ્વામી, ૫ સુમતિનાથસ્વામી, ૬ પદ્મપ્રભસ્વામી, ૭ સુપાર્શ્વનાથસ્વામી, ૮ ચંદ્રપ્રભસ્વામી, ૯ સુવિધિનાથસ્વામી, ૧૦ શીતલનાથસ્વામી, ૧૧ શ્રેયાસનાથસ્વામી, ૧૨ વાસુપૂજ્યસ્વામી, ૧૩ વિમલનાથસ્વામી, ૧૪ અનંતનાથસ્વામી, ૧૫ ધર્મનાથસ્વામી, ૧૬ શાન્તિનાથસ્વામી, ૧૭ કુન્થુનાથસ્વામી, ૧૮ અરનાથસ્વામી, ૧૯ મલ્લિનાથસ્વામી, ૨૦ મુનિસુવ્રતસ્વામી, ૨૧ નમિનાથસ્વામી, ૨૨ નેમનાથસ્વામી, ૨૩ પાર્શ્વનાથસ્વામી, ૨૪ મહાવીરસ્વામી.

## હવે આ ભરતક્ષેત્રમાં થએલી ગઈ ચોવિસી

૧ કેવલજ્ઞાનીસ્વામી, ૨ નિર્વાણીસ્વામી, ૩ સાગરસ્વામી ૪ મહાયશસ્વામી, ૫ વિમલનાથસ્વામી, ૬ સર્વાનુભૂતિસ્વામી, ૭ શ્રીધરસ્વામી, ૮ શ્રીદત્તસ્વામી, ૯ દામોદરસ્વામી, ૧૦ સુતેજસ્વામી, ૧૧ સ્વામિનાથસ્વામી ૧૨ મુનિસુવ્રતસ્વામી, ૧૩ સુમતિનાથસ્વામી, ૧૪ શિવગતિસ્વામી, ૧૫ અસ્તાઘ્રસ્વામી, ૧૬ નમીનાથસ્વામી, ૧૭ અનીલસ્વામી, ૧૮ યશોધરસ્વામી, ૧૯ કૃતાર્થસ્વામી, ૨૦ જિનેશ્વરસ્વામી, ૨૧ શુદ્ધમતિસ્વામી, ૨૨ શિવકરસ્વામી, ૨૩ સ્યદનસ્વામી, ૨૪ સપ્રતિનાથસ્વામી.

## હવે આ ભરતક્ષેત્રમાં થનાર આવતી ચોવિસી

૧ પદ્મનાભસ્વામી, ૨ સુરદેવસ્વામી, ૩ સુપાર્શ્વસ્વામી, ૪ સ્વયપ્રભસ્વામી ૫ સર્વાનુભૂતિસ્વામી, ૬ દેવશ્રુતસ્વામી, ૭ ઉદયનાથસ્વામી, ૮ પેઢાલનાથસ્વામી ૯ પોટિલસ્વામી, ૧૦ શતકીર્તિસ્વામી ૧૧ મુનિસુવ્રતસ્વામી, ૧૨ અમમસ્વામી, ૧૩ નિષ્કષાયસ્વામી, ૧૪ નિષ્પુલાકસ્વામી ૧૫ નિર્મમસ્વામી, ૧૬ ચિત્રગુપ્તસ્વામી, ૧૭ સમાધિજિનસ્વામી, ૧૮ સંવરસ્વામી, ૧૯ યશોધરસ્વામી ૨૦ વિજયદેવસ્વામી, ૨૧ મલ્લદેવસ્વામી, ૨૨ દેવપ્રભસ્વામી, ૨૩ અનતવીર્યસ્વામી ૨૪ ભદ્રકસ્વામી.

## વર્તમાનકાલે પાંચમહાવિદેહ ક્ષેત્રમાં વિદ્યમાન ૨૦ જિનેશ્વરદેવો :

૧ સીમંધરસ્વામી, ૨ યુગ્મંધરસ્વામી, ૩ બાહુસ્વામી,

૪ સુબાહુસ્વામી, ૫ સુજાતસ્વામી ૬ સ્વયંપ્રભસ્વામી, ૭ ઋષભાનનસ્વામી, ૮ અનંતવીર્યસ્વામી ૯ સુરપ્રભસ્વામી, ૧૦ વિશાળદેવસ્વામી, ૧૧ વજ્રધરસ્વામી, ૧૨ ચંદ્રાનનસ્વામી, ૧૩ ચંદ્રબાહુસ્વામી, [ભદ્રબાહુ] ૧૪ ભુજંગદેવસ્વામી, ૧૫ નમિનાથસ્વામી, ૧૬ ઈશ્વરદેવસ્વામી, ૧૭ વીરસેનસ્વામી, ૧૮ મહાભદ્રસ્વામી, ૧૯ દેવયશાસ્વામી, ૨૦ અજિતવીર્યસ્વામી,

## સર્વકાલમાં શાશ્વતા ચાર જિનનામો

૧ ઋષભસ્વામી, ૨ ચંદ્રાનનસ્વામી, ૩ વારિષેણસ્વામી ૪ વર્ધમાનસ્વામી.

આ ઉપરાન્ત બીજા પણ જિનેશ્વરદેવોના ૩૦ ચોવિસીનાં ૭૨૦ અને એકસો સાઇઠ વિજયના ઉત્કૃષ્ટકાલનાં ૧૬૦ નામો જાણવા મળે છે.

અવાં નામોનો જાપ કરવાથી આત્મામાં વિનય, ભક્તિ અને ગુણાનુરાગ પ્રકટ થાય છે.

અનંત કાલ ગયો છે, એટલે મનુષ્યક્ષેત્રોમાં અનંતા તીર્થંકર ભગવાનો પણ થયા છે અને તેથી ભિન્નભિન્ન નામવાલા અને આપણા જાણીતા નામવાલા પણ અનંતા જિનેશ્વર દેવો થઇ ગયા સંભવે છે, તેથી શ્રી ઋષભાદિ અકેક નામ પણ અનંતા તીર્થંકર દેવોને અપાયું સંભવિ શકે છે, એટલે એકલા નામનો જાપ કે ચઉવીસથ્થાના ઉચ્ચારવડે પણ સંપૂર્ણ ઉપયોગ રાખનાર મનુષ્યને અનંતા

જિનેશ્વર દેવના જાપનો કે સ્તવનાનો લાભ પ્રાપ્ત થાય છે. એટલે શ્રી જિનેશ્વર દેવનો નામનિક્ષેપ પણ અનંતા નામોનો દ્યોતક છે આ વાક્યને સિદ્ધિ કરનાર નીચેનું પત્ર છે.

## અનંત ચોવિસી જિનનમું, સિદ્ધ અનંતિક્રોડ

આ પ્રમાણે પાંચ ભરત, પાંચ ઐરવત ક્ષેત્રમા ચોવીસીઓ જેમ અનંતી થઇ છે, તે જ પ્રમાણે મહાવિદેહ ક્ષેત્રમાં પણ વીશીઓ અનંતી થઇ છે.

## હવે સ્થાપના જિનેશ્વરદેવનો વિચાર કરીએ !

સ્થાપના એટલે પ્રતિમાજી, તે પણ બે પ્રકારની છે, શાશ્વતી અને અશાશ્વતી. દેવલોકનાં અને જ્યોતીષીના વિમાનો, નારકીઓના નરકાવાસ, ભુવનપતિ અને વ્યંતરનાં નગર અને મેરુ પર્વતો વિગેરે જેમ અનાદિ છે અને અનંતોકાલ રહેવાના છે, તેજ પ્રમાણે ત્રણે લોકમાં વિમાન વિગેરે સ્થાનોમાં શ્રી જિનેશ્વર દેવોની પ્રતિમાઓ પણ અનાદિ છે અને અનંતોકાલ રહેવાની છે.

આ શાશ્વતી પ્રતિમાજી જ્યાં જ્યાં છે તે બતાવાય છે.

**પહેલા દેવલોકમાં** ૩૨ લાખ વિમાનો છે અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૩૨ લાખ ચૈત્યો છે.**

**બીજા દેવલોકમાં** ૨૮ લાખ વિમાનો છે અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૨૮ લાખ ચૈત્યો છે.**

**ત્રીજા દેવલોકમાં** ૧૨ લાખ વિમાનો છે અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૧૨ લાખ ચૈત્યો છે.**

**ચોથા દેવલોક**માં ૮ લાખ વિમાનો છે અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૮ લાખ ચૈત્યો છે.**

**પાંચમા દેવલોક**માં ૪ લાખ વિમાનો છે અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૪ લાખ ચૈત્યો છે.**

**છઠ્ઠા દેવલોક**માં ૫૦ હજાર વિમાનો હોવાથી દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૫૦ હજાર ચૈત્યો છે.**

**સાતમા દેવલોક**માં ૪૦ હજાર વિમાનો હોવાથી દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૪૦ હજાર ચૈત્યો છે.**

**આઠમા દેવલોક**માં ૬ હજાર વિમાનો હોવાથી દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૬ હજાર ચૈત્યો છે.**

નવમા અને દશમા દેવલોકમાં ૪૦૦ વિમાનો હોવાથી અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી ૪૦૦ ચૈત્યો છે. અગ્યારમા અને બારમા દેવલોકમાં ૩૦૦ વિમાનો હોવાથી અને દરેક વિમાનમાં એકેક ચૈત્ય હોવાથી **૩૦૦ ચૈત્ય છે,** નવગ્રૈવેયકમાં **૩૧૮ ચૈત્યો છે,** પાંચ અનુત્તર વિમાનોમાં **પાંચ ચૈત્યો છે.**

ઉપર મુજબ ૧૨ દેવલોકના કુલ જિનાલયો ૮૪૯૬૭૦૦-ચોરાસી લાખ છન્નુ હજાર અને સાતસો છે. નવ-

ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનમાં ૩૨૩ ચૈત્યો છે, બધાં મલીને ૮૪૯૭૦૨૩ જિનાલયો થાય છે.

બાર દેવલોકમાં સભાઓ હોવાથી દરેકમાં ૧૮૦ જિનપ્રતિમાઓ હોવાથી ૮૪૯૬૭૦૦ જિનાલયોની કુલ-પ્રતિમાજી ૧,૫૨,૯૪,૦૬૦૦૦ તથા નવગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનમાં સભાઓ હોય નહિ તેથી ૩૨૩ ચૈત્યોમાં દરેકમાં ૧૨૦ પ્રતિમાજી હોવાથી તેની ૩૮,૭૬૦ પ્રતિમાજી થાય છે. બંનેનો સરવાલો કરીએ તો **૧૫૨૯૪૪૪-**૭૬૦ થાય છે.

તથા ભુવનપતિમાં દશ નિકાયમાં બધાં મલી ૭ ક્રોડ અને ૭૨ લાખ જિનાલયો છે. ત્યાં બધા જિનાલયોમાં ૧૮૦ પ્રતિમાજી હોવાથી પ્રતિમાની સંખ્યા ૧૩૮૯૬૦૦૦૦૦૦ તેર અબજને નેવ્યાસીક્રોડ અને સાઇઠ લાખની થાય છે.

તથા તિર્ચ્છાલોકમાં મેરુપર્વતથી પ્રારંભીને માનુષોત્તર પર્વત સુધી અને સૌધર્મ તથા ઇશાનની ઇન્દ્રાણીના નંદીશ્વર દ્વીપ ઉપરનાં ૧૬ ચૈત્યો મલી ૩૧૯૯ જિનાલયો છે, તેમાં બધા ચૈત્યોમાં ૧૨૦ પ્રતિમાજી હોનાથી કુલ પ્રતિમા ૩૮૩૮૮૦ થાય છે તથા નંદીશ્વર અને રુચક તથા કુંડલ-દ્વીપોનાં જિનાલયો ૬૦ છે, તેમાં પ્રતિમાજી ૨૨૪ છે, તેની સંખ્યા ૭૪૪૦ થાય છે, તેથી તિર્ચ્છાલોકની બધી પ્રતિ-માજી ૩૯૧૩૨૦ થાય છે.

આ રીતે ઉર્ધ્વલોકના શાશ્વત ચૈત્યો ૮૪૯૭૦૨૩ થાય છે.
અધોલોક ભુવનપતિનાં શાશ્વત ચૈત્યો ૭૭૨૦૦૦૦૦ થાય છે.
તિર્છાલોકમાં શાશ્વત ચૈત્યો ૩૨૫૯ થાય છે.

કુલ શાશ્વત ચૈત્યો ૮૫૭૦૦૨૮૨ થાય છે.

ઉપરના ત્રણ સ્થાનોમાં પ્રભુપ્રતિમાજી અનુક્રમે બાર દેવલોકમાં ૧૫૨૯૪૦૬૦૦૦, નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં ૩૮૭૬૦, ભુવનપતિમાં ૧૩૮૯૬૦૦૦૦૦૦, તિર્છાલોકમાં ૩૯૧૩૨૦, કુલ ૧૫૪૨૫૮૩૬૦૮૦ જિનપ્રતિમાઓ છે. તથા વ્યંતર-વાણવ્યંતર અને જ્યોતિષીમાં નગર અને વિમાનોની સંખ્યા અસંખ્યાતી છે, તેથી તેમાં જિનાલયો અને જિનપ્રતિમાઓ પણ **અસંખ્યાતીજ** હોય છે.

ઉપર મુજબ બતાવેલી ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વમાનિક અને તિર્છાલોકની બધી શાશ્વત પ્રતિમાજી ઋષભ, ચંદ્રાનન, વારિષેણ, અને વર્ધમાન આ ચાર નામનીજ હોય છે, તેમાં કેટલીક સાત હાથની હોય છે, કેટલીક **૫૦૦ ધનુષની** મોટી હોય છે.

## હવે દેવો, વિદ્યાધરો અને મનુષ્યોદ્વારા બનેલી અશાશ્વતી પ્રતિમાજી અંગે લખાય છે.

આપણે હાલ જ્યાં છીએ તે ક્ષેત્રનું નામ જંબૂદ્વીપનું ભરતક્ષેત્ર છે. જૈન ઇતિહાસ પ્રમાણે અત્યારે પણ અહીં લાખો ગમે પ્રતિમાજી હોવા અનુમાન છે. જુઓ, ભગવાન મહાવીર-

દેવ પછી રાજા સંપ્રતિએ સવાક્રોડ જિનપ્રતિમાઓ ભરાવ્યાનું ઠેર ઠેર જણાવેલ છે, કુમારપાળ રાજાએ સવાલાખ પ્રતિમાઓ ભરાવી છે, વસ્તુપાળ-તેજપાળ બાંધવ બેડીએ સવાલાખ પ્રતિમાજી ભરાવ્યાં છે, તેજ પ્રમાણે આભૂશેઠ, પેથડશાહ, જગડુશાહ,બાહડ-આબડ મ ત્રી વિગેરે મહાપુરૂષોએ લાખોની સંખ્યામાં જિનપ્રતિમાઓ ભરાવ્યાના ઇતિહાસ મળે છે.

હવે જૈનધર્મના પ્રતિસ્પર્ધિઓદ્વારા પ્રતિમાઓનો નાશ થઇ ગયાની વાતો મળે છે, તે નાશ બે-પાંચ લાખ કે દશ-વીશ લાખનો માની લેવાય તો પણ ઉપરના સવાક્રોડ વિગેરે આંકડામાંથી તેની અતિ અલ્પતાજ કહેવાય.

તેથી ઉપરના નાશને બાદ કરતાં અને અત્યારે વિદ્યમાન પ્રતિમાને નજર સામે રાખતા બાકીની પ્રતિમાઓ હજીયે લાખોની સખ્યામા જમીનમા કે પાણીમા હોવાનું માની લેવું જોઈએ.

હાલ આ ક્ષેત્રમા પ્રાય, લાખ આસપાસ પ્રતિમાજી હોવાનું સમજી શકાય છે, તેમા મુખ્યતાએ શ્રી શત્રુંજય, ગિરનાર, આબૂજી ત્રણે તીર્થો, અમદાવાદ, પાટણ, જેસલમીર, સુરત, ખંભાત, ભરુચ, વડોદરા, જામનગર, મહુવા, તળાજા, કદંબગિરિ, રાધનપુર, થરાદ, બીકાનેર, શીહોર, કુડર,

જોધપુર, ઉદેપુર વિગેરે સ્થાનોમાં પ્રતિમાજી વધુ પ્રમાણમાં વિદ્યમાન છે.

શત્રુંજયગિરિરાજની **અલખદેઉલ ગુફા** અને ગિરનારની **કાંચનબલાહક ગુફામાં** અત્યારે પણ ઘણાં પ્રતિમાજી હોવાનો સંભવ છે.

આવી પ્રતિમાજી ધાતુની, કાષ્ટની, પાષાણની લેપની હીરાની, માણેકની, મોતીની, રત્નની, પાનાની રજતની, સુવર્ણની, દાન્તની, વિગેરે અનેક વસ્તુની બને છે. તે ઘડેલી, ચણેલી, ગુંથેલી, ચીતરેલી, અનેક રીતે બનેલી હોય છે. પ્રતિમાજીનું માપ એક આંગુલથી પ્રારભી ૫૦૦ ધનુષ સુધીનું હોય છે.

જેમ આ ભરતક્ષેત્રમા પ્રતિમાજીની વાત જણાવી તે પ્રમાણે ભરતક્ષેત્રો પાંચ છે, તથા ઐરવતક્ષેત્રો પણ પાંચ છે. આ દેશક્ષેત્રોમાં જિનાલયો અને પ્રતિમાજીની સંખ્યા વિગેરે બધી વ્યવસ્થા લગભગ આ ભરતક્ષેત્ર પ્રમાણે અને ભરતક્ષેત્ર જેવી જ મનાએલી છે.

તથા પાંચ મહાવિદેહક્ષેત્રો છે, તે પાંચે ક્ષેત્રો ભરત, ઐરવતક્ષેત્ર થકી ઘણાં જ મોટાં છે, તથા વલી લોકસ્વભાવથી જ મહાવિદેહક્ષેત્રમાં સદાકાળ જ્ઞાની મુનિરાજોની હાજરી હોવાથી ધર્મ પણ અવિછિન્ન રહે છે, એટલે ભરત, ઐરવતની અપેક્ષાએ મહાવિદેહમાં જિનપ્રતિમાજી પણ

મોટી સંખ્યામાં હોવી સંભવિત છે, કારણકે જ્યાં આરાધનાની સમજણ વધારે હોય, ત્યાં આરાધનાની સામગ્રી પણ વધુ હોય જ.

**શંકા:** જો મહાવિદેહક્ષેત્રમાં તીર્થંકર ભગવંતો અને કેવલી ભગવંતો સદાકાલ વિદ્યમાન હોય છે, તો પછી તે ક્ષેત્રમાં પ્રભુજીની પ્રતિમાઓ કરાવવાની જરૂર શી ?

**સમાધાન:** જેમ ગાંધીજી, જવાહર અને સરદાર પટેલ હૈયાત હોવા છતા તેમના હજારો ગમે ફોટાઓ જગતમા ખુણેખુણે મુકાઇ ગયા નજરે જોવાય છે, તેનું કારણ એજ છે, કે લોકોને ઉપરની વ્યક્તિઓ ઉપર ઘણો રાગ છે, માટે એકેક ઘરમાં પાચ-પાંચ-દશ-દશ ફોટાઓઆવી ગયેલા જોવાય છે. આ તો બધા ગયા જન્મના પુણ્યથી જ પૂજાય છે.

જ્યારે શ્રીજિનેશ્વરદેવોમાં મહાપુણ્યના ઉદયની સાથે અનંતાગુણોનો પણ ઉદય સાક્ષાત પ્રગટપણે દેખાય છે. શ્રીમાન્ સિધ્ધસેનદિવાકરસૂરિજી પણ ફરમાવે છે કે,

मोहक्षयादनुभवन्नपि नाथ मर्त्यो,
नूनं गुणान् गणयितुं न तव क्षमेत.

**અર્થ:** સાક્ષાત કેવલજ્ઞાનનો અનુભવ કરનાર જ્ઞાની પણ હે નાથ! તમારા ગુણ વર્ણન કરવાને સમર્થ નથી.

એટલે સામાન્ય મનુષ્યોની પ્રતિમાઓ અને ફોટાઓ પૂજાય છે, તો પછી સર્વજ્ઞ ભગવાનની હયાતિમા સર્વજ્ઞ

પ્રભુજીની પ્રતિમાઓ અને ફોટાઓ ઘણા હોય, ઠામ ઠામ હોય તેમાં શું વાંધો છે ?

વલી સર્વજ્ઞ ભગવંતો જ્યાં હોય ત્યાં એક દેશમાં જ હોય છે, અને આખી દુનિયામાં ફેલાયેલા ભક્ત લોકોને તેમનાં દરરોજ દર્શન થઈ શકે નહિ તેથી તથા વલી જેમ પોતાના ઇષ્ટ આત્માને પ્રતિમાનો સાક્ષાત્કાર વારંવાર યાદ આપે છે, તેમ પ્રતિમાજીને દેખવાથી ઇષ્ટદેવ પણ સાક્ષાતની પેઠે યાદ આવે છે, તેથી ઘણા શ્રદ્ધાળુ આત્માઓ ગામમાં કે પોળમાં ચૈત્ય હોવા છતાં પોતના ઘરોમાં પણ ચૈત્ય અને પ્રતિમાજી રાખતા હતા, તેથી જ્યાં કે જ્યારે તીર્થંકરોની હાજરી હોય તે ક્ષેત્ર કે તે કાળમાં પ્રતિમાજી ન હોય એમ માનવા કરતાં ઘણી જ સંખ્યામાં હોય, તેમ માનવું વધારે યુક્તિયુક્ત છે.

**શંકાઃ** આખા જગતમાં જેમની ઘણી માન્યતા હોય, જેમની ઘણી કીર્તિ હોય, જેમના હજારો ભક્તો હોય, તે બધા ભગવાન જેવા ગણાય કે નહિ ?

**સમાધાનઃ** જે આત્માઓને તત્ત્વાતત્ત્વનું જ્ઞાન નથી, જેમનામાં પરીક્ષા કરવાની સગવડ નથી, તેવા અજ્ઞાની હજારો, લાખો કે કોડો કે અબ્જોની સંખ્યામાં ભલે દેવો હોય કે મનુષ્યો હોય, પરંતુ તે સાચા પરીક્ષક નથી, વલી પૌદ્ગલિક રાગથી પ્રભુને ભજનારા સાચા પરીક્ષક થઇ શકતા જ નથી. તેથી સર્વજ્ઞ વીતરાગની પરીક્ષા, સર્વજ્ઞપણાની અને વીતરાગપણાની સાવ નજીકમાં પહોંચેલો હોય તેજ કરી શકે છે.

વલી મોટાભાગે જગતના મનુષ્યો ગુણુથી પૂજાતા નથી, પરંતુ ગયા જન્મના પુણ્યથીજ પૂજાય છે. જગત આખું પુણ્યવાન મનુષ્યો પાછળ જ પાગલ બનેલું છે, પુણ્યવાન મનુષ્યોના આચરણોમાં પહાડ જેવડી ભૂલો હોવા છતા કંચનકામિનીમાં ગરકાવ થઇ ગએલા ગાંડા ભકતો કયારે પણ જોતા કે વિચારતા નથી, જ્યારે બીજી બાજુ ઘણા આ ચ.ણુશાળી અને મહાગુણી આત્માઓ હોવા છતાં તેમને કોઇ ઓળખતું નથી, તેમની યશગાથા ગવાતી નથી, તેમના પ્રતિમાજી કે ફોટા બનતા નથી, તેમના જીવનચરિત્રો લખાતા નથી.

એટલે વાસ્તવિકતાએ ગુણાગુણની પરીક્ષા અજ્ઞાની જગત કરી શકતું ન હોવાથી અજ્ઞાની મનુષ્યોમાં પૂજાએ ના ભલે કોડોના પૂજ્ય કહેવાયા હોય, તો પણ તેવા આત્માઓ ભગવાન થવાને યોગ્ય નથી, એટલું જ નહિ પરંતુ તેવાઓ સુગતિમા પણ ગયા હતા કે કેમ, તે પણ શંકાસ્પદ છે.

કોઇ કવિરાજ કહે છે કે,

કબહીક કાજી, કબહીક પાજી,
કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમેં, કીરતિ ગાજી,
સબ પુદ્ગલકી બાજી.

માણસ કોઇ વાર ગુરુ બને છે, કોઇવાર પાગલ બને છે અને કોઇવાર અપભ્રાજના એટલે નિન્દાને પામે છે, અને

કોઇવાર ઘણી કીર્તિ મેળવે છે, પરંતુ આ બધુ ચાલુ એક ભવ પુરતુ જ છે પછીને આત્મા કઇ ગતિમા ચાલ્યો જાય તનો નિર્ણય નથી

એટલે **नमो अरिहंताण** પદ વડે આખા જગતની શાશ્વતી અને અશાશ્વતી બને પ્રકારની ગર્ભક્ષેત્રની અને સર્વ કાળની પ્રતિમાઓને નમસ્કાર થાય છે, અને પ્રભુ પ્રતિમાજીને ઓળખાણપૂર્વક જેટલુ બહુમાન થાય તે ભક્ત આત્માના સમકિતને નિર્મલ કરનાર બને છે શ્રી જિનેશ્વરદેવની પ્રતિમાને પૂજવાથી, વાદવાથી સત્કાર કરવાથી સન્માન કરવાથી બોધિબીજ અને યાવત્ મુકિત પણ પામી શકાય છે

## જુઓ આર્ષ

अरिहंतचेइआण करेमि काउस्सग्ग,
व दणवत्तिआए, पुअणवत्तिआए,
सक्कारवत्तिआए, सम्माणवत्तिआए,
बोहिलाभवत्तिआए, निरुवसग्गवत्तिआए,

અર્થ ઉપર અપાઇ ગયો છે

## હવે શ્રી જિનેશ્વરદેવનો દ્રવ્યનિક્ષેપ વિચારીએ.

આ ભરતક્ષેત્ર અને આવા બીજા ચાર ભરતક્ષેત્રો મળી પાચ ભરતમા અને તેજ પ્રમાણે પાચ ઐરવત ક્ષેત્રમા એક અવસર્પિણીકાલમા ચઉવિશ જિનેશ્વરદેવો જન્મ પામે છે અને દીક્ષા, કેવલજ્ઞાન, અને અવસાન પામી

મોક્ષે પધારે છે, એજ પ્રમાણે ઉત્સર્પિણી કાલમાં પણ ચઉવીશ જિનેશ્વરદેવો થાય છે.

કાલ અનંતો ગયો છે, અનંતી અવસર્પિણી–ઉત્સર્પિણી કાલ જવાથી એક પુદ્ગલપરાવર્ત્ત થાય છે. એક પુદ્ગલપરાવર્ત્તમા, એકજ ક્ષેત્રમાં અનંતી ચોવીસી જિનેશ્વરદેવો થાય છે, કહ્યુ છે કે,

उस्सप्पिणी अणंता, पुग्गल परट्टओमुणेयव्वो ॥

અને એવાં પુદ્ગલપરાવર્ત્તો પણ અનંતા થઇ ગયાં હોવાથી અતીતકાલમા શ્રી જિનેશ્વરદેવો દરેક ભરત–ઐરવતક્ષેત્રમાં અનંતાનંત થયા છે. જેઓ કેવલજ્ઞાન પામીને તીર્થની સ્થાપના કરીને, લાખો–ક્રોડો કે અબ્જો આત્માઓને મોક્ષમાર્ગના આરાધક બનાવીને પાંચે કલ્યાણકો પામીને આઠે કર્મો ક્ષય કરીને મોક્ષમાં પધારી ચુકયા છે. જન્મ, જરા, રોગ, શોક, અને મરણના બંધનોથી છુટા થયા છે.

તેવાજ સંપૂર્ણ ગુણગણ પામેલા ત્રણ જગતના ઉપકારી શ્રી જિનેશ્વરદેવો મહાવિદેહ ક્ષેત્રમાં પણ અનંતાનંત થાય છે. ત્યાં એક કાળે વીશ વિચરતા હોય છે, અને દરેક કાળમાં એક પછી એક થતા જ રહે છે, તેથી ભરતક્ષેત્રમાં એક ચોવીસી થાય ત્યારે મહાવિદેહક્ષેત્રમાં અસંખ્યાતી વીશીઓ જિનેશ્વરદેવો થાય છે, અને તે અનંતા, પણ ભરત–ઐરવત થકી અસંખ્યાત ગુણા સમજાય છે.

વલી ભરતક્ષેત્રના અવસર્પિણી કાળના બીજા અને ઉત્સર્પિણી કાળના તેવીશમા જિનેશ્વરદેવો વિચરતા હોય ત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં ૧૬૦ વિજયોમાં એક સાથે એકેક તીર્થંકરદેવ ઉત્પન્ન થાય છે, તેથી ૧૬૦ જિનેશ્વર, અને ભરત–ઐરવતના ૧૦ દશ જિનેશ્વરો મેળવતાં ૧૭૦ જિનેશ્વર ઉત્કૃષ્ટકાળના ગણાય છે. આ ૧૭૦ જિનવરો પણ અનંતા કાળે અનંતાનંત થાય છે.

એજ પ્રમાણે ભવિષ્ય કાળમાં પણ અનંતાનંત ચોવીશીઓ, અનંતાનંત વીસીઓ અને અનંતાનંત ઉત્કૃષ્ટકાલના જિનેશ્વરદેવો થવાના છે, જેઓ ચોક્કસ કેવળજ્ઞાન પામવાના છે, અને તીર્થની સ્થાપના કરવાના છે. પ્રત્યેક પ્રભુજી લાખો, કોડો કે અબ્જો મનુષ્યોને મોક્ષમાર્ગના આરાધક પણ બનાવવાના છે, પાંચે કલ્યાણકો પામવાના છે, આઠે કર્મો ક્ષય કરવાના છે, જન્મ, જરા, રોગ, શોક, અને મરણનો ક્ષય કરી મોક્ષમાં પધારવાના છે, પરંતુ હમણાં ચારગતિમાં ફરી રહેલા છે, તે પણ શ્રી જિનેશ્વરદેવો નમસ્કાર કરવા યોગ્ય છે.

તથા દરેક વર્તમાન કાળમાં છદ્મસ્થદશામાં રહેલા જિનેશ્વરદેવો પણ દ્રવ્ય [illegible]દોપામા જ અંતર્ભાવ પામે છે, એટલે નમસ્કાર કરવા યો[illegible]ય છે.

જુઓ આર્ષ

जेअ अइआ सिद्धा, [illegible]अ भविस्संतिणागयकाले;
संपइअ वट्टमाणा, [illegible] तिविहेण वंदामि.

**અર્થ:** અતિત કાલમાં સર્વક્ષેત્રમાં સિધ્ધ થએલા, ભવિષ્ય કાળમાં સર્વક્ષેત્રમાંથી સિધ્ધ થવાના અને વર્તમાન કાળમાં છદ્મસ્થપણે બધા ક્ષેત્રમાં વિચરતા સર્વ જિનેશ્વરદેવોને હું મન, વચન અને કાયા વડે કરીને વંદના કરૂં છું.

**નમો અરિહંતાણં** પદોચ્ચાર કરનાર ઉપયોગી આત્મા વડે ઉપર બતાવેલા સર્વ ક્ષેત્રના અને સર્વકાળના સર્વ જિનેશ્વરદેવોને ચોક્કસ નમસ્કાર થાય છે.

## હવે શ્રી જિનેશ્વરદેવોનો ભાવનિક્ષેપ વિચારીએ.

અરિહંત, તીર્થંકર, સર્વજ્ઞ. વીતરાગ, ત્રિકાલવિત્, પરમેષ્ઠી, સાર્વ, કેવલી, વિગેરે શબ્દો જેમનામાં સંપૂર્ણ અર્થમાં ઘટી શકતા હોય, જેમને જોવાથી ઉપરના અર્થોનો સાક્ષાત્કાર થઈ જતો હોય, તેજ શ્રી જિનેશ્વરદેવો ભાવ તીર્થંકરો કહેવાય છે.

ભાવ તીર્થંકરદેવોને સંપૂર્ણપણે સમજનાર આત્મા ઉપર બતાવેલા ત્રણ નિક્ષેપાને બરાબર સમજી શકે છે. ભાવનિક્ષેપ પ્રત્યેના આદરવાલા આત્માને શ્રી જિનેશ્વરદેવોના **નામ, સ્થાપના,** અને **દ્રવ્ય** નિક્ષેપાપ્રત્યે પણ અસમાન આદર પ્રકટ થતો હોવાથી **નામના જાપથી,** પ્રતિમાજીના પૂજનથી અને દ્રવ્ય જિનેશ્વરના ધ્યાનથી પણ સમ્યગ્દર્શન, જ્ઞાન-ચરિત્રની જરૂર પ્રાપ્તિ થાય છે.

વાચકવર પણ ફરમાવે છે કે,

તારૂં ધ્યાન તે સમકીતરૂપ,
એહીજ જ્ઞાનને ચારિત્ર તેજ છે જી;
તેહથી જાએ સઘળાં હો પાપ,
ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોએ પછે જી.

માટે ભાવ જિનેશ્વરદેવોને સમજવા સારૂ ઉપરના શબ્દોના અર્થ વિચારીએ.

શંકાઃ અરિહંત કોને કહેવા ?

**સમાધાન** જેમના અભ્યંતર શત્રુઓ ક્ષય થઇ ગયા હોય તે અરિહંત કહેવાય છે.

શંકાઃ અભ્યંતર શત્રુ કોને કહેવાય ?

**સમાધાનઃ** હસ્ય-રતિ-અરતિ,ભય-શોક દુર્ગંચ્છા-ક્રોધ, માન-માયા-લોભ-હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહમમતા-પ્રેમ-મદ-કેલી આ અઢાર દોષો જિનેશ્વરદેવોના આત્મામાંથી નિર્મૂલ નાશ થયા હોય છે, આ બધા દોષોથી આત્મા સંસારમાં રખડે છે. અનંતાકાળથી ચારગતિનાં દુઃખ ભોગવે છે, આ બધા દોષો ચાલ્યા જવાથી આત્માનું ચાર ગતિનું પરિભ્રમણ બંધ થાય છે. આ અભ્યંતર શત્રુઓદ્વારાજ જીવને જન્મ-મરણ, જરા-રોગ-શોક પ્રાપ્ત થાય છે, શ્રી અરિહંતદેવોએ પોતાના અભ્યંતર શત્રુઓનો નાશ કરવા સાથે આશ્રિતોના પણ અભ્યંતર શત્રુઓનો નાશ કરાવ્યો હોવાથી અને પોતે સંસાર

સમુદ્ર તર્યા છે, અને આશ્રિતોને પણ સંસાર સમુદ્રથી તાર્યા છે.

એટલા જ સારૂ ચૌદપૂર્વધર એવા ગણધર મહારાજાએ પણ તેમને નિચે મુજબ વિશેષણોથી વર્ણવ્યા છે.

जिणाणं जावयाणं, तिन्नाणं तारयाणं

**અર્થ**: જિતેલા-જિતાવનારા-તરેલા-તારનારા.

ઉપર બતાવેલા ૧૮ દોષો અભ્યંતર શત્રુઓ જાણવા.

શંકાઃ તીર્થંકર કોને કહેવાય ?

**સમાધાનઃ** શ્રી જિનેશ્વરદેવો સર્વજ્ઞ બનવાની સાથેજ તેમના પુણ્ય અને ગુણથી આકર્ષાઇને લાખો, ક્રોડો દેવો અને મનુષ્યો તે પ્રભુની વાણી સાંભળવા આવે છે, અને પ્રભુજી સંસારની સંપૂર્ણ અસારતા બતાવે છે, જે સાંભળવાથી ઘણા બુદ્ધિશાળી અને મહર્દ્ધિમનુષ્યો પ્રતિબોધ પામે છે, અને તે મહાપુરૂષો સંસારનો એટલે **રાજ્ય, લક્ષ્મી,** પત્નિ, પરિવારનો ત્યાગ કરીને પ્રભુજી પાસે સંજમગ્રહણ કરે છે. ભગવાન તેમને **उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा** આ ત્રણપદો આપે છે. જેના અવલંબનથી દીક્ષિત થનારા મહાપુરૂષો દ્વાદશાંગી અને **ચઉદપૂર્વની** રચના કરે છે. તથા તત્કાળ **પ્રભુજી** સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રુપ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે.

આ ગણધરપદની સ્થાપના, દ્વાદશાંગીની રચના તથા ચતુર્વિધસંઘની સ્થાપના આ ત્રણે બાબતોનું નામ **તીર્થ**

કહેવાય છે. આ તીર્થને પ્રભુજી કરે છે, માટે તેઓ **તીર્થંકર** કહેવાય છે.

**શંકાઃ** સર્વજ્ઞ કોને કહેવાય ?

**સમાધાનઃ** પ્રભુજી દીક્ષા લઇ ત્યાગ અને તપસ્યાની ટોચ સુધી પહોંચે છે, અને ઘોર પરિષહો સહન કરે છે, વળી દેવ-મનુષ્યો અને પશુઓદ્વારા કરાએલા ઘોર ઉપસર્ગો પણ સમતાથી ખમે છે, વળી અતિ કઠીન તેમજ ન ધારી શકાય તેવા ઘોર અભિગ્રહો એટલે પ્રતિજ્ઞાઓ ધારણ કરે છે. તથા સદાકાળ જાગતા રહે છે, એટલે દિવસ-રાત્રિ નિદ્રા લેતા નથી, રાગ-દ્વેષ અને ક્રોધાદિનો ત્યાગ કરી સર્વકાળ ઔદાસીન્ય દશામાં રહીને **જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય.** અને **અંતરાય,** આ ચારે કર્મને નિર્મૂલ નાશ કરે છે.

બસ, આ ચાર કર્મના ક્ષય થઇ જવાની સાથેજ પ્રભુજીને કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રકટ થાય છે, જેના પ્રકાશથી પ્રભુજી લોકા-લોક સંપૂર્ણ જાણે છે. જીવ-અજીવ બધાને જાણે છે, દ્રવ્ય-ગુણ-પર્યાય સંપૂર્ણ જાણે છે. બધો ભૂતકાલ અને સંપૂર્ણ ભવિષ્યકાળ જાણે છે, વર્તમાનકાળ પણ જાણે છે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ-કાલ-પુદ્ગલ અને સર્વજીવોરુપ છદ્રવ્યો સંપૂર્ણ જાણે છે.

ચારગતિ-ચોરાસી લાખ યોની જીવોના જન્મ-જરા મરણ-રોગ-શોક-દુઃખ દુર્ધ્યાન પ્રભુજી બધાજીવોનું બધુંજ

જાણે છે. કોઇપણ પદાર્થ કે ભાવ એવો નથી કે પ્રભુ ન જાણતા હોય, સર્વ વસ્તુને જાણે છે, માટે જ પ્રભુજી સર્વજ્ઞ કહેવાય છે.

શંકા: વીતરાગ એટલે શું ?

**સમાધાન:** જોકે પ્રભુજી સમકિત પામે છે, તેજ ભવથી વીતરાગતાનો અભ્યાસ શરૂ થાય છે અને ઘણું કરીને સમકિતપ્રાપ્તિ અને મોક્ષપ્રાપ્તિના અંતરમાં જેટલા મનુષ્યના ભવ પામે છે, તેમાં પ્રાયઃ સંજમ જરૂર આદરે છે, તેમાં પણ વીતરાગતાની જ આરાધના હોય છે. જગતના બીજા મુમુક્ષુઓના સંજમો કરતાં તીર્થંકર થનાર આત્માઓનાં સંજમ ઘણાં ઉચ્ચાં હોય છે. પ્રત્યેક ભવની આરાધના છેલ્લા ભવમાં એટલે તીર્થંકરના ભવમાં પરાકાષ્ઠાને પામે છે.

જેમજેમ તીર્થંકરપણું નજીક થતું જાય છે, તેમતેમ ઉપર બતાવેલા રાગદ્વેષાદિ મહાશત્રુઓ નાશ પામતા જાય છે, છેવટે જ્ઞાનાવરણીયાદિ ચાર કર્મોમાં મોહનીય કર્મનો સર્વથા નાશ થઇ જવાથી, તે મહાપુરૂષોમાં વીતરાગદશા પ્રકટ થાય છે, એટલે રાગ–દ્વેષ, ભય, મોહ, મદ, કામ, ક્રીડા, માત્સર્ય, અજ્ઞાન, અવિરતિ, તુચ્છતા વિગેરે બધા દોષો સર્વથા ચાલ્યા જાય છે અને જગતના પ્રાણીમાત્ર ઉપર મૈત્રીભાવ પ્રકટ થવાની સાથે જગતના પદાર્થ માત્ર ઉપર પણ ઔદાસીન્ય ભાવ પ્રકટ થતો હોવાથી પ્રભુજી વીતરાગ કહેવાય છે.

તેથી જગતના પ્રાણી માત્રમાં જેના ભેદ મજબૂત થઈ ગયા છે, તેવા શત્રુ-મિત્રમાં, કંચન અને લોહમાં, મણી અને માટીમાં, સ્ત્રી અને કોઢીયામનુષ્યમાં, રાજા અને રંકમાં, ઈંદ્ર અને એક સાધારણ મનુષ્યમા ભગવાન વીતરાગને, મહાકાળ સમાનતાજ થઇ જાય છે. તેથી ભક્તિ કરનાર કે સ્તુતિ કરનાર ઉપર અથવા ઉપસર્ગો કરનાર કે નિંદા કરનાર ઉપર પ્રભુજીને સમાનતા જ થઈ ગએલી હોય છે, કલિકાળ સર્વજ્ઞ પણ ફરમાવે છે કે,

कमठे धरणेन्द्रे च, स्वोचितं कर्म कुर्वति:
प्रभुस्तुल्य मनोवृति. पार्श्वनाथ श्रीयेस्तुव:

**શંકા** ત્રિકાલવિત્ એટલે શું ?

**સમાધાન** પ્રભુજી સર્વજ્ઞપણું પામવાથી ત્રણે કાલના સર્વ ભાવોને સંપૂર્ણપણે જાણે છે.

**શંકા:** પરમેષ્ટી શબ્દનો અર્થ શુ થાય ?

**સમાધાન** परमेस्थाने तिष्ठन्ति इति परमेष्ठिन: પરમ સ્થાન એવું જે મોક્ષ અથવા જગતમાંનાં પૂજ્યસ્થાનોમાં જે અરિહંતાદિ ઉચ્ચા પાંચસ્થાનો તેમાં રહેનારા તે પરમેષ્ઠી કહેવાય છે.

**શંકા:** સાર્વ શબ્દનો અર્થ શું થાય ?

**સમાધાન:** જગતના પ્રાણી માત્રનું ભલું ઇચ્છનાર તે સાર્વ કહેવાય છે. सर्वेभ्य: हिता: इति सार्वा:

શંકા. કેવલીશબ્દનો અર્થ બતાવો !

**સમાધાનઃ** કેવળજ્ઞાન,સંપૂર્ણજ્ઞાન, સર્વદ્રવ્યપર્યાયનુંજ્ઞાન, જેમનામાં આવ્યું હોય, તે ભગવાન કેવળીભગવાન કહેવાય છે. શ્રી જિનેશ્વરદેવો ઉપરના ગુણો પ્રકટ થયા સિવાય ઉપદેશ આપતા જ નથી.

ઉપર બતાવેલા વર્ણનથી વિભૂષિત મહાપુરૂષો ભાવ-જિનેશ્વર કહેવાય છે, અર્થાત મોક્ષમાં જવાના ભવમાં આત્માની સહજાનંદદશા પ્રકટ થવાથી આ મહાપુરૂષ ભાવ-જિનેશ્વર કહેવાય છે, અથવા જિનેશ્વરદેવોના સંસારના બધા ભવો પૈકીના છેલ્લાભવમાં જીવની બધી પૌદ્ગલિક દશાઓ વિરામ પામ્યા પછી આત્માનું મૂળ સ્વરૂપ પ્રકટ થવાથી ભગવાન ભાવજિનેશ્વર બને છે.

આવા ભાવજિનેશ્વરદેવો વર્તમાનકાળે ૨૦ વિચરી રહ્યા છે, તે નીચે મુજબ બતાવાય છે,

આ જંબૂદ્વીપ ૧ લાખયોજન ગોલાકાર છે, તેના મધ્યમાં પૂર્વ-પશ્ચિમ ૧ લાખ યોજન લાંબુ અને એક લાખ યોજનના ૧૯૦ સરખા ભાગ કરીએ તે॥ ૬૪ ભાગનું ઉત્તર-દક્ષીણ પહોળું મહાવિદેહ નામનું ક્ષેત્ર છે, તેના ૩૨ વિભાગો હોવાથી સિધ્ધાન્ત ભાષામાં તેને ૩૨વિજયો કહેવાય છે.

આ મહાવિદેહ ક્ષેત્રની આઠમી, નવમી, ચઉવીશમી, પચીશમી વિજયોમાં શ્રી જિનેશ્વરદેવો અત્યારે વિચરે છે, જેઓ શરીર પ્રમાણ અને આયુષ્ય પ્રમાણથી ઋષભદેવ-

સ્વામી જેવા છે, એજ પ્રમાણે ધાતકીખંડના પૂર્વ અને પશ્ચિમ બન્ને મહાવિદેહ ક્ષેત્રોની આઠમી, નવમી, ચઉવીશમી, પચ્ચીશમી, વિજયોમાં આઠ જિનેશ્વરદેવો વિચરે છે, તથા પુષ્કરવરાર્દ્ધદ્વીપમાં પણ બે મહાવિદેહની ચાર-ચાર વિજયોમાં આઠ તીર્થંકર ભગવંતો વિચરે છે. બધા મળીને ૨૦ જિનેશ્વરદેવો થાય છે.

**૨૦ જિનેશ્વરદેવોનાં નામો.**
**જંબૂદ્વીપના ચાર પ્રભુજી**

**૧ સીમંધરસ્વામી, ૨ યુગ્મંધરસ્વામી, ૩ બાહુસ્વામી, ૪ સુબાહુસ્વામી,**

**ધાતકીખંડના પૂર્વ-મહાવિદેહક્ષેત્રમાં-**

**૫ સુજાતસ્વામી, ૬ સ્વયંપ્રભસ્વામી, ૭ ઋષભાનનસ્વામી, ૮ અનંતવીર્યસ્વામી,**

**ધાતકીખંડના પશ્ચિમ મહાવિદેહક્ષેત્રમાં-**

**૯ સુરપ્રભસ્વામી, ૧૦ વિશાળદેવસ્વામી, ૧૧ વજ્રધરસ્વામી, ૧૨ ચંદ્રાનનસ્વામી,**

**પુષ્કરવર અર્ધાદ્વીપના પૂર્વમહાવિદેહ ક્ષેત્રમાં.**
**૧૩ ચંદ્રબાહુસ્વામી, ( ભદ્રબાહુસ્વામી ) ૧૪ ભૂજંગદેવસ્વામી, ૧૫ નમિનાથસ્વામી, ૧૬ ઈશ્વરદેવસ્વામી,**

**પુષ્કરવર અર્ધાદ્વીપના પશ્ચિમ મહાવિદેહક્ષેત્રમાં-**

**૧૭ વીરસેનસ્વામી, ૧૮ મહાભદ્રસ્વામી, ૧૯ દેવયશાસ્વામી, ૨૦ અજિતવીર્યસ્વામી.**

આ વીશ વિહરમાન ભગવાન કેવા છે? તે મહાપુરૂષો ચોત્રીશ અતિશય અને પાંત્રીશ ગુણવાળી વાણીયુક્ત હોય છે.

શંકાઃ અતિશય એટલે શું?

**સમાધાનઃ** શ્રી જિનેશ્વરદેવોમાં એવા ૩૪ ગુણો ઉત્પન્ન થાય છે, કે આવા ગુણો જગતના બીજા કોઇપણ મનુષ્યમાં તો શું પણ જગતના બીજા અતિમહાનપુરૂષોમાં પણ પ્રકટ થતા નથી. અતિમહાન ચમત્કારી ગુણોતે **અતિશય.**

શંકાઃ ગુણ શબ્દનો અર્થ શું?

**સમાધાનઃ** વાસ્તવિક ગુણ તેજ કહેવાય છે, કે આશ્રિતોનું ભલું કરે અથવા ન પણ કરે પરંતુ જે આત્મામાં ગુણ ઉત્પન્ન થયા હોય તે આત્માનું ચોક્કસ ભલું કરે છે, તે ગુણ કહેવાય છે.

શંકા· આ કાળમાં ઘણા માણસો ગુણી કહેવાય છે, તો તે ગુણો પોતાને કે પરને લાભપોષક ખરાને?

**સમાધાનઃ** જે ગુણો આત્માની ઓળખાણપૂર્વક પ્રકટ થાય છે, જે ગુણોમાં સમ્યગ્દર્શનની કે રત્નત્રયીની આગેવાની હોય છે, તેવા ગુણો નાના કે મોટા, એક કે અનેક સ્વપર બંનેના કલ્યાણને કરનારા ચોક્કસ બને છે. વળી કોઇ કોઇ ગુણો સમ્યગ્દર્શન પ્રકટ કરાવે છે, કોઇક

ગુણો રત્નત્રયી અપાવે છે, તેવા ગુણો પણ વાસ્તવિક ગુણ તરીકે પરિણામ પામનારા જરૂર થાય છે.

અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રનું કાર્ય બનેલા કે કારણ બનેલા ગુણોને વાસ્તવિક ગુણો જ કહી શકાય છે, પરંતુ જ્યાં સમ્યગ્દર્શનની કે રત્નત્રયીની ઓળખાણ જ નથી, તેવા ગુણો પણ ગુણાભાસ જ ગણાય છે.

**શંકાઃ** ગુણમાં અને ગુણાભાસમા ફેર શો ?

**સમાધાનઃ** હીરામાં અને કાચમાં, પીત્તળ અને સોનામાં, ચાંદી અને છીપમાં, સાકર અને ફટકડીમાં ફેર તેટલોજ ગુણમાં અને ગુણાભાસમાં ફેર ગણાય છે.

રત્નત્રયીના સહકારથી પ્રકટ થએલા ગુણો આત્માને અધિક-અધિક ગુણી બનાવે છે અને આત્માને આગળ-આગળ મોક્ષની સન્મુખ લઇ જાય છે. જગતના પ્રાણી માત્રની મિત્રતા અપાવે છે, અને આ જ કારણથી ગુણની શરૂઆત થયા પછી આત્માને કુગતિમાં જવું પડતું નથી.

અને રત્નત્રયીની ઓળખાણ વિના ઉત્પન્ન થએલા ગુણાભાસો સ્વનું પણ કલ્યાણ કરતા નથી, તો પછી પરનું તો કલ્યાણ થાય જ શી રીતે, એટલે ડાહ્યા માણસોએ કહ્યું છે, કે પથ્થરનું વહાણ સારૂં છે, કે જેને દેખીને લોકો ચેતી જાય છે, અને તેમાં બેસતા જ નથી, અને તેથી ડુબતા નથી, જ્યારે બહારથી ઘણું સારૂં દેખાતું, રૂપાળું, રંગીલું, વહાણ પણ સેંકડો

છિદ્રવાળું હોય તો સારૂં નહિ, કારણકે તેને સારૂં દેખી ભોળા માણસો તેમાં બેસે છે, અને તે વહાણ મધ્ય દરીયામાં જઇને પોતે બુડે છે, અને બીજાને પણ બુડાડે છે, એટલે ખુલ્લખુલ્લા પથ્થરની નૌકા જેવા નિર્ગુણી મનુષ્યો સારા, કારણકે તેઓ પોતેજ બુડે છે, પણ બીજાને બુડાડતા નથી, જ્યારે બહારથી ગુણવાન દેખાતા અંતરથી સડેલા અને કીનખાબથી મઢેલા વિષ્ટાના ઘટ જેવા ગુણાભાસ મનુષ્યો પોતે બુડવાની સાથે સોબત કરનાર અને આશ્રય લેનારને પણ ચોક્કસ બુડાડે છે.

એટલા માટેજ મહાપુરૂષો ફરમાવે છે કે,

**તપ જપ મોહ મહા તોફાને નાવ ન ચાલે**
**માને રે મનમોહનસ્વામી.**
**પણ નહિ ભય મુજ હાથોહાથે,**
**તારે તે છે સાથે રે, મન મોહનસ્વામી.**

અર્થ તપ જપ દાન, ધ્યાનથી સંસાર સમુદ્રમા મોહના મહાતોફાનમા ઘેરાએલું આત્માનું નાવ ચાલી શકતુ નથી. પરંતુ પ્રભુની ઓળખાણ રુપ સાથ મળી જાય તો આત્માનુ નાવ બુડવાનો જરાપણુ ભય રહેતો નથી.

વળી કહ્યુ છે કે,

तच्छ्रुतं यातु पातालं तच्चातुर्यं विलीयताः
ते विशन्तु गुणा वह्नौ, येषु सत्सङ्गप्यधोगति ॥१॥

**અર્થ**: જ્ઞાન ભણવા છતાં, ચતુરાઇ મળવા છતાં અને ઘણા ગુણો પ્રકટ થવા છતાં પણ જો આત્માની અધોગતિ થતી હોય તો જ્ઞાન પાતાળમાં ભલે જાય, ચતુરાઇ ભલે નાશ પામે અને ગુણો પણ બધા અગ્નિમાં ભસ્મીભુત થઇ જાય તેથી કાંઇ નુકસાન નથી. તત્વનિચોડ એ જ છે કે, જ્ઞાન, ચતુરાઇ અને ગુણો આત્માને શોભાવનારા હોવા છતાં પણ જો આત્મા કુગતિમાં ચાલ્યો જતો હોય તો વાસ્તવિક તે જ્ઞાન જ ન કહેવાય, તે હુશીયારી પણ ન કહેવાય અને તે ગુણો પણ ન જ કહેવાય.

જ્યારે શ્રી જિનેશ્વરદેવોમાં સમકીતની પ્રાપ્તિ પછી ગુણોનો પ્રારંભ થાય છે, અને પ્રત્યેક ભવોમાં રત્નત્રયીનો અભ્યાસ પણ ખુબ થાય છે, પ્રત્યેક ભવોમાં સુગુરુઓની ઉપાસના ચોક્કસ હોય છે, જેમ હુશીયાર ખેડુત ઘણી આવડગત અને મહેનત વડે ક્ષેત્રને શુધ્ધ બનાવી પછી અનાજ વાવે છે, અને એકદમ સારો પાક ઉતરે છે, તેમ શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ ઘણા ભવો અગાઉથી આત્મા રુપ ક્ષેત્રને શુધ્ધ કરવા પ્રારંભ કરે છે, પછી રત્નત્રયી રુપ ઉચ્ચાં બીજ વાવે છે, તે દ્વારા છેલ્લા ભવમાં ઘણા જ ઉચ્ચ ગુણોરુપ મોટો પાક ઉત્પન્ન થાય છે.

તેથી ભગવાન જિનેશ્વરદેવોમાં ચાર મૂલ (મોટા) અતિશયો પ્રકટ થાય છે, તેનાં નામોઃ **૧ જ્ઞાનાતિશય, ૨ વચનાતિશય, ૩ પૂજાતિશય, ૪ અપાયાપગમાતિશય, ૧ જ્ઞાનાતિશય** વડે પ્રભુજી લોકાલોકના ભાવ

જાણી શકે છે, ૨ **વચનાતિશય** વડે પ્રભુજી દેવ, મનુષ્ય અને તિર્યંચની સભામાં ઉપદેશ આપી, આખી જીંદગીમાં લાખો અને ક્રોડો જીવોને હેય-ઉપાદેયનુ ભાન કરાવી, વિષય અને કષાયની દુષ્ટતા સમજાવી, મોક્ષની આરાધનાના રસિઆ બનાવે છે. ૩ **પૂજાતિશય** વડે ચાર નિકાયના દેવોથી સદાકાળ પૂજાતા રહે છે. ૪ **અપાયાપગમાતિશયથી** ભગવાન જિનેશ્વરદેવના તમામ અપાયો, દુર થવા સાથે ભગવાન વિચરે ત્યાં પણ સવાસો જોજનમાં બધી બાજુ ઇતિ, ઉપદ્રવ, મારી, મરકી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, સ્વ-પર ચક્રનો ભય નાશ પામે છે.

**શંકા:** હમણાં હમણાં ઘણા માણસોના એવા પ્રશ્ન થાય છે કે, શ્રી જિનેશ્વરોને-દેવતાઓ વંદન કરવા અને પ્રભુનું વ્યાખ્યાન સાંભળવા આવતા હતા, આવી બાબતમાં ખાસ ઇતિહાસ પ્રમાણ નથી, તો તમો શ્રી જિનેશ્વરદેવોને દેવો વાંદવા આવ્યા કે વ્યાખ્યાન સાંભળવા આવ્યાના પ્રમાણ બતાવી શકો છો ?

**સમાધાન:** શ્રી જૈન સાહિત્યમાં એવું કોઇ પુસ્તકજ નહિ મલે કે જેમાં દેવતાઓદ્વારા શ્રી જિનેશ્વરદેવોનું બહુમાન વાંચવા ન મલી શકે, છતા થોડાં ઉદાહરણ ટાકીએ.

જૈન સાહિત્યમાં ઘણુંજ પ્રાચીન **અજિતશાંતિ નામનું પ્રાચીન સ્તોત્ર છે**, તેમાં પ્રભુ શ્રી અજિતનાથસ્વામી અને શાંતિનાથસ્વામીની સ્તુતિ છે. તેના કર્તા મહાવીરપ્રભુના શિષ્ય નંદિષેણમુનિ છે, તેમાં જણાવે છે કે,

" सुर असुर गरुल भूयगवइ पयय पणिवइयं "

**અર્થ**:-વૈમાનિક દેવો, ભુવનપતિ દેવો, જ્યોતિષ્ક દેવો અને વ્યંતર દેવોના પતિ એટલે ઇન્દ્રો વડે ઘણા આદરથી પ્રણામ કરાએલા. તથા વળી,

असुर गरुल परिवंदिअं किन्नरोरगनमंसिअं,
देवकोडिसयसंथुअं समणसंघ परिवंदिअं

**અર્થ**:-ઉપરને લગભગ મળતો જ છે અને શ્રમણ પ્રધાન ચતુર્વિધ સંઘ વડે વંદાએલા છે, તથા આવશ્યક સૂત્રો જે ગણધર ભગવાન પ્રણીત બતાવ્યાં છે, તેમાં પણ જુઓ.

जो देवाणविदेवो जं देवा पंजली नमंसंति,
तं देव देवमहिअं सिरसावंदे महावीरं ॥

**અર્થ**:-જેઓ દેવોના પણ દેવ છે, દેવો જેમને બે હાથ જોડીને નમસ્કાર કરે છે, ઇન્દ્રો વડે પૂજાએલા છે, એવા ભગવાન મહાવીરદેવને હું નમસ્કાર કરું છું.

**મહાપ્રભાવક સિદ્ધસેનદિવાકરસૂરિ મહારાજ ફરમાવે છે કે,**

" देवेन्द्रवंद्य विदिताखिलवस्तुसारः "

**અર્થ**: દેવેન્દ્ર એટલે-દેવોના સ્વામી ઇન્દ્રો વડે વંદાએલા અને જગતના પદાર્થ માત્રના રહસ્ય પામેલા ભગવાન જિનેશ્વર દેવો હોય છે.

**ભગવાન હરિભદ્રસૂરિ ફરમાવે છે કેઃ—**

" भावावनामसुर–दानव–मानवेन "

**અર્થ:** દેવેન્દ્રો, અસુરેન્દ્રો અને ચક્રવર્તીઓ પણ જે જિનેશ્વરદેવોને ભાવથી નમસ્કાર કરે છે.

મહાપ્રભાવક **માનતુંગસૂરિ** મહારાજ શું કહે છે, જુઓ.

पादौ पदानी तव यत्र जिनेंद्र धत्त ।
पद्मानि तत्र विबुधाः परिकल्पयंति ॥

**અર્થ·** હે જિનેંદ્ર! આપના ચરણો જ્યા પાદ સ્થાપે છે, ત્યાં આગળ આગળથી દેવો સુવર્ણના કમળોને ગોઠવતા રહે છે, અર્થાત શ્રી જિનેશ્વરદેવો સુરસંચારિત કનકકમલો ઉપર વિહાર કરે છે.

ભગવાન જિનેશ્વરદેવોમાંથી રાગદ્વેષ અને અજ્ઞાનતા તદ્દન ક્ષય પામી ગયેલા હોવાથી **જ્ઞાનાતિશય** પ્રકટ થાય છે, તે યુક્તિ સંગત છે.

તથા જેમનામાં રાગદ્વેષ અને અજ્ઞાનતા બીલકુલ હોય જ નહિ તેમના વચનો પણ ત્રણે જગતને ગમી જાય એ પણ વાત બનવા યોગ્ય છે.

હમણાં પણ ગામમાં કે દેશમાં સારા ચારિત્રવાળા, બુદ્ધિશાળી, તટસ્થ, અક્ષોભ, મનુષ્યનાં વચનો બધા મનુષ્યો માન્ય રાખે છે, ત્યારે ભગવાન જિનેશ્વરદેવો તો તદ્દન રાગદ્વેષ વગરના-છે, બીલકુલ નિષ્પૃહ પુરૂષ છે, સર્વજ્ઞ છે,

તો તે મહાપુરુષનાં વચનો જગતને ગમી જાય એ બનવા યોગ્ય હોવાથી **વચનાતિશય** પણ સુસંગત જ છે.

આખા જગતમા કિંમતીમાં કિંમતી વસ્તુ વચન છે, વચનોની કિંમત લાખો અને ક્રોડો ઉપજી છે, મહાકવિઓના એકેક શ્લોક કે ગાથાના રાજા-મહારાજાઓએ કદર કરીને લાખો અને ક્રોડો આપ્યાની ડગલે ને પગલે ઇતિહાસ સાક્ષી પુરે છે. વચનના એકેક પ્રસંગો વડે માણસો શૂળી-ફાંસીની શિક્ષાથી બચી ગયા છે, વચનો મંત્રાક્ષરમાં પરિણમવાથી સર્પ વિગેરેના મહા વિષ ઉતરી જાય છે.

જ્યારે ભગવાન તીર્થંકરદેવો તે જ વચનરત્નોના સમુદ્ર છે. જેમ તમામ રત્નો સમુદ્રમાંથી નીકળે છે, તેમ જગતના તમામ જ્ઞેય પદાર્થો ભગવાન જિનેશ્વરદેવોમાંથી પ્રકટ થયા છે, માટે જ ત્રણે જગતના જીવો એટલે સુરાસુર મનુષ્યોથી પ્રભુજી પૂજાએલા હોય તે વ્યાજબી છે, તેથી જિનેશ્વરોમાં **પૂજાતિશય** પણ બરાબર છે.

દુઃખ માત્રનું અસાધારણ કારણ રાગદ્વેષ અને અજ્ઞાનતાજ છે. આ ત્રણે કારણો જેમણે નિર્મૂલ નાશ કર્યા હોય તેમને મનનું, વચનનું કે કાયાનું પણ દુઃખ હોય શા માટે ?

કહ્યુ છે કે,

**રાગદ્વેષ અજ્ઞાનતા, દુઃખનાં કારણ તીન;**
**નાશ કર્યાં જે નરવરે, તે શા માટે દીન.**

તેથી ભગવાન જિનેશ્વરદેવોના તમામ અપાયો એટલે દુઃખો નાશ પામી જવાથી **અપાયાપગમ** અતિશય પ્રકટ થાય છે, તે પણ વ્યાજબીજ છે.

**શંકાઃ** જો ભગવાન જિનેશ્વરદેવોના અપાયો–દુઃખો સર્વથા નાશ પામ્યાં કહેવાય છે, તો પછી પ્રભુમહાવીરસ્વામીને કેવળજ્ઞાન થયા પછી **લોહીના ઝાડા થયા** તેનું શું કારણુ ?

**સમાધાનઃ** જેટલી વાતો કહેવાય છે, તેટલી મોટા ભાગે બનવા યોગ્ય વસ્તુનું જ ભારપૂર્વક વર્ણન થાય છે. તેમ જિનેશ્વરદેવોના તમામ અપાયો નાશ થઇ જાય છે, તો પણ કોઇક ભાવિભાવની આગેવાની થઇ જાય તો ન બનવા યોગ્ય બીના પણ બની જાય છે, એમ પ્રભુ મહા વીરદેવને ઉપરની પીડા આશ્ચર્ય તરીકે અસંભવિત સંભવ તરીકે ગણાણી છે, અને તેથી તે દશ આશ્ચર્ય 'માહેલુ' એક આશ્ચર્ય થયું છે.

નમસ્કાર મહામંત્રનું પહેલું પદ **नमो अरिहंताणं** ઘણા જ ઉપયોગથી બરાબર વિચારાય તો ઉપરના ચારે નિક્ષેપાનું પ્રમાણુ પણ ધ્યાનમાં આવી જાય.

અઢીદ્વિપમાં–અતીત કાળમાં અનંતા જિનેશ્વરો થઇ ગયા છે. બધા જિનેશ્વરોનાં નામ ચોક્કસ હતાં, એ તદ્દન સમજાય તેવું છે, આપણે ૨૪ વિગેરે હમણાં જે નામોનો જાપ કરીએ છીએ, તે નામો પણ અનંતા જિને-

શ્વરદેવોને અપાએલાં-પ્રાપ્ત થયેલાં સંભવે છે, જેમ હમણાં પણ મુનિસુવ્રતપ્રભુનાં નામો ત્રણે ચોવીશીમાં મળે છે. નમિનાથસ્વામીનાં નામો પણ ત્રણ જગ્યાએ મળે છે, તેમ બધા જિનેશ્વરદેવોનાં નામો પણ અનંતા તીર્થંકરોને થયેલાં હોવાથી **નામનિક્ષેપ** પણ અનંતાનંત પ્રમાણવાળો થાય છે.

જેમ ચોવીશ જિનેશ્વરનાં કે અઢિદ્વીપનાં જિનેશ્વરદેવોનાં નામો અતીત અનંતાકાળે અનંત થયાં સમજી શકાય છે, તેજ પ્રમાણે અતીતકાળે પ્રભુ પ્રતિમાઓ પણ અનંતી થઇ હોઇ શકે, કારણકે પ્રભુજીના નામનિક્ષેપા કરતાં પ્રભુજીનો સ્થાપના નિક્ષેપો અત્યારે પણ અનેકગુણો દેખાય છે, તેજ પ્રમાણે અતીતકાળે પ્રતિમાજી અનંતા થયાં છે, અને શાશ્વતી પ્રતિમાજી તો અસંખ્યાતીજ હતી, છે, અને રહેવાની છે, માટે પ્રતિમાજીને નમસ્કાર કરવાથી અનંતા પ્રભુજીને નમસ્કાર થાય છે. જેમ,

**जंकिंचि नामतित्थं, सग्गे पायालि माणुसे लोए।**
**जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥ १ ॥**

**અર્થ:** સ્વર્ગમાં, પાતાલમાં કે મનુષ્યલોકમાં [ તિર્છાલોકમાં ] જેટલાં જિનેશ્વરદેવોનાં બિંબો હોય તથા જે કોઈ તીર્થ હોય, તેને હું વંદના કરૂં છું.

આ એકજ શ્લોકથી ભુવનપતિ, વ્યંતર, વાણવ્યંતર મૃત્યુલોક, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવલોકનાં તમામ જિનાલયો અને જિનપ્રતિમાઓને નમસ્કાર થાય છે, તેજ પ્રમાણે

નમો અરિહંતાણં પદનો ઉચ્ચાર કરવાથી જાણકાર ઉપયોગીને, સર્વ ક્ષેત્રની અને સર્વકાળની પ્રતિમાઓને પણ નમસ્કાર કર્યાનો લાભ પ્રાપ્ત થાય છે.

વર્તમાનકાળના કેવલી જિનેશ્વરદેવોને છોડીને અઢી-દ્વીપના સર્વકાળના જિનેશ્વરદેવો અનંતાનંત થાય છે, તેમને નમસ્કાર કરવાની ગાથા નિચે મુજબ જુઓ,

जेअ अइआ सिद्धा, जे अ भविस्संतिणागय काले,
संपइअ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १ ॥

**અર્થ:** ભૂતકાળમાં જેટલા જિનેશ્વરદેવો મોક્ષમાં ગયા છે, ભવિષ્યકાળે જે જિનેશ્વરદેવો મોક્ષમાં જવાના છે. વર્તમાનકાળે જેટલા છદ્મસ્થ જિનેશ્વરો વિદ્યમાન છે, તે સર્વ જિનેશ્વરદેવોને હું મન, વચન, કાયાથી વંદન કરૂં છે.

જેમ આ એકજ ગાથાવડે સર્વક્ષેત્રના અને સર્વકાળના જિનેશ્વરદેવોને નમસ્કાર થાય છે. તેમ નમસ્કાર મહામંત્રના એકજ नमो अरिहंताण વાકય વડે પણ સર્વકાળ અને સર્વ ક્ષેત્રનાં જિનેશ્વરોને નમસ્કાર જરૂર થાય છે.

જેમ મહાવિદેહ ક્ષેત્રમાં હાલ સર્વજ્ઞ દશામાં વિચરતા શ્રી જિનેશ્વરદેવો ભાવ તીર્થંકર હોવા છતાં પણ આપણને ભરતક્ષેત્રના મનુષ્યોને ક્ષેત્રાતીત તો જરૂર છેજ, તેવી જ રીતે અતીત અને ભવિષ્યકાળના સર્વજ્ઞ જિનેશ્વરો તે કાળમાં ભાવજિનેશ્વરો હોવા છતાં આપણને કાલાતીત હોવાથી દ્રવ્યજિનેશ્વરો હોવા છતાં જાણકાર-ઉપયોગીને ભાવજિને-

શ્વરનાં વંદન, અને દર્શન જેવો જ લાભ થાય છે.

હવે ઉપરના ચાર નિક્ષેપાના વર્ણનથી અને ચારે નિક્ષેપાની સંખ્યાનો વિચાર કરાય તો નમસ્કાર મહામંત્રની મહત્તરતાનું પ્રમાણ પણ સમજાઇ જાય તેવું છે. ઉપરોક્ત બધા નિક્ષેપા [નામ, સ્થાપના અને દ્રવ્ય] પ્રમાણ વડે અનંતા છે, તેમાં પણ આપણે ફક્ત અતીતકાળમાં થયેલા અને ભવિષ્યકાળે થવાના જિનેશ્વર ભગવંતોનાં નામો વિચારીએ તો અનંતાકાળના કેવલી ભગવંતો અનન્તા લોકાકાશ જેટલા ક્ષેત્રોમાં લખે તોપણ પુરા લખાય કે કેમ ? એ શંકાસ્પદ ગણાય.

આ નમો અરિહંતાણં એકજ વાકયથી જાણકાર ઉપયોગીને અનંતા તીર્થંકરોને નમસ્કાર કર્યાનો લાભ થતો હોવાથી પચ્ચાસ સાગરોપમનાં પાપ ક્ષય થાય એટલુંજ નહિ પણ ઉત્કૃષ્ટયોગીનાં સર્વ કર્મ ક્ષય થઇ જાય તો પણ અતિશયોક્તિ ન ગણાય, કારણકે અતિજાગ્રત દશામાં આવેલા **અતિમુક્ત કુમાર મુનિ** એકજ **પણગદગ** વાકયના વિચારમાં આરુઢ થઇ કેવળજ્ઞાન પામ્યા છે. ઉપશમ, વિવેક, અને સંવર આ ત્રણ પદના વિચારમાં આરુઢ થએલા **ચિલાતિપુત્ર ચોર** મહાભયંકર કુગતિમાં જવાને બદલે ત્રણે પદોના અર્થનોજ વિચાર કરતાં દેવગતિ પામ્યા છે, તો પછી જાણકાર-ઉપયોગી આત્મા નમો અરિહંતાણં પદ ધ્યાનથી પણ સર્વજ્ઞપણું કે મોક્ષ મેળવે તે પણ સમજાય તેવી વાત છે.

**શંકા :** આપણે ફક્ત એકજ વાર નમસ્કાર કરીએ તેથી અનંતા કાલના જિનેશ્વરદેવોને પ્રણામ શી રીતે થાય ?

**સમાધાન :** જેમ એક મોટી સભા ભરાએલી હોય, અને કોઇ મનુષ્ય હું સમસ્ત સભાને પ્રણામ કરું છું, એમ બોલે તો સમસ્ત સભાને પ્રણામ પહોંચે છે, તેમ અહિં **નમો અરિહંતાણં** પદમાં બહુવચન છે, તેનો અર્થ પણ અરિહંતોને નમસ્કાર થાઓ, એવો થાય છે, એટલે ક્ષેત્ર અને કાલના વિભાગ વિના બોલાયેલુ વાકય સર્વક્ષેત્ર અને સર્વ કાલના જિનેશ્વરદેવોને બતાવનાર બને છે, તેથી એકજ **નમો અરિહંતાણં** પદના ઉચ્ચારથી સર્વક્ષેત્રના અને સર્વકાલના નામજિન, સ્થાપના જિન, દ્રવ્યજિન અને ભાવજિનને નમસ્કાર ચોકસ્સ થાય તે યુકિત સંગત છે.

વલી જેમ દેવ, મનુષ્ય, પશુ અને નારક વિગેરે શબ્દો સર્વક્ષેત્રના અને સર્વકાલના દેવ, મનુષ્ય, પશુ અને નારક વિગેરે શબ્દોના વાચ્ય-અર્થને બરાબર સમજાવી શકે છે. તેજ પ્રમાણે **નમો અરિહંતાણં** વાકય પણ સર્વકાલ અને સર્વક્ષેત્રના અરિહંતપદના ચારે નિક્ષેપાઓને જરૂર સમજાવી શકે છે.

**શંકા :** સામાન્ય કેવલી અને તીર્થંકર કેવલીમાં શુ તફાવત હોય છે ?

**સમાધાન :** સામાન્ય કેવલીમાં જે અસોચ્ચા કેવલી હોય છે, તેઓ સર્વજ્ઞ હોવા છતા કોઈને ઉપદેશ આપતા

નથી અને કેટલાક કેવલી ભગવતો ઉપદેશ આપે છે, તો પણ શ્રી જિનેશ્વરદેવોની અપેક્ષાએ તેમનો ઉપદેશ સાભલવા પણ બહુજ થોડા આવે છે, એટલે શ્રી જિનેશ્વરદેવોદ્વારા-થતા ઉપકારની અપેક્ષાએ સામાન્ય કેવલીના ઉપદેશની-બહુજ થોડી અસર થાય છે.

**શંકા** જો સર્વજ્ઞપણામા ઓછા-વધતાપણું ન હોય તો ઉપદેશની અસર થોડી થવાનુ કારણ શું ?

**સમાધાન :** તીર્થંકર કેવલી અને સામાન્ય કેવલીના સર્વજ્ઞપણામા ફેર નથી. પરંતુ તેમણે બાધેલું **જિનનામ કર્મ**-એટલુ ઉચ્ચુ પુણ્ય છે, કે જેના ઉદયથી ભગવાન જિનેશ્વરદેવોના પ્રત્યેક વાકયની ઘણીજ અસર થાય છે.

**શંકા** જ્ઞાનની સમાનતા હોવા છતાં સામાન્ય કેવલી કરતાં જિનેશ્વર કેવલીદ્વારા ઉપકાર વધારે થાય, આ વાત કેવી રીતે ઘટી શકે ?

**સમાધાન** એકદમ સમજાય તેવી છે જ, જુઓ શ્રી જિનેશ્વર ભગવંતોની તો જ્ઞાનમા સમાનતા છે, પરંતુ ગણધર ભગવંતો તો છદ્મસ્થ હોય છે, તો પણ શ્રી જિનેશ્વરોનું છ ઘડીનુ વ્યાખ્યાન થયા પછી ત્યા સમવસરણમાં બીજા ઘણા કેવલી ભગવંતો હોવા છતા કેવલી ભગવાન ઉપદેશ સંભળાવતા નથી. પરંતુ મુખ્ય ગણધરમહારાજ સંભળાવે છે, તેની પણ ઘણીજ સુંદર અસર થાય છે.

બીજીવાત આવા કાળની પણ સાક્ષાત સમજાય તેવી ઘણી અનુભવ સિદ્ધવાતો છે, કે ગુણ કામ કરતા નથી પણ પુણ્યજ કામ કરે છે. જુઓ, વાચકવર શ્રી **યશોવિજયજી** ગણિવરના પ્રસંગમા એક ઘટના બની છે, તે એવી છે, કે એક શહેરમા ઉપાધ્યાયજી મહારાજ વ્યાખ્યાન વાચતા હતા, સભા ઘણીજ ચીકાર ભરાતી હતી. પાચ-પંદર દિવસ ગયા પછી સભા ઘટી ગઇ, ત્યારે સભા ઘટવાનુ કારણ સભાનેજ પૂછનામા આવ્યુ ત્યારે તે આવનાર ભાઇઓ પૈકી કોઇએ જવાબ આપ્યો છે, કે **સુમતિવિજયજી** ઉપાધ્યાયના શિષ્ય **રામવિજયજી** ગણિવર પધાર્યા છે, તેમની વ્યાખ્યાન શૈલી એટલી સુંદર છે, કે આખી સભા મોરલી ઉપર નાગ ડોલે તેમ ડોલે છે.

હમણાં પણ સાક્ષાત અનુભવાતા દાખલા પણ ઉપરની દલીલનેજ સમજાવે તેવા છે. જુઓ, અત્યારના કાળમાં આ જૈનશાસનમા વર્તમાન આગમ, પ્રકરણ, ન્યાય, વ્યાકરણ કાવ્ય, કોષ ઇતિહાસ આદિના સારા-સારા જાણકારો નજર પાસે જણાય છે, તેમનું અનુભવ જ્ઞાન પણ આશ્ચર્ય પમાડે તેવું હોય છે, છતાં વ્યાખ્યાનકારો તરફ વિચારીએ તો ઉપરના શાસ્ત્રપારગામીઓની અપેક્ષાએ બહુ થોડું પામ્યા હોવા છતાં તેમની સભાઓ ભરપૂર દેખાય છે, અને શાસ્ત્રપારગામીઓની સભાઓ ઘણી સામાન્ય જણાય છે.

બસ, ઉપરની દલીલોથી ચોખ્ખું સમજાય છે, કે ભગવાન જિનેશ્વરદેવો સર્વગુણસંપન્ન હોવાની સાથે મહા-

પુણ્યવાન પુરુષ હોવાથી એ મહાપુરુષોના જેવો ભાવ ઉપકાર આ ત્રણે જગતમાં કોઇ પણ કરવાને સમર્થ થઇ શકતું નથી.

ભગવાન જિનેશ્વર દેવો જગતના અજોડ ઉપકારી હોવાથી તેમના તે મહાન ઉપકાર ગુણનેજ બતાવવા માટે પૂર્વના મહર્ષિઓએ ચાર વિશેષણો ગતાવ્યા છે, જુઓ '

**મહાગોપ મહામાહણ કહીએ,**
**નિર્યામક સથ્થવાહઃ**
**ઉપમા એહવી જેહને છાજે,**
**તે જિન નમિએ ઉછાહ રે. ભવિકા !**

**અર્થઃ** જેમ ગોવાલ ગાયો વિગેરેના ધણનું રક્ષણ કરે છે, તેમ ભગવાન્ જિનેશ્વરદેવ જગતના ભવ્ય જીવોને હિંસાના કડુફળો સમજાવી, છકાય જીવોને અભયદાન અપાવે છે, અને ભવ્ય આત્માઓ પણ જીવદયા વિગેરે મહાવ્રતો અને અણુવ્રતો પાળીને નરકાદિ કુગતિઓમાં જતા બચે છે, અને જિનેશ્વરપ્રભુના આશ્રિત બનીને સર્વ દુઃખોથી મુકત થાય છે, તે પ્રભાવ તીર્થંકર દેવનોજ છે, માટે છકાય જીવોના રક્ષક હોવાથી જિનેશ્વરદેવોને **મહાગોપ** કહ્યા છે.

જીવદયાનું સ્વરૂપ સમજેલા આત્મા પોતે જીવોને બચાવે છે અને બીજાને પણ કહે છેકે, કોઇપણ જીવને હણીશ નહી, હણીશ નહી, તેનો પ્રયોગ મા હન થાય છે.

કોઇપણ જીવને હણીશ નહિ, આવુ બોલનાર અનેઆચરનાર બન્ને મહાન કહેવાય છે જ્યારે ભગવાન જિનેશ્વરદેવ પોતે ત્રણ જગતમા રહેવા પ્રાણીમાત્રને હણતા નથી, આખા જગતને જીવદયા પ્રતિપાલ બનાવે અને છે, માટેજ શ્રી જિનેશ્વરદેવો **મહામાહણ** કહેવાય છે.

જેમ કોઇ ઉચ્ચામા ઉચ્ચુ વહાણુ હોવા છતા-અજાણુ મનુષ્યો તેના અવલબનથી સમુદ્રનો પાર પામી શકતા નથી, પરતુ સારૂ વહાણુ અને સાથે સાથે સમુદ્રના માગનો બરાબર જાણકાર કેપ્ટન હોય તો મુસાફરો નિર્ભય અને નિર્વિઘ્નપણે સમુદ્ર તરી શકે છે, તેજ પ્રમાણે આ જીવને આ સસારમા ઘણીવાર સારા વહાણુ જેવી સંસાર સમુદ્ર તરવાની સામગ્રી મળવા છતા ભગવાન જિનેશ્વરદેવ જેવા નિર્યામક એટલે કેપ્ટન ન મલવાથી દાન દેવા છતા, શીલ પાલવા છતા અને ઘોર તપસ્યા કરના છતા, આત્માને સંસારનો પાર મટ્યોજ નહિ, કોઇક કવિર કહે છે કે,

**કાંતો ગુરૂ બાવલીઓ મલીઓ,**
**કાંતો જીવ તું પાપી;**
**ધર્મ પ્રયાસ અનંતા કીધા,**
**પણ કર્મજાલ નવિ કાપી.**

એટલે આ જીવને ઘણીવાર કુદેવ, અને કુગુરુજ લગભગ મળ્યા છે કોઇકવાર વખતે ભગવાન વીતરાગ મલ્યા

હોયતો પણ અજ્ઞાની આપણા જીવડે ઓળખાયાજ નહિ. તેથી પૂર્વના મહર્ષિઓ કહે છે કે, આ 'અપાર સંસાર સમુદ્રના **મહાનિર્યામક** (કેપ્ટન) ભગવાન વીતરાગજ છે, તેમનો આશ્રય લેવાથી એટલે તેમના શાસનરૂપ વહાણમાં બેસવાથી આત્મા ઘણી ત્વરાએ સંસાર રૂપ સમુદ્રનો પાર પામી શકે છે, માટે ભગવાન જિનેશ્વરદેવોને **મહાનિર્યામક** માનેલા છે.

ચોથી ઉપમા ભગવાનને **મહાસાર્થવાહ**ની આપી છે.

જેમ કોઇ મહા વેપારી દેશદેશાંતરનો માલ મંગાવનાર વેચનાર હોય છે, વલી હજારો વાહનો લેઈને પરદેશ જઇ કરીયાણાં વેચનાર હોય છે, તેને **સાર્થવાહ** કહેવાય છે. તેવા વેપારી પરદેશ જતાં બીજા પણ નાના-મોટા વેપારીઓને આશ્રય આપી સાથે લેઇ જાય છે, અને બધી પ્રકારની સગવડ આપી નિર્ભય, અભીષ્ટ સ્થાનમાં પહોંચાડે છે. તેમ ભગવાન જિનેશ્વરદેવ પણ મોક્ષ નગરીના સાર્થવાહ છે, અને ભગવાનનો આશ્રય લેનાર ચાર પ્રકારનો શ્રીસંઘ તે મોક્ષ નગરીનો વેપારી વર્ગ છે. ઠેઠસુધી ભગવાનના શાસન રૂપ વહાણનો આશ્રય ન છોડતો ચોક્કસ મોડા-વહેલા પણ મોક્ષ નગરને પામે છે. તેટલા માટે મહાપ્રભાવક સિદ્ધસેન-દિવાકરસૂરિમહારાજ પણ ફરમાવે છે કે,

मोमो प्रमाद मवधूय भजध्वमेन—
मागत्य निर्वृतिपुरीं प्रतिसार्थवाहं

**અર્થ:** હે ભાગ્યશાળી સંસારવર્તિ મનુષ્યો! પ્રમાદ નિદ્રાનો ત્યાગ કરો અને જાગતા થઈને ચાલો. આ મોક્ષપુરીનો સાર્થવાહ જાય છે. તમારે જો મોક્ષપુરીમા જવું હોય તો આ મહાપુરૂષ શ્રી જિનેશ્વરદેવ રુપ સાર્થવાહ (શાસન–રુપ વહાણુનો) નો આશ્રય સ્વીકારો

ઉપર મુજબ શ્રી જિનેશ્વરદેવોના ગુણો, શ્રી જિનેશ્વર દેવોના ચાર નિક્ષેપાનુ પ્રમાણુ અને શ્રી જિનેશ્વરદેવોના ઉપકારનો સંપૂર્ણ ખ્યાલ આવે તો **નમો અરિહંતાણ** પદ અતિ ઉપાદેય થાય, એમા જરાપણ શંકા જેવું નથી.

ઈતિ શ્રી **નમો અરિહંતાણં** રુપ પંચ પરમેષ્ઠિ પ્રથમ પદનો વિચાર સંપૂર્ણ.

**હવે નમો સિદ્ધાણં પદનો વિચાર કરીએ.**

આ જગતની અંદર **લેપસિધ્ધ, અંજનસિધ્ધ, વિદ્યાસિધ્ધ,** વિગેરે ઘણી જાતના સિધ્ધપુરૂષો થઈ ગયાના ઇતિહાસ જાણુવા મળે છે, પરંતુ નમો સિધ્ધાણ પદને ઉપરના કોઇપણુ સિધ્ધપદની સાથે સબંધ ન હોવાથી અને વાસ્તવિક સિધ્ધતા કોનામાં ઘટી શકે છે, તે બતાવવા પૂર્વના મહર્ષિઓએ નિચે મુજબ ગાથા બતાવી છે, તે જોઇએ.

ध्मातं सितंयेन पुराण कर्म योवागतो निर्वृत्तिसौधमूर्धनि
ख्यातोनुशास्ता परिनिष्टितार्थो यः सोस्तुसिद्धकृत मंगलो मे

**અર્થ:** અનંતાકાળથી અત્યાર સુધી બાધેલા તમામ કર્મ જેણે બાળી અને ભસ્મ કરી નાખ્યાં છે, વળી જેઓ

મુક્તિરૂપ મહામંદિરમાં પધારી ચુકયા છે, વળી સર્વકાળમા જ્ઞાની પુરૂષોના ચિત્તમાં પ્રસિધ્ધિ પામ્યા છે, તથા વળી સદાકાળ ભવ્ય જીવોને મોક્ષની દિશાનું સૂચન કરનાર છે, વળી જેનાં સર્વ કાર્ય સંપૂર્ણ થઈ ગયા છે, તેવા સિધ્ધ ભગવાન મારૂં મંગળ કરનાર થાઓ.

આવા ગુણગણ વિશિષ્ટ સિધ્ધભગવાનોને જગ વિવેચ નથી વિચારીએ.

હવે પછી આપણે જેમનું સ્વરૂપ વિચારવાનુ છે, તેવા **સાધુઓ, ઉપાધ્યાયો** અને **આચાર્યો**ના તથા ગણધરદેવો અને સામાન્ય કેવલી વિગેરે મહાપુરૂષોના સ્થાનોને નિષ્કલંક ભોગવ્યા પછી, અને ક્રમસર પ્રાપ્ત થયેલી આત્માની પરિપૂર્ણ દશાના યોગે છેલ્લાભવના છેલ્લાસમયે શરીરનો પણ ત્યાગ કરીને એકાન્ત નિરાલંબન દશા પામીને, એકજ સમયમાં લોકના અગ્રભાગ ઉપર પહોંચીને સાદિ અનંતભાગે સ્થિર થયેલા સિધ્ધાત્માઓમા અનંતાનંત ગુણો પ્રકટ થવા પૈકી નીચેના મહાગુણો સદાકાળ સૂર્યની પેઠે ચળકતા પ્રકાશે છે, તે બતાવાય છે.

૧ **જ્ઞાનાવરણીય કર્મ** સર્વથા ક્ષય થઇ જવાથી **અનંતજ્ઞાન** પ્રકટ થાય છે, જેણે કરીને સમસ્ત લોકાલોકના સંપૂર્ણ ભાવો સિધ્ધભગવંતો જાણી શકે છે.

૨ **દર્શનાવરણીય કર્મનો** સર્વથા ક્ષય થઇ જવાંથી **અનંતદર્શન** પ્રકટ થાય છે. જેણે કરીને સમસ્ત લોકાલોકને સિધ્ધભગવંતો સંપૂર્ણપણે જોઇ શકે છે.

૩ **વેદનીય કર્મનો** સર્વકાલીન સર્વથા ક્ષય થઇ જવાથી સિધ્ધભગવંતોને સર્વ રોગોના અભાવ સ્વરૂપ **અવ્યાબાધ દશા** પ્રકટ થાય છે.

૪ **મોહનીય કર્મનો** સંપૂર્ણ ક્ષય થઇ જવાથી સિધ્ધભગવંતોમાં ક્ષાયિક સમ્યકત્વ અને યથાખ્યાત ચારિત્રરૂપ **અનંતચારિત્ર** પ્રકટ થાય છે, જેના પ્રતાપથી આત્માને આત્માની અનંત રિધ્ધિરૂપ સ્વભાવ દશાનો સ્વાદ અનુભવાય છે.

૫ **આયુ કર્મનો** સર્વથા ક્ષય થઇ જવાથી સિધ્ધ પરમાત્માઓના આત્માની **અક્ષયસ્થિતિ** પ્રકટ થાય છે, જેના પ્રતાપથી આત્માને સંસારનું પરિભ્રમણ બંધ થઇ જાય છે અને જન્મ, જરા, અને મરણનો અભાવ થાય છે.

૬ **નામકર્મનો** સર્વથા ક્ષય થઇ જવાથી સિધ્ધભગવંતોના આત્મામાં **અરૂપીપણું** પ્રકટ થાય છે, જેના પ્રતાપે આત્માને રુપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દનો સર્વકાલીન વિયોગ પ્રકટ થાય છે.

૭ **ગોત્રકર્મનો** સર્વથા ક્ષય થઇ જવાથી સિધ્ધભગવંતોના આત્મામાં **અગુરૂલઘુગુણ** પ્રકટ થાય છે, જેના પ્રતાપે આત્માને હળવા–ભારે, નાના–મોટા, નીચ–ઉંચ્ચ પર્યાયો સાંપડવા બંધ થાય છે, એટલે આત્માને આ મનુષ્ય, દેવ, પશુ, નારકી, હલકો, ઉંચો, નીચ, દુષ્ટ, અધમ

વિગેરે નામો અપાતા હતા, તે સર્વથા બંધ થઇ જાય છે.

૮ **અંતરાયકર્મનો** સર્વથા ક્ષય થઇ જવાથી સિદ્ધ ભગવંતોના આત્મામાં **અનંતવીર્ય**, અનંત શક્તિ પ્રકટ થાય છે, જેના પ્રતાપે આત્માની અનંતકાળની દીનતા ચાલી જવાથી સચ્ચિદાનંદ દશા પ્રકટે છે.

આ ઉપરાંત બીજા પણ સર્વજ્ઞતા-વીતરાગતા વિગેરે સ્વભાવસિદ્ધ અનંતગુણો પ્રકટ થાય છે.

**શંકા:** સિદ્ધભગવાનના આઠે કર્મ ક્ષય થઇ ગયાં છે, બધી ક્રિયાઓ નિવૃત્તિને પામી ગઇ છે, તો પછી છેલ્લા શરીરમાંથી મોક્ષમાં-લોકાગ્રમાં શી રીતે જઇ શકે છે ?

**સમાધાન:** પૂર્વપ્રયોગ, ગતિપરિણામ, બંધનછેદ, અને અસંગભાવ આ ચાર કારણે આઠ કર્મથી છુટા થએલા સિદ્ધભગવંતો લોકાગ્રમાં રહેલ સિદ્ધસ્થાનમાં પહોંચી શકે છે.

જેમ ચાકડો, બાણુ વિગેરે વસ્તુને પ્રથમ કોઇ પ્રયોગ કરનાર હોય છે, પાછળથી સ્વયં ફર્યા કરે છે, તેમ સિદ્ધભગવંતો પણ શરીરસ્થદશાના પ્રયોગથી ઉર્ધ્વગમન કરે છે, તે **પૂર્વપ્રયોગ** કહેવાય છે, જેમ પથ્થર નીચો પડે છે, વાયુ તિર્ચ્છો વાય છે, અગ્નિની જ્વાળા ઉંચી જાય છે, તેમ આત્માની સ્વાભાવિક ગતિ ઉંચી જ છે, ઉર્ધ્વગમન સ્વભાવ છે, તેથી આત્મા શરીરમાંથી નીકળી ઉંચો ચાલ્યો જાય છે,

અને સિદ્ધસ્થાનમાં પહોંચી સ્થિર થાય છે, તે **ગતિપરિણામ** કહેવાય છે.

જેમ એરંડાનો દાણો એરંડાની માળ લીલી હોવાથી બહાર નીકળી શકતો નથી, પરંતુ જ્યારે માળ સુકાઇ જાય છે, ત્યારે માળ ફાટી જવાની સાથે એરંડો કુદીને ઉંચો જવા પ્રયાસ કરે છે, તે પ્રમાણે આત્મા પણ કર્મોના બંધનથી છુટો પડી જવાની સાથે એકદમ ઉંચો જવા શરૂ થઇને સિદ્ધસ્થાનમાં પહોંચી જાય છે, આ **બંધનછેદ** કહેવાય છે.

જેમ તુંબડાને ચીકણી માટીના હજારો લેપ લગાવ્યા પછી પાણીમાં નાંખવાથી પાણીમાં બુડી જાય છે, અને સો જોજન કે હજાર જોજનના ઉંડા દ્રહમાં તદ્દન નીચે જઇને પડી રહે છે, પરંતુ તે તુંબડા ઉપરનો લેપ જ્યારે સર્વથા ધોવાઇ જાય છે, ત્યારે તુંબડું એકદમ ઉપર આવી જાય છે, તે વખતે ગમેનો હજાર યોજન હોય કે સો યોજન હોય, તુંબડું અસંગ થઈ ગયું એટલે ઉપર આવતાં વિલંબ થતો નથી, તેમ અહીં આત્મા પણ કર્મના લેપથી મુક્ત થાય એટલે તુરતજ ઠેઠ લોકાગ્રે પહોંચી જાય છે, અને સિધ્ધસ્થાનમાં સ્થિર થઇ જાય છે, તેજ **અસંગભાવ** કહેવાય છે.

**શંકાઃ** જો આત્મા અસંગ ભાવને પામ્યો છે તો પછી ઉપર વધારે આગળ કેમ વધતો નથી, અને સિધ્ધસ્થાનમાંજ અટકી જાય છે?

**સમાધાનઃ** જેમ તુંબડું તદ્દન તળીએથી અસંગ બનીને એકદમ જળની ઉપર આવી જાય છે, પરંતુ પાણીથી વધારે ઉંચુ જતું નથી. તેમ આત્મા પણ અસંગ બનીને લોકાગ્ર સુધી જાય છે, પછી આગળ ધર્માસ્તિકાય નથી માટે આગળ જતા અટકે છે, જેમ પાણી હોય તેટલું તુંબડું ઉપર જાય છે, તેમ ધર્માસ્તિકાય હોય તેટલો આત્મા ઉંચો જાય છે.

સિદ્ધભગવંતો કેટલા છે? કેવા છે? કયાં છે? કયારથી સિદ્ધ થવા શરૂ થયા છે? આ બધી બાબતો સમજવા માટે આપણે હવે ક્રમસર વિચાર કરીએ.

આ જગતને કોઇએ બનાવ્યું નથી, બનાવવાની બધી યુક્તિઓ સાવ અજ્ઞાનતાથી ભરેલી છે, ઇશ્વરનામની કોઇપણ અદ્રશ્ય વ્યક્તિજ નથી, તો પછી ઇશ્વરે જગત બનાવ્યાની વાત ઘટે જ શી રીતે? જો ઇશ્વરે જગત બનાવ્યાની વાત સિદ્ધ થાય તો આત્માનો મોક્ષ ઘટી શકે જ નહિ, તથા ઇશ્વરે જગત્ બનાવ્યાનું નક્કી થાય તો, આત્માઓની સંખ્યા પરિમીત થઇ જાય, અને આત્માઓની પરિમીતતા નક્કી કરવા જતાં લાંબા કાળે સંસારનો અભાવ કે મોક્ષનો નિષેધ માનવો પડે. આ બધી યુક્તિથી એમજ માનવું પડે કે, જગત અનાદિ અનંત છે, જગતને કોઇએ બનાવ્યુંજ નથી, તો પછી જગતનો કર્તા ઇશ્વર પણ માનવો એ નકામું છે.

જેમ દિવસ અને રાત્રિ બેમાં પહેલું કોણ? પુરુષ અને નારી બેમાં પહેલું કોણ? આંબો અને ગોટલી બેમાં પહેલું કોણ? માતા અને પુત્રી-પિતા અને પુત્ર, બેમાં પહેલું કોણ? આ બધા પ્રશ્નો અણઉકલ્યા જ રહ્યા છે.

તેમ આ જગતમાં મોક્ષમાર્ગ કયારે શરુ થયો? સૌ પ્રથમ ગુરુ કોણ હતા? સૌ પ્રથમ જિનેશ્વર કોણ થયા? સૌ પ્રથમ મોક્ષમાં કોણ ગયું? આ બધા પ્રશ્નો પણ ઉપરની માફક વચનથી અગોચર છે, છેલ્લા સર્વજ્ઞ કોણ થશે, છેલ્લા સિધ્ધભગવાન કોણ હશે, આ પણ બાબત ઉપરના જેવીજ છે.

માટેજ શ્રી જિનેશ્વરદેવોએ મોક્ષમાર્ગ અનાદિ અનંત બતાવ્યો છે, મોક્ષની આદિ કે અંત હતો પણ નહિ, અને હશે પણ નહિ, માટેજ પૂર્વના જ્ઞાનિ મહાપુરૂષોએ ફરમાવ્યું છેકે,

सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं:
लोअग्गमुवगयाणं, नमो मया सव्वसिद्धाणं ।

**અર્થ:** સર્વ કર્મનો ક્ષય કરીને કૃત્યકૃત્ય થયેલા, કેવળજ્ઞાન પામેલા, સંસારરૂપ સમુદ્રના પારને પામેલા, પરંપરાથી મોક્ષ પામેલા એટલે મોક્ષનો પ્રવાહ અનંતાકાળથી ચાલુ જ છે. ત્યારથી અત્યાર સુધી મોક્ષમાં ગયેલા લોકના અગ્રભાગ ઉપર જઇને સ્થિર થયેલા એવા સર્વસિધ્ધોને એટલે અનંતાનંત સિધ્ધભગવંતોને મારો નમસ્કાર થાઓ.

વળી પણ કહ્યું છે કે,

**अेसो अणाइ कालो, अणाइ जीवो अणाइ धम्मो ।**

**અર્થઃ** આ કાલ અનાદિ છે, આ જીવ પણ અનાદિ છે. તેમ જૈનધર્મ પણ અનાદિ છે, આથી એમ નક્કી થયું કે, જૈનધર્મ અનાદિ હોય તો અરિહંતાદિ પંચે પરમેષ્ઠી અનાદિ હોય જ, તેમાં સિધ્ધભગવંતો પણ અનાદિ નક્કી થઇ ગયા.

હવે સિધ્ધભગવંતોનું પ્રમાણ વિચારીએ.

આપણે ઉપર જોઇ ગયા તે અરિહંત ભગવંતો પણ અનંતકાલે અનંતી ચઉવીસીઓ, અનંતી વીસીઓ અને ઉત્કૃષ્ટકાલમાં પણ અનંતા થયા છે, તે દરેક જિનેશ્વરદેવોના શાસનમાં ગણુધર દેવો નવ દશ અગ્યાર યાવત્ ચોરાશી અને તેથી પણ વધારે હોય છે. દરેક જિનેશ્વર દેવોના શાસનમાં હજારો મોક્ષમાં જાય છે, લાખો જાય છે, કોડો પણ જાય છે, ભગવાન મોક્ષમાં ગયા પછી અબ્જો વર્ષ સુધી મોક્ષમાર્ગ વહેમાન રહેતો હોવાથી એક જિનેશ્વરની નિશ્રાએ અસંખ્યાતા આત્માપણ મોક્ષમાં જાય છે, એટલે એક કાલચક્ર જેટલા સમયમાં સમયક્ષેત્રમાંથી અસંખ્યાતા મોક્ષમાં જાય છે, તે વાત નિચે મુજબ જુઓ.

અનંતા જિનેશ્વરદેવો મોક્ષમાં ગયા છે, તેનાથી પણ સંખ્યાતગુણા ગણુધરો મોક્ષમાં ગયા છે, તેનાથી

અસંખ્યાતગુણા આચાર્ય–ઉપાધ્યાય–અને મુનિવરો [સાધુ સાધ્વી] મોક્ષમાં ગયા છે, એટલે ઉપરની બધી સંખ્યા, અનતાનંત મોક્ષમાં ગએલા છે.

શ્રાવક–શ્રાવિકા દશામાં ભાવ મુનિદશા પામી અનતાનંત મોક્ષમા ગયા છે અને અન્યલિંગિઓ પણ તાપસાદિ વેશમા રહેતા છેવટે ભાવ મુનિદશા પામીને અનંતા મોક્ષમા ગયા છે.

અનતા પુરુષો મોક્ષમા ગયા છે, અનંતી સ્ત્રીઓ મોક્ષ માં ગઈ છે, અનંતા નપુંસકો મોક્ષમા ગયા છે, **ક્ષેત્રથી** જંબૂદ્વીપમાંથી એક લાખ જોજન ક્ષેત્રમાથી. બધી જગ્યાએથી અનંતા મોક્ષમાં ગયા છે.

લવણસમુદ્ર બધી બાજુ ગોલાકારે ચાર લાખ યોજન માથી અનંતા મોક્ષમા ગયા છે.

ધાતકીખંડ બધી બાજુ ગોલાકારે આઠલાખ યોજન માંથી અનતા મોક્ષમા ગયા છે.

કાલોદધિ સમુદ્રમાંથી બધી બાજુ ગોલાકારે સોલ લાખ યોજનમાંથી અનંતા મોક્ષમાં ગયા છે.

પુષ્કરવરદ્વીપાર્દ્ધમાંથી બધી બાજુ ગોલાકારે સોલ લાખ જોજનમાથી અનંતા મોક્ષમા ગયા છે.

શંકા : જંબૂદ્વીપમાં ધાતકીખંડમાં અને પુંકરવરા ર્ધ્દ્વીપમાં વર્ષધર પર્વતો છે. યુગલીઆઓનાં ક્ષેત્ર છે.

તેમાંથી તથા ગંગા અને સિંધુ વિગેરે નદીઓમાંથી તથા લવણ અને કાલોદધિ સમુદ્રમાંથી મોક્ષમાં જવાનું શાસ્ત્રમાં બતાવેલ છે, તે શી રીતે ઘટી શકે? કારણ કે યુગલિઆ ઓમાં મોક્ષ જવાની યોગ્યતા નથી તથા સમુદ્રો અને નદીઓમાંથી મુનિ ચાલી પણ ન શકે, તો ત્યાંથી મોક્ષમાં શી રીતે જઇ શકે? વળી ચાર લાખ અને આઠ લાખ જોજન સમુદ્રમાં તો મનુષ્યોનો પ્રવેશ પણ અસંભવિત છે, તો પછી સાધુઓતો જયજ શી રીતે? અને ધ્યાનાદિ કયા કરી શકે? એટલે સમગ્ર અઢિદ્વીપમાંથી અને તમામ સ્થાનોમાંથી મોક્ષ ગયાની શાસ્ત્રમાં લખેલી વાત બરાબર સમજવી છે.

**સમાધાનઃ** મોક્ષમાં જનાર આત્માઓનાં ઉત્પત્તિ-સ્થાનો તો પાંચ ભરત, પાંચઐરવત અને પાંચ મહાવિદેહ આ પન્નર ક્ષેત્રો છે, તેમાં જન્મેલા મનુષ્યો મોક્ષમાં જાય છે, પરંતુ પ્રસ્તુત પન્નરક્ષેત્રના મુનિવરો પૈકી કોઇ મુનિરાજ ચરમશરીરી હોય, ધ્યાનમાં હોય, કેવલજ્ઞાન પામીને મોક્ષ જવાની નજીક હોય, તેવે વખતે કોઈ આત્માને પૂર્વના વૈરી દેવો ઉપાડીને મારી નાંખવા, સમુદ્રમાં ફેંકી દેવા પ્રયાસ કરે છે, તેમાં બરાબર સમુદ્ર કે નદી ઉપર આવતાં કેવલજ્ઞાન પામી કાળધર્મ પામી મોક્ષમાં જાય છે, વળી કોઈ મુનિ નંદીશ્વરાદિની યાત્રાયે જતા હોય, કોઇ મુનિ કાર્ય વિશેષ પામી લબ્ધિની શક્તિથી આકાશમાર્ગે જંબૂદ્વીપમાંથી ધાતકીખંડમાં કે ધાતકીખંડમાંથી પુષ્કરવરદ્વીપમાં જતા

હોય, વચમાં ધ્યાનારૂઢ થઇ કેવલજ્ઞાન પામી આઠે કર્મ ખપાવીને સમુદ્ર કે નદી ઉપરથી કે યુગળિયાના ક્ષેત્રો ઉપરથી સમશ્રેણિએ મોક્ષમાં ચાલ્યા જાય છે, તેવા બનાવો પણ અનંત કાળે અનંતા થાય છે, માટે જ પીસ્તાલીશ લાખયોજન ક્ષેત્રમાંથી અને એકેક જગ્યાએથી પણ અનંતા ગયાની વાત બરાબર છે. કારણકે,

એક પુદ્‌ગલપરાવર્ત્ત કાળમાં ભરત-ઐરવત ક્ષેત્રમાં અનંતી ચો વીસીઓ થાય છે અને મહાવિદેહ ક્ષેત્રમાં તેનાથી પણ અસંખ્યાતગુણી વીસીઓ થાય છે, એવાં પુદ્‌ગલપરાવર્ત્ત પણ અનંતાનંત થાય છે, એટલે આટલા મોટા કાળમાં અનંતાકાળે એક જીવ મોક્ષમાં જાય તો પણ અનંતાનંત કાળે અનંત જાય, તે વાત બરાબર યુક્તિથી સમજાય તેવી છે.

એટલે ઉપરના વર્ણનથી એવું ચોક્કસ થયું કે, પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણ અઢિદ્વીપમાંથી એકેક અંગુલ કે એકેક વાલાગ્રભાગમાંથી અનંતાકાળે અનંતા જીવો મોક્ષમાં ગયા છે, અને લોકના અગ્રભાગ ઉપર પણ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણ ક્ષેત્રમાં એકેક અવગાહનાએ અનંતા સિધ્ધભગવંતો રહેલા છે, એટલે પીસ્તાલીશ લાખ યોજન ક્ષેત્રના જેટલા આકાશ પ્રદેશ છે, તેટલી અસંખ્યાતી અવગાહનાઓ થાય છે.

ઉપર મુજબ સિધ્ધભગવંતોની સંખ્યા વિચારવામાં

આવેતો અનંતાનંત પદો થાય છે. એકવાર નમો સિદ્ધાણં પદનો ઉચ્ચાર કરવાથી ઉપર ગણાવેલા સર્વ સિદ્ધ ભગવંતોને નમસ્કાર થાય છે, પરંતુ જાપ કરનાર આત્મા જાણકારને ઉપયોગી હોય તો એકજ વાર નમો સિદ્ધાણ પદનો જાપ કરતા ઉત્કૃષ્ટ પરિણામથી સર્વકર્મ પણ ક્ષય કરી નાખે છે. મધ્ય મપદે એક નમો સિદ્ધાણં પદનો જાપ કરવાથી મધ્યમ ફળની પ્રાપ્તિ થાય છે.

હવે ક્ષ્ય સિંવભગવંતો વિચારીએ.

વર્તમાનકાળે પાંચમહાવિદેહ ક્ષેત્રની ૧૬૦ વિજયોમાં અર્હન્ ભગવંતો વિચરે છે. પાચમહાવિદેહની આઠમી, નવમી, ચઉવીશમી અને પચ્ચીસમી આ ચાર વિજયોમાં અને પાંચેની ૨૦ વિજયોમાં શ્રી સીમંધરસ્વામી વિગેરે વીશ જિનેશ્વરો હાલમાં વિચરી રહેલ છે, તે પ્રભુજીના પરિવારભૂત દશ-દશ લાખ કેવલીભગવતો હોવાથી ૨૦ જિનેશ્વરોનો પરિવાર બે ક્રોડ કેવલી ભગવંતો હોય છે. તથા બાકી રહેલી ૧૪૦ વિજયોમાં પણ પ્રાયે લાખો કે ક્રોડોની સંખ્યામાં કેવલી ભગવંતો હોવાનો સંભવ છે. આપણો નમો સિદ્ધાણ પદોચ્ચાર ઉપર બતાવેલા મહાવિદેહ ક્ષેત્રના ૧૬૦ વિજયોના બધા કેવલી ભગવંતોને પહોંચે છે, અર્થાત બધા કેવલી ભગવંતો પણ નમો સિદ્ધાણં પદમાં અંતર્ગત થાય છે.

તથાવળી જે ચરમશરીરી આત્માઓ છે, દાખલા તરીકે મરુદેવાસ્વામીની, પૃથ્વીચન્દ્ર અને ગુણસાગર તથા દૃઢપ્રહારી

ચોર જેવા આત્માઓ તેજ ભવમાં ભવપ્રાન્તે કે વચમાં કેવળજ્ઞાન પામી મોક્ષમાં જનારા પણ દ્રવ્યસિધ્ધો હોવાથી નમો સિદ્ધાણં પદમાંજ અંતર્ગત થાય છે.

શંકા : જેમનામાં હજી જૈનધર્મ આવ્યોજ ન હોય, તેઓને નમસ્કાર કેમ કરી શકાય ?

**સમાધાન** : જેમ કોઇ દેવે આવતા જન્મનું આયુ બાધ્યુ હોય તે આત્માઓ દ્રવ્યદેવ કહેવાય છે, તેજ પ્રમાણે ચાલુ જન્મના શરીરનો ત્યાગ કરીને જેઓ ચોક્કસ આજ ભવમા મોક્ષમાં જવાના હોય તે દ્રવ્યસિદ્ધ કહેવાય છે અને તેઓ પણ નમો સિદ્ધાણં પદમા અંતર્ભવે છે.

હવે મોક્ષમાં પધારી ગએલા મહાન્ પુરુષો છેલ્લા ભવમાં કેટલા ઉચ્ચકોટીનાં સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્ર આરાધીને તથા ક્રોધાદિ મહાન શત્રુઓ ઉપર જિત મેળવીને અને કેવા પરિષહો અને ઉપસર્ગો ભોગવીને મોક્ષમાં ગએલા હોય છે, તેમાના થોડાં ઉદાહરણો અહીં બતાવાય છે.

## શ્રી ઢંઢણમુનિ.

આ મહા મુનિરાજ ત્રણ ખંડના રાજવી કૃષ્ણવાસુદેવના પુત્ર હતા અને ત્રણ જગતના સ્વામી **નેમનાથપ્રભુજી**ના શિષ્ય બન્યા હતા. મહાત્યાગી–વૈરાગી હતા, તપસ્યા પણ ખુબજ કરતા હતા. એકવાર તે મહાત્માને ગયા જન્મનાં અંતરાય કર્મ ઉદયમાં આવ્યાં, આ વખતે તેઓ ભગવાનની સાથે દ્વારિકા નગરીના નજીકના ઉદ્યાનમાં પધાર્યા હતા.

તેઓ પોતાને સારુ દ્વારિકામાં ગોચરી ફરતા હતા, પરંતુ આખા નગરમાં તેમને નિર્દોષ આહાર મળતો નહોતો, તેથી તેઓ દરરોજ ફરીને પાછા આવતા હતા, પરંતુ મનમાં દીનતા લાવતા નહિ. ભગવાન તેમને કહેતા હતા કે, 'હે વત્સ ! તમને **લાભાન્તરાય કર્મ** ઉદય આવ્યું છે.'

પછીના આ મહાસાત્વિક પુરુષે પ્રભુજી પાસે અભિગ્રહ લીધો, કે મને પોતાની જાતે પોતાની લબ્ધિથી આહાર મળે તોજ ગ્રહણ કરૂં, અન્યથા તપોવૃદ્ધિ-ચઉવિહાર ઉપવાસ કરૂં, આવી ઉત્કૃષ્ટ દશામા તે મહામુનિરાજને છમાસ ગયા, પણ દ્વારિકા જેવી ધનાઢય અને દાનસંપન્ન નગરીમાં આ મુનિરાજને ગોચરી મલી નહિ.

**શંકા :** દ્વારિકા નગરીમાં લાખો જૈનોની વસતિ હતી. બધા મહાશ્રદ્ધાલુ આત્મા હતા, પ્રસ્તુત મુનિરાજ પણ કૃષ્ણ મહારાજના પુત્ર હતા, છતાં તેમને ગોચરી મલી નહિ, તે કેમ માની શકાય ?

**સમાધાન :** શ્રી વીતરાગના સાચા આરાધક મુનિરાજો પોતાની ઓળખાણ આપતાજ નથી, એટલે હું અમુકનો પુત્ર હતો, હું અમુકનો સગો થાઉં છું, હું છઠ્ઠ અઠ્ઠમાદિ તપસ્યા કરુ છું, હું અમુક અભિગ્રહધારી છું, આવું કાંઈ પણ જણાવતા નથી અને દીનતા લાવ્યા સિવાય સાત્વિક ભાવ ધારણ કરીને યથા દેશકાળ મળેલા આહાર-પાણી, વસ્ત્ર-પાત્ર પામીને રાગ-દ્વેષ વિનાજ ભોગવે છે.

જેમ દીક્ષિત બનેલા ધન્નાજી અને શાલીભદ્રજી છેલ્લાછેલ્લા એકવાર ભગવાન મહાવીરદેવની સાથે રાજગૃહી નગરી પધાર્યા અને પોતાની જનની અને પત્નીઓના ઘેર વહોરવા ગયા, ત્યાં માતા અને પત્નીઓએ; નોકરચાકર કે દાસ–દાસીઓએ ન ઓળખ્યા. એક ક્ષણવારજ ઉભા રહીને પાછા ચાલ્યા ગયા, પરંતુ ઘરના કોઇ પણ મનુષ્યને પોતાની ઓળખાણ આપી નહિ, આડકતરી રીતે ઓળખાવાનો ઉદ્યમ પણ ન કર્યો, પરંતુ બીજી જગ્યાએથી મળેલી ગોચરીથી પારણું કરીને ભગવાનની આજ્ઞા પામીને વૈભારપર્વત ઉપર જઇને અનશન આદર્યું.

તેમ પોતાની ઓલખાણ જણાવ્યા સિવાય મહામુનિરાજ ઢંઢણઋષિ છમાસ સુધી દ્વારિકામાં દરરોજ એક જ વાર વહોરવા જતા, પરંતુ ગોચરી મલી નહિ, છેવટે કૃષ્ણ–વાસુદેવે હાથી ઉપરથી ઉતરી બજાર વચ્ચે મુનિરાજને વંદન કર્યું, તે દેખવાથી એક ગૃહસ્થને વિચારો આવ્યા, અહો આ મુનિરાજ મહાગુણી જણાય છે, અન્યથા કૃષ્ણ વાસુદેવ બજારવચ્ચે વંદના કરે તે બને જ કેમ? એમ વિચાર કરીને મુનિરાજને બહુજ આદરપૂર્વક બોલાવી ગૌચરી વહોરાવી. મુનિરાજ અંતરાય ત્રૂટ્યો સમજીને ગૌચરી પામી આનંદ પામ્યા, અને પ્રભુજી પાસે જઈ પ્રણામ કરી ગોચરી બતાવી. ભગવાન કહે છે, હે ઢંઢણ! આ આહાર તમારી પોતાની લબ્ધિથી મલ્યો નથી, પરંતુ કૃષ્ણ–વાસુદેવના બહુમાન અને વંદન જોઇને ગૃહસ્થને તમારા ઉપર સદ્ભાવ થયો છે, મુનિરાજ ઢંઢણ રોષતોષ કે દીનતા લાવ્યા

વગર પ્રસ્તુત આહાર પરઠવવા ચાલ્યા. છમાસના ઉપવાસ, ભાવનાવિશુદ્ધિ, પ્રભુઆજ્ઞાનો આદર, ત્રિકરણ યોગની શુદ્ધિ થવાથી કેવલજ્ઞાન પામી મોક્ષમાં ગયા.

## મુનિશ્રી ખંધક.

આ મહામુનિરાજ એક મોટા રાજાધિરાજના પુત્ર હતા પિતાનું નામ જિતશત્રુ રાજા અને માતાનું નામ ધારિણી દેવી હતું. ભરયુવાન વયમાં ધર્મઘોષસૂરિની દેશના સાભળીને સંયમી બન્યા હતા, અવિશ્રાંત છઠ્ઠ અઠ્ઠમ આદિ તપસ્યા કરીને ઉપર નિરસ આહારનું પારણું કરીને પુનઃ ઉગ્ર તપસ્યા કરતા હતા, તેથી શરીર હાડકાનો માળો થઈ જવાથી ચાલતા શરીરના હાડકાં ખડખડતા હતાં, તો પણ મહામુનિરાજ સ્નિગ્ધ કે પુષ્ટ આહાર વાપરતા નહિ.

એવા તપસ્વી મુનિરાજ વિહાર કરતા એકવાર પોતાના ભગિનીપતિ રાજાની નગરીના નજીકના ઉદ્યાનમાં પધાર્યા, અને કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહ્યા. નજીકમાંજ રાજાનો મહેલ હતો, પોતે રાજાના સાળા થાય છે, મહારાણીના ભાઈ થાય છે, પરંતુ તેની જાણ થવા દીધી નહિ અને આત્મધ્યાનમાં જ તત્પર રહ્યા.

આ બાજુ રાજમહેલના ગોખમાં ઉભેલાં રાણી સાહેબ ઉદ્યાનની શોભા જુવે છે, તેટલામાં પોતાની દૃષ્ટિ મુનિરાજ ઉપર પડી, બેને ભાઈને તો ઓળખ્યા નહિ, પરંતુ મનમા વિચારો આવ્યા, મારે એકજ ભાઈ હતા, તેમણે દીક્ષા

લીધી છે, શું તેઓજ આ નહિ હોય ? કેમ પણ તેઓજ હોય તો હું તેમની સગી બેન છું, મને જણાવ્યા વિના રહેજ નહિ, એમ વિચાર કરતાં એકજ ભાઇ હતા, તે પણ સાધુ થઇ ગયા, પિતાના કુળનો નિર્વંશ થયો, હવે એક દહાડો પણ પિતાને ઘેર જવાની શાન્તિ ન રહી, આવા વિચારમાં ને વિચારમાં સાધુ સામું જોઇ-જોઇને મોટાથી રડી પડ્યાં. પ્રસ્તુત બનાવ રાજાએ સાક્ષાત્ જોયો. રાજાઓ ઘણું કરીને આગળ-પાછળ વિચાર કરતા નથી અને ભાવિભાવ પણ તેમજ હોવાથી રાજાના મનમાં વહેમ પડયો, જરૂર આ સાધુ આ રાણીનો પૂર્વ અવસ્થાનો જારપુરૂષ હોવો જોઇએ અન્યથા રાણીને આટલો રાગ હોયજ નહિ. બસ, તત્કાળ પોતાના ગુપ્ત ચરોને બોલાવીને હુકમ આપ્યો, જાવ ! જલ્દી જાવ આ સાધુના શરીર ઉપરથી જીવતી ચામડી ઉતારીને લેઇ આવો અને મને બતાવો !

**કર્મ ખપાવવા અવસર એવો ફરી નહિ આવે પ્રાણી રે.**
**અહો અહો સાધુજી સમતા વરીયા.**

મુનિરાજને મરવાનો સમય નજીક આવ્યો, છતા જરા-પણ દીનતા આવી નહિ, આપણે અહીં સમજી શકીએ છીએ, કે મુનિરાજ મહાતપસ્વી હતા પણ શ્રાપ ન આપ્યો ઘણી લબ્ધિવાળા હતા પણ રાજાને કે રાજસેવકોને બાળીને ભસ્મ ન કરી નાખ્યા, રાણીના સગા ભાઇ હતા છતાં પોતાની ઓળખાણ ન આપી, શરીર ઉપર છુરી ચલાવવાની હોવા છતા દીનતા ન દેખાડી, આવા આત્મા ઓજ મોક્ષ પામવાના અધિકારી હોય છે.

રાજસેવકોએ તે મુનિરાજની ચામડી કાપવી શરૂ કરી અને મુનિરાજે પરમસમતા શરૂ કરી.

**ચડચડ ચામડી તેહ ઉતારે,**
**મુનિ સમતારસ ઝીલે રે.**

સમતાભાવમાં આરુઢ થયેલા મુનિરાજ જગતના પ્રાણી માત્રને પોતાના મિત્ર માનતા, રાજા અને રાજસેવકોને પણ સમભાવે સ્વીકારતા, શુક્લધ્યાનારુઢ બનીને અંતકૃત કેવલી થઇને મોક્ષમાં ચાલ્યા ગયા.

પાછળથી રાણીને મુનિરાજની ઓળખાણ થઇ, પોતાના ભાઇનું મરણ થયું સમજાયું, રાજાએ પણ તે વાત જાણી. રાણીએ દીક્ષા લીધી અને પોતાના આત્માની ઘણી નિન્દા કરી આત્મકલ્યાણ સાધ્યું.

## શ્રી ખંધકસૂરિના ૫૦૦ શિષ્યઃ

ભગવાન મુનિસુવ્રતસ્વામીના શિષ્ય અને આચાર્ય પદવી પામેલા ખંધક નામના સૂરિમહારાજ એકવાર પોતાના શિષ્ય પરિવાર સહિત ભગવાનની આજ્ઞા મેળવી, દંડકી રાજાના કુંભકારકટકનગરના ઉદ્યાનમાં આવ્યા અને ધર્મ-ધ્યાનમાં પ્રવૃત્ત થયા. અહી દંડકીરાજાને પાલક નામનો મહાનાસ્તિક પ્રધાન છે, તેને પુણ્ય-પાપ, આત્મા અને પર-લોક બીલકુલ ગમતાં નથી એટલે મુનિરાજનો ઉપદેશ આદિ ધર્માનુષ્ઠાન તો ગમેજ કયાંથી ?

તેથી પાલક પ્રધાનને મુનિરાજને જોઇને અતિ તીવ્ર દ્વેષ થયો, વલી તેને મુનિની પૂર્વ અવસ્થામાં પણ ધર્મ ચર્ચામાં પ્રસ્તુત મહાત્મા ઉપર ઘણોજ દ્વેષ આવ્યો હતો, તેથી તેને આ વખતે વૈરની વસુલાત કરવા વિચાર થયો અને મુનિના રહેવાના ઉદ્યાનમાં એક બાજુ ગુપ્ત સ્થાનમાં ગુપ્ત રીતે હથીયારો દટાવ્યાં અને રાજાને એવું સમજા-વ્યું, કે આ લોકો સાધુઓ નથી પણ સુભટો છે, તમને મારીને રાજ્ય લેવા આવ્યા છે, ઈત્યાદિ મુનિરાજોની વિરુદ્ધ રાજાને ખુબ ઉશ્કેર્યો. અહીં પણ ભાવિભાવનું બલવત્તરપણું હોવાથી જેમ કોઇકવાર કોઇક વસ્તુના ભાવો અતિ પ્રમાણ વધી જવાથી એક બાજુનો પક્ષ પાયમાલ થઇ તદ્દન દરિદ્ર બની જાય છે, જ્યારે એક બાજુનો પક્ષ મહા ધનવાન થઈ જાય છે, તેમ મુનિરાજોનાં આ જ રીતિએ કર્મ ખપી જવાનાં હોવાથી અને રાજા અને પાલકપ્રધાન વિગેરેનો મહા-

સંસાર વધવાનો હોવાથી રાજાએ પ્રધાનને ઠીક લાગે તે રીતિએ મુનિરાજોને શિક્ષા કરવાની છુટ આપી.

અધમઆત્મા પાલક પ્રધાને વનના એક વિભાગમાં ઘાણી મંડાવી, ઉપરના મુનિરાજોને પીલવા શરૂ કરાવ્યા, ગુરુ મહારાજ ખંધકસૂરિવરે મુનિરાજોને ધર્મ સંભલાવી સ્થિર બનાવ્યા, સંસારનો ચિતાર સમજાવ્યો. આવા મરણો અનંતીવાર થયાનું ભાન કરાવ્યું. મુનિરાજો જીવિત-મરણમા શત્રુ-મિત્રમાં સમભાવ કેળવી બધી પ્રકારની આરાધનાઓ પામી ૪૯૯ મુનિરાજો છેલ્લી વયમા [અંતકૃતકેવલી થઇને] કેવલજ્ઞાન પામીને મોક્ષમા ગયા.

**શંકા:** આપણા પ્રત્યેક જીવને આમ ઘાણીમાં પીલાવા વિગેરે કુમરણો અનંતીવાર થયાનું કેવી રીતે બની શકે છે?

**સમાધાન**: સંસારવર્તી આપણા જીવોએ અનંતા ભવો કર્યા છે, દરેક સ્થાનોમાં, દરેક યોનીઓમાં, દરેક ગતિઓમાં અનંતીવાર જન્મો અને મરણો થયાં છે, તેમાં આ જીવડો શેલડી થઇને, તીલ બનીને ઘાણીમાં પીલાણો છે. કોડ નામની માછલીના કલેજાનુ તેલ આવે છે, તેવા જીવો બની ઘાણીમાં પીલાણા છે. અત્યારે અનેક જાતિના જાનવરો જુદા જુદા કુમરણોથી પ્રતિદિવસ લાખો કે ક્રોડોની સંખ્યામા મરી રહ્યા છે પરંતુ આવા બેભાન મરણોથી ઓયવોય. હાયહાય, ઓ બાપ, મરી ગયો, મારી નાખ્યો,

આવી રાંકદશાના મરણોથી આત્માને કશો લાભ થયો નથી પરંતુ સંસાર વધ્યો છે.

પરંતુ ઉપરના ૪૯૯ મુનિરાજે જરા પણ દીનતા લાવ્યા વગર અને સંપૂર્ણ સાત્વિક ભાવ પામીને સહજાનંદિદશાનું અવલંબન પામીને રાગ-દ્વેષ, અજ્ઞાનતાનો સર્વથા ત્યાગ કરીને, આત્માની સ્વભાવદશાને પામ્યા.

**શંકા:** ખંધકસૂરિના શિષ્ય પાંચસો પૂરા કે ૪૯૯ હતા ?

**સમાધાન** ઋષિમંડલ પ્રકરણ ૨૩ મી ગાથામાં एगुणे पंचसये એક ઉણા પાંચસો એમ કહેલ છે, પછી તત્વ કેવલીગમ્ય.

પછીથી ગુરુ મહારાજ ખંધકસૂરિને ઘણોજ દ્વેષ થયો, બધાને મારી નાખવાનું નિયાણું કરીને દેવગતિને પામ્યા અને રાજા તથા પ્રધાન અને આખોદેશ બાળીને ભસ્મ કરી નાંખ્યો. દંડકારણ્ય થયું, રાજા-પ્રધાન વિગેરે ઘણો કાલ દુર્ગતિમાં પરિભ્રમણ કરનારા થયા.

---

## બાલમુનિ ગજસુકુમાલ

આ મુનિરાજ કૃષ્ણ વાસુદેવના સગાભાઇ અને દેવકીજીના આઠમા પુત્ર હતા. તેઓ યૌવનવયને પામ્યા પછી એક રાજપુત્રી સાથે પરણ્યા હતા. થોડા ટાઇમ પછી વળી દ્વારિકાનગરીના સોમિલ નામના બ્રાહ્મણની **સોમા** નામની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. બીજી પત્ની પરણ્યાને

હજી થોડો સમય થયો હતો, તેટલામાં જિનેશ્વરદેવ નેમનાથ પ્રભુ દ્વારિકાના ઉદ્યાનમાં પધાર્યા. કૃષ્ણમહારાજ પણ પોતાના માતા-પિતા, ભાઈઓ વિગેરે પરિવાર સાથે પ્રભુને વાંદવા ગયા, દેશના સાભળી ઘણા જણ પ્રતિબોધ પામ્યા, તેમા ગજસુકુમાળને પણ વૈરાગ થવાથી પ્રભુજી પાસે દીક્ષા લીધી અને પ્રભુજીની આજ્ઞા મેળવી સ્મશાન ભૂમિમાં જઈને ધ્યાનદશામા આરુઢ થયા. આ બાજુ તે મહા મુનિરાજનો બીજા નંબરનો સાસરો, સોમાનો પિતા સોમિલ બ્રાહ્મણ ભાવિભાવથી ત્યા આવી ચડયો, અને **જમાઈને** સાધુ થયેલા દેખી તેને અતિદ્વેષ થયો, તેથી તેણે નજીકના જલાશયમાથી ચીકણી માટી લાવીને મુનિવરના મસ્તક ઉપર ગોળ પાળી બનાવી, સ્મશાનમાથી અંગારા લાવીને મુનિવરના મસ્તક ઉપર ભર્યા.

મુનિરાજ તો હવે એકાન્ત આત્મદશામાંજ લીન હતા, તે મહાપુરૂષમાંથી ભવાભિનંદી અને પુદ્ગલાનંદી બંને દુષ્ટદશાઓ પલાયન થઇ ગઇ હોવાથી આત્માનંદી દશા પ્રકટ થઇ હતી, તેથી પ્રસ્તુત બ્રાહ્મણને જરા પણ શત્રુ ન માનતાં સંપૂર્ણ મિત્ર માનીને મારા સાસરા છે, મને છેલ્લામા છેલ્લી **મોક્ષમાં જવાની પાઘડી બંધાવે** છે, એમ મનાવી આત્માને સાત્વિક દશામા સ્થિર કરી જગતના પદાર્થ માત્રમા ઔદાસીન્ય કેળવી અંતકૃત કેવલી થઈ મોક્ષમા પધાર્યા.

---

## મહામુનિરાજ મેતાર્ય.

આ મહામુનિરાજ રાજગૃહી નગરીના વતની હતા શ્રેણીક રાજાના જમાઇ હતા, પૂર્વ જન્મના મિત્રદેવની પ્રેરણાથી ભગવાન મહાવીરદેવના શિષ્ય થયા હતા. ઉત્તરોત્તર ચારિત્રમા ઘણાજ આગળ વધીને એકવાર એક માસના ઉપવાસના પારણે તેજ રાજગૃહીનગરીમા એક સોનીને ઘેર વહોરવા પધાર્યા હતા

રાજગૃહીનગરીના રાજા શ્રેણીક, પ્રભુ મહાવીરના અનન્યભક્ત હતા, તેથી પ્રભુજી જે દિશામા વિચરતા હોય તે દિશામા સાત–આઠ પગલા સન્મુખ જઇને ૧૦૮ સોનાના ચોખાનો સાથીઓ બનાવી, પ્રભુજીની સ્તવના કરતા અને ભગવાનના ગુણોને સભારીને ખુબજ ખુશી થતા હતા.

પ્રસ્તુત સોની શ્રેણીકરાજાને માટે દરરોજ સોનાના ચોખા બનાવતો હતો. આ વખતે તે સોની તેજ ચોખા બનાવી રહ્યો હતો. મુનિરાજને આવતા દેખી, ખુબજ ખુશી થઇ ઉભો થઇ ગયો, પધારો, પધારો બોલતો સન્મુખ જઇ પગે પડ્યો અને બોલવા લાગ્યો

**આજ ફલ્યો ઘર આગણેજી.**
**વિણ કાલે સહકાર, લ્યો ભીક્ષા છે સુઝતીજી,**
**મોદક તણો આહાર, મુનિવર !**

મુનિરાજને પધારેલા જોઇ સોનીના કુટુબના આનદનો પાર ન રહ્યો, અને ઘણા આદરથી ઘરમા તેડી ગયો. આ

વખતે **સોનાના ચોખા** ઘણા ખરા તૈયાર થઈ ગયા હતા, તે તેમના તેમ છુટા મુકીને મુનિરાજને વહોરાવવા ઘરમા ગયો અને ઘણા ભાવથી આદરપૂર્વક **મેતાર્ય મુનિરાજને** લાડવા વહોરાવ્યા.

મુનિરાજ ત્યા ઉભા હતા, સોની ઘરમા લાડના લેવા ગયો હતો, તેટલામા એક પક્ષી ત્યા આવ્યુ, તે કૌચ પક્ષી હતો, તેણે સોનીના બનાવેલા બધા ચોખા ચણી લીધા, અને તેજ ઘરમા ઉગેલા ઝાડ ઉપર ઉડીને બેસી ગયો સોની ત્યા આવીને જોવા લાગ્યો, ચોખા દીઠા નહિ અને મુનિરાજ ઉપર વ્હેમ પડયો. મુનિરાજને પૂછવા લાગ્યો, મહારાજ! તમારા દેખતા હમણાજ હુ આ જગ્યાએ સોનાના ચોખા મુકીને ઘરમા જઇ લાડવા લાવી તમને વહોરાવું છુ, એટલામાં ઘરમા બીજુ કોઇ માણસ આવ્યું નથી, અને ચોખા અહીંથી ઉપડી ગયા છે, તે જાય કયા? માટે જરૂર તમે લીધા છે? બસ, મારા જવલા પાછા આપો, નહિ આપો તો પરિણામ સારૂં નહિ આવે, ચોખા લીધા સિવાય હું તમને જવા દેનાર નથી.

મુનિરાજ ત્યા જ ઉભા હતા, તેમની નજર સન્મુખ ક્રૌંચ પક્ષી જવલા ગળી ગયો હતો પરતુ ભાવદયાના સમુદ્ર મહામુનિરાજ કશું બોલ્યા નહિ, સાધુ જુઠું બોલે નહિ, સાચુ બોલે તો પક્ષીની હિંસા થઇ જાય, કહ્યુ છે કે,

**જેહથી અનરથ ઉપજે રે,**
**પરને પીડા થાય,**

પરંતુ સોનીની દીક્ષિતદશા જોઇને પાછા ગયા. મુનિરાજના આવા ઉંચ્ચ સંજમથી પોતાનું કલ્યાણ થયું અને મુનિહત્યા, પાતકી સોનીનું પણ સંજમ આરાધનાના પ્રતાપે અને મુનિ રાજની સાત્વિકદશા વિચારવાથી કલ્યાણ થયું.

અહીં વીતરાગના મુનિપણાની વિશિષ્ટતા વિચારવા યોગ્ય છે. પ્રસ્તુત મુનિશ્રી મેતાર્ય, શ્રેણિક રાજાના જમાઇ હતા, દેવના મિત્ર હતા, લબ્ધિસંપન્ન હતા, છતાં સોની ઉપર ક્રોધ ન કર્યો અને પોતાના પ્રાણના ભોગે પણ કૌંચના જીવનું રક્ષણ કર્યું. પોતાના શરીરની પરવા નકરી તોજ મોક્ષ મેલવી શકાયું.

ઇતિ મહામુનિરાજ મેતાર્યની કથા સંપૂર્ણ.

---

## શ્રી મહાબલ રાજર્ષિ

આ મહાપુરુષ આ ભરતક્ષેત્રના પૃથ્વીસ્થાન નગરના રાજા સૂરપાળ અને મહારાણી પદ્માવતીદેવીના પુત્ર હતા.

અને મહાસતી મલયસુન્દરીના પતિ બન્યા પછી કુમાર અને રાજા અવસ્થા ભોગવી સંસારી દશામાં પણ ઘણી આપત્તિઓ ભોગવી, સાત્વિકભાવે દરેકમાંથી પસાર થઈ બે પુત્રને જુદાજુદા બે રાજ્યો સોંપી, બંને રાજા-રાણી [ મહાબલ અને મલયસુન્દરી ] દીક્ષિત થયાં હતાં.

અને ગુરૂ મહારાજની સેવામાં રહીને ગીતાર્થ દશાને પામેલા ગુરુઆજ્ઞા પામી એકાકી વિહાર કરતા, એક વખત સહસ્ત્ર-

**સમાધાન** નમો આયરિયાણ વિગેરે ત્રણ પદોમા વિચારેલા **સૂરિવરો, વાચકો** અને **મુનિરાજો** કોઈ પણ કુગતિમા પ્રાય ગયા નથી, જવાના પણ નથી, અને જતા પણ નથી અને જે નરકાદિ કુગતિઓમા ગયા છે, તે બધા નામધારી અને વેશધારી પાસત્થા, કુશીલીઆ વિગેરે પતિત આચાર્યાદિ જાણુવા પરતુ નમો આયરિયાણ વિગેરે ત્રણ પદમા જેમને વિચાર્યા છે, તેમનું સ્વરૂપ બહુજ ઝીણવટથી શ્રી જૈનાગમોમા બતાવવામા આવ્યુ છે, એવા આત્માઓ મરિચિ વિગેરેની માફક વખતે કર્મોદયની પ્રબલતાથી પડી જાય, તો પણ શીઘ્ર ઉપર આવી જાય છે અને તેમની ભાવદશાનેજ સૂરિ, વાચક અને મુનિપણે માન્ય રાખેલ છે, જેમનુ સ પૂર્ણ સ્વરૂપ વાંચવાથી દરેક બુદ્ધિમાન મનુષ્યને વાચક ને સૂરિમહારાજ વિગેરેના ગુણનો ખ્યાલ આવવાથી પદની મહત્તા સમજાઈ જશે.

અપરિમીત દૃષ્ટાન્તો જાણવા મળે છે, અને આવા જ રાગ-દ્વેષ વગરના બનેલા, અકિંચન બનેલા, અખંડ બ્રહ્મચર્ય ભાવને પામેલા, પરમાત્મ ભાવમાં પરિપૂર્ણ બનેલા મહાત્માઓ કર્મ ખપાવીને મોક્ષમાં ગએલા છે, જેમને **નમો સિદ્ધાણં** ના જાપવડે ધ્યાનમાં લાવવાથી ધ્યાન કરનાર આત્મા પણ જરૂર સિદ્ધદશાને પામે છે.

એટલે શ્રી જૈનશાસને સ્વીકારેલા સિદ્ધ પરમાત્માઓનું સ્વરૂપ સમજનાર આત્મા સિદ્ધ પરમાત્માઓના ધ્યાનમાં જરાપણ નિરાદર તો ન જ બને, પરંતુ સમજવામાં આગળ વધીને કલ્યાણ રસના સહયોગથી તુચ્છ ધાતુઓ સુવર્ણ-ભાવને પામે છે, તેમ સિદ્ધ ભગવંતોના ધ્યાન સહકારથી પોતાના આત્માને પણ સિદ્ધસ્વરૂપી બનાવે છે. આ રીતે **સિદ્ધપદ વિચારણા સંપૂર્ણ.**

---

## હવે આપણે નમો આયરિયાણં પદની વિચારણા કરીએ.

શંકાઃ આ શ્રી જૈનશાસનમાં અનંતા આચાર્યો, નરકાદિ કુગતિઓમાં ગયા છે. ચાલુ મહાવીરદેવના શાસનમાં પણ ક્રોડો આચાર્યો-ઉપાધ્યાયો અને સાધુઓ નરકાદિ કુગતિ-ઓમાં જવાના છે, એવું શાસ્ત્રોમાં કહેલ છે, તો પછી **નમો આયરિયાણં** વિગેરે ત્રણે પદોને નમસ્કાર કરવાથી શું લાભ થાય?

**સમાધાનઃ** **નમો આયરિયાણં** વિગેરે ત્રણ પદોમાં વિચારેલા **સૂરિવરો, વાચકો** અને **મુનિરાજો** કોઈ પણ કુગતિમાં પ્રાયઃ ગયા નથી, જવાના પણ નથી, અને જતા પણ નથી અને જે નરકાદિ કુગતિઓમાં ગયા છે, તે બધા નામધારી અને વેશધારી પાસત્થા, કુશીલીઆ વિગેરે પતિત આચાર્યાદિ જાણવા પરંતુ **નમો આયરિયાણં** વિગેરે ત્રણ પદમાં જેમને વિચાર્યા છે, તેમનું સ્વરૂપ બહુજ ઝીણવટથી શ્રી જૈનાગમોમાં બતાવવામા આવ્યું છે, એવા આત્માઓ મરિચિ વિગેરેની માફક વખતે કર્મોદયની પ્રબલતાથી પડી જાય, તો પણ શીઘ્ર ઉપર આવી જાય છે અને તેમની ભાવદશાનેજ સૂરિ, વાચક અને મુનિપણે માન્ય રાખેલ છે, જેમનું સંપૂર્ણ સ્વરૂપ વાંચવાથી દરેક બુદ્ધિમાન મનુષ્યને વાચક ને સૂરિમહારાજ વિગેરેના ગુણનો ખ્યાલ આવવાથી પદની મહત્તા સમજાઈ જશે.

આ જગતમાં વ્યાકરણાચાર્ય, ન્યાયાચાર્ય, સાહિત્યાચાર્ય વિગેરે કંચન-કામીનીને ભજનારા પણ આચાર્ય પદવી પામેલા હોય છે. જેમ કે આજકાલ કાશી વગેરે વિદ્યાકેન્દ્રોમા ઘણા વિદ્વાનો આચાર્યાદિ પદવી પામેલા મલી શકે છે, તેજ પ્રમાણે વાચક અને મુનિ પદો પણ સુલભ મલી શકે છે.

પરંતુ આપણા **નમો આયરિયાણં** વિગેરે ત્રણ પદો માત્ર જ્ઞાન, વેશ કે તપને આધીન નથી કિંતુ નીચે બતાવેલા ગુણોની મુખ્યતાએજ શ્રી જૈનશાસનમાં પદો

અપાતા હોવાથી કોઇ પણ પ્રકારના આક્ષેપને અહીં સ્થાન નથી.

હવે અહિં ભગવાન આચાર્ય દેવો કેવા હોય છે, તે તપાસીએ.

देसकुलजाइरूवी संघयणी धिइजुओ अणासंसी ।
अविकत्थणो अमाई थिरपरिवाडी गहियवक्को ॥ १ ॥

जियपरिसो जियनिद्दो मज्झत्थो देसकालभावन्नू ।
आसन्नलद्धपइभो णाणाविह देसभासण्णू ॥ २ ॥

पंचविहे आयारे जुत्तो सुत्तत्थतदुभयविहिन्नू ।
आहरणहेउकारणणयणिउणो गाहणाकुसलो । ३ ।

ससमयपरसमयविउ गंभीरो दित्तिमं सिवो सोमो ।
गुणसयल कलिओ जुत्तो पवयणसारं परिकहेउं । ४ ।

૧ આર્યદેશમાં જન્મેલા હોય તે આત્માને ધર્મનો બોધ જલ્દિ થાય છે, માટે આચાર્ય બનનાર આત્મા, આર્યદેશમા જન્મેલા હોવા જોઇએ.

૨ કુલવાન હોય એટલે કુલ ખાનદાન હોય, અકલંક પિતાના કુલમાં જન્મેલા આત્મા આચાર્ય થવાને યોગ્ય હોય છે.

૩ ઉચ્ચકુળમા જન્મેલી અને શીલાદિ ગુણ ધારિણી માતાના પુત્ર હોય તે જાતિસંપન્ન કહેવાય, તેવા આત્માને આચાર્યપદ આપવું વ્યાજબી ગણાય, અર્થાત્ જાતિ-

સંપન્નતા પણ આચાર્ય થનાર આત્મામા જરૂર હોવી જોઇએ. તેવા આત્મામાંજ વિનય અને નમ્રતા, મજ્જનતા અને કોમલતા હોઇ શકે છે.

૪ બહુ રુપાલા હોય અર્થાત્ કેટલાક કદરૂપા–ઠીગણા, ઠીચકા મનુષ્યને આચાર્યપદ બીલ્કુલ શોભે નહિ, એવા મનુષ્યની પ્રતિભા પડે નહિ, તેથી લોકો ઉપર ધર્મની અસર થાય નહિ. આચાર્ય ભગવંતો શ્રી જૈનશાસનના રાજવી ગણાય છે. ચતુર્વિધ સંઘ તેમની આજ્ઞા પાલનાર હોય છે, માટે ઉપરના ચાર વિશેષણ સંપન્ન આચાર્ય હોવા જોઇએ.

૫ આચાર્ય થનાર આત્મા સુંદર સંઘયણવાળા હોય અર્થાત્ નિરોગ અને સશક્ત શરીરવાળા હોય.

૬ આચાર્ય થનાર આત્મા ધૃતિયુક્ત હિંમતવાળા હોય, તેથી ગમે તેવી મોટી સભામા વ્યાખ્યાનાદિ કરતાં કે પર વાદી સાથે વાદ કરતા ગભરાય–મૂંઝાય નહિ પરંતુ રાજા અને અધિકારી વર્ગથી ભરેલી સભામાં પણ શ્રી જૈનશાસનનો પ્રભાવ જમાવી શકે.

૭ આચાર્ય થનાર આત્મા અનાશક્ત હોય, વસ્ત્ર–પાત્ર આહાર–વસતિ આદિના **અલોલુપી હોય,** લોલુપી ન હોય તોજ ત્યાગમાર્ગની છાપ પાડીને શ્રી જૈનશાસનની શોભા વધારી શકાય છે.

૮ અવિકત્થન હોય, એટલે હિતઅને મિત ભાષી હોય અર્થાત્ જરૂર વગરનું બોલે નહિ, અને જેટલું બોલે તેટલું બોલનાર-સાંભળનારને કર્મનિર્જરાનુ કારણજ બને. વીતરાગના સૂરિપુરૂષો કટુભાષા કે કર્કશભાષા પણ ન બોલે પરંતુ મીઠી વાણી બોલે, રઢિયાળી વાણી બોલે.

૯ **અમાયાવી હોય** વીતરાગના સૂરિપુંગવો કપટ વિનાનુ બોલે, તેથી સર્વત્ર વિશ્વાસપાત્ર જ હોય. જૈન શાસનમાં, જૈનશાસનની બહાર અને રાજા-મહારાજા ઓમાં પણ સૂરિમહારાજ એકદમ વિશ્વાસપાત્ર હોય.

૧૦ **સ્થિર પરિપાટી હોય** સૂત્રાર્થ તદુભયના ઘણાજ અભ્યસ્ત હોય, ભણેલું તદ્દન યાદ હોય, કાર્યકાલે કામમાં આવે તેવું હોય, માટેજ વ્યાખ્યાન સભામાં કે વાદમા પ્રભાવ પાડી શકાય છે.

૧૧ **ગ્રાહ્ય વાકયઃ** પોતાના સાધુ-સાધ્વી વર્ગમાં અને ભક્તવર્ગમાં આદેયવાકય હોય, અર્થાત્ અસ્ખલિત આજ્ઞા હોય, જેથી સૂરિમહારાજના વચનોથી શ્રી જૈન શાસનનાં ધાર્મિક કાર્યો પુષ્ટિ પામે અને મુક્તિની આરાધના સારી થાય.

૧૨ **જિતપરિષદઃ** સૂરિમહારાજનો સભા ઉપર એકદમ પ્રભાવ પડી જાય તેથી રાજા અને વિદ્વાનોની સભામાં ક્ષોભ ન પામે, અને તેજ ધારાબધ્ધ વ્યાખ્યાન સંભ ળાવી શકે, પરંતુ રાજા-મહારાજા, પરદર્શની કે વિદ્વાનોને

દેખીને સૂરિમહારાજ અંજાઈ જાય નહિ, તેની સેહમાં તણાઇ, દબાઇ જાય નહિ, જુઓ, આ પાંચમા આરામાં કળિકાળમાં પૂર્વના સૂરિમહારાજાઓનો રાજા-મહારાજાઓ ઉપર પ્રભાવ ખુબજ પડતો હતો.

આર્યસુહસ્તિ સૂરિમહારાજનો પ્રભાવ મહારાજા સંપ્રતિ ઉપર ખુબ પડતો હતો.

**કાલકાચાર્ય, આર્યખપુટાચાર્ય, પાદલિપ્તાચાર્ય, મલ્લવાદિસૂરિ, સિધ્ધસેનદિવાકરસૂરિ, બપભટ્ટીસૂરિ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિમહારાજ**, અને **હિરસૂરિજી મહારાજ** વિગેરે મહાપુરૂષોએ અનેક રાજાઓને અને રાજવર્ગીય મોટા માણસોને ધર્મ પમાડ્યાના દાખલા ઇતિહાસમા ઘણાજ જાણવા મળે છે. ગ્રંથનું પ્રમાણ વધી જવાના ભયથી અહીં લખતા નથી.

૧૩ **જિતનિદ્રઃ** આચાર્ય ભગવંતો બહુજ અલ્પ નિદ્રાવાળા હોય છે. આચાર્યમહારાજ દિવસે તો નજ ઉંઘે, પરંતુ રાત્રીમાં પણ બહુ થોડા ઉંઘે, જુઓ, ૪૭ મી પાટે થયેલા શ્રીમાન્ **સોમપ્રભસૂરિમહારાજ** દરરોજ અગ્યાર અંગનું સાર્થ સ્વાધ્યાય કરતા હતા. ગુરૂ અપ્રમાદી હોયતો જ શિષ્યવર્ગ અપ્રમાદી રહીને આરાધના કરી શકે છે.

૧૪ **માધ્યસ્થ્યવાળાઃ** ગુરૂમહારાજ બધાજ શિષ્યો ઉપર સમચિત્ત હોય, તેમજ ભક્તવર્ગ ઉપર પણ સમચિત્ત હોય.

**૧૫ દેશકાલ ભાવજ્ઞઃ** આચાર્યમહારાજ ગમે તે દેશમાં અને ગમે તે કાળમાં ત્યાંના સ્વરૂપને તુરત સમજીને આ દેશમાં અથવા આ કાળમાં શાસનની પ્રભાવના કેવી-રીતે થાય, તે તે બાબતને બરાબર જાણી શકે.

**૧૬ આસન્નલબ્ધ પ્રતિભઃ** પ્રતિભાશાળી સૂરિ મહારાજને કોઇ પરવાદી તત્કાલ પ્રશ્ન પૂછીને પાછા પાડવા ઇચ્છા રાખે પરંતુ પ્રતિભાસંપન્ન આચાર્ય જરાપણ થોભાયા વિના યુક્તિયુક્ત જવાબ આપી વાદીને નિરૂત્તર બનાવે છે.

અહીં આવા દાખલા ઘણા બનેલા પૈકી એક-બે લખીએ છીએ.

એક આચાર્ય મહારાજ પાસે એક વાદીએ આવીને પ્રશ્ન પૂછયો, હે જૈનાચાર્ય ! તમારા ભગવાન સર્વજ્ઞ હતા, તેમણે સર્વ પદાર્થ જાણ્યા છે, આવું તમારા શાસ્ત્રોમાં લખ્યું છે, તો પછી વિષ્ટાનો સ્વાદ કેવો હોય, જરા સમ-જાવો તો ખરા ?

**આચાર્ય મહારાજ** જણાવે છે કે, ભાઈ ! તમે તમારા શાસ્ત્રો તો જરૂર જાણ્યા હશે અને વિષ્ણુ ભગવાનના ૧૦પૈકી ત્રીજો અવતાર ભુંડનો થયો તે પણ આપના ખ્યાલ-માંજ હશે. ભુંડને વિષ્ટા ઘણીજ પ્રિય હોય છે, માટે ત્યાં વિષ્ણુભગવાનનેજ રુબરુ મળો અને પૂછો કે, વિષ્ટાનો સ્વાદ કેવો હોય છે ? બસ, વાદી મુક બનીને ચાલતોજ થયો

અન્યદા કોઈ જૈનાચાર્ય બહાર ભૂમિ પધારેલા હતા. ત્યાં પણ કોઈક વિદ્વાન આવી ગયો અને કાગડાને વિષ્ટા ફેંદતો દેખી, જૈનધર્મની મશ્કરી કરતો બોલ્યો, હે જૈનાચાર્ય ! આપ સર્વજ્ઞ પુત્ર કહેવાઓ છો, તો ભલા આ કાગડો વિષ્ટા શા માટે ફેંદી રહેલ છે ? જરા જ્ઞાનથી સમજીને જવાબ આપો. આચાર્ય કહે છે કે, 'ભાઇ ! કાગડાએ એક વખત કોઇક જગ્યાએ પુરાણ વંચાતા સાભળ્યું', એમાં એક શ્લોક એવો આવ્યો કે,

जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके;
सर्वभूतगतो–विष्णु, स्तस्माद्द विष्णुमयं जगत् ॥१

**અર્થ** જળમાં વિષ્ણુ ભગવાન રહેલા છે, સ્થળમાં વિષ્ણુ ભગવાન રહેલા છે, પર્વતની ટોચ ઉપર પણ વિષ્ણુ ભગવાન રહેલા છે, **પૃથ્વી–જલ–તેજ–વાયુ અને આકાશ** બધા ભૂતોની અંદર વિષ્ણુ ભગવાન હોવાથી આખું જગત વિષ્ણુ ભગવાનમય છે.

તેથી ઉપરના શ્લોકનો અર્થ વિચારતાં **વિષ્ણુમયં જગત્** પદ આવ્યું, ત્યાં તેણે આ વિષ્ટા શોધવા માડી, કે ભલા અહીં કઇ જગ્યાએ વિષ્ણુ ભગવાન બેઠા છે. બસ, આવા તાત્કાલિક **શઠં પ્રતિ શાઠયં કુર્યાત્** જેવા ન્યાયથી વાદિ હારીને ચાલ્યો ગયો. માટે જ જૈનાચાર્ય **રોબડ** જેવા ન હોવા જોઇએ, પરંતુ **મહાપ્રતિભાસંપન્ન** હોય, તેને જ સૂરિપદ મળી શકે.

૧૭ **નાનાવિધદેશભાષાવિધિજ્ઞઃ** આચાર્યભગવંતો જુદા-જુદા દેશની ભાષાઓના પણ જાણકાર હોવા જોઇએ કે જેથી જુદા-જુદા દેશમાં જન્મેલા આત્માઓ સૂરિમહારાજ-દ્વારા શ્રી વીતરાગની વાણીનાં રહસ્યો સમજી શ્રી વીતરાગ શાસનના આરાધક બની શકે.

૧૮ **જ્ઞાનાદિપંચાચારયુક્તઃ** આચાર્યભગવંતો ઘણાજ વિદ્વાન હોવા જોઇએ. તેમની શ્રદ્ધા પણ ઘણીજ ઉચ્ચ કોટીની હોય. દેવોનાં પણ મસ્તક ડોલાવે તેવું તે મહાપુરુષોનું ચારિત્ર હોય, છટ્ઠ-અટ્ઠમાદિ તપસ્યામાં તત્પર હોય, ક્રિયા-અનુષ્ઠાનમાં અને શાસનના કાર્યમાં સિંહ જેવા શક્તિ સંપન્ન હોય તેવા આચારસંપન્ન પુરુષો જે હોય તે આચાર્ય પદવી પામી શકે છે. અર્થાત્ જેનું સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર ખુબજ ઉચું હોય તેજ મહા-પુરુષ આચાર્ય થવાને લાયક ગણાય છે.

૧૯ **સૂત્રાર્થતદુભયવિધિજ્ઞઃ** આચાર્યભગવંતો સૂત્રના, અર્થના અને તદુભયના રહસ્યને પામેલા હોય છે, તેથીજ ઉત્સર્ગ-અપવાદનો વિસ્તાર પોતે સ્વયં સમજે અને શિષ્યોને સમજાવી શકે છે, અને પ્રસંગ આવે ત્યારે ઉત્સર્ગ અને અપવાદને, આરાધના અને શાસનની પ્રભાવના માટે ઉપ-યોગમાં લઇ શકે છે.

૨૦ **હેતૂદાહરણનિમિત્તનયપ્રપંચજ્ઞઃ** આચાર્ય ભગવંતો હેતુ, દૃષ્ટાન્ત, નિમિત્તાદિકારણ અને નૈગમાદિ નયના વિસ્તારને સમજેલા હોય છે. તેથીજ દેવબોધિ

જેવા દુર્ધરવાદીઓને હરાવીને શ્રી જૈનશાસનની પ્રભાવના કરી શકયા છે.

૨૧ **ગ્રાહણાકુશળ** આચાર્ય ભગવન્તો વ્યાખ્યાન કરતી વખતે અનેક જાતિની યુક્તિઓ દ્વારા ચર્ચાતા વિષયોને ખુબજ મજબુત બનાવીને શિષ્યોને તથા શ્રોતાઓને સંપૂર્ણ-રીતે શાસ્ત્રના મર્મ ઠસાવીને પ્રતિબોધ પમાડી શકે છે, શ્રોતાઓને ધર્મમા સ્થિર કરી શકે છે.

૨૨ **સ્વસમય-પરસમયજ્ઞ** આચાર્ય ભગવંતો પોતાના એટલે શ્રી જૈનાગમના-પંચાગીના પૂર્ણ જાણ બનીને પર શાસ્ત્રોના પણ પારને પામેલા હોય છે. અને તેથીજ પોતાના સિદ્ધાતોનું સ્થાપન કરવા પૂર્વક અન્યમતનું ખડન કરી શ્રી જૈનશાસનની પૂર્ણતા સમજાવી શકે છે.

૨૩ **ગંભીર** શ્રી આચાર્યભગવન્તો મહા ગભીર હોય છે. એટલે પોતાની વિદ્વત્તા વિગેરે શક્તિઓને અજબ રીતે પચાવી શકે છે. શાસ્ત્રોના ઉંડા રહસ્યને જેમ પચાવવાની તાકાતવાળા હોય છે, તેમ જગતની અનેક પ્રકારની વાતો પણ પચાવવાની અને ગળી જવાની તાકાતવાળા હોય છે, કે જેના પ્રસગોથી પોતાને અને પરને કર્મના બંધન થાય નહિ, સમુદ્રના જલનો પાર પામી શકાય, પરંતુ આચાર્ય-ભગવંતોના ચિત્તનો પાર પામી શકાય નહિ.

૨૪ **ખેદસાહ** તપસ્યા ખુબ કરે શીત અને તાપને સહન કરે, અને અનેક શિષ્યોને રાત અને દિવસ વાચના આપે, પણ જરાપણ કંટાળે નહિ, વ્યાકરણ, કાવ્ય, ન્યાય પ્રકરણ, આગમ વિગેરેના કઠીણ અર્થ પુછવા આવે તો પણ પોતે છઠ અઠમાદિ તપસ્યાવાળા હોવા છતા અવિશ્રાંત સમાધાનો આપે.

૨૫ **દીપ્તિમાન** એટલે **પરાધૃષ્ય**· ભગવાન વીત રાગના સૂરિપુંગવોની દરેક મનુષ્યો ઉપર પ્રભા પડી જતી હોવાથી પરવાદીઓથી અધૃષ્ય હોય છે, પરવાદીઓના ગાંજ્યા જતા નથી. જેમ હેમચદ્રસૂરિ મહારાજને પાટણમાંથી કાઢવા દેવબોધિ પંડિતે પોતાની બધી શક્તિઓ અજમાવી જોઇ, પરંતુ છેવટે રાત લેઇ પોતાને નાસી જવું પડયું.

૨૬ **શીવઃ** ભગવાન વીતરાગના સૂરિપુરંદરો કલ્યાણ અને મંગળના ધામ હોવાથી આશ્રિતોને આ સંસારના મગલિકો અપાવી પ્રાન્તે મોક્ષ અપાવનારા થાય છે.

૨૬ **સૌમ્યઃ** આચાર્યભગવંતો બાહ્ય અભ્યંતર સૌમ્ય હોય છે, આકૃતિ પણ ચન્દ્ર જેવી શાન્ત હોય છે, અભ્યન્તર પણ ચંદ્ર જેવા શાન્ત સ્વભાવવાળા હોય છે.
શાસ્ત્રકાર મહારાજ ઉપસંહાર કરતાં જણાવે છે કે, સૂરિ મહારાજાઓના ગુણો કહેતાં પાર આવે તેમ નથી. એટલે **ગુણ સયલ કલિઓઃ** તમામ સદ્ગુણોથી આચાર્યભગવંત વિભૂષિત હોય છે.

મહા મહોપાધ્યાય શ્રી યશોવિજય ગણિવર પણ ફરમાવે છે કે-

**અત્થમિયે જિન સુરજ કેવલચંદે જે જગ દીવો,**
**ભુવન પદારથ પ્રકટનપટુ તે, આચારજ ચિરંજીવોરે.**
**ભવિકા સિદ્ધચક્ર પદ વંદો.**

**અર્થ:** શ્રી જિનેશ્વર દેવરૂપ સૂર્ય અને કેવળજ્ઞાન રૂપચંદ્ર અસ્ત થયે છતે જગતના પદાર્થોને પ્રકાશવામાં દીપક સમાન આચાર્યભગવાન ચિરંજીવો-સદાકાળ જીવતા રહો.

વલી પણ ત્યાંજ એ મહાપુરુષ સૂરિપુરંદરોના ગુણોનું વર્ણન કરતા જણાવે છે કે-

**પંચ આચાર જે સુધાપાલે, મારગ ભાખે સાચો;**
**તે આચારજ નમિએ તેહસું પ્રેમ કરીને,જાચોરેભવિકા.**
**વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;**
**જગ બોહે ન રહે ક્ષણ કોહે, સૂરિ નમું તે જોહેરે.**
**નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કપાય,**
**જેહને તે આચારજ નમિયે, અકલુપ અમલ અમાયરે.**
**જે દિયે સારણ, વારણ, ચોયણ, પડીચોયણ વલી જનને; પટધારી ગચ્છથંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે. ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો.**

**અર્થ**-જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર આ પાંચે આચારોને એકદમ નિર્મલ શુદ્ધ પાલે,

તેનોજ ઉપદેશ આપે, તન્મય ભાવમાં વર્તે અને ભગવાન વીતરાગનો માર્ગ શુદ્ધ બતાવે જરાપણ છુપાવે નહિ. ઉત્સૂત્ર પ્રરુપણાથી ખુબજ ડરતા રહે.

વર-શ્રેષ્ઠ એવી છત્રીસ-છત્રીસીઓ એટલે ૧૨૯૬ ગુણે કરીને શોભે છે, અને જેમનુ પુણ્યબલ એટલું બધુ હોય છે કે, તે કાલના મનુષ્ય માત્રમાં તેમનીજ પ્રધાનતા જણાવાથી જગતના મનુષ્ય માત્ર તેમના ચારિત્રગુણોમાં મોહ પામે છે, અર્થાત્ ખુબજ આકર્ષાય છે. વલી જગતના પ્રાણીને પ્રતિબોધ કરે છે, વળી કયારેક ક્રોધાદિનાં કારણો ઉપસ્થિત થવા છતાં શ્રી જૈનશાસનના સેનાધિપતિ આચાર્ય ભગવાન ક્ષણવાર પણ ક્રોધાવેશ લાવતા નથી.

સર્વકાલ અપ્રમત્તદશામાં રહેતા હોવાથી સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા અને રાજકથારુપ વિકથા અને કષાયો તો તેમની પાસે આવતાજ નથી. વળી આચાર્ય ભગવાન સદા કાળ અકલુષ=એટલે આર્ત કે રૌદ્રધ્યાનથી રહિત હોવાથી અને કપટ વગરના હોવાથી, ' સરલસ્વભાવી હોવાથી, એકદમ નિર્મલ હોય છે.

જેઓ-આચાર્ય ભગવંતો રાજા મહારાજાની પેઠે પટધારી અને ગચ્છના સ્થંભ જેવા હોવાથી સદાકાળ પોતાના મુનિગણને **સારણા, વારણા, ચોયણા** અને **પડિચોયણા** આપ્યાજ કરે છે, કારણ કે પોતાના ગચ્છમાં સારણાદિ નહિ આપનારાને ફોકટ સૂરિમહારાજ બનીને ફરનારાઓને શાસ્ત્રોમાં કેવા કહ્યા છે? તે જુઓ—

जीहाअेवि लिहंता, न भद्दओ जत्थ सारणा नत्थि
दंडेणवि ताडंता स भद्दओ सारणा जत्थ ॥ १ ॥

जह सीसाइं निकिंतइ कोइ सरणागयाण जंतूणं ।
तह गच्छमसारंता गुरु वि सुत्ते जओ भणिअं ॥२॥

जहिं नत्थि सारण वारणा य चोयणपडिचोयणा व गच्छम्मि
सो अगच्छो गच्छो संजमकामीहिं मोत्तव्वो ॥ ३ ॥

" गच्छंतु उवेहंतो कुव्वइ दीहंभवं विहीए उ ।
पालंतो पुण सिज्झइ तइयभवे भगवई सिद्धं ॥

અર્થ—જે ગુરુ મહારાજ પોતાના શિષ્યવર્ગને સારણા, વારણા, ચોયણા, પડિચોયણા આપવામાં સમજ્યા નથી, તેવા ગુરુ મહારાજ ખોલામાં બેસારીને ચાટતા હોય તો પણ તે શિષ્યોના શત્રુ તુલ્યજ છે, પરંતુ જે ગુરુ-મહારાજ સારણાદિ આપવા સારૂં સારણાદિના પાલન માટે શિષ્યવર્ગને દંડ વડે તાડન કરતા હોય તેવા ગુરુદેવ શિષ્ય વર્ગના પરમઉપકારી છે.

જેમ શરણે આવેલાનાં અથવા ખોલામાં માથું મુકીને સુઈ ગએલા માણસોનાં માથા કાપનાર જેટલો અધમ આત્મા છે, તેજ પ્રમાણે પોતાના ગચ્છને સારણા વારણાદિ નહિ આપતા ગુરુ મહારાજ પણ તેવાજ અધમ કોટીના જાણવા. આ પ્રમાણે જૈનાગમમાં કહેલું છે.

જે ગચ્છમાં (આચાર્યના સમુદાયમાં) સારણા, વારણા, ચોયણા, પડિચોયણા છે જ નહિ, તે ગચ્છ વાસ્તવિક

ગચ્છજ નથી અને સંજમના ખપી જીવોએ તેવા ગચ્છનો ત્યાગ કરવો જોઇએ.

જે આચાર્ય મહારાજ ગચ્છની ઉપેક્ષા કરીને **સારણા, વારણા, ચોયણા** અને **પડિચોયણા** કરી શકતા નથી તેમનો સંસાર વધી જાય છે. પરંતુ જે સૂરિ મહારાજ વિધિ-પૂર્વક ગચ્છની સંભાલ રાખે છે, અવિચ્છિન્ન વાયણાદિ આપે છે, તેવા મહાપુરૂષો ત્રીજા ભવમાં મોક્ષગામી બને છે **એમ ભગવતી સૂત્રમાં પાઠ છે.**

એટલે સૂરિમહારાજો થએલા કે થવાને યોગ્ય તેજ હોઇ શકે છે, કે જેમના બાહ્ય ગુણો જગતને મોક્ષમાર્ગની આરાધનામાં આકર્ષક બને છે. અને જેમના અભ્યંતર ગુણો, આત્માને શીઘ્ર મોક્ષમાં પહોંચાડે છે. પ્રાયેણ ગીતાર્થ ભાવાચાર્ય સૂરિમહારાજાઓ ત્રીજા ભવે કે છેવટ છ-સાત ભવે જરૂર મોક્ષગામી હોય છે.

શ્રી વીતરાગ શાસનના સૂરિમહારાજાઓ-વ્યાકરણ, સાહિત્ય, ન્યાય, અલંકાર, જ્યોતિષ, ઇતિહાસ, ભૂગોલ, ખગોલ ભણવા સાથે પ્રકરણો અને સર્વાંગ જૈનાગમોના અભ્યાસમાં સંપૂર્ણ નિષ્ણાત બનેલા હોય છે. અને સાથોસાથ ઇતર દર્શનોનો પણ ઉંડો અભ્યાસ કરી વ્યાખ્યાનાદિમાં અતિ કુશલ બનેલા હોય છે.

**પ્રશ્ન:** શાસ્ત્રોમાં જે રીતિએ આચાર્યોના ગુણોનું વર્ણન બતાવ્યું છે, શું સર્વત્ર તે મુજબ સાચવણુ રખાઇ હશે ખરી ?

ઉત્તર : બરાબર ભવના ભીરુ પૂર્વપુરુષોએ જેમ પોતામાં ગુણનો સંચય વધાર્યો હતો, તેજ પ્રમાણે પોતાના ઉત્તરાધિકારી બનાવવામાં સાવધાનતા પણ રાખી છે. સાથેસાથ શાસનમાં પણ સડો ન પેસી જાય તેની ભલામણ પણ લખી નાખી છે. જુઓ નીચેનો શ્લોક.

" वूढो गणहरसद्दो, गोयमाइहिं धीरपुरिसेहिं;
जो तं ठवेइ अपत्ते, जाणंतो सो महापावो. "

**અર્થ** : આશ્લોક આચાર્ય વિગેરે પદવીઓ આપવાની સાવધાનતા સૂચક છે. અને તેથી ગણધર શબ્દના ઉપલક્ષણથી **ગણધર, ગણી, વાચક, સૂરિ, ક્ષમાશ્રમણ, દિવાકર** વિગેરે શબ્દો આચાર્યપદના પ્રાયઃ પર્યાયવાચક શબ્દો જાણવા. જેમકે **ધર્મદાસગણી, સંઘદાસગણી, ઉમાસ્વાતિવાચક, જિનભદ્રગણી ક્ષમાશ્રમણ, સિદ્ધસેન દિવાકર, કેશિગણધર,** વિગેરે બિરુદો આચાર્ય ભગવંતોને અપાયાં છે. તેથી પૂજ્ય પુરુષો ફરમાવે છે, કે-ગૌતમાદિ ધીર પુરુષોએ જે ગણધર [સૂરિ આચાર્ય વિગેરે] શબ્દ ધારણ કર્યો છે, શબ્દને યથાર્થ શોભાવ્યો છે, આવો મહાપવિત્ર શબ્દ કોઇ પણ આચાર્ય પોતાના કે પરના કુપાત્ર શિષ્યને અર્પણ કરે, પોતાના કે પરના શિષ્યનાં દૂષણો જાણવા છતાં કુશિષ્યોને સૂરિ વિગેરે પદવીઓ આપી દે તો ખરેખર તે ગુરુ પોતેપણ મહાપાપી ગણાય છે.

વાચક, ચોક્કસ સમજી શકે છે કે-શ્રી જૈનશાસનમાં ઉપરના શ્લોકનો ખુબજ અમલ થયો છે. અને પદવીઓ

આપવામાં ઘણીજ સાવધાનતા રાખીને ગુણીની પરીક્ષા કરી પદવી પ્રદાનો થયાં છે, અને પદવીના લોલુપી અયોગ્ય આત્માઓને પદવી નહિ આપવાના બનાવો પણ નોંધાયા છે.

## કસોટીનો આ પ્રથમ બનાવ

પાંચમા ગણધર સુધર્માસ્વામી મહારાજના પટ્ટધર છેલ્લા કેવલી ભગવાન જંબૂસ્વામિ મહારાજ થયા, તેમના પટ્ટધર પ્રભવસ્વામિ મહારાજ થયા. તેઓ ભગવાન સંપૂર્ણ ચૌદ પૂર્વધર હતા. તેઓ ચોથા આરાની લગોલગ હતા. તેમણે પોતાની પછી આખા સમુદાયની જવાબદારી સાચવે તેવા પટ્ટધરની શોધ કરવા પોતાના પૂર્વના જ્ઞાનનો ઉપયોગ કર્યો પરંતુ આખા સમુદાયમાં એક પણ સાધુ પટ્ટધર થવાને યોગ્ય જણાયા નહિ.

આંહી સમજવા જેવી એક બાબત એ પણ છે. કે શ્રીમાન્ પ્રભવસ્વામીના વખતમાં મતમતાંતર કે ગચ્છ-ગચ્છાંતરો હતાજ નહિ. તેથી તમામ મુનિરાજો એક આચાર્ય ભગવાનની છત્રછાયામાં હતા વળી સાધુઓ પણ લાખોની સંખ્યામાં હતા, વળી પૂર્વજ્ઞાનના અભ્યાસી પણ ઘણા હતા. છતાં પટ્ટધર થવાને યોગ્ય મહાત્મા દેખાયા નહિં એ પણ એક ઘણીજ સમજવા યોગ્ય બાબત છે.

**પ્રશ્ન:** ભગવાન મહાવીરદેવના સાધુઓ ફક્ત ૧૪ હજાર બતાવ્યા છે, તો પછી મહાવીર ભગવાનના વખત

કરતા, અત્યારે વધારે એટલે લાખોની સંખ્યામાં સાધુઓ હતા, આ વાત કેવી રીતે સાચી મનાય ?

**ઉત્તર :** ભગવાન મહાવીરદેવના સમયમાં સાધુઓ ૧૪ હજારજ ન હતા. પરંતુ ફક્ત મહાવીરદેવના ખુદના શિષ્યો ૧૪ હજાર હતા પરંતુ શિષ્ય પરંપરા લાખોની સંખ્યામાં હતી, જુઓ, ઋષભદેવસ્વામીના શિષ્યો ૮૪ હજારજ હતા, પરંતુ શિષ્યપરંપરા ક્રોડોની હતી, તેમ અહીં એકલા ૧૧ ગણધરોએ દીક્ષા લીધી ત્યારે તેમની સાથે ૪૪૦૦ શિષ્યો હતા, તે ગણધરોના શિષ્યોમાં ગણાયા છે, ભગવાનના શિષ્યો ૧૧ ગણધરોજ ગણેલા છે, તે પ્રમાણે એકલા ગૌતમસ્વામીના ૫૦ હજાર શિષ્યો બતાવ્યા છે, તેજ પ્રમાણે નંદિષેણ નામના શ્રેણિકના પુત્ર અને ભગવાન મહાવીરદેવના શિષ્ય હતા, જે દીક્ષા મૂકી ૧૨ વર્ષ વેશ્યાના ઘેર રહેલા હતા, તેમના પણ ઘણા શિષ્યો થયા છે, એટલે ભગવાનના ૧૪ હજાર શિષ્યોના શિષ્યો અને તેમના શિષ્યોની સંખ્યા બે-ત્રણ-ચાર લાખ થાય તે યુક્તિથી ઘટી શકે તેવુ છે.

**પ્રશ્ન** શુ ચોથા આરા જેવા તે કાલમાં એટલા બધા મોટા સમુદાયમાં એવા ગુણી ગુરૂઓના સહવાસમાં અને પૂર્વના અભ્યાસ કાલમાં કોઈ આત્મા સુપાત્ર નહિ જ હોય ?

**ઉત્તર :** સુપાત્ર લગભગ બધા જ હોય થોડાજ ભવોમાં મોક્ષમાં જવાની લાયકાતવાળા પણ હોય, છતાં

આચાર્યપદની જોખમદારી લેવી કે આપવી એ વળી જુદીજ વાત છે. જેમ ભગવાન જિનેશ્વરદેવના હજારો સાધુઓ શિષ્યો હોય છે, તેમાં કેટલાક તેજ ભવમાં મોક્ષમાં જનાર પણ હોય, છતાં ગણધરપદવી તો ગણ્યા-ગાંઠયા મહાપુરૂષોને જ અપાય છે. વળી નગરમા કે દેશમાં લાખો મનુષ્યોની કે ક્રોડો મનુષ્યોની વસતિ હોવા છતા પ્રધાન થવાની યોગ્યતા કોઇક મનુષ્યમાં જ હોય છે.

તેમ આત્માઓમા આરાધક ગુણો ઘણા હોવા સાથે સજ્જનતા પણ ખુબજ હોય તો પણ આચાર્ય પદવીની યોગ્યતા એ એક જુદીજ વસ્તુ છે. જેમ રાજા થવું તે મોટી જોખમદારી છે, તેના કરતાં હજારો ગુણી જોખમદારી આચાર્યપદની લેવામાં અને આપવામાં સમાયેલી છે.

હવે પ્રભવસ્વામી મહારાજે સાધુ સમુદાયને જ્ઞાનથી તપાસ્યા પછી શ્રાવકસંઘમાં ઉપયોગ મુકયો, શ્રાવકો તો તે વખતે ક્રોડોની સંખ્યામાં હતા. ધર્મના ઘણા અભ્યાસી હતા, ભવભીરૂ અને આરાધક પણ હતા, છતાં પ્રભવસ્વામી મહારાજને પોતાના પટ્ટધર થવા યોગ્ય કોઇપણ જણાયા નહિ, ત્યારે ઇતર દર્શનમાં ઉપયોગ મુકયો, અને રાજગૃહનગરમાં વસતા શય્યંભવભટ્ટને સંપૂર્ણ યોગ્ય જોયા.

શય્યંભવ બ્રાહ્મણ હતા, ચૌદવિદ્યાના પારગામી હતા, જૈનદર્શનના સંપૂર્ણ પ્રતિપક્ષી હતા, છતાં પરમાર્થદર્શી જરૂર હતા એટલે ગુરુ મહારાજાએ મોકલેલા બે મુનિ-

રાજાનાં પરમાર્થપૂર્ણ વાક્યો સાંભળીને વિચાર કર્યો, અને તુર્તજ પરમાર્થ સમજાઇ ગયું અને સર્વસ્વનો ત્યાગ કરીને ગુરૂ પાસે આવ્યા. ભગવાન પ્રભવસ્વામીજી તો જ્ઞાની જ હતા. તેમણે તો જ્ઞાનથી પરીક્ષા કરી લીધી હતી. એટલે તત્કાળ દીક્ષા આપી, શાસ્ત્રો ભણાવી, ચૌદ પૂર્વધર થયા પછી આચાર્યપદવી આપી, યુગપ્રધાનપદ આપ્યું, પરિવારની ભલામણ આપી, ગુરુ અનશન કરી, સ્વર્ગવાસી થયા.

અહીં વાચકવર્ગ સમજી શકે તેવું છેકે, શ્રી જૈન-શાસનમાં પદને કેટલી મહત્તા છે, આવા પદ માટે થોડી પણ છુટછાટ નથી, તેમ પક્ષપાત વિના ગુણાનુરાગ પણ અજબ દેખાય છે. છે ક્યાંય શિષ્યમોહ ? છે ક્યાંય પક્ષમોહ ? શિષ્યવર્ગમાં પણ અભિમાન, અમર્ષ કે ઇર્ષ્યાભાવને કાંઇ સ્થાન છે ? નથીજ. જ્યાં એકલો ગુણાનુરાગ ભર્યો હોય, ત્યાં અભિમાન, ઇર્ષ્યા વિગેરે પાપો હોય જ શા માટે ?

ચાલીશ–પચાસ, સાઇંઠ વર્ષોના જુના દીક્ષિતોએ પણ નવીન દીક્ષિત શય્યંભવને વડીલ બનાવવા આનંદપૂર્વક સ્વીકાર કર્યો, બધા પુણ્યવાન આત્માઓ હતા, તેથી ગુણને અને ગુરુને આધીન હતા; જેઓને ગુણાનુરાગ હોય તેમને ગુરુ ઉપર રાગ હોય જ, ગુરુ ઉપર રાગ હોય તેમને ગુરુવચન ઉપર પણ જરૂર રાગ હોય.

પ્રશ્નઃ ગુણાનુરાગ હોય અને ગુરુ ઉપર રાગ ન હોય, એમ ન બની શકે ?

**ઉત્તર**: બનેજ નહિ. કારણકે ગુણાનુરાગી શિષ્ય ગુણવાન ગુરુનો રાગી ન હોય એ બનેજ નહિ, જેને ગુરુ ઉપર પ્રેમ ન હોય અને પોતાને ગુણાનુરાગી માને તે મસ્તક વિનાના શરીર જેવી વાત છે.

**પ્રશ્ન**: ગુણાનુરાગી હોય, ગુરુની સેવા-ભક્તિ કરે, પણ ગુરૂનાં વચન ન માને તો તેને આરાધના ખરી કે નહિ ?

**ઉત્તર**: સેવાભક્તિને આરાધના કહીજ નથી, પરંતુ વચનના આદરનેજ આરાધના કહી છે. વચનનો આદર આવ્યા પછી કરેલી સેવાભક્તિ આરાધના ગણાય છે.

શાસ્ત્રોમાં કહ્યું છે કેઃ—

" आणाए तवो आणाए संजमो तहय दाणमाणाए ।
आणारहिओ धम्मो पलालपुलुव्व पडिहाइ " ॥ १ ॥

**અર્થ**: આજ્ઞાપૂર્વકજ તપ કરાય છે, તેજ પ્રમાણે સંજમ અને દાનાદિ બધુંજ આણાપૂર્વક કરવું તેજ આત્માને હિતકર છે, આણા વગરનો ધર્મ તે ફોતરાનાં પુળા જેવો જ કહેલ છે, વળી કહ્યું છે કે,

प्रायश्चितं गुरुणां हि वचांसि निखिलैनसां ।
*नातिक्रान्त गुरूणां हि, क्रिया कापि फलेग्रही ॥२॥*

**અર્થ**: ગુરુમહારાજનાં વચનો બધા પાપોનું પ્રાયશ્ચિત છે. ગુરૂનાં વાક્યોનું ઉલ્લંઘન કરનાર ગમે તેટલા તપ અને ક્રિયા કરતો હોય તો પણ કશું ફલ મેળવતો નથી.

આથી એ નક્કી થાય છે કે, શ્રી જૈનશાસનમાં ગુરુ મહારાજની આજ્ઞા એ જ ધર્મ છે, માટે ગુરુ એવા હોવા જોઇએ, કે સમગ્ર પરિવાર ઉપર પોતાની સંપૂર્ણ આજ્ઞા પળાવી શકે.

## બીજી ઘટના વરાહમિહિરની.

આ વરાહમિહિર, ભદ્રબાહુસ્વામી મહારાજનો સગો ભાઈ હતો. બીજા ઉત્તમ શિષ્યોની આચાર્ય પદવી થવાની હતી, ત્યારે વરાહને પણ આચાર્ય થવા ભાવ હતો. પરંતુ જ્ઞાની ગુરુને તે સર્વથા અયોગ્ય જણાવાથી તેને ગુરુજીએ આચાર્યપદવી ન આપી. આચાર્યપદ લેવા સારુ વરાહ મિહિરે ઘણા ધમપછાડા કર્યા. છેવટે દીક્ષા મુકીને જ્યોતિષજીવી પંડિત થયો ત્યાં પણ શ્રી જૈનશાસનની અને ભદ્રબાહુસ્વામીની ઘણીજ નિંદા કરી, છેવટે જૈનધર્મ ઉપરના દ્વેષપૂર્વક મરીને વ્યંતરદેવ થયો અને શ્રી જૈનસંઘ ઉપર ઘણોજ ક્રોધાયમાન થઇ મરકીનો રોગ મુકયો, જેના પરિણામે ઘણા માણસો મરણ પામ્યા, તેની ભદ્રબાહુસ્વામી મહારાજને જાણ થતાં ગુરુએ ઉવસગ્ગહરં સ્તોત્ર બનાવીને મરકીનો રોગ બંધ કરી શ્રી સંઘને આપત્તિમુક્ત કર્યો. અહીં આપણે સમજવાની બીના એ છે કે, વરાહના બધા જ ચાળા ગુરુદેવે જ્ઞાનથી જોયા હતા. दुर्जन प्रथमं वंदे એ ન્યાયથી પણ વરાહમિહિરને સૂરિપદ ન આપ્યું. વરાહમિહિરને સૂરિપદ ન આપવાથી થએલા નુકશાનને પણ જતુ કરાયું,

અને આના કરતાં પણ કુપાત્રને સૂરિપદ આપવું વધારે અનર્થનું કારણ છે, એમ નક્કી થયું.

ત્રીજી ઘટના સ્થૂલભદ્ર મહારાજને પૂર્વદાન ન અપાયું તે છે.

શ્રી સ્થુલભદ્રસૂરિ મહારાજ જૈનશાસનમાં મહાબ્રહ્મચારી તરીકે ખુબજ ગવાયા છે. આ મહાપુરૂષ માટે જૈન-શાસનમા ઘણુંજ સન્માન છે શ્રી જૈનશાસનમાં જિનેશ્વર-દેવો અને ગણધરોથી યાવત્ આચાર્યો. ઉપાધ્યાયો અને સાધુ સાધ્વીજીઓ બધાજ સયમીદશામાં ત્રિકરણ બ્રહ્મચારીજ હોય છે. તોજ તેમનું ચારિત્ર પવિત્ર લેખાય છે, છતાં સ્થુલભદ્રસ્વામીજી મહાબ્રહ્મચારી ગણાયા છે, કારણ કે સાધુ થયા પછી બ્રહ્મચર્યથી પતન થવાના કારણભૂત વેશ્યાના ઘરમાં ચોમાસું રહ્યા, ત્યાં એકાતવાસ હતો, ચિત્રશાલા હતી, ષટરસ ભોજન હતાં, જુવાની હતી, પરસ્પરનો પ્રેમ હતો, ચોમાસાનો કાળ હતો, છતાં સ્થુલભદ્ર મહારાજ મનથી પણ ખરડાયા નહિં.

આ મહાપુરૂષ આચાર્યભગવાન ભદ્રબાહુસ્વામી મહારાજ પાસે પૂર્વનો અભ્યાસ કરતા હતા, ૧૦ પૂર્વ અર્થ સહિત પૂરા થવાની તૈયારી હતી. એકદા દિવસના ભાગમાં સ્થુલભદ્ર મહારાજ ગુરુ મહારાજથી થોડા દુર પ્રદેશમાં સૂત્રપાઠ ગોખતા બેઠેલા હતા, તેવામાં સ્થુલભદ્ર મહારાજની સાધ્વી થયેલી સાત બેનો યક્ષા યક્ષદિન્ના વિગેરે ભદ્રબાહુસ્વામીને

વંદન કરવા આવ્યા, ગુરુને વાંદીને સ્થુલભદ્ર મહારાજને વંદન કરવાની ઇચ્છા જણાવી, ગુરુ મહારાજે સ્થાન બતાવ્યું, સાધ્વીજીઓ ત્યાં ગયાં: પરંતુ પોતાની બહેન સાધ્વીજીઓને આવતાં દેખીને સ્થુલભદ્ર મુનિરાજે કુતુહલ દેખાડવા વિચાર કરીને; પોતાનું વિદ્યાથી રૂપ ફેરવી સિંહનું રુપ બનાવ્યું; ભગિની સાધ્વીજીઓએ જોયું ત્યાં ભાઈ મુનિ દેખાયા નહિ; પણ સિંહ નજરે પડયો, અને ભય પામીને ભાગી આવ્યા; ગુરુ મહારાજાએ ભય પામવાનો પરમાર્થ પૂછયો.

સાધ્વીજી કહે છે. મહારાજજી ! આપે બતાવેલા સ્થાને અમે ગયા પરંતુ સ્થુલભદ્રમુનિ મહારાજ ત્યાં નથી, પરંતુ મહા વિકરાળ એક સિંહ બેઠો છે. સ્થુલભદ્ર મહારાજનું શું થયું ? આપ જલદી તપાસ કરાવો. ભદ્રબાહુસ્વામી મહારાજાએ જ્ઞાનથી સ્થુલભદ્રમુનિની કુતુહલપ્રિયતા જાણી લીધી, અને સાધ્વીજીને ફેર ત્યાં જવા આજ્ઞા આપી. સાધ્વીજીઓ ત્યાં ગયા, વંદન કરી પોતાના સ્થાને ગયા.

થોડા સમય પછી મુનિમહારાજ સ્થુલભદ્રજી ગુરુમહારાજ પાસે પૂર્વનો પાઠ લેવા આવ્યા, ગુરુમહારાજ કહે છેકે, તમો હવે શ્રુત પચાવવાને યોગ્ય નથી. સ્થુલભદ્રમુનિ તો આભાજ બની ગયા અને પૂછવા લાગ્યા, કેમ બાપજી ? ગુરુમહારાજ ફરમાવે છે કે, ભાઇ ! તમને શ્રુતજ્ઞાનનું અજીર્ણ થયું છે, તે જ અજીર્ણની ઉલટી રૂપ આ સિંહનું રૂપ લેવું પડયું છે. સ્થુલભદ્ર મહારાજ કહે છે, પ્રભુ ! આ તો મેં જરા ગમ્મત કરી હતી. ગુરુ મહારાજ કહે છે, ભાઇ ! પૂર્વનું જ્ઞાન

પ્રથમ શિષ્ય હતા, છતાં ગુરૂ મહારાજ આર્યરક્ષિતસૂરિવરે ગુણી આત્મા દુર્બલિકા પુષ્પમિત્રનેજ પોતાના પટ્ટધર બનાવ્યા હતા.

સૂરિમહારાજના અવસાન પછી ગોષ્ટામાહિલે ઘણી જ ધમચકડી મચાવી હતી. સમુદાયને ભંભેરીને પક્ષો પાડવાની બની તેટલી તરકીબો કરી જોઇ, છેવટે સૂત્ર-વિપરીત પ્રરુપણા કરીને શાસનના વિરોધી થઇને અનેકને માર્ગથી પતિત બનાવ્યા.

અહીં સમજવા યોગ્ય એ છે કે, આર્યરક્ષિતસૂરિ મહારાજા કુટુંબના મોહમા ન તણાતાં અને પોતાના સગામામા ગોષ્ટા-માહિલ અને સગા ભાઈ ફલ્ગુરક્ષિતને આચાર્યપદવી ન આપતાં યોગ્ય આત્મા દુર્બલિકા પુષ્પમિત્રનેજ પોતાના પટ્ટધર બનાવી સમગ્ર સમુદાયની લગામ તેમના હાથમાં સોંપી હતી.

### કસોટીનો **પાંચમો પ્રસંગ**
### અને આચાર્ય ભગવાન
### **પ્રદ્યોતનસૂરિ મહારાજ**

ભગવાન સુધર્માસ્વામી મહારાજની પાટપરંપરાએ ૧૮મા પટ્ટધર શ્રીમાન્ **પ્રદ્યોતનસૂરિ મહારાજ** થયા તેમણે પોતાની વૃધ્ધાવસ્થામાં પોતાના ઉત્તરાધિકારી બનાવવા પોતાના સમગ્ર શિષ્યપરિવારમાં **માનદેવ** નામના મુનિ-

પ્રવરને લાયક આત્મા માની આચાર્યપદવી આપવા વિચાર કર્યો હતો.

આ મહાપુરુષને શિષ્ય પરિવાર ઘણો હતો, વિદ્વાનો પણ ઘણા હતા, ચારિત્ર પાળવામાં ચોથા આરાનું ધ્યાન ખેંચે તેવા હતા, છતાં હજારો મહામુનિવરોમાં પટ્ટધરની પસંદગી એકનીજ થઇ, અને શ્રી સંઘને વાત જણાવી. શુભ તિથિ, વાર, નક્ષત્ર, કરણ અને ચંદ્ર પંચાંગ વિશિષ્ટતાપૂર્ણ દિવસે પદવીપ્રદાનની જાહેરાત કરી.

છેટેથી અને નજીકથી ઘણા શ્રાવક–શ્રાવિકાઓ એકઠા થયા, સાધુ-સાધ્વી પણ વિહાર કરીને પોંચાય તેટલા પહોંચી આવ્યા. મુહૂર્તના દિવસે, સુપ્રભાતે. મંગળ મુહૂર્તમાં ચતુર્વિધ શ્રીસંઘની ભરચક સભામાં ગુરૂ=મહારાજાએ ક્રિયા શરૂ કરાવી. ત્યારે **મુનિ શ્રી માનદેવજી** ફક્ત ઓઘા, મુહપત્તિ અને ચોલપટ્ટાયુક્ત ક્રિયા કરતા હતા, તેવામાં ગુરૂદેવ પ્રદ્યોતનસૂરિ મહારાજની દૃષ્ટિ સામે ઉઘાડા શરીરે ક્રિયા કરતા **માનદેવના** શરીર ઉપર ગઇ, મુનિશ્રી મહાપુણ્યશાળી આત્મા હોવાથી તેમના ડાબા–જમણાં ખભા ઉપર **સરસ્વતી** અને **લક્ષ્મી**નાં ચિન્હ હતાં અને તેથી ભવિષ્યમાં **લક્ષ્મી** અને **સરસ્વતીનો** સાક્ષાત્કાર હોય તેવો ગુરૂમહારાજને ભાસ થવા માંડ્યો. અર્થાત્ આ બે ખભા ઉપર આવાં બે નિશાનો છે, તેથી જો **લક્ષ્મીદેવી** પ્રસન્ન થશે તો આ આચાર્ય થનાર આત્મા સાધુપણાથી પતન પામશે, અને જો સરસ્વતી પ્રસન્ન થશે તો જ્ઞાનનુ

પાચન થવું મુશ્કેલ બનશે, માટે આ મુનિને આચાર્ય પદવી આપવી જોખમ ભરેલી બીના છે.

ગુરુમહારાજના આના વિચારો મહાભાગ્યશાળી **માનદેવ મુનિરાજ** જાણી ગયા, અને આચાર્યપદવીની ચાલતી ક્રિયા બંધ રહી જોઇને મુનિપ્રવરને વિચારો આવ્યા, કે જો હવે ગુરુમહારાજ આચાર્યપદવી નહિ આપે તો મારોજ અપયશ થશે, એટલુંજ નહિ પણ શાસનની અપભ્રાજના પણ ખુબ થશે.

સેકડો ગામોથી ઘણા સંઘો આવ્યા છે, સંઘના અગ્રગણ્ય પુરૂષો આવ્યા છે. ઘણા શાસનમાન્ય મુનિપ્રવરોની હાજરી છે, આવા સંયોગો વચ્ચે ગુરુમહારાજ પદવી ન આપે તો શાસનની નિંદાનો પાર રહેશે નહિ, અને ગુરુમહારાજના પદવી ન આપવાના વિચારો પણ કાંઇક હેતુપૂર્વકનાજ હશે, આવો વિચાર થતાં ગુરુમહારાજની સામું જોઇને ગુરુનું હૃદય કળી લીધું, પોતાના ખભા ઉપરનાં લક્ષણોથી જ ગુરુમહારાજને શંકા ઉત્પન્ન થઇ હશે અને તે શંકા થવી વ્યાજબી છે. કહ્યુ છે કે,

**યૌવનવય લક્ષ્મી અને, વિદ્યા રૂપ અધિકાર;**
**જિનશાસન જો નોય તો, રખડાવે સંસાર.**

માટે ગુરુદેવની શંકા દૂર થાય અને શાસનની નિંદા થતી બચે તેમ મારે કરવું ઉચિત છે, એવો વિચાર કરીને મહાપુરૂષ **માનદેવ મુનિરાજે** શ્રી સંઘ સમક્ષ ગુરુમહારાજ

પાસે માગણી કરી કે, હે ગુરુદેવ ! આજથી જીંદગી પર્યંત મને બે અભિગ્રહો–પ્રતિજ્ઞાઓ આપો, જેનું હું જીંદગી પર્યંત પ્રાણોની પેઠે પાલન કરીશ, અને તે એજ કે,

૧ બધી વિગઇઓ આજથી સર્વથા ત્યાગ રાખીશ અને ૨ ભક્તકુલોનો આહાર વાપરીશ નહિ. મહાભાગ્યશાળી શિષ્યના આવા ઉદ્દગારોથી ગુરુ મહારાજ ઘણાજ પ્રસન્ન થયા, અને સભા તો આશ્ચર્યચકિત થઈ ગઇ.

ગુરુ મહારાજાએ અભિગ્રહ કરાવીને અધુરી ક્રિયા પૂર્ણ કરાવી. લાખોની મેદની વચ્ચે **સૂરિપદ** પ્રદાન થયું. જૈનશાસનની જયની ઘોષણાઓ થઈ. ગુરુદેવ પણ પાછલથી આરાધનાપૂર્વક સ્વર્ગવાસી થયા. માનદેવ મુનિ મટીને **માનદેવસૂરિ થયા.** પાછલથી આ મહાપુરુષની રત્નત્રયીની આરાધનાથી **જયા, વિજયા, અપરાજિતા,** અને **અજિતા** અથવા **પદ્મા** આ ચાર દેવીઓ સદાકાળ સાનિધ્ય કરનારી બની હતી. વળી આ મહાપુરુષે **તેજ ચાર દેવીઓની સહાયવાળું** લઘુશાન્તિ સ્તવ બનાવી, શ્રી સંઘને ઉપદ્રવથી બચાવ્યો હતો. તેમજ **તિજયપહુત્ત સ્તોત્ર** પણ શ્રી સંઘની શાન્તિ સારૂ તેમણેજ બનાવ્યું છે.

અહીં વાચકવર્ગ જરૂર સમજી શકે તેવું છે કે, જૈનશાસનમાં આચાર્યપદવી આપતાં કેટલી બધી સાવધાનતા રખાઇ છે, તે ખાસ ધ્યાન ખેંચે તેવું છે. આવા રૂપાળા સંઘમાન્ય વિદ્વાન અને શુભ લક્ષણવાળા શિષ્યોને પણ આચાર્યપદ આપતાં ગુરુને મુંઝવણમાં નાખી દીધા

નોંધાયા છે. તે બાબત શ્રી વીતરાગશાસનના અનુભવી આત્માઓ સહજે સમજી શકે તેવી છે.

એટલે આચાર્ય વિગેરે પદવીઓ લેવી તે અતિ-વિષમ માર્ગમાં પ્રયાણ કરવા સમાન છે. કાચો પારો પચાવવા બરાબર છે. લડાઇના સેનાધિપતિપદ કરતાં પણ વધારે જોખમદારી ઉપાડવા સમાન છે. જૈનાચાર્ય એટલે સંપૂર્ણ કે એક વિભાગના શ્રી જૈનશાસનના સેનાધિપતિજ લેખાય છે. એમને માન અને પૂજા કરતા પણ જોખમદારીની માત્રા વધારે પ્રમાણમા હોય છે.

સેનાના નાયક-સેનાધિપતિ દિવસે તો શું રાત્રે પણ નિદ્રા લઇ શકતા નથી. ઘણી નિદ્રા લેનારને સેનાધિપતિપણું પુટી નીકળે છે. ઉંઘનારો માણસ પોતાનો નાશ મેળવી આશ્રિતોને પણ પાયમાલ બનાવે છે, એટલે પરીક્ષામાં પાસ થયેલાનેજ સેનાધિપતિનું સ્થાન અપાય છે, નિદ્રાને અથવા તો અસાવધાનતાને તિલાંજલી આપનાર સેના-નાયકજ સ્વપરનો રક્ષક થઇ શકે છે.

તેજ પ્રમાણે આચાર્ય ભગવંતો પણ નિદ્રા વિગેરે પાંચે પ્રમાદોને સર્વથા દેશવટો જ આપનારા હોય છે. તે મહાપુરૂષો આહાર, ઉપધિ અને પરિવારના પણ બીલ્કુલ લોલુપી હોતા નથી. ભગવાન મહાવીરદેવના શાસનમાં ઘણા આચાર્યભગવંતો છ વિગઇ અને છેવટ **પાંચ-વિગઇના** ત્યાગી હતા. **માનદેવસૂરિ** મહારાજ, **મુનિચન્દ્ર-**

સૂરિ મહારાજ, **ધર્મઘોષસૂરિ** મહારાજ વિગેરે કેટલાક આચાર્ય ભગવંતો છ વિગઈ ઉપરાંત રસ-કસના પણ ત્યાગી હતા. ભક્તકુળોના આહારના ત્યાગી હતા, **આર્ય-મહાગિરિસ્વામીજી** તો છેલ્લી વયમાં પોતાને ઓળખે તેવા સ્થાનમાં પણ ગોચરી વહોરતા ન હતા.

આવા આચાર્ય ભગવંતો તેજ ભવમાં કે બે-ત્રણ-ચાર પાંચ ભવમાં મોક્ષમાં જનારા હોય છે. આવા ઉચ્ચ આચરણ-દ્વારા આ મહાપુરૂષો **જિનનામકર્મ** વિગેરે ઉચ્ચ પ્રકારનાં પુણ્યો ઉપાર્જન કરી ભવોભવ જૈનશાસનની પ્રભાવના કરી તીર્થંકરપણું પામીને મોક્ષમાં જનારા બને છે.

એટલે આચાર્યપદના વર્ણન-પ્રારંભમાં બતાવેલા ગુણ-સંપન્ન અને *સ્થિરતા, ધીરતા, ગંભીરતા, ઉદારતા, વીરતા,* સાત્વિકતા વિગેરે અપરિમીત ગુણગણના ધારક આત્માઓજ આચાર્યપદ લેવાને યોગ્ય લેખાયા છે, તેવા આત્માઓને બરાબર પરીક્ષા કરીને ગુરૂપુરૂષોએ આચાર્ય બનાવ્યા છે. અને આચાર્યપદવી પચાવી શકવાની પોતાની યોગ્યતા સમજાઇ તેમણેજ આચાર્યપદવી લીધી છે.

આવા ગુણ ન હોય અને **પંન્યાસ,** ઉપાધ્યાય કે **સૂરિ પદવી** આવી જાય કે લેવાઇ જાય તો આત્મા ઉંચો ચઢવાને બદલે ઉલટો નીચો પડે છે. જુઓ **વાચકવર યશોવિજયજી ગણિવરનાં વચનો.**

જેમ જેમ બહુશ્રુત બહુજનસમ્મત,
બહુશિષ્યે પરિવરિયોજી;
તેમ તેમ જિનશાસનનો વૈરી,
જો નવિ નિશ્ચય દરિયોજી.

**અર્થ :** જો આત્મામાં ભાવાચાર્યપણું કે ભાવ વાચકપણું કે ભાવસાધુપણું આવે નહિ, આત્મા પૌદ્‌ગલિક સામગ્રીમાં પરવશ બની જાય તો આત્મા પોતે જ પોતાનો વૈરી થવા સાથે શાસનનો પણ વૈરી થઈ જાય છે. એટલે વિદ્વત્તા, ઘણો ભક્તવર્ગ કે ઘણો શિષ્યપરિવાર પુદ્‌ગલાનંદી એવા સૂરિ, વાચક કે સાધુને પરલોકના ભલા માટે થવાને બદલે સંસાર વધારનાર થાય છે.

કોઈ મહાશય એમ પણ માને કે, હું હજારોને ઉપદેશ આપીને તારું છું, લાખો રૂપીઆ ખર્ચાવી શકું છું, મારા ઉપદેશથી ઘણાં ધર્મસ્થાનો પોષાયાં છે, મેં ઘણાઓને સંસારથી ઉધ્ધર્યા છે, મારા ઉપદેશથી હજારો ધર્મરસિક બન્યા છે, આવું વિચારનારને પણ કહે છે કે:—

**પર પરિણતિ પોતાની માને, વર્તે આરતધ્યાને;**
**બંધ મોક્ષ કારણ ન પીછાણે, તે પહેલે ગુણઠાણે.**

એટલે હજારોના તારણહાર, લાખો ખર્ચાવનાર, સંઘ, ઉદ્યાપનાદિ કરાવનાર, લોકોને ધર્મમાં જોડનાર, ઘણા શિષ્યો અને ભકતોના ગુરુ થએલા પણ પરમાર્થના અજાણ હોય

તો જરૂર લપસી જાય છે અને પરમાર્થ પામેલા હોય તો ઉત્તરની બધી બાબતનું અપૂર્વ ફલ મેલવે છે

કારણ કે વ્યાખ્યાન કરનાર તથા ઉદ્યાપન, તીર્થ યાત્રા અને સઘાદિના ઉપદેશ દેનાર શ્રી જૈનશાસનના પ્રભાવક મનાયા છે અને તેના પુરુષો હજારોના તારણહાર બનીને પોતાને પણ સમારનો પાર પમાડનાર બન્યા છે

કારણ કે પોતાનો આત્માજ પોતાને તારનાર અને બુડાડનાર બને છે કહ્યુ છે કે—

अप्पा नई वेअरणी, अप्पामे कुडसामली ।
अप्पा कामदुघाधेणु, अप्पा मे नंदणं वण ॥
अप्पा कत्ता विकित्ताय सुहाण य दुहाण य ।
अप्पा मित्तममित्त च सुपडिअदुप्पडिअ ॥

**અર્થ** આપણા પોતાના આત્માને જેવો બનાવીએ તેવો થાય છે એટલે આત્માને અનાચારી બનાવીએ તો નરકગતિના ભયકરસ્થાનો, વૈતરણીનદી અને તરવારના જેવા પાદડાવાલા શાલ્મલી વૃક્ષ આપણો પોતાનો આત્મા જ બને છે

આપણા પોતાના આત્માને સદાચારી બનાવીએ તો દેવગતિના ઉત્તમ સાધનો, કામધેનુ ગાય અને નદનવનનો બગીચો આપણો પોતાનો આત્માજ બને છે

સુખ-દુખનો કર્તા પણ આત્મા છે, સુખ કે દુખનો

નાશ કરનાર પણ આત્મા છે, 'આત્મા પોતેજ પોતાનો મિત્ર પણ છે અને પોતાનો શત્રુ પણ પોતેજ છે.

આ વાતથી એમ ચોક્કસ નિર્ણય કરાય છે કે, શ્રી જૈનશાસનના પ્રથમ પુરુષોએ અને પરંપરાગત પુરુષોએ આચાર્યાદિ સ્થાનો ઉજ્વલ બનાવ્યાં છે અને ઉજળાં જ રહે તેવી યોજના અને ભલામણ સાથે સાવધાનતા પણ ચોક્કસ રાખી છે.

હવે **નમો આયરિયાણં** પદ કેટલા વિભાગવાળું છે? કેવું માહાત્મ્ય ભરપૂર છે? કેવા અને કેટલા કોહીનૂર રત્નોની ખાણ છે? અને જરાપણ **રજ કે કચરા** વગરનું છે, તે હવે પછીના વર્ણનથી સમજી શકાશે

## વિભાગથી આચાર્ય ભગવંતો વિચારતાં સૌથી પ્રથમ નંબર ગણધર દેવોનો આવે છે.

શ્રી જિનેશ્વરદેવો દીક્ષિત થયા પછી તત્કાળ ચાર જ્ઞાન ધારક બને છે, છતાં દેશના આપતા નથી તેથી પેલા તીર્થંકર એક હજાર વર્ષ અને છેલ્લા જિનેશ્વર સાડાબાર વર્ષ છદ્મસ્થ રહ્યા અને ઘોરતપ, પરિષહ અને અભિગ્રહોવડે ઘાતિયાં કર્મ ક્ષય કરી કેવળજ્ઞાની બન્યા છે, અને તત્કાળ દેવતાઓ આવી સમવસરણ બનાવે છે, અને પ્રભુજી ચઉમુખ સમવસરણમાં બેસીને દેશના આપે છે.

પ્રભુજીને કેવલજ્ઞાન થવાની સાથેજ દેવોને ખબર પડે છે, તેથી દેવતાઓ પ્રભુના જ્ઞાનનો જગતને લાભ

આપવા ૧૯ અતિશયોદ્વારા પ્રભુજીના માહાત્મ્યની જાહેરાત કરે છે. જેની જાણ થતા સ્થાન-સ્થાનથી મનુષ્યોનાં અને ચાર નિકાયના દેવદેવીઓના ટોલા ભગવાનનાં દર્શન કરવા અને દેશના સાંભલવા આવે છે.

પ્રભુજીની દેશના સાભલીને પેલાજ દિવસે ઘણા જીવો પ્રતિબોધ પામે છે. તેમા તે તે કાલમા મોટા કુળમાં જન્મેલા અને જગતભરમા માન પામેલા તથા બુદ્ધિના નિધાન કેટલાક મહાપુરુષો પ્રભુજીની દેશના સાંભળી પ્રભુજી પાસે દીક્ષા ગ્રહણ કરે છે. વિધિપૂર્વક પ્રભુજી પાસે સંજમ અંગીકાર કરીને પ્રભુજીને પ્રદક્ષિણા આપીને પ્રશ્ન પૂછે છે:-

**ભો ભદંત! કિં તત્તં?** પ્રભુજી પ્રકાશે છે. **ઉપન્નેઇવા** વલી પ્રદક્ષિણા અને ખમાસમણ આપી પ્રશ્ન પૂછે છે **ભો ભદંત! કિં તત્તં?** પ્રભુજી પ્રકાશે છે. **વિગમેઇવા,** વલી પ્રદક્ષિણા અને ખમાસમણ આપીને પ્રશ્ન પૂછે છે. **ભો ભદંત! કિં તત્તં?** પ્રભુજી પ્રકાશે છે, **ધુવેઇવા** આમ ત્રણ પ્રશ્નના ભગવાન જિનેશ્વરદેવ ત્રણ પ્રત્યુત્તર આપે છે, અને જેમ હુશીયાર શેઠની સાધારણ સૂચનાથી તેમના હુશીયાર દિકરા કે મુનિમો ઘણું સમજીને વિસ્તારથી કામ બજાવે છે, તેમ પ્રભુજીના મુખથી ઉપરની **ત્રિપદી=માતૃકાપદો** સાંભલીને તત્કાલ સંજમ પામેલા પ્રભુજીના પ્રથમ નંબરના શિષ્યો **દ્વાદશાંગી**-ની રચના કરે છે એટલે પ્રભુજી તેમને દ્રવ્ય, ગુણ, પર્યાયથી

નાશ કરનાર પણ આત્મા છે, આત્મા પોતેજ પોતાનો મિત્ર પણ છે અને પોતાનો શત્રુ પણ પોતેજ છે.

આ વાતથી એમ ચોક્કસ નિર્ણય કરાય છે કે, શ્રી જૈનશાસનના પ્રથમ પુરુષોએ અને પરંપરાગત પુરુષોએ આચાર્યાદિ સ્થાનો ઉજ્જવલ બનાવ્યાં છે અને ઉજળાં જ રહે તેવી યોજના અને ભલામણ સાથે સાવધાનતા પણ ચોક્કસ રાખી છે.

હવે **नमो आयरियाणं** પદ કેટલા વિભાગવાળું છે? કેવું માહાત્મ્ય ભરપૂર છે? કેવા અને કેટલા કોહીનૂર રત્નોની ખાણ છે? અને જરાપણ **રજ** કે **કચરા** વગરનું છે, તે હવે પછીના વર્ણનથી સમજી શકાશે

## વિભાગથી આચાર્ય ભગવંતો વિચારતાં સૌથી પ્રથમ નંબર ગણધર દેવોનો આવે છે.

શ્રી જિનેશ્વરદેવો દીક્ષિત થયા પછી તત્કાળ ચાર જ્ઞાન ધારક બને છે, છતાં દેશના આપતા નથી તેથી પેલા તીર્થંકર એક હજાર વર્ષ અને છેલ્લા જિનેશ્વર સાડાબાર વર્ષ છદ્મસ્થ રહ્યા અને ઘોરતપ, પરિષહ અને અભિગ્રહોવડે ઘાતિયાં કર્મ ક્ષય કરી કેવળજ્ઞાની બન્યા છે, અને તત્કાળ દેવતાઓ આવી સમવસરણ બનાવે છે, અને પ્રભુજી ચઉમુખ સમવસરણમાં બેસીને દેશના આપે છે.

પ્રભુજીને કેવલજ્ઞાન થવાની સાથેજ દેવોને ખબર પડે છે, તેથી દેવતાઓ પ્રભુના જ્ઞાનનો જગતને લાભ

આપવા ૧૯ અતિશયોદ્વારા પ્રભુજીના માહાત્મ્યની જાહેરાત કરે છે. જેની જાણ થતા સ્થાન-સ્થાનથી મનુષ્યોનાં અને ચાર નિકાયના દેવદેવીઓના ટોળાં ભગવાનના દર્શન કરવા અને દેશના સાંભળવા આવે છે.

પ્રભુજીની દેશના સાભળીને પેલાજ દિવસે ઘણા જીવો પ્રતિબોધ પામે છે. તેમા તે તે કાલમા મોટા કુળમાં જન્મેલા અને જગતભરમા માન પામેલા તથા બુદ્ધિના નિધાન કેટલાક મહાપુરુષો પ્રભુજીની દેશના સાંભળી પ્રભુજી પાસે દીક્ષા ગ્રહણ કરે છે. વિધિપૂર્વક પ્રભુજી પાસે સંજમ અંગીકાર કરીને પ્રભુજીને પ્રદક્ષિણા આપીને પ્રશ્ન પૂછે છેઃ-

**ભો ભદંત! કિં તત્તં**? પ્રભુજી પ્રકાશે છે. **ઉપન્નેઇવા** વલી પ્રદક્ષિણા અને ખમાસમણુ આપી પ્રશ્ન પૂછે છે **ભો ભદંત! કિં તત્તં**? પ્રભુજી પ્રકાશે છે. **વિગમેઇવા,** વલી પ્રદક્ષિણા અને ખમાસમણુ આપીને પ્રશ્ન પૂછે છે. **ભો ભદંત! કિં તત્તં?** પ્રભુજી પ્રકાશે છે, **ધુવેઇવા** આમ ત્રણ પ્રશ્નના ભગવાન જિનેશ્વરદેવ ત્રણ પ્રત્યુત્તર આપે છે, અને જેમ હુશીયાર શેઠની સાધારણ સૂચનાથી તેમના હુશીયાર દિકરા કે મુનિમો ઘણું સમજીને વિસ્તારથી કામ બજાવે છે, તેમ પ્રભુજીના મુખથી ઉપરની **ત્રિપદી=માતૃકાપદો** સાંભળીને તત્કાલ સંજમ પામેલા પ્રભુજીના પ્રથમ નંબરના શિષ્યો **દ્વાદશાંગી**-ની રચના કરે છે એટલે પ્રભુજી તેમને દ્રવ્ય, ગુણ, પર્યાયથી

તીર્થની અનુજ્ઞા ફરમાવે છે, એવા શ્રી ઋષભદેવસ્વામીને ૮૪ ગણધરો હતા અને છેલ્લા મહાવીરસ્વામીને ૧૧ ગણધરો હતા, તેમનાં નામો નીચે મુજબ છેઃ ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્તસ્વામી, સુધર્માસ્વામી, મંડિતસ્વામી, મૌર્યપુત્રસ્વામી, મેતાર્યસ્વામી, પ્રભાસસ્વામી, અકંપિત સ્વામી અને અચળભ્રાતાસ્વામી.

આ પ્રમાણે પ્રત્યેક જિનેશ્વર પાસે પ્રથમ દીક્ષા લેનાર અને ત્રિપદી પામી દ્વાદશાંગીના રચનાર સંપૂર્ણ ચઉદપૂર્વના જ્ઞાતા, સૂત્રાર્થ તદુભયના પ્રણેતા અને વ્યાખ્યાતા અનેક લબ્ધિઓના ભંડાર મોટામોટા હજારો અને લાખો ગુણોની ખાણ સાધુસમુદાયમાત્રના ગુરુ, ઇન્દ્રાદિ ચાર નિકાયના દેવોના પણ પૂજ્ય, છતાં વિનયના ભંડાર એવા ચોવીશ-જિનેશ્વરના ૧૪૫૨ ગણધર ભગવંતો થયા છે.

પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવતક્ષેત્રના લગભગ પન્નર હજાર ગણધર થયા છે. પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં આટલાજ ટાઈમમાં અસંખ્યાતા કોટાકોટી ગણધર ભગવંતો થયા છે. અતીત કાળમાં અઢિદ્વીપમાં અનંતાનંત થયા છે, અને ભવિષ્યકાળે અઢિદ્વીપમાં અનંતાનંત થવાના છે.

શંકાઃ એક અવસર્પિણી કે ઉત્સર્પિણી જેટલા કાળમાં ભરતક્ષેત્રમાં ૧૪૫૨ ગણધર થયા છે, તો પછી મહાવિદેહ ક્ષેત્રમાં અસંખ્યાતા શી રીતે થયા?

ઉત્તરઃ અહીં ફક્ત એક ચોવિશી તીર્થંકર ભગવંતો થાય છે, ત્યારે મહાવિદેહ ક્ષેત્રમા સદાકાળ પ્રાય જિનેશ્વરનો **વિરહ નહિ હોવાથી** અસંખ્યાતી ચોવીસીઓ જિનેશ્વર ભગવંતો થાય છે, અને દરેકને ૮૪ ગણધર શિષ્યો થતા હોવાથી પ્રાય મહાવિદેહ ક્ષેત્રમા એક અવસર્પિણી જેટલા કાળમાં અસંખ્યાતા કોટાકોટી ગણધર ભગવંતો થાય છે, અને તે બરોબર છે. ભૂતકાળમા બધા ક્ષેત્રોમાં અનંતાનંત ગણધર મહારાજો થયા છે, અને ભવિષ્યકાલે બધા ક્ષેત્રોમાં અનંતાનંત ગણધર ભગવંતો થવાના છે.

આપણો નમો આયરિયાણ પદોચ્ચાર સર્વક્ષેત્રના અને સર્વકાળના અનંતાનંત ગણધર ભગવંતોને ચોક્કસ પહોંચે છે.

## હવે યુગપ્રધાન આચાર્ય ભગવંતો.

શ્રી જિનેશ્વરદેવોના શાસનમા ગુણુનીજ મુખ્યતા છે, ગુણુનીજ પૂજા છે, ગુણુનોજ આદર, પ્રશંસા અને અનુમોદના છે, માટે આચાર્યપદવીની સમાનતા છતાં ગણધરદેવો પ્રથમ કહેવાયા. તેજ પ્રમાણે ગણધરદેવોની ગેરહાજરીમાં ગણધર ભગવંતોની વાનકી જેવા તે તે કાળના મહાન ગુણી આત્મા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની ખાણ જેવા મહાપુરુષો **યુગપ્રધાન** કહેવાય છે.

આ મહાપુરુષોમાં ક્ષાયિક સમ્યકત્વ કદાપિ ન હોય તો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય તે પણ ક્ષાયિક સમકીત

જેવું ઘણુંજ ઉજ્વળ હોય છે. સમ્યગજ્ઞાન જેટલું હોય તેટલું તદ્દન ચોખ્ખું અને સચોટ હોય છે. તે મહાપુરુષોનું ચારિત્ર પણ અતિચાર વગરનું ખુબજ નિર્મળ હોય છે, તપ અને ત્યાગ પણ ભલભલાનું મસ્તક ડોલાવે તેવાં હોય છે, તેઓ મહાપુરુષો એકાવતારી એટલે એક દેવનો ભવ કરીને મોક્ષમાં જનારા હોય છે.

**શંકાઃ** તમે ઉપરના પેરિગ્રાફમાં જણાવ્યું છે કે, કદાપિ ક્ષાયિક સમ્યકત્વ ન હોય તો ક્ષાયોપશમિક પણ ક્ષાયિક સમકિત જેવું ઘણુંજ ઉજ્વળ હોય છે, તો કદાપિ શબ્દથી એવો ધ્વનિ નીકળે છે કે, યુગપ્રધાનોમાં વખતે કોઇક ક્ષાયિક સમકીતવાલા પણ હોઈ શકે છે, તો શું પાંચમા આરામાં પણ કોઈને ક્ષાયિક સમકીત થાય ખરું?

**સમાધાન:** પાંચમા આરામાં ક્ષાયિક સમકીત કોઈ પણ જીવને થાય નહિ, પણ હોય ખરું, કારણ કે શાસ્ત્રોમાં કહ્યું છે કે,

तम्मिय तइयचउत्थं भवंमि सिज्झंति खइय सम्मत्ते ।
सुरनिरय जुगलिसु गइ इमं तु जिणकालियनराणं ॥

**અર્થ:** ક્ષાયિક સમકીત પામેલો આત્મા તેજ ભવે મોક્ષ ન જાય તો વધારેમાં વધારે ત્રીજા–ચોથા ભવે, ઉપલક્ષણથી છેવટે પાંચમા ભવે મોક્ષ જાય છે. (કૃષ્ણ વાસુ-

દેવ ક્ષાયિક સમકીતી પાંચમે ભવ મોક્ષમાં જવાના છે.) અને ક્ષાયિક સમકીતી જીવ મરીને અવાન્તરભવે, દેવ, નારક અને યુગલિકમા અવતરે છે, અને આ ક્ષાયિક સમકીત કેવલી ભગવંતોના કાળના મનુષ્યોનેજ થાય છે.

એટલે ક્ષાયિક સમકીત પાંચમા આરાના મનુષ્યોને થાય નહિ, પરંતુ **વખતે હોય ખરું**. વખતે હોય ખરું એનો અર્થ એ થાય છે કે, ગયા જન્મમાં કોઈ પણ ભરત વગેરે ક્ષેત્રોમાં કેવલી ભગવંતોના કાળમાં ક્ષાયિક સમકીત પામીને દેવલોકમાં જઇ અત્યારે ભરતક્ષેત્રમાં પણ યુગપ્રધાન જેવા આત્માઓ સાથે લઇને અવતરે છે અને તેથીજ છેલ્લા **દુપ્પ્રભાચાર્ય** નામના યુગપ્રધાન ક્ષાયિક સમકીતના ધણી હશે. તેઓ ગયાના આગલા જન્મમાં ક્ષાયિક સમકિત પામેલા છે. બીજો ભવ દેવનો કરી ત્રીજો ભવ **દુપ્પસહસૂરિ** તરીકેનો કરીને, વલી દેવનો ભવ કરી પાંચમા ભવે મનુષ્ય થઇ, કેવળી થઈ મોક્ષમાં પધારશે.

આવા યુગપ્રધાન પુરુષો ભગવાન મહાવીરદેવના શાસનમાં ૨૦૦૪ થવાના છે, તે પૈકી પ્રભુમહાવીરદેવના નિર્વાણકાલથી લગભગ એક હજાર વર્ષ આસપાસ ૪૩ યુગપ્રધાન મહાપુરુષો થયા છે, તે નીચે મુજબ બતાવાય છે.

૧ સુધર્માસ્વામિ, ૨ જંબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યંભવસ્વામી, ૫ યશોભદ્રસ્વામી, ૬ સંભૂતિવિજયસ્વામી, ૭ ભદ્રબાહુસ્વામી, ૮ સ્થુલભદ્રસ્વામી, ૯ મહાગિરિસ્વામી,

૧ ભદ્રબાહુસ્વામી, ૨ સ્થુલભદ્રસ્વામી, ૩ આર્ય-સુહસ્તિસૂરિ, ૪ ઉમાસ્વાતિવાચક, ૫ શ્યામાચાર્ય, ૬ વજસ્વામી, ૭ સ્કંદિલાચાર્ય, ૮ દેવધ્ધિગણિક્ષમાશ્રમણ, ૯ પાદલિપ્તસૂરિ, ૧૦ આર્યખપુટસૂરિ, ૧૧ વૃધ્ધવાદિસૂરિ, ૧૨ સિધ્ધસેન-દિવાકરસૂરિ, ૧૩ કાલકસૂરિ ૧૩ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, ૧૪ હરિભદ્રસૂરિ, ૧૫ ધર્મદાસગણિ, ૧૬ જિનદાસગણી, ૧૭ સંઘદાસગણી, ૧૮ વાદિવેતાલ શાંતિસૂરિ, ૧૯ મલ્લવાદિસૂરિ ૨૦ વાદિદેવસૂરિ, ૨૧ માનદેવસૂરિ, ૨૨ દેવચંદ્રસૂરિ, ૨૩ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ, ૨૪ મલયગિરિસૂરિ, ૨૫ બપ્પભટ્ટીસૂરિ, ૨૬ સર્વદેવસૂરિ, ૨૭ મુનિચંદ્રસૂરિ, ૨૮ વર્ધમાનસૂરિ, ૨૯ જિનેશ્વરસૂરિ, ૩૦ ધનેશ્વરસૂરિ, ૩૧ મલ્લધારી હેમચંદ્રસૂરિ, ૩૨ અભયદેવસૂરિ, ૩૩ જગત ચંદ્રસૂરિ, ૩૬ દેવેન્દ્રસૂરિ, ૩૭ ધર્મઘોષસૂરિ, ૩૮ જિનદત્ત-સૂરિ, ૩૯ વિજયચંદ્રસૂરિ, ૪૦ નન્નસૂરિ, ૪૧ ગોવિંદસૂરિ, ૪૨ મુનિસુંદરસૂરિ, ૪૩ આનંદવિમલસૂરિ, ૪૪ વિજયહિર સૂરિ, વિગેરે.

અહીં ૪૪ નામો લખ્યાં છે માટે એટલાજ થયા છે એમ ન સમજવું, પરંતુ શ્રી જૈનશાસનમા શાસન પ્રભાવકો ખરતર અને અચળ વિગેરે ગચ્છોમા પણ ઘણા થયા છે, જ્યારે ગચ્છોના ભેદો હતા નહિ, અને અનેક ગચ્છો થયા પછી પણ કોઇ ગચ્છાન્તરનું ખંડન કર્યા સિવાય શ્રી જૈનશાસનની પ્રભાવના કરનાર અને પોતાની આરાધનામા જાગતા રહેલા મહાપુરૂષોને શાસનપ્રભાવક જણાવ્યા છે.

તેવા પ્રભાવકપુરૂષો એક નાના એટલે થોડાજ કાળમાં ૨૧ હજાર વર્ષમાંજ ફક્ત અગ્યાર લાખ અને સોળ હજાર થવાના છે, તો ૨૪ જિનેશ્વરના શાસનકાળમાં અસંખ્યાતા કોટાકોટી અને અઢિદ્વીપમાં પણ અનેકગુણા અસંખ્યાતા કોટાકોટી થયા છે. અતીતકાળે અનંતા શાસનપ્રભાવક સૂરિપુંગવો થયા છે અને ભવિષ્યકાળે પણ અઢિદ્વીપમાં અનંતા સૂરિપુંગવો થવાના છે, તેથીસર્વક્ષેત્ર અને સર્વકાળના યુગપ્રધાનો કરતાં અનેકગુણા શાસનપ્રભાવક જૈનાચાર્યો અનંતાનંત થયા છે, અને ભવિષ્યકાળે પણ અનંતાનંત થવાના છે, તે સર્વ મહાપુરૂષોને આપણા નમો આયરિયાણં પદ વડે જાણકાર અને સાવધાન આત્માનો નમસ્કાર જરૂર પહોંચે છે.

હવે ભગવાન જિનેશ્વરદેવોના શાસનના રક્ષક પુરૂષો પણ જૈનાચાર્યો હોય છે. જેમ નાના કે મોટા રાજ્યના રક્ષક પુરૂષો વડેજ રાજ્ય સુરક્ષિત રહે છે, અને પોતાની પસંદગીના પ્રધાનો અને અધિકારીઓને ગોઠવીને રાજ્યને બેરાબર મજબુત બનાવે છે, અને શત્રુરાજ્યોનાં આક્રમણોથી પણ બચાવે છે, તેજ પ્રમાણે આચાર્યમહાપુરૂષો સમગ્ર સાધુ અને સાધ્વી સંસ્થાના ઉપરી ગણાય છે, અને શ્રાવક તથા શ્રાવિકા વર્ગને ધર્મ પમાડી મોહરાજારૂપ શત્રુરાજાના આક્રમણથી બચાવે છે, અને સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ શ્રી સંઘના રક્ષણ માટે ઉપાધ્યાયો, સ્થવિરો, પંન્યાસો, પ્રવર્તકો, ગણાવચ્છેદકો, અને ગણિવરોને નિયુક્ત કરે છે અને તેઓ દ્વારા આખા શ્રી સંઘનું ધ્યાન-

પૂર્વક રક્ષણ કરે છે. દરેક ગામો અને શહેરોમાં યથા-યોગ્ય સાધુ-સાધ્વીઓને ચોમાસાં રાખી શ્રી સંઘમાં ધર્મનો ફેલાવો કરે છે.

નાના અને મોટા સાધુ—સાધ્વીઓનાં ચારિત્રના **રક્ષણ** તથા **વૃદ્ધિ** માટે ભણાવવા વિગેરેની આચાર્ય ભગવંતો તકેદારી=સાવધાનતા રાખે છે. નાના સાધુ-સાધ્વીજી-ઓને **વ્યાકરણ, કાવ્યો, ન્યાય, પ્રકરણ, સાહિત્ય,** અને **સિદ્ધાન્ત,** ભણવા સારૂ તેવા નિષ્ણાત પંડિત સાધુ-ઓદ્વારા ભણાવવાની ગોઠવણ કરાવે છે.

ભણવા-ગણવાની વ્યવસ્થાની સાથે નાના-મોટા સાધુ-ઓના બ્રહ્મચર્ય વિગેરે ચારિત્ર ગુણોનું પણ બરાબર રક્ષણ થવા માટે સ્થવિર સાધુઓને સાથે રાખે છે.

એટલે સાધુઓના સમુદાયમા ઘણુ શાસ્ત્રોના અનુ-ભવી ઘણા વર્ષના દીક્ષાપર્યાયવાળા અને વયથી પણ અવસ્થાના પરિપાકવાળા બે-ચાર-પાંચ સ્થવિરોને સાથે રાખે છે. એ જ પ્રમાણે સાધ્વીગણમાં પણ સ્થવિર સાધ્વીજીઓ ઘણાં હોવાથી સાધ્વીસમુદાયનું ચારિત્રરક્ષણ થઇ શકે છે.

ઉપર મુજબ સાધુવર્ગ અને સાધ્વીવર્ગના સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રના રક્ષણ અને વૃદ્ધિ માટે તથા શ્રાવક-શ્રાવિકાના દેશવિરતિધર્મના પોષણ માટે ઉપાધ્યાય આદિ નિયુક્ત આરાધકપુરુષો દ્વારા **ગચ્છાચાર્ય આચાર્ય**

ભગવંત બરાબર સાવધાનતા રાખે છે, અને તેમ કરવાથી પોતાની અને આખા શ્રી સંઘની આરાધના ગોપાવાથી ઘણા આચાર્ય ભગવંતો **જિનનામકર્મ** પણ બાંધે છે અને મોટા ભાગે એકાવતારી થઇ મોક્ષમાં જાય છે.

બીજા નાના-મોટા આચાર્યો વખતે બે-ચાર-પાંચ કે વધુ પ્રમાણમા પણ હોય છે, પરંતુ ગચ્છાચાર્ય તો એક નેજ બનાવાય છે. ભૂતકાળમા **આચાર્યપદવી તો મોટી વાત છે પરંતુ પંન્યાસ કે ગણીપદવી પણ પરીક્ષા વિના અપાતી હતી નહિં.** એટલે સંપૂર્ણ ગચ્છાચાર્યની પદવી તો ઘણી પરીક્ષાદ્વારાજ આપવામાં આવતી હતી.

**પ્રશ્ન:** પરીક્ષામાં ખાસ વ્યાખ્યાનકાર હોય કે વિદ્વાન હોય તેને જ આચાર્ય બનાવાય કે બીજી પણ ઘણી યોગ્યતાઓ જોવી પડે છે?

**ઉત્તરઃ** શ્રી જૈનશાસનની સંપૂર્ણ ધુરા ઉપાડવા માટે એકલી વિદ્વત્તાકે વ્યાખ્યાનશક્તિને મહત્વ અપાયું નથી. જુઓ એમ જ હોત તો **વિજયહિરસૂરિમહારાજ**ના સમાનકાળમાં વિજયહિરસૂરિજીની અપેક્ષાએ વધુ વિદ્વાન અને વધુ વ્યાખ્યાનનિપુણ પુરૂષો ઘણા હતા. છતાં બધા છોડી આ મહાપુરૂષ **વિજયહિરસૂરિમહારાજ** સાહેબ જ ગચ્છાચાર્ય પદ પામ્યા, અને તેમનાથી વધારે વિદ્વાનો અને વધુ ચારિત્રપર્યાયવાળા મહાપુરૂષો પણ વિજયહિર

સૂરિ મહારાજના આજ્ઞાધારક થયા, તેથી નિર્ણય થાય છે કે ગંભીરતા વિગેરે અનેક ગુણવાનને જ સૂરિપદ અપાય છે.

એટલે ગચ્છાચાર્ય બનનાર મહાપુરૂષનુ સમ્યકત્વ વણુંજ શુદ્ધ હોય વ્યાકરણ, ન્યાય અને સિધ્ધાન્તો વિગેરે જનશાસનના બધા શાસ્ત્રોના પારગામી હોય, રહસ્યને સમજેલા હોય વ્યાખ્યાનશક્તિ પણ ઘણીજ ઉચ્ચ-કોટીની હોય, જેથી રાજા-મહારાજાઓ અને રાજ્યાધિકારીયો પણ વ્યાખ્યાન સાભળી આકર્ષણ પામી શકે, દીક્ષા દિનથી પ્રારંભી અવસાનદિન સુધી ચારિત્ર ઘણુજ નિર્મલ હોય, એટલે પાચે મહાવ્રત તદ્દન ચોકખા હોય, અદૂષિત હોય, તથા ચાર પ્રકારનો આહાર, વસતિ, વસ્ત્ર, અને પાત્ર તથા શિષ્ય-શિષ્યા ઉપર મમતા વગરના હોય, ગભીરતા ખુબજ હોય, પ્રતિભાસપન્ન હોય, અલ્પભાષી હોય મહાત્યાગી અને વૈરાગી હોય, પ્રારંભમા બતાવેલા બધાજ ગુણસંપન્ન આત્માને ગચ્છાચાર્યની પદવી આપવામાં આવે છે. ટૂકાણમા કહીએ તો છત્રીશ છત્રીશીઓ એટલે બારસો છન્નુ ૧૨૯૬ ગુણગણના ધારક મહાપુરૂષને ગચ્છાચાર્ય બનાવવામા આવે છે.

શ્રી જૈનશાસનમા પરીક્ષાની કેટલી બધી બારિકતા છે અને કેટલી પરીક્ષા પછી ગચ્છાચાર્ય બનાવ્યા છે, આ વાત શરૂઆતમાં થોડા ઉદાહરણો પણ આપીને બતા-

ગાઇ છે, આવી પરીક્ષામાં પાસ થએલા અને ચતુર્વિધ શ્રી સંઘને માન્ય તથા સુધર્માસ્વામી મહારાજની પરંપરાને શોભાવનારા સૂરિ સિંહોના પતિતપાવન **અભિધાનો** નીચે પ્રમાણે અપાય છે.

ભગવાન મહાવીરદેવના ૧૧ ગણધર પુરુષો હતા, તેમના બધામાં **સુધર્માસ્વામી** પાંચમા ગણધર હતા, અગ્યારે ગણધરોના આયુષ્યવડી **સુધર્માસ્વામીનું** 'આયુષ્ય વધારે હતું. તેથી બધા ગણધર ભગવંતોએ પોતાનો પરિવાર સુધર્માસ્વામીને સોંપેલો હોવાથી મહાવીરપ્રભુના શાસનના તમામ સાધુ-સાધ્વી પાંચમા ગણધર સુધર્માસ્વામીનો પરિવાર ગણાયો છે.' માટે **ગચ્છાચાર્ય** અથવા **પટ્ટધર** તરીકે મહાવીરસ્વામીપ્રભુના પેલા પુરુષ સુધર્માસ્વામી ભગવાન ગણવામા આવ્યા છે.

## હવે ગચ્છાચાર્ય અથવા પટ્ટધર પુરુષોનાં નામો લખાય છે.

૧ સુધર્માસ્વામી, ૨ જંબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યંભવસૂરિ, ૫ યશોભદ્રસૂરિ, ૬ સંભૂતિવિજયસૂરિ, અને ભદ્રબાહુસ્વામી, ૭ સ્થુલભદ્રસ્વામી, ૮ મહાગિરિસ્વામી, અને સુહસ્તિસૂરિ, ૯ સુસ્થિતસૂરિ, સુપ્રતિબુદ્ધસૂરિ ૧૦ ઇન્દ્રદિન્નસૂરિ, ૧૧ દિન્નસૂરિ, ૧૨ સિંહગિરિસૂરિ, ૧૩ વજ્રસ્વામી, ૧૪ વજ્રસેનસૂરિ, ૧૫ ચંદ્રસૂરિ (વિગેરે ચાર) ૧૬ સામંતભદ્રસૂરિ, ૧૭ વૃદ્ધદેવસૂરિ, ૧૮ પ્રદ્યોતનસૂરિ, ૧૯ માનદેવસૂરિ, ૨૦ માનતુંગસૂરિ,

૨૧ વીરસૂરિ, ૨૨ જયદેવસૂરિ, ૨૩ દેવાનંદસૂરિ, ૨૪ વિક્રમસૂરિ, ૨૫ નરસિંહસૂરિ, ૨૬ સમુદ્રસૂરિ, ૨૭ (બીજા) માનદેવસૂરિ, ૨૮ વિબુધપ્રભસૂરિ, ૨૯ જયાનંદસૂરિ, ૩૦ રવિપ્રભસૂરિ, ૩૧ યશોદેવસૂરિ, ૩૨ પ્રદ્યુમ્નસૂરિ, ૩૩ (ત્રીજા) માનદેવસૂરિ. ૩૪ વિમલચંદ્રસૂરિ, ૩૫ ઉદ્યોતનસૂરિ. ૩૬ સર્વદેવસૂરિ ૩૭ શ્રીદેવસૂરિ, ૩૮ દ્વીતીયદેવસૂરિ, ૩૯ યશોભદ્રસૂરિ તથા નેમિચંદ્રસૂરિ, ૪૦ મુનિચંદ્રસૂરિ, ૪૧ અજિતદેવસૂરિ, ૪૨ વિજયસિંહસૂરિ, ૪૩ સોમપ્રભસૂરિ તથા મણિરત્નસૂરિ. ૪૪ જગતચંદ્રસૂરિ, ૪૫ દેવેન્દ્રસૂરિ, ૪૬ ધર્મઘોષસૂરિ, ૪૭ સોમપ્રભસૂરિ, ૪૮ સોમતિલકસૂરિ. ૪૯ દેવસુન્દરસૂરિ ૫૦ સોમસુન્દરસૂરિ. ૫૧ મુનિસુન્દરસૂરિ, ૫૨ રત્નશેખરસૂરિ, ૫૩ લક્ષ્મીસાગરસૂરિ, ૫૪ સુમતિસાગરસૂરિ; ૫૫ હેમવિમલસૂરિ, ૫૬ આનંદવિમલસૂરિ, ૫૭ વિજયદાનસૂરિ, ૫૮ વિજયહીરસૂરિ, ૫૯ વિજયસેનસૂરિ, ૬૦ વિજયદેવસૂરિ, ૬૧ વિજયસિંહસૂરિ.

ઉપર મુજબ ૬૧ મી પાટ સુધી પરંપરાએ ગચ્છાચાર્ય અથવા પટ્ટધર પુરૂષોની સ્થાપના થઇ. **વિજયસિંહસૂરિ** મહારાજને ઘણા શિષ્યો હતા. બધામાં **પંન્યાસ સત્યવિજયગણિ** મુખ્ય હતા. ગુરૂ તથા સાધુસમુદાયને સત્યવિજય પંન્યાસ ઉપર ખુબજ આદર હતો, શ્રાવક સમાજ પણ આ મહાપુરુષને આચાર્ય બનાવવા તરફેણમાં હતો, છતાં **પંન્યાસપ્રવર સત્યવિજયગણિ** આચાર્યપદની મહત્તા અને જવાબદારી બરાબર સમજતા હોવાથી ગુરુપ્રવર અને શ્રી સંઘ પાસે નમ્ર પ્રાર્થના કરી નીકળી ગયા અને આચાર્યપદવી લીધી નહિ.

ત્યારથી અત્યારના કાળમાં વીશમી શતાબ્દીના લગભગ ચાલીશ વર્ષ ગયા ત્યા સુધીમા ઘણા વિદ્વાનો અને રત્નત્રયીના મહાન આરાધક યશોવિજય ઉપાધ્યાયજી જેવા પુરુષો પણ થવા છતા કોઈએ આચાર્યપદવી લીધી નહિ. એકસઠ સુધી પટ્ટધરસૂરિ પુરુષો થયા અને ત્યાર પછી પટ્ટધરપદ કે આચાર્યપદ ઘણે અંશે અપાતા બંધ થયાં, તે પણ પરીક્ષા અને યોગ્યતાની સિદ્ધિને મજબુત કરે છે.

આ રીતે ચોવીશ જિનેશ્વરદેવોના પટ્ટધર પુરુષો અસંખ્યાતા કોટાકોટી થયા છે તેજ પ્રમાણે વર્તમાનકાળમા અઢીદ્વીપમાં અસખ્યાતા કોટાકોટી થયા જાણવા, અતીતકાળે અનંતા પટ્ટધર પુરુષો થયા છે, ભવિષ્યકાળે અનતા થવાના છે. તે સર્વ મહાપુરુષોને આપણા **નમો આયરિયાણ** પદ વડે સાવધાન જાણકારનો નમસ્કાર જરૂર પ્રાપ્ત થાય છે. અહીં આપણે સર્વ ક્ષેત્રના અને સર્વકાળના ગણધર ભગવંતો વિચારીએ તથા સર્વ ક્ષેત્રના અને સર્વ કાળના યુગપ્રધાનો અને શાસનપ્રભાવકો વિગેરે ભાવાચાર્યો વિચારીએ તો ભૂતકાળે અઢીદ્વીપમાં અનંતા થયા છે, ભવિષ્યકાળે અઢીદ્વીપમાં અનંતા થવાના છે, વર્તમાનકાળે અઢીદ્વીપમાં અસંખ્યાતા થયા છે, તે સર્વ સંખ્યાને લખવામાં આવે તો અનંતા લોકાકાશમાં પણ લખાઈ શકે નહિ અને છેલ્લામાં છેલ્લી સિદ્ધ ભગવંતોની સખ્યા થકી પણ સૂરિભગવંતોની સંખ્યા વિશેષાધિક થાય છે.

આચાર્ય ભગવંતોનાં થોડાક નામો આપણે વિચારી ગયા. આચાર્ય ભગવંતોનુ સ્વરૂપ પણ ટુંકાણમા જોવાયું. હવે આચાર્યપદ પૈકીના પ્રભુ મહાવીરદેવના શાસનમા થયેલા થોડાક આચાર્યોના ઉદાહરણ પણ વિચારી જઇએ.

## સૌથી પ્રથમ સર્વલબ્ધિનિધાન ભગવાન ગૌતમસ્વામી મહારાજ

ગૌતમસ્વામી ગોબર ગામના વતની હતા. પિતાનું નામ **વસુભૂતિજી** અને માતાનુનામ **પૃથ્વીદેવી** હતુ. મહાવિદ્વાન હતા. પોતાનું નામ ઇન્દ્રભૂતિ હતું. તેમનું ગૌતમનામા ગોત્ર હતું. જ્ઞાતિએ બ્રાહ્મણ હોવાથી વેદ અને વેદાગના પારગામી હતા, અને આજ કારણથી વેદને નહિ માનનારા બધા દર્શનો ઉપર તેમને અતિદ્વેષ હતો. આમ પચાસ વર્ષ વેદધર્મની ઉપાસનામાં પૂર્ણ કરતાં ભગવાન મહાવીરદેવનો સમાગમ થયો.

પ્રભુ મહાવીરદેવને કેવલજ્ઞાન થયું. પ્રભુજી સર્વજ્ઞ બન્યા, તેના બીજા દીવસે મહસેન નામના વનમાં પ્રભુજી પધાર્યા. તેમનુ નામ ઇન્દ્રભૂતિએ જાણ્યું અને પોતે પોતાના ૫૦૦ છાત્રો સાથે ભગવાન સાથે વાદ કરવા આવ્યા. સમાગમના પ્રથમ ક્ષણેજ પ્રભુજીએ **ઇન્દ્રભૂતિજી**ના મનોગત સંશયનું નિરસન કર્યું.

મનોગત સંશય નિરાકરણ થવાથી તેમનો વૈદિક દર્શનનો હઠાગ્રહ પણ પલાયન થઇ ગયો, અને પ્રભુ મહા

વીરદેવના મહાવિનીત શિષ્ય થયા. વિનીત આત્માઓ જગતમાં અનંતા થઈ ગયા છે, હોઇ શકે છે અને થશે, પરંતુ **ઇન્દ્રભૂતિ** મહાપુરુષના વિનયનો અવધિ ન હતો.

તેઓ પ્રથમથીજ ચૌદ વિદ્યાના પારગામી હતા. દીક્ષિત થયા પછી ચૌદ પૂર્વધર અને મનઃપર્યવજ્ઞાની થયા હતા. ભગવાન મહાવીરદેવના લાખોની સંખ્યાવાળા સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ સંઘમાં તેમનો પ્રથમ નંબર હતો. બધા ગણધરોમાં પણ પહેલો નંબર ગૌતમસ્વામીનો જ હતો.

છતાં ભગવાનનું જ્ઞાન જોઇ તેઓ સદાકાળ પોતાને ખાબોચિયા જેવા અજ્ઞાની માનતા હતા. તેમનામાં બધી લબ્ધિઓ હાજરાહજુર હતી. તેઓ પાંચ-દશ તોલા ક્ષીર કે કોઇ આહાર વહોરી લાવીને પોતાની **અક્ષીણમહાનસી** લબ્ધિ વડે હજારો કે લાખો સાધુઓને જમાડી શકતા હતા. તેમનું રુપ દેવોને આશ્ચર્ય પમાડે તેવું હતું. દીક્ષાદિનથી કાયમ છઠ્ઠ અને એકાસણું પણ ચઉવિહાર કરતા હતા.

તેમનું **જ્ઞાન**, તેમની **લબ્ધિઓ**, તેમની **તપસ્યા** અને તેમનું **રૂપ** જોઈને ચારે નિકાયના દેવો તેમની મુક્તકંઠે પ્રશંસા કર્યા કરતા હતા, છતાં આ મહાપુરૂષને સ્વોત્કર્ષ આવતો નહિ અને સદાકાળ પોતાને અલ્પજ્ઞ સમજતા હતા, આવા વિનય અને નમ્રતાગુણથી છલોછલ ભરાયેલા ગૌતમસ્વામી મહારાજ ૩૦ વર્ષ પ્રભુ મહાવીરદેવની

સેવા કરી કેવલજ્ઞાની થઇને ૧૨ વર્ષ સુધી ભરતક્ષેત્રના ભવ્ય જીવોનો ઉપકાર કરી મોક્ષમાં પધાર્યા.

આચાર્ય મહાપુરૂષોની મહત્તા જાણવા બીજું ઉદાહરણ **જંબૂસ્વામીનું** અપાય છે.

આ મહાપુરૂષ પણ રાજગૃહી નગરીના જ વતની હતા. મહાવીરપ્રભુના સમયમાં રાજગૃહીનગરી મહાપુરૂષોની ખાણ હતી. મુક્તિનગરીનું સીધું કામકાજ રાજગૃહીનગરીમાં થતું હતું, અર્થાત્ ઘણા મુક્તિગામી આત્મા રાજગૃહીનગરીમાં જન્મતા હતા. મુક્તિપુરીના છેલ્લામાં છેલ્લા સાર્થવાહ આ મહાપુરૂષ પણ રાજગૃહીમાંજ જન્મ્યા હતા.

મગધદેશની રાજધાની જગતભરના વ્યાપાર-ઉદ્યોગમાં આગળ વધેલી અને કુબેર જેવા હજારો ધનવાનોથી શોભતી **રાજગૃહી** નામની નગરી હતી. જેમાં ભગવાન મહાવીરદેવનો અનન્ય ભક્ત શ્રેણિકરાજા રાજ્ય કરતો હતો. તેમના રાજઅમલમાં ભગવાન મહાવીરનો ભક્ત અને નગરવાસી મનુષ્યો અને રાજ્યમાં પણ સન્માન પામેલો **ઋષભદત્ત**નામા વણિક વસતો હતો. તેને શીલાલંકાર-ધારિણી અને પતિવચનાનુસારિણી **ધારિણી** નામની પ્રાણ-પ્રિયા હતી.

શ્રાવક-શ્રાવિકા દંપતીનો ઘણો સુખમય કાલ પસાર થયા પછી એકાદ રાત્રીના મધ્ય સમયે પંચમ દેવલોકથી

એક મહર્ધિક દેવ ચ્યવીને મહાસતી ધારિણીદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો. દેવીએ સ્વપ્નમાં જંબૂવૃક્ષ જોયું હોવાથી પુત્રનું જન્મ વખતે જંબૂકુમાર નામ આપ્યું. માતા-પિતા, ધાવમાતાઓ અને દાસ-દાસીઓદ્વારા લાલન-પાલન કરાતો અને ઉત્તમકોટીના અધ્યાપકોદ્વારા વિદ્યાભ્યાસ પામતો જંબૂકુમાર પુરૂષોની ૭૨ કલાઓનો પારગામી થયો. અને ૧૬ વર્ષની વય થતાં માતા-પિતાએ કોટ્યાધીશ આઠ વ્યવહારીઓની ગુણવતી અને રૂપવતી આઠ કન્યાઓ સાથે સગપણ કર્યું.

હવે આ બાજુ ભગવાન સુધર્માસ્વામી વિહાર કરતા રાજગૃહી પધાર્યા. નગરવાસી ધર્મી મનુષ્યો ગણધર મહારાજના દર્શન કરવા અને દેશના સાંભળવા ગયા. જંબૂકુમાર પણ માતાપિતાની આજ્ઞા પામીને ગણધર ભગવાનના દર્શન કરવા ગયો અને દેશના સાંભળવા બેઠો, સુધર્માસ્વામી મહારાજે સંસારની અસારતાનું ખુબજ વર્ણન કર્યું. ઘણા આત્માઓ ધર્મ પામ્યા. જંબૂકુમાર પણ ચારિત્ર લેવાની ભાવનાવાળા થયા, અને ગુરૂદેવને જણાવ્યું કે, હે ભગવાન ! હું માતા-પિતાની રજા લેઇને આવું ત્યાં સુધી આપ વિહાર કરશો નહિ, મારે આપ સાહેબની પાસે દીક્ષા ચોક્કસ લેવી છે.

આ પ્રમાણે ગુરૂ મહારાજને વિનંતિ કરીને ઘેર આવવા લાગ્યા, નગરના દરવાજા પાસે હજુ પહોંચ્યા નથી

ત્યાં દરવાજો જૂનો હોવાથી પડી ગયો. તે જોઇ જંબૂકુમારને વિચાર આવ્યો. જો હું થોડો ઉતાવળો ચાલ્યો હોત તો જરૂર દરવાજાની નીચે દબાઈ જાત અને દુર્ધ્યાનથી મરીને પશુગતિમાં ચાલ્યો જાત માટે હજી ગુરૂ પાસે જઈને **સમ્યક્ત્વ** અને **શીલવ્રત** બે પ્રતિજ્ઞાઓ લઇને ઘેર જાઉં, એ વિચાર મજબુત કરી ગુરુ પાસે આવી ત્રણ રત્નો (સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યગ્ચારિત્ર) પૈકીનું એક રત્ન લીધું અને પાચ મહાવ્રતો (સર્વથા હિંસા, જુઠ, ચોરી, મૈથુન, અને પરિગ્રહના ત્યાગ) પૈકી એક મહાવ્રત પણ અંગીકાર કર્યું અને ઘેર આવ્યા.

માતા પિતાને પોતાના વિચારો જણાવ્યા. માતા પિતાને પુત્ર એકજ હતો. લાડકો હોય એમાં શી નવાઇ? એટલે દીક્ષા લેવાની વાત ગમેજ શાની? માતા-પિતા કહે છે, કે ભાઈ તું અમારે એકનો એક પુત્ર છે, તારી સગાઇ કરેલ છે, વિવાહનું મુહુર્ત જોવાયું છે, પરણવાનો દિવસ નક્કી છે, ત્યારે તું આવી વાત કરે છે, અમને કેટલું દુ:ખ થતું હશે? એનો તું જરા તો વિચાર કર. જો તું આઠ કન્યા પરણીશ તો અમને ઘણોજ હર્ષ થશે. અમે ઘણા વેવાઇ-વેવાણો અને સગા-સ્વજનોમાં મ્હાલશું, વલી આપણા કુળની પરંપરા પણ ટકી રહેશે. જો તું દીક્ષા લેશે તો અમારા મનના મનોરથો ધુલધાણી થશે, અને કુલ નિર્વંશ થશે, માટે હે પુત્ર! જેમ તું તારૂ ભલું વિચારે છે, તેમ અમારો પણ કાંઇક વિચાર કર. ઇત્યાદિ માતા-પિતાનો અત્યાગ્રહ

થવાથી જંબુકુમારે પરણવાની હા પાડી, પરંતુ પરણીને ચોક્કસ દીક્ષા લેઇશ, એમ પણ માબાપાયે જણાવી દીધું.

જંબુકુમારના ઉપર મુજબના વિચારો નગરમાં પણ જાહેર થઇ ગયા, અને ચારિત્ર લેવાની ચર્ચાઓ પણ પુર જોસથી થવા લાગી અને ઋષભદત્ત શેઠે પણ પોતાના વેવાઈઓને બોલાવીને જંબૂ પરણીનેજ દીક્ષા લેવાનો છે, તેમ જણાવી દીધુ. તે સાંભળવાથી કન્યાઓના પિતાઓ ચમકી ઉઠયા અને અમે જમાઇ બીજો કરીશું એમ પણ સંભલાવી દીધું અને ઘેર આવી પોતપોતાની પુત્રીઓને જંબુકુમારના દીક્ષાના વિચારો સાથેસાથ પોતાના બીજો જમાઇ કરવાના પણ વિચારો દીકરીઓને સંભલાવી નાંખ્યા.

પરંતુ આઠે કુમારીકાઓ મહાસતીઓ હતી. જૈન-શાસન અને જંબૂકુમારના ગુણને પામેલી હતી, તેથી તે બાલાઓ પિતાના વિચારોને સંમત ન થતાં ચોખ્ખા શબ્દોમાં જણાવી દીધું કે, અમારો જાહેર થએલો સ્વામી સંસારમાં રહેશે તો અમે એની દાસીઓ થઈશું અને સાધુ થશે તો અમે તેની શિષ્યાઓ થઇશું, પરંતુ આ જન્મમાં અમે બીજા પતિને તો નહિજ પરણીએ.

પોતપોતાની પુત્રીઓના આવા વિચારો સાંભલી ધર્મી અને મહા ભાગ્યશાળી માતા-પિતાઓ પણ ઘણાં ખુશી થયાં. વિવાહ નક્કી કરી નાંખ્યા. ઘણી ધામ-ધુમવાલી લગ્નની બધી તૈયારીઓ થઇ અને લગ્ન પણ

થઇ ગયાં. સાસુ-સસરાઓએ નવાણુક્રોડ સોનામહોર કરમોચનમાં આપી. આઠે મહાસતીઓ પદ્મિનીઓ હતી.

પરણીને જંબૂકુમાર પોતાને ઘેર આવ્યા, સાસરામાંથી આવેલું ધન પણ ખુલખુલા ઘરમાં લાવીને નોકર-ચાકરો-દ્વારા જ્યાં ત્યાં નાંખેલું પડયું હતું. રાત્રી પડયાથી આઠે પત્નીઓ અને જંબૂકુમાર પોતાના એકાન્તવાસભવનમાં આવ્યા અને દીક્ષાની વાત શરૂ થઇ.

જંબૂકુમાર બાલાઓને કહે છે, ભો મહાભાગ્યશાળી આત્માઓ! તમો જાણતા જ હશો કે, હું પરણીને બીજાજ દિવસે દીક્ષા લેવાનો છુ, વલી એ પણ ખબર હશે કે, દેવોના પણ પૂજ્ય ભગવાન્ સુધર્માસ્વામી ગણધરદેવ પાસે મેં જાવજ્જીવ બ્રહ્મચર્યવ્રત પણ લીધું છે, એટલે આ મારા નિર્ણયને જાણીનેજ તમે પણ મારું સગપણ કબુલ રાખ્યું છે, માટે બુદ્ધિમતી અને **ધર્માત્મા મહાસતીઓ!** તમને હવે મારે વધુ જણાવવું જરૂરી નથી એટલે સવારમાં વેલી પ્રભાતેજ ભગવાન સુધર્માસ્વામી પાસે હું સંજમ અંગીકાર કરીશ. કારણ કે ભગવાન હવે અહીં વધુ વખત રોકાય તેમ નથી.

જંબૂકુમારના ઉપર મુજબનાં વાકયો સાંભળીને. સંસારના રાગમા રંગાએલી બાળાઓએ જંબૂકુમારને ફેરવવાનો બનતો બધોજ પ્રયાસ કરી જોયો. પરંતુ જંબૂકુમારે વૈરાગ્ય પક્ષના સમર્થનની વકીલાત ખુબજ ચાલુ રાખી.

જ્યારે આ બાજુ **આઠ બાળાઓએ** સંસારના પક્ષને મજબુત કરવા દલિલોનો વર્ષાદ વર્ષાવ્યો પરંતુ જંબૂકુમારની દલિલો રૂપી પવનના ઝપાટાથી બાળાઓની દલિલોનાં વાદળાં વિખરાઇ ગયાં.

જંબૂકુમાર અને બાલાઓનો સંવાદ તો ચાલુ જ હતો ત્યાં ૪૯૯ ચોરને સાથે લઈને **પ્રભવ** નામનો **મહાચોર** જંબૂકુમારના ઘરમાં ચોરી કરવા પેઠો, તેણે પણ જંબૂકુમાર અને બાલાઓનો સંવાદ સાંભળ્યો. ચોરવાની વાતને પડતી મૂકીને તેણે પણ બાલાઓના પક્ષની ખૂબજ દલિલો કરી. જંબૂકુમારે તેને પણ નિરુત્તર કર્યો.

આઠ બાલાઓના અને **પ્રભવસિંહ** ચોરનાં સંસાર પક્ષને સમર્થન કરનારાં બધાંજ વચનો નકામાં ગયાં, એટલે જંબૂકુમારની દલિલોને તોડી તો ન શકયા, પરંતુ પોતાનો પક્ષ પણ છોડવા વખત આવ્યો.

જંબૂકુમારની વૈરાગ્ય વાતો સાંભળવાની સાથે જંબૂ કુમારના વૈરાગ્ય માટે પણ બાલાઓ તથા પ્રભવસિંહ ચોરને ઘણોજ આદર પ્રગટ થયો. બાલાઓ વિચાર કરે છે કે, આખું જગત લક્ષ્મી અને લલનાઓ માટે ફના થઇ રહેલ છે. હજારો સ્ત્રીઓ હોવા છતાં રાવણ જેવો રાજા સીતા માટે રણમાં રોલાયો, અને નરકમાં ગયો, કંચન અને કામિની માટેજ જગત્ આખું દુર્ગતિમાં જઇ રહ્યું છે. વિષયના ભોગ માટે પશુઓ પણ લડીને મરણ પામે છે, દેવોને પણ

દુર્લભ એવી અમે આઠે બાલાઓ પદ્મિનીઓ છીએ. સ્વાધીન છીએ, છતા આ મહાપુરૂષનું મન જરાપણ લલચાતું નથી. તો પછી આપણે પણ લાલસાને તિલાન્જલી આપવી વ્યાજબી છે, એવો વિચાર મનમા નક્કી કરી, પોતાના સ્વામીને જણાવી દીધુ કે, અમે આપના માર્ગને અનુસરવા તૈયાર છીએ.

બાલાઓના વિચાર સાભળી **પ્રભવસિંહ** વિચાર કરવા લાગ્યો. અહો મહાપુરૂષની મહાનુભાવદશા જુઓ! જગત્ જેને માટે હજારો પાપ કરી રહેલ છે, જગત્ જેને માટે હજારો **તાપ** સહી રહેલ છે. જગત્ આખું જેને સારૂ હિંસા, જુઠ અને ચોરી કરતા પણ ખચકાતું નથી, ત્યારે જબૂકુમારની પાસે **કંચન** અને **કામિનીઓ** બીચારા રાંક થઇને કરગરે છે, અમને ભોગવો છતા જબૂ કુમાર તેનો ત્યાગ કરી રહેલ છે, જુઓ તો ખરા! આ ક્રોડો સોનામહોરોના ઢગ વેરણ-સેરણ પડયા છે. આ અપ્સરા જેવી બાલાઓ સામી બેસીને વિનવી રહી છે, ચુંબન અને આલિંગનની વાત તો દુર રહો પણ છે કયાય આખમા પણ વિકાર ? જ્ઞાનીપુરૂષોએ કહ્યુ છે તે બરાબર છે.

**લક્ષ્મી કારણ બાપડા, ભટકે દેશ વિદેશ;**
**પાપ હજારો આચરે, પણ પામે નહિ લેશ. ૧**
**ધન મેળવવા જીવડો, કરે ઘણા વ્યાપાર;**

અનેકની સેવા કરે, ન કરે ધર્મ લગાર. ૨

ધન મેળવવા નાવમાં, બેસી જાય વિદેશ;
પણ પૈસો પામ્યા વિના, આવે ભૂંડે વેશ. ૩

ધન કારણ ચોરી કરે, યુદ્ધ અનેક પ્રકાર.
પાપ કરીને જીવડો, જાય નરક મોઝાર. ૪

હરિહર બ્રહ્મ પુરંદરા, મનુષ પશુને દેવ,
રાંક બની નારી તણા, કરે ચરણની સેવ. ૫

એટલે આખું જગત કંચન-કામિનીનુંજ દાસ છે. જ્યારે જંબુકુમાર પરાકાષ્ટાએ પામેલી કંચન-કામિનીનો પણ ત્યાગ કરે છે. હું મારો વિચાર કરું તો હું એક રાજપુત્ર છું, રાજ્યધર્મનો ત્યાગ કરીને એક અધમ ચોર બન્યો છું. જંબૂકુમાર **વમન** અને **વિષ્ટાની** પેઠે જે લક્ષ્મીને, ત્યાગ કરી રહેલ છે. તેજ નરકાદિ કુગતિને આપ નારી લક્ષ્મીને હું ચોરવા આવ્યો છું. ધિક્કાર થાઓ આ લક્ષ્મીને. કે જેના મહચોગથી પ્રાણીઓ સારાસારનો વિચાર પણ ભુલી જાય છે.

જંબૂકુમારના ઉપદેશથી ૮ **બાલાઓ** તથા **પ્રભવસિંહ** વિગેરે ૫૦૦ **ચોર** જંબૂકુમારનાં **માતા-પિતા** અને **સાસુ-સસરાઓ** વૈરાગ્ય પામ્યા અને પ્રભાતે સુધર્માસ્વામી પાસે જઇને ૧૬ વર્ષની વયે ૫૨૬ જણ સાથે જંબુકુમારે દીક્ષા લીધી. ૨૦ વર્ષ છદ્મસ્થ રહી ગુરુ સેવામાં સાવધાનપણે રહીને ૩૬

વર્ષની ઉમરે કેવળજ્ઞાની બન્યા અને ૪૪ વર્ષ કેવલીપર્યાય ભોગવી પ્રભુમહાવીરદેવથી ૮૦ વર્ષે મોક્ષમાં પધાર્યા. જબુસ્વામી પછી ભરતક્ષેત્રમાંથી કોઇ મોક્ષમાં ગયું નથી.

ઈતિ જંબુસ્વામી સક્ષેપ ચરિત્ર.

## ત્રીજી વાત હવે સ્થુલભદ્રસ્વામીની જણાવાય છે.

આ મહાપુરૂષ પાટલીપુત્રના છેલ્લા નદરાજાના મહામાત્ય શકડાલમંત્રીના પુત્ર હતા. ૧૮ વર્ષની ખીલતી યુવાનીમા **કોષા** નામની વેશ્યાના ઘેર ગયા હતા. કોષા પણ **સ્થુલભદ્ર**ની સમાનવયની જ હતી. દેવ અને દેવીની માફક સ્થુલભદ્ર અને કોષાનો પરમ સુખમય કાળ એક આંખના પલકારાની માફક ૧૨ વર્ષ ચાલ્યાં ગયા.

શકડાલ મંત્રીના અકાલ મરણથી નંદરાજાએ મહામાત્ય પદવી આપવા ઘણો આગ્રહ કરવા છતાં સ્થુલભદ્રકુમારે તત્ત્વાતત્ત્વનો વિચાર કરીને મહામાત્ય પદવી ન લેતાં કુટુંબ પરિવાર અને કોષા વેશ્યાનો ત્યાગ કરી, ચૌદપૂર્વધર સંભુતિવિજયસ્વામી પાસે દીક્ષા લીધી. મહાબુદ્ધિશાળી હોવાથી અલ્પકાળમા જ ગ્રહણ અને આસેવન શિક્ષાનો પાર પામ્યા.

પછી એક વખત ગુરૂ આજ્ઞા પામીને કોષા વેશ્યાના ઘેર એકીલા ચોમાસું રહેવા ગયા. વેશ્યા તો સ્થુલભદ્ર જ્યારથી ગયા ત્યારથી સ્થુલભદ્રના વિરહથી દુખમય દિવસો વિતાવતી હતી. કોષા જાતની વેશ્યા હતી, પરંતુ તેનો આત્મા ઘણો

અનેકની સેવા કરે, ન કરે ધર્મ લગાર. ૨

ધન મેળવવા નાવમાં, બેસી જાય વિદેશ;
પણ પૈસો પામ્યા વિના, આવે ભૂંડે વેશ. ૩

ધન કારણ ચોરી કરે, યુદ્ધ અનેક પ્રકાર.
પાપ કરીને જીવડો, જાય નરક મોઝાર. ૪

હરિહર બ્રહ્મ પુરંદરા, મનુષ પશુને દેવ,
રાંક બની નારી તણા, કરે ચરણની સેવ. ૫

એટલે આખું જગત કંચન-કામિનીનુંજ દાસ છે. જ્યારે જંબુકુમાર પરાકાષ્ટાએ પામેલી કંચન-કામિનીનો પણ ત્યાગ કરે છે. હું મારો વિચાર કરું તો હું એક રાજપુત્ર છું, રાજ્યધર્મનો ત્યાગ કરીને એક અધમ ચોર બન્યો છું. જંબૂકુમાર **વમન** અને **વિષ્ઠાની** પેઠે જે લક્ષ્મીને, ત્યાગ કરી રહેલ છે. તેજ નરકાદિ કુગતિને આપ નારી લક્ષ્મીને હું ચોરવા આવ્યો છું. ધિક્કાર થાઓ આ લક્ષ્મીને. કે જેના સહયોગથી પ્રાણીઓ સારાસારનો વિચાર પણ ભુલી જાય છે.

જંબૂકુમારના ઉપદેશથી **૮ બાલાઓ** તથા **પ્રભવસિંહ** વિગેરે ૫૦૦ **ચોર** જંબૂકુમારનાં **માતા-પિતા** અને **સાસુ-સસરાઓ** વૈરાગ્ય પામ્યા અને પ્રભાતે સુધર્માસ્વામી પાસે *જઇને ૧૬ વર્ષની વયે ૫૨૬ જણ સાથે જંબુકુમારે દીક્ષા લીધી.* ૨૦ વર્ષ છદ્મસ્થ રહી ગુરુ સેવામાં સાવધાનપણે રહીને ૩૬

વર્ષની ઉમરે કેવળજ્ઞાની બન્યા અને ૪૪ વર્ષ કેવલીપર્યાય ભોગવી પ્રભુમહાવીરદેવથી ૮૦ વર્ષે મોક્ષમા પધાર્યા જબુસ્વામી પછી ભરતક્ષેત્રમાથી કોઇ મોક્ષમા ગયુ નથી.

ઈતિ જંબુસ્વામી સક્ષેપ ચરિત્ર.

## ત્રીજી વાત હવે સ્થુલભદ્રસ્વામીની જણાવાય છે.

આ મહાપુરૂષ પાટલીપુત્રના છેલ્લા નન્દરાજાના મહામાત્ય શકડાલમંત્રીના પુત્ર હતા ૧૮ વર્ષની ખીલતી યુવાનીમા **કોષા** નામની વેશ્યાના ઘેર ગયા હતા કોષા પણ **સ્થુલભદ્ર**ની સમાનવયની જ હતી દેવ અને દેવીની માફક સ્થુલભદ્ર અને કોષાનો પરમ સુખમય કાળ એક આખના પલકારાની માફક ૧૨ વર્ષ ચાલ્યા ગયા

શકડાલ મત્રીના અકાલ મરણથી નંદરાજાએ મહામાત્ય પદવી આપવા ઘણો આગ્રહ કરવા છતા સ્થુલભદ્રકુમારે તત્ત્વાતત્ત્વનો વિચાર કરીને મહામાત્ય પદવી ન લેતા કુટુબ પરિવાર અને કોષા વેશ્યાનો ત્યાગ કરી, ચૌદપૂર્વધર સભુતિવિજયસ્વામી પાસે દીક્ષા લીધી મહાબુદ્ધિશાળી હોવાથી અલ્પકાળમા જ ગ્રહણ અને આસેવન શિક્ષાનો પાર પામ્યા

પછી એક વખત ગુરૂ આજ્ઞા પામીને કોષા વેશ્યાના ઘેર એકીવાર ચોમાસુ રહેવા ગયા વેશ્યા તો સ્થુલભદ્ર જ્યારથી ગયા ત્યારથી સ્થુલભદ્રના વિરહથી દુખમય દિવસો વિતાવતી હતી કોષા જાતની વેશ્યા હતી, પરતુ તેનો આત્મા ઘણો

સૂર્યને રત્નાદેવી હોવા છતાં સમુદ્રમાંથી નીકળેલી વડવા [ઘોડી]ને જોઈને તેના વિલાસમાં લાગી ગયા, અને તે વડવાને સૂર્યથી ગર્ભ રહ્યો ને તેનો પુત્ર વડવાનલ થયો. જમદગ્નિ, વિશ્વામિત્ર અને પારાસર જેવા મહાન તપસ્વીઓ હજારો વર્ષ સુધી તપ કરનારા અને સુકી સેવાળ અને સુકાં પાંદડાં ખાનારા પણ સ્ત્રીઓના રૂપમાં, દીવામાં પતંગીઆની માફક હોમાઇ ગયા છે, તો પછી આ તો મારા પ્રાણવલ્લભ છે, આમને તો હું એકજ વાર આંખના ઇસારામાત્રમા વશ કરી લઈશ.

વેશ્યા એમજ માનતી હતી કે, આજ ને આજ મારા નાથને હું યોગી મીટાવીને ભોગી બનાવી નાખીશ. છતાં એ બધી વેશ્યાની કલ્પના જ હતી. વાસ્તવિકતા જો વિચારીએ તો વેશ્યાની કલ્પના જગતને વ્યાજબી જ લાગે. કારણકે સાધુએ વેશ્યાના ઘરમાં એક દિવસ પણ રહેવાય જ નહિ, તો પછી ચોમાસું રહેવાની વાત હોય જ શાની ? આવી વાત કોઇ સાચી માને પણ શી રીતે ?

સ્થુલભદ્રસ્વામી વેશ્યાની ચિત્રશાળામાં ઉતર્યાં. વેશ્યાએ અનેક જાતિનાં ભોજનો વહોરાવ્યાં અને દિવસ અને રાત્રી હાવભાવ, રંગરાગ, ગાનતાન ખુબજ ચાલુ રાખ્યાં. આંખના ચાલા, પગના ઠમકા, હાથના લટકા, મુખના મટકા અને વચનના વિકારો તથા વિજળીના તેજ જેવા જંઘા, નાભિ, સ્તન અને કક્ષાના પ્રકટનો બન્યાં તેટલા બતાવ્યાં, પરંતુ

મહામુનિરાજ સ્થુલભદ્રના મનરૂપી મેરુપર્વતને ભેદવાને સમર્થ થયા નહિ.

મહામુનિરાજ સ્થુલભદ્રજીએ વેશ્યાના હજારો ઉપાયોના જવાબમા સંસારની અસારતા જ જણાવી હતી. છેવટે વેશ્યા થાકી અને ધર્મ સાભળવાની ઇચ્છા બતાવી. મહા મુનિરાજે ગૃહસ્થને પાળી શકાય તેવો ધર્મ સમજાવ્યો. મહાભાગ્યશાળી આત્મા વેશ્યાએ **સમ્યક્ત્વમૂલ બાર વ્રતો** અંગીકાર કર્યાં. મુનિરાજ ચોમાસું પૂર્ણ થયે વેશ્યાના સ્થાનનો ત્યાગ કરીને ગુરૂજી પાસે આવ્યા. અનુક્રમે ચૌદપૂર્વી બનીને આરાધનાપૂર્વક આયુષ પૂર્ણ કરી દેવલોકે ગયા.

આ મહાપુરૂષના જીવનને વિચારતા જગતમાં કોઇ જગ્યાએ ન મળી શકે તેવું અહીં જાણવા મળે છે. આખા જગતની વાતોમાં કંચન અને કામિનીનાં જ વર્ણનો ભર્યાં છે, જ્યારે આ મહાપુરૂષના જીવનમાં આ બન્ને વસ્તુનો અજબ ત્યાગ તરવરે છે. આ જગતમા વેશ્યાઓનાં ફંદમાં ફસાઇને અસંખ્યાતા મનુષ્યો પાયમાલ થયા છે, અને આ મહાપુરૂષે તેજ વેશ્યાના ઘરમા જઈને વેશ્યા ઉપર જિત મેળવી છે. જુઓ, ચોમાસાનો કાળ હતો, વિકાર ઉત્પન્ન કરે તેવું રહેવાનું સ્થાન હતું, વેશ્યાના ઘરનો ખોરાક એટલે છ એ રસનું ભોજન હતું, **સીતા અને રામ જેવો** સ્થુલભદ્ર ઉપર વેશ્યાનો રાગ હતો, એકાન્તવાસ હતો, છતાં આમ મહામુનિરાજના મનરૂપી મહાપર્વતની કાકરી પણ ખસી નહિ.

મહાપુરૂષો પણ કહે છે કે,

गिरौ गुहायां विजने वनान्तरे,
वासं श्रयंतो वशिनः सहस्रशः;
हर्म्येऽति रम्ये युवति जनान्ति के,
वशी स अेकः शकडालनन्दनः

વંદન, પૂજન, સત્કાર અને સન્માનના
પણ વિરોધિ એક જૈનાચાર્ય.

શ્રી સ્થુલભદ્રસ્વામિના પ્રથમપટ્ટધર **આર્ય મહાગિરિજી મહારાજ** પોતાની છેલ્લી વયમા સમગ્ર ગચ્છનોભાર પોતાના ગુરુભાઇ દશપૂર્વ નાજ્ઞાની આર્યસુહસ્તિસૂરિ મહારાજને સોંપીને પોતે **જિનકલ્પ** વિચ્છેદ જવા છતાં જિનકલ્પની તુલના કરતા હતા, એટલે તીર્થંકરદેવો અને સામાન્ય કેવલી ભગવંતોના સમયમાં મહાત્યાગી આત્માઓ મહાતપ, મહાત્યાગ અને ગજબ અભિગ્રહોવાળો જિનકલ્પ (આત્માને કર્મ ખપાવવાનો કલ્પવિશેષ.) આચરતા હતા. ભગવાન જંબૂસ્વામિના નિર્વાણથી આત્માઓમા શક્તિનો ઘટાડો થવાથી જિનકલ્પ આચરણા બંધ થઇ હતી તો પણ આર્યમહાગિરિજી મહારાજ જિનકલ્પતો નહિજ, પરંતુ જિનકલ્પની વાનકી, આવો કઠિણયોગ ધારણ કરીને જગતનાં પૂજા, સત્કાર-સન્માન અને શિષ્યપરિવારનો **સદંતર** ત્યાગ કરીને એકાકીપણે નિદ્રા વિગેરે પ્રમાદો બંધ કરીને વિચરતા હતા, અને પ્રાયેણ **દિન-રાત** ઉભા રહીનેજ ધ્યાન

કરતા હતા. બધા પ્રકારના સ્વાદો ત્યાગ કર્યા હતા. પાત્રામાં કે હસ્તમાં લેપ ન લાગે તેવો નિરસ આહાર તે પણ બે દિવસે ત્રણ, દિવસે કે ચારદિવસે લેતા હતા. તેઓ તેવી રીતે અને તેવા પ્રદેશમાં વનોમાં રહેતા હતા કે તેમને કોઈ ઓળખી શકે નહિ. તેઓ તદ્દન અજાણ્યા પ્રદેશમાં ભીક્ષા વહોરવા જતા હતા. એક વખત ભવિતવ્યતાના યોગથી આર્યસુહસ્તિસૂરિ મહારાજ એક ગામમાં પધાર્યા હતા, અને તેજ દિવસે એકાકી વિહાર કરતા આર્યમહાગિરિ મહારાજ પણ તે જ ગામમાં અને તે જ સ્થાનમાં પધાર્યા. સભામા હજારો માણસો હાજર હતા. ત્યાં એકદમ આર્યમહાગિરિ મહારાજને આવતા દેખીને આર્ય-સુહસ્તિસૂરિ મહારાજ પરિવાર સહિત ઉભા થઇ ગયા. પગમાં પડી દ્વાદશાવર્ત વંદન કર્યું. જે દેખી સભાના લોકોને ઘણુંજ આશ્ચર્ય થયું. અહો આવા દશપૂર્વધર સૂરિ મહારાજ જેને વંદન-બહુમાન કરે છે, તે મહાપુરૂષ કેટલા મોટા અને કેટલા ગુણી હશે, આ વંદન-બહુમાનની આખા ગામમાં અને આજુબાજુમાં ખુબ જ જાહેરાત થઇ ગઈ, જેથી આર્યમહાગિરિમહારાજે તે પ્રદેશનો ત્યાગ કર્યો અને જ્યાં પોતાને કોઇ ન ઓલખે તેવા પ્રદેશમાં ચાલ્યા ગયા.

અહીં ખાસ સમજવા યોગ્ય અને વિચારવા યોગ્ય બાબત એજ છે કે, જે મહાપુરૂષોને પૂજા, સત્કાર-સન્માન ગમતાં નથી અને જોઇતાંજ નથી, તેને દેવતાઓ શોધતા

ફરે છે, અને અમારી જેવા પામર આત્માઓ રાત-દિવસ પૂજવા ઝંખી રહ્યા હોય છતાં કોઇ સામુએ જોતું નથી.

માટે કહેવત છે કે, માગે ત્યાંથી ભાગે અને ત્યાગે તેને વળગે, વલી પણ જે જન અભિલસે રે, તે તો તેહથી નાસે, તૃણ સમ જે ગણે રે, તેહને નિત્ય રહે પાસે" તથા વલી –

પૂજાવા ઈચ્છા કરે, પૂજા થાય ન લેશ,
ગુણી પૂજા ઈચ્છે નહિ, પૂજે દેવ નરેશ. ૧

કાંચન તજવું સહજ છે, સુલભ નારીનો ત્યાગ;
આપ બડાઈ ત્યાગતા, તે મોટા મહાભાગ. ૨

કાંચન તજવું સહજ છે, નારી સુત પરિવાર;
પણ જિતે ચાર કષાયને, ધન્ય તાસ અવતાર. ૩

તપસા ને ત્યાગીપણું, બાહ્ય ત્યાગ કહેવાય;
ત્યાગે ચાર કષાય તો, શીઘ્ર મોક્ષમાં જાય. ૪

અહીં એક એ પણ સમજવાનું છે કે, જેમ રાજા મહારાજાઓ છેલ્લી વયમાં રાજ્યાદિકનો ત્યાગ કરીને તથા ધનવાન પુરૂષો ધનમાલ પરિવારનો ત્યાગ કરીને ચારિત્રી બનતા હતા, અને બને છે. તેમ આચાર્ય ભગવંતો પણ પોતાની છેલ્લી વયમાં પોતાના પરિવારમાંથી, યોગ્ય આત્માને ગચ્છનો ભાર ભળાવીને વિશેષ રીતે યોગની સાધના કરવા સાવધાન બને છે. પૂર્વના મહર્ષિઓએ મોટા ભાગે છેલ્લી

વયમાં થાય તેટલા તપ-ત્યાગ અને ધ્યાનને વધારી મૂકયા હતા.

## મહાપુરુષ આર્ય વજ્રસ્વામીજી મહારાજ

આ મહાપુરૂષનો તુંબ નામના ગામમાં જન્મ થયો હતો પિતાનું નામ **ધનગિરિજી** અને માતાનું નામ **સુનંદાદેવી** હતું. તેમના સગા મામા અને સુનંદાદેવીના સગાભાઇ **આર્યસમીતજી** હતા. તેમણે ઘણા વખત પહેલાં દીક્ષા લીધી હતી. **આર્યવયરસ્વામીજી** ગર્ભમાં આવ્યા, ત્યાં તો પિતાને વૈરાગ્ય થયો અને દીક્ષા લીધી હતી. **વજ્રકુમાર** ગયા જન્મમા તિર્યગ્જૃંભગ્ દેવ હતા, અને અષ્ટાપદ પર્વત ઉપર **ગૌતમસ્વામી મહારાજ**ની દેશના સાંભળવાથી શ્રી જૈનશાસન અને વિરતિધર્મ ઉપર અતિરાગ થયો હતો. તેજ કારણથી આવાં ધર્મિ માતા-પિતાનો યોગ સાંપડયો હતો.

વજ્રકુમારનો જન્મ થયો અને બે-ત્રણ માસની વય થયા આસપાસ માતાની સખીઓના મુખથી પિતાની દીક્ષાના સમાચાર સાંભળ્યા. દેવકુમાર જેવા બાલકને જોઇને આજુ બાજુના સગાઓ અને બ્હેનપણીઓ આવીને વજ્રકુમારને રમાડવાનો લ્હાવો લેવા ચૂકતી નહિ, અને વાતે-વાતે કહેવાઇ જતું કે, તારા પિતાજી તો સાધુ થઈ ગયા છે, તું પણ સાધુમહારાજ થજે, આવા વારંવાર કાને પડતા શબ્દો વજ્ર-કુમાર ધ્યાનપૂર્વક સાંભળતો હતો, અને પ્રસ્તુત દીક્ષાનું

વારંવાર વાતાવરણ સાંભળવાથી વજ્રકુમારને આટલી નાનકડી વયમાં જાતિસ્મરણ જ્ઞાન થયું.

જાતિસ્મરણ થતાંજ ભગવાન ગૌતમસ્વામિ મહારાજની દેશનાનો સાક્ષાત્કાર થયો. જૈનશાસન અને વિરતિધર્મ પ્રત્યેના રાગનું દૃઢીકરણ થયું. પોતે પણ પિતાજીની પેઠે ચારિત્ર જ અંગીકાર કરવું અને ચારિત્ર કેમ મળે ? એના વિચારો કરતા યુક્તિ સુઝી આવી. માતાને મારી ઉપર અણગમો થાય તોજ હું સંજમ પામી શકું, એમ વિચાર કરી આખો દિવસ રડવાનું શરૂ રાખ્યું. ક્ષણવાર પણ બાળક રડતો બંધ ન રહેવાથી માતા સુનંદાદેવી ખૂબજ કંટાળી ગયા અને પોતાના ઘેર વહોરવા પધારેલા મુનિરાજ ધનગિરિજીને બાલક પ્રત્યેનો પોતાનો અણગમો જાહેર કરવાપૂર્વક બાલક વજ્રને વહોરાવી દીધો. ધનગિરિજી મહારાજ બાલક વજ્રને ગુરુજી પાસે લઇ ગયા. અત્યારસુધી બાલકનું નામ પાડવામાં આવ્યું ન હતું અને બાલકનું શરીરવજન વધુ જણાવાથી ગુરુમહરાજ સિંહગિરિસૂરિ મહારાજે તેનું વજ્ર નામ આપ્યું.

અને સાધ્વીજીના ઉપાશ્રયમાં ઉછરવા લાગ્યો. આઠ વર્ષની વય થઇ તેટલા સમયમાં સાધ્વીજીનો સ્વાધ્યાય સાંભળીને અગ્યાર અંગ ભણ્યા, અને ક્રમસર ભદ્રગુપ્તસૂરિ મહારાજ પાસે દશ પૂર્વધર થયા તેઓ બાલપણાથી પણ નિરતિચાર ચારિત્ર પાળતા હતા. બે વખત વિહારમાં વજ્ર

કુમારમુનિ ઘણા થાકી ગયા, ક્ષુધા પણ ખૂબ લાગી તેવા વખતે ગયા જન્મના મિત્ર દેવોએ સ્કંધાવાર (છાવણી) તથા મનુષ્યોની વસતિવાળા નાનાં ગામડાં દેખાડી એકવાર કોળાપાક અને બીજીવાર ઘેબરની ભીક્ષા આપવા તૈયારી કરી, પરંતુ સાવધાન વજ્રકુમાર મુનિએ દેવોને ઓળખી લીધા અને અમને વીતરાગના સાધુઓને દેવપિંડ કલ્પે નહિ. એમ સ્પષ્ટ જણાવી ભીક્ષા ન જ લીધી. તેમની આવી દૃઢતાથી એકદમ ખુશ થએલા દેવોએ આકાશગામિની વિદ્યા અને વૈક્રિયલબ્ધિ બે વાના આપ્યા.

એકવાર પાટલીપુત્ર નગરમા સાધ્વીજીના ઉપાશ્રયમાં વજ્રકુમાર મુનિનાં રુપ-વિદ્યા-યશ વિગેરે ગુણોના ખુબજ વખાણ થતા હતાં, જે સાભલી તે નગરમા વસનાર ધનાવહ શેઠની પુત્રી રુકમીણીએ પ્રતિજ્ઞા કરી કે, આ જીંદગીમાં વજ્રકુમાર સિવાય હું બીજાને પરણીશ નહિ.

ગ્રામાનુગ્રામ વિહાર કરતા વજ્રકુમાર મુનિ પણ એક વખત પાટલીપુત્ર નગરમા પધાર્યા. ત્યાંના શ્રી મઘે ઘણાજ બહુમાન અને વિસ્તારથી ગુરુદેવન્ન સામૈયું કર્યું. વ્યાખ્યાનમાં શ્રોતાવર્ગની ઠઠ જામેલી હતી અને સભા વચ્ચેજ કુમારિકા રુકમિણીએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો, અને સાથોસાથ કુમારીકાના પિતાએ પણ જણાવ્યું, કે મારે સંતાનમાં એકજ દીકરી છે, જો તમે મારી પુત્રી રુકમિણીનું પાણીગ્રહણ સ્વીકારો તો મારી ક્રોડોની મીલ્કત હું તમને અર્પણ કરવા વચન આપું છું.

પિતા-પુત્રીના ઉપર મુજબના અભિપ્રાયો સાંભળી મહાપુરુષ વજ્રકુમાર મુનિરાજે ઘણાજ વૈરાગ્યવાળી દેશના આપી કુમારિકા રુકમિણીને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી સાધ્વી બનાવી અને પિતા ધનાવહ શેઠને ઉપદેશ આપી તમામ લક્ષ્મીનો સાતક્ષેત્રમા સદ્વ્યય કરાવ્યો.

વજ્રકુમાર મુનિપ્રવરને દશપૂર્વધર આચાર્ય મહારાજ ભદ્રગુપ્તસૂરિ પાસે દશપૂર્વનો અભ્યાસ કરાવ્યો અને ગુરુ દેવ સિંહગિરિસ્વામી મહારાજે આચાર્યપદવી આપી. દશ પૂર્વધર એવા વજ્રસ્વામી ભગવાન ૧૮ મા યુગપ્રધાન બની **રથાવર્ત** નામના પર્વત ઉપર અનશન કરીને દેવલોક પધાર્યા. અનશની વજ્રસ્વામી મહારાજને સૌધર્મ ઈન્દ્ર વંદન કરવા આવ્યા હતા. ઇતિ

૧૯ મા પટ્ટધર **માનદેવસૂરિ મહારાજ** આચાર્ય-પદવીના દિવસથીજ છ વિગઈ અને ભક્તકુળની ગોચરીના જાવજ્જીવ અભિગ્રહી હતા, તે વાત આગળ બતાવી ગયા છીએ.

## અભયદેવસૂરિ મહારાજ.

નવાંગી ટીકાકાર આચાર્ય મહારાજ **અભયદેવસૂરિ મહારાજ**નો કંઠ ઘણોજ મધુર હતો. વ્યાખ્યાનશૈલી અજબ હતી, છતાં ગુરુદેવની આજ્ઞાથી ફક્ત જુવારનો તે પણ નીરસ ખોરાક ૧૬ વર્ષ સુધી વાપરતા રહ્યા. તેથી શરીરમાં કોઢનો રોગ થયો, પરંતુ ગુરૂવચનમાં અડગ રહેનાર મહાપુરુષ અભયદેવસૂરિ મહારાજે ખોરાકની ફેરફારી કરી

નહિ, છેવટે રોગથી કંટાળીને અનશન કરવા તૈયાર થયા. ત્યા પદ્માવતીદેવી આવ્યા. તેમણે રોગ મટાવવાનો ઉપાય બતાવ્યો અને અનશન નહિ કરવા સાથે ઠાણાંગાદિ નવ અંગની ટીકા કરવા વિનતિ કરી, જેનો સ્વીકાર કરી સુંદર આરાધના કરી દેવગતિને પામ્યા. ઇતિ

---

## આચાર્યદેવ હરિભદ્રસૂરિ મહારાજ

આ મહાપુરૂષ ચિત્તોડગઢના જિતારિ રાજાના મહા માનીતા પુરોહિત હતા. ચૌદ વિદ્યાના પારગામી હતા. એકજ અભિમાન હતો કે, હું સર્વશાસ્ત્રનો જાણકાર છું, મને કોઇ અપૂર્વ સૂક્ત સંભળાવે અને જો મને તેનો અર્થ ન આવડે તો તેનો હું જીદગીનો દાસ બનું. બસ પુણ્યવાન આત્માઓને, अहंकारो पि बोधाय અભિમાન પણ બોધને માટે બને છે. થયુ પણ તેમજ. ભટ્ટરાજ **હરિભદ્ર** એક દિવસ બજારમાં ચાલ્યા જતા હતા. સામેથી કાઇ આવતું હોવાથી એક મુકામના પગથીયા ઉપર ઉભા રહી ગયા. આ મુકામ હતું જૈન સાધ્વીજીનો ઉપાશ્રય, તેમા મહાવિદુષી સાધ્વીજી **યાકિની મહત્તરા** પરિવાર સાથે ઉતરેલાં હતાં, અને આગમોના પાઠનું આવર્તન કરતા હતા, તેમા એક ગાથા એવી આવી કે,

चक्कीदुग हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव दुचक्की केसी अ चक्की अ ॥

બસ, આ ગાથા સાંભળતાંની સાથે કંઠે થઇ ગઇ. બે–ચાર વાર અર્થ વિચાર્યો, પણ ભાવ બીલ્કુલ હાથમાં ન આવ્યો, અને એમ પણ થયું કે, આ **ચક્કીચક્કી** બોલ્યા કરે છે. આનો પરમાર્થ કાંઇ છેજ કે, એમ ને એમ બોલ્યા કરે છે. જોઉં તો ખરો, એમ નિર્ણય કરીને, ઉપાશ્રયમાં ગયા. યાકિની મહત્તરાને પરમાર્થ પૂછયો. તેમની પાસે પરમાર્થ તૈયાર જ હતો, કે આ અવસર્પિણી કાલમાં ૧૨ ચક્રવર્તી અને ૯ વાસુદેવ આ ક્રમેથી થયા છે, જુઓ પેલા બે ચક્રવર્તી થયા પછી લાગઠ પાચ વાસુદેવ થયા, પછી પાંચ ચક્રવર્તી થયા, પછી એક વાસુદેવ, પછી એક ચક્રી થયા પછી એક વાસુદેવ, વલી એક ચક્રવર્તી થયા, ત્યારબાદ બે ચક્રવર્તી થયા, પછી બે વાસુદેવ થયા, અને એક વાસુદેવ થયા.

ઉપર પ્રમાણે ગાથાનો વિશેષાર્થ સાંભળીને; મહાભાગ્યવાન આત્મા ભટ્ટરાજ હરિભદ્રજી મહાશયનો ગર્વ અગ્નિ પાસે માખણની માફક પીગળી ગયો, અને તુરતજ **મહત્તરા મહાસતી યાકિનીજી**ના ચરણમાં શિર ઝુકાવીને નમ્રભાવે પ્રાર્થના કરવા લાગ્યા કે, અત્યાર સુધી હું મારા આત્માને સર્વજ્ઞ માનતો હતો, પરંતુ આજે આપના જ્ઞાનસૂર્ય પાસે મારો ગર્વ હીમાચળ ઓગળીને પાણી થઇ ગયો છે. આજથી હું આપનો શિષ્ય થવા ઇચ્છું છું.

ઉપરના ભટ્ટરાજ હરિભદ્રનાં નમ્રતા ભરપૂર વચનો સાંભળીને યાકિની મહત્તરા સાધ્વીજી મહારાજ જવાબ

આપવા લાગ્યાં; ભાઈ ! તમો ઘણાજ વિદ્વાન છો. આ ગામમાં પણ તમારી વિદ્વતા ખુબજ વખણાય છે. અમે તો નારી-જાતિ છીએ. અમારૂં જ્ઞાનતો ખાબોચીયા જેટલુંજ હોય. એટલે અમારા થકી હજારો ગુણુ જ્ઞાની આચાર્યભગવાન અહિંજ પધારેલા છે, તેઓ અમારા પણ ગુરુદેવ છે. શ્રી જૈનશાસનમાં પુરૂષ જ પ્રધાન લેખાય છે. તમો ઘણા જ બુદ્ધિશાળી, સાથોસાથ મહાવિનીત આત્મા છો, એટલે એવા સુગુરુજીના યોગે તમારૂં પોતાનું અને પરનું પણ કલ્યાણ કરી શકશો. મહાકિંમતી હીરો હોય અને ઝવેરીનો સહયોગ મળે પછી શું ખામી રહે ?

યાકીની મહત્તરા સાધ્વીજીનાં ઉપરનાં વાકયો ભદ્ર-રાજને ખુબ ગમી ગયાં એટલે યાકિનીમહત્તરા સાધ્વીજી ભદ્રરાજને સાથે લેઈ ગુરૂમહારાજની પાસે ગયા, અને ઉપરની બધી ઘટના સંભળાવી. ગુરુમહારાજે પણ ભદ્ર-રાજની યોગ્યતા ચકાસીને દીક્ષા આપી. હીરો તો હતો જ, અને મહાઝવેરીના હાથમાં સુંકાણો. અલ્પસમયમાં જ્ઞાની-ગીતાર્થ થઇને સૂરિપદને પામ્યા.

આખી જીંદગીમાં ૧૪૪૪ ગ્રન્થો બનાવ્યા. અત્યંત ત્યાગમય જીવન જીવી સ્વર્ગમાં પધાર્યા.

પ્રશ્નઃ પુરૂષને પ્રધાન બનાવ્યા છે, તો શું સ્ત્રીજાતિ સર્વથા અવગુણની ખાણ જ લેખાઇ છે? જુઓ શ્રી જૈન-શાસનમાં પણ **ચંદનબાળા, મૃગાવતી, બ્રાહ્મી,**

**સુંદરી, સુલસા, રેવતી,** વિગેરે સાધ્વીઓ અને શ્રાવિકાઓ વિદુષીઓ અને આરાધન તત્પર ઘણી ઉત્તમ સ્ત્રીઓ ગવાઇ ગઈ છે, તથા જૈનેતરદર્શનમા પણ અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી, મીરાંબાઈ વિગેરે મહાગુણી મહાસતીઓનાં નામો આબાળગોપાલ પ્રસિધ્ધ છે, પછી એકલાજ પુરૂષ પ્રધાન કેમ લખાય છે?

**ઉત્તર:** ગુણીપણું અને આરાધકતા એ જુદી વાત છે. અને ગુરુપણું, નાયકપણું, આગેવાનપણું એ જુદી વાત છે. એટલે ગમે તેટલા ઉચ્ચગુણો આવવા છતાં સ્ત્રી જાતિની આગેવાની હોઈ શકે જ નહિ. જુઓ જૈન અને જૈનેતર બધાં દર્શનોના પ્રાચીન ઇતિહાસો તપાસો તો ખાત્રી થઇ જશે કે, ગુરુપણું અને આગેવાનપણું તો પુરૂષોનું જ હતુ, અને હોઇ શકે, જુઓ, શ્રી જૈનશાસનના આદ્યપુરૂષો શ્રી જિનેશ્વરદેવો અને ગણધરદેવો તે બધા ભગવતો પુરૂષો જ હતા. જૈનેતર શાસનમાં પણ બ્રહ્મા, વિશ્ણુ, મહેશ્વર, બુદ્ધ, મહમદ, ઇસુ, આદિ તમામ પ્રવર્તકો પુરૂષો જ થયા છે. ઋષિમુનિઓ હજારો-લાખો થયા છે. ગ્રન્થો-પુસ્તકો બનાવનાર હજારો થયા છે, તે બધા પુરૂષો જ પ્રાયઃ થયા સમજાય છે, માટે પુરૂષોનું પ્રાધાન્ય યુક્તિથી બરાબર જ છે, એટલે ગુણી અને આરાધક આત્મા સ્ત્રીજાતિ ઘણા મહાનુભાવો થયા છે, પરંતુ તેઓ ગુરૂપુરૂષોની આજ્ઞામાં રહીને મર્યાદા સાચવીને આરાધના કરી ગયા છે.

અહીં હરિભદ્રસૂરિ મહારાજના જીવનમાંથી જાણવા

યોગ્ય ખાળતો ઘણી હોવા છતાં તેમનો સત્યગવેષણ સ્વભાવ ઘણોજ અનુમોદનીય છે. અભિમાનની પ્રબળતા હોવાના કારણે જ પ્રતિજ્ઞા લીધી હતી, પરંતુ સ્ખલના આવી એટલે અભિમાનને ત્યાગ કરતાં વાર લાગી નથી, વલી મહાસતી યાકિનીમહત્તરાજીદ્વારા જૈન-ધર્મની પ્રાપ્તિ થઇ હોવાથી જાવજ્જીવ એ મહાસતીને પોતાની માતા તરીકેજ માન્ય રાખ્યા હતા. વલી તેમણે પોતાના દરેક ગ્રંથોમાં પણ **યાકિનીમહાત્તરાસુનુ** આવી જાહેરાત લખી છે. અહીંઃ-

**સમકીતદાયક ગુરૂ તણો, પચ્ચુવયાર ન થાય;**
**ભવ કોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય.**

સમકીતના આપનાર ગુરુનો બદલો ક્રોડાભવે પણ વાળી શકાતો નથી, આ વાત તેમના આત્મામાં અક્ષરશઃ કોતરાઈ ગઈ હશે, તેનો સાક્ષાત્કાર થાય છે.

## ૪૦ મા પટ્ટધર મુનિચંદ્રસૂરિ મહારાજ

આ મહાપુરુષ બાલ્યવયથી મહાવૈરાગી હતા. તેમના પ્રતિરોમમાં ત્યાગ છલોછલ ભર્યો હોવાથી તેમને રસો વાપરવા ગમતા જ નહિ, તેથી તે મહાપુરુષે દુધ, દહિં, ઘી, તેલ, મિષ્ટાન્ન અને પકવાન્ન આ છ એ વિગઇઓ જાવજ્જીવ ત્યાગ કરી હતી. ફક્ત કાંઝી જ વાપરતા હતા, છતાં તેમની પ્રજ્ઞાશક્તિ અજબ હતી. તે મહાપુરુષે ૨૦ લગભગ નવા

ગ્રંથો બનાવ્યા હતા. સાથોસાથ પૂર્વપુરુષોના ગ્રંથો ઉપર ટીકાઓ પણ ઘણી લખી ગયા છે. તેઓ તાર્કિક પણ ખુબ હતા. તેથી ઘણી જગ્યાએ વાદસ્થળોમાં પણ જિત પામ્યા હતા. તેમને **અજિતદેવસૂરિ** અને **વાદિદેવસૂરિ** જેવા મહાવિદ્વાન અને પ્રભાવક શિષ્યો પણ ઘણા થયા હતા.

## કલિકાલ સર્વજ્ઞ ભગવાન
## હેમચંદ્રસૂરિજી મહારાજ

આ મહાપુરુષ જેવા આત્માઓ ચોથા આરામાં પણ થોડા થયા હશે, જેમણે પાંચ વર્ષની ઉમરે દીક્ષા લીધી હતી. ૮૪ વર્ષનું જીવન જીવ્યા છે, તેમાં કુમારપાલ જેવા મહાન સમ્રાટને પણ પ્રતિબોધ કર્યો છે, સાથે સાથે શાસન અને રાજ્ય ઉપર આવેલી સેંકડો આપત્તિનો નિર્દોષ સામનો કરીને શ્રી જૈનશાસન તથા રાજ્યનો બચાવ કર્યો છે. દેવબોધિ જેવા સર્વ સંપન્ન પ્રતિસ્પર્ધિને હરાવીને જૈનશાસનનો વાવટો ફરકાવ્યો છે. કંટકેશ્વરી જેવા અનેક કાંટાઓમાંથી કુમારપાળ રાજાને બચાવી લઈને વીતરાગ શાસનની આરાધના કરાવી છે, તથા ૧૮ દેશમાં કોઈ યૂકા પણ મારી શકે નહિ, તેવો અમારિ પડહ વગડાવ્યો છે, વળી જેમણે જુગાર, માંસ, મદિરા, વેશ્યા, પાપર્દ્ધિ [ શીકાર ] ચોરી, અને પરદારસેવા, આ સાતે વ્યસનોને દેશનિકાલ કરાવ્યા છે, આ ઉપરાંત પાછલની પ્રજાના ઉપકાર માટે પણ આ મહાપુરૂષે સિધ્ધહેમ જેવું મહાવ્યાકરણ,

**દ્વયાશ્રય** અને સપ્તસંધાન વિગેરે મહાકાવ્યો, યોગશાસ્ત્ર અને ત્રિશષ્ટિ વિગેરે રત્નત્રયીપોષક ગ્રન્થો તથા અન્યયોગવ્યવચ્છેદિકા અને પ્રમાણ મિમાંસા વગેરે દાર્શનિક ગ્રંથો અને બીજા પણ દરેકે દરેક વિષયના ઘણા ગ્રંથો બનાવી પાછળની પ્રજા માટે લાખો શ્લોકો વારસામા મુકી ગયા. છેવટે અનશન કરી ચોથા દેવલોકે પધાર્યા, ત્યાંથી મનુષ્યજન્મ પામી મોક્ષમાં પધારશે. કોઇક મહાપુરુષે કહ્યુ છે કે,

पूर्वं वीरजिनेश्वरेऽपि भगवत्याख्याति धर्मं स्वयं,
प्रज्ञावत्यभयेऽपि मंत्रिणि न यां कर्तुं क्षमः श्रेणिकः ।
अक्लेशेन कुमारपाल नृपतिस्तां जीवरक्षां व्यधात्,
यस्यास्वाद्य वचःसुधां सजयतु श्री हेमचन्द्रो गुरुः ॥

**અર્થ**.- ભગવાન મહાવીરદેવ પોતે જ્યારે સાક્ષાત વિચરતા હતા. ચોથા આરા જેવો ધર્મપોષક સમય-કાલ હતો, વલી ચાર બુદ્ધિના નિધાન **અભય** જેવો જેને મહામંત્રીશ્વર હાજર હતો વલી જેને ભગવાન મહાવીર પ્રભુ ઉપર અનન્ય રાગ હતો, તો પણ **રાજા શ્રેણિક** જે જીવદયા ન પલાવી શકયા, તે આ પાંચમા આરમા, ભયંકર કલિકાળમાં ધર્મભક્ષક હજારો રાક્ષસોના જુંમાટ કાલમાં જે મહાપુરુષના વચનામૃતોનું પાન કરીને બીલકુલ અલ્પપ્રયાસથી **કુમારપાળ રાજા** તે જીવદયાને પળાવી શકયા છે, તે **કલિકાળ સર્વજ્ઞ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ સદા જયવંતા વર્તો.**

**પ્રશ્ન** : ઘણીવાર અને ઘણા લોકો પાસે સાંભળવામાં આવે છે કે, હેમચંદ્રસૂરિ મહારાજના (શાસ્ત્રોમાં) આમલીના

પાંદડાં જેટલા ભવો બતાવ્યા છે, તો શું આ વાત સાચી નથી? તમે તો ઉપર એકાવતારી [ત્રીજા ભવે મોક્ષ જવાના] બતાવ્યા છે.

**ઉત્તરઃ ચારિત્રસુંદરગણિ** મહારાજનું બનાવેલ અને આત્માનંદ સભામા છપાયેલ કુમારપાળ મહાકાવ્યમા **હેમચંદ્રસૂરિ મહારાજ** અને **કુમારપાળ રાજાના** ભવવર્ણન અધિકારમા કુમારપાળ રાજાએ પોતાના અતીત, અનાગત ભવોના કરેલા પ્રશ્નોના જવાબમા મહાવિદેહ ક્ષેત્રમાં **શ્રી સીમંધરસ્વામી મહારાજ** પાસે શ્રીમતી પદ્મમાવતી મહાદેવીને મોકલી મંગાવેલા વર્ણન અનુસારે આપેલા જવાબમા અમે ઉપર જણાવેલ હકિકત સ્પષ્ટ બતાવાઈ છે.

ઇતિ કુમારપાળ મહાકાવ્ય સર્ગ ૯ પૃષ્ટ ૫૪

શ્લોક ૪૨–૪૩નો સારમાત્ર.

## ભગવાન મહાવીરદેવની ૪૬ મી પાટે થયેલા ધર્મઘોષસૂરિ મહારાજ.

આ મહાપુરૂષ મહાત્યાગી અને મહાપ્રભાવક હતા, તેમને એકવાર મહાવિષધર સર્પે દંશ કર્યો હતો. શ્રી સંઘ ભેગો થઇ ગયો અને લોકોના ચિત્તને ઘણોજ આઘાત થવાથી કેટલાકોની આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી હતી. વિષનો વેગ હજુ વ્યાપક થયો ન હતો. તે પહેલાં મહાપુરૂષે પોતાના શ્રુતજ્ઞાનના અનુભવથી જાણીને શ્રી સંઘની

પ્રીતાને પોષણ આપવા જણાવ્યું કે, થોડીવારમા મને વિષનો વેગ ખુબજ ફેલાઇ જશે, તેથી હું આખી રાત મૂર્છિત દશા માજ રહીશ, પરંતુ આયુષનો ક્ષય થશે નહિ, અને સવારમા કઠીયારા લોકો લાકડા લઇને આવશે, તે પૈકીના અમુક નિશાનીવાળા કઠીયારાના કાષ્ટભારમા એક વનસ્પતિનો વેલો વળગેલો હશે, તે લાવી વાટીને આ સર્પદંશ ઉપર ચોપડશો એટલે બધું ઝેર ઉતરી જશે

શ્રી સંઘે તેમ કરવાથી સૂરિ મહારાજ નિર્વિષ થઇ ગયા, પરંતુ તે મહાપુરૂષને વૈરાગ્ય મજબુત થયો અને વિચારો આવ્યા કે, જો મને શ્રી જૈનશાસન અને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થઇ ન હોત તો આ સર્પદંશથી મારા પ્રાણ ચાલ્યા જાત, અને મારો આત્મા કોઇ મહાકુગતિમા જતો રહ્યો હોત, તો હવે મારા આત્મા અને પ્રાણુના રક્ષણહાર જૈન શાસનની મારે સવિશેષ આરાધના કરી લેવી જોઇએ. એમ વિચાર કરીને તત્કાલ તે મહાપુરૂષે 'મારે આજથી જીવું ત્યા સુધી છ વિગઇનો સર્વથા ત્યાગ અને જુવારના રોટલા સિવાય અન્ય ખોરાક કાઇપણ લેવો કલ્પે નહિ' એવો નિયમ લીધો. આ મહાપુરુષ મહાત્યાગી સાથે ઘણા જ વિદ્વાન પણ હતા તે તેમની **સંઘાચાર ભાષ્ય** જેવી અજોડ કૃતિ ઓથી સમજી શકાય તેવું છે.

આ પ્રમાણે શાસનપ્રભાવક પુરૂષોના વર્ણન લખવા બેસીએ તો આવા મહાપુરૂષો આ પાંચમા આરામા પણ

ઘણા જ થયા છે. જેમનો ત્યાગ, જેમની વિદ્વત્તા, જેમની શક્તિઓ વાંચીને આપણા આત્માને ઘણો જ ગુણાનુરાગ આવી જાય તેવુ છે. પરંતુ ગ્રન્થગૌરવ થઇ જવાના ભયથી ઘણું લખવાની ભાવના હોવા છતા છોડી દેવું પડે છે.

અહીં સૂરીશ્વરભગવંતોના ગુણ સમજવા માટે પૂર્વપુરૂષો ઘણી વાતો બતાવી ગયા છે. નમુના દાખલ તેમાથી થોડી અહીં બતાવાય છે. આચાર્ય ભગવંતોને ૩૬ ૩૬ ગુણે કરી વિભૂષિત માનેલા છે એટલે છત્રીશ છત્રીશી ગુણો જેમનામા પ્રકટ થયા હોય છે, તેમાથી, કેટલાક અહીં લખું છું.

૯ બ્રહ્મચર્ય ગુપ્તિને ધારે છે.
૯ નિયાણા સર્વથા ત્યાગે છે.
૯ કલ્પ વિહાર કરે છે.
૯ નવતત્ત્વના સંપૂર્ણ રહસ્યને જાણે છે.
૩૬

૨૭ સાધુના ગુણને ધારે છે.
૯ કોટીશુદ્ધ આહાર કરે છે.
૩૬

૧૦ પ્રકાર સમાચારી જાણે-પાળે છે.
૧૦ સમાધિસ્થાનો સાચવે છે.
૧૬ કષાયના ત્યાગી હોય છે.
૩૬

૨૮ લબ્ધિના ધારક હોય છે.
૮ પ્રકારે પ્રભાવકપણું હોય છે.
‾૩૬‾

૨૨ પરિષહ સહન કરે છે
૧૪ અભ્યંતર પગ્રિહ ત્યાગે છે.
‾૩૬‾

૧૨ અંગ
૧૨ ઉપાંગ } ના સૂત્રાર્થજ્ઞાતા હોય.

૧૦ સમકીતના જ્ઞાતા હોય
૨ ગ્રહણ-આસેવન શીક્ષા જાણે.
‾૩૬‾

૫ આચાર પાલે.
૫ ઇન્દ્રિય જીતે.
૫ સમિતી ધારે.
૫ મહાવ્રત ધારે.
૪ કષાય ત્યાગે.
૩ ગુપ્તિ ધારે.
૯ પરિગ્રહ ત્યાગે.
‾૩૬‾

૮ અષ્ટાગયોગ સાધે.
૮ કર્મનું સ્વરૂપ જાણે અને આઠ કર્મને જીતે.
૮ દૃષ્ટિ સમજે.

૮ બુધ્ધિના આઠ ગુણ સમજે અને ધારે.
૪ અનુયોગ જાણે.
૩૬

અહીં તો અમે આઠ છત્રીસીઓ બતાવી છે, પરંતુ બીજા પુસ્તકોમાં ૩૬ છત્રીસીઓ છપાઇ ગઇ છે. જે જાણવાથી સમજી શકાય છે કે, આચાર્ય ભગવંતો કેટલા બધા ગુણોના ભંડાર હોય છે, એને માટે મહામહોપાધ્યાય **યશોવિજયજી ગણિવર** સાહેબ પણ ફરમાવે છે કે,

પંચ આચાર જે સુધા પાલે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમિયે તેહનું, પ્રેમ કરીને જાચો રે.
ભવિકા ! સિધ્ધચક્રપદ વંદો. ૧

વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ક્ષણ કોહે, સૂરિ નમું તે જોહે રે. ૨

નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારજ નમિયે, અકલુષ અમલ અમાયરે. ૩

જે દિયે સારણ, વારણ, ચોયણ, પડીચોયણ મુનિજનને;
પટધારી ગચ્છથંભ આચારજ, તેમાન્યા મુનિમનને રે.
ભવિકા ! સિધ્ધચક્રપદ વંદો. ૪

અત્થમિયે જિનસૂરજ કેવલચંદે જે જગદીવો;
ભુવનપદારથપ્રકટનપટુતે, આચારજ ચિરંજીવો રે.
ભવિકા ! સિધ્ધચક્રપદ વંદો. ૫

**ભાવાર્થ**: આચાર્ય ભગવંતો જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર, આ

પાંચે આચારના ઉત્તર ભેદો ૩૯ થાય છે, તેને બરાબર જાણે છે, પોતે આચરે છે. અને તેનો ખુબ ખુબ પ્રચાર પણ કરે છે, અને ભગવાન વીતરાગદેવે પ્રરૂપેલ માર્ગને શુદ્ધ રીતે લોકોને બતાવે છે, તેમાં જીવવિશેષોને સમજીને નિશ્ચય-વ્યવહાર, ઉત્સર્ગ-અપવાદ અને વિધિ—નિષેધનું યથાયોગ્ય પ્રતિપાદન કરે છે.

**પ્રશ્ન:** નિશ્ચય અને વ્યવહાર, ઉત્સર્ગ અને અપવાદ, વિધિ અને નિષેધ માર્ગો જિનેશ્વરદેવોએ જગતના ભલા માટેજ બતાવ્યા છે, તો પછી અમુકને બતાવવા અને અમુકથી છુપાવવા એનું શું કારણ?

**ઉત્તર:** જેમ મોટો વેપારી પોતાની પેઢીમાં ક્રોડોનો વેપાર ચલાવે છે, હજારો આડતીયાઓને માલ મોકલી પૈસાની ધીરધાર કરે છે, પોતાને ઘણા છોકરા હોય તેમાં બરાબર નિષ્ણાતને પેઢીની કુલ મત્તા સોંપે છે, ગમે તે આડતીયાને ગમે તેટલી ઉધાર કરવાની તેને પરવાનગી આપવામાં આવે છે, બાકીના છોકરા તેવા હુશીયાર ન હોય તો તેમને પોતાના સગા પુત્રો હોવા છતાં થોડી પણ સત્તા આપવામાં આવતી નથી. તે બન્ને બાજુનું મુખ્ય કારણ મીલ્કતની સલામતી માટેજ છે, જે મીલ્કતને વધારી શકે અથવા સાચવી શકે તેમને સંપૂર્ણ સત્તા આપવામાં વાધો છે જ નહિ, પરંતુ વધારવાનું તો દૂર રહો પરંતુ મીલ્કતને વેડફી નાંખે કે ફના કરી નાંખે તેવા પુત્રને સત્તા આપવી, એ ભયંકર જોખમવાળું છે.

તેમ નિશ્ચય-વ્યવહાર, ઉત્સર્ગ-અપવાદ અને વિધિ-નિષેધ માર્ગો પણ આત્મગુણના ઉત્કર્ષ માટે છે. જે આત્મા આત્મગુણના ઉત્કર્ષને એટલે વૃદ્ધિને મજબુત કરવા સારૂ અથવા આત્મગુણના ઉત્કર્ષને વિઘ્ન કરનારા કારણોને નિર્મૂલ કરવા સારૂ વખતે અપવાદ સેવે તો પણ તેને આરાધનાજ થાય છે, તેવું બરાબર સમજી શકનારને ઉત્સર્ગ અને અપવાદ બને સમજાવવામા વાધો નથી.

જેમ કોઇ પેટના વ્યાધિવાળા માણસને દવા આપવાથી ફાયદો થઇ જતો હોય તો ઓપરેશન કરવું ગેરવ્યાજબી છે, તેમ ઉત્સર્ગમાર્ગથીજ આત્મા ટકી શકતો હોય તેણે અપવાદ સેવવો ગેરવ્યાજબી છે, પરંતુ દવાથી ફાયદો થવા સંભવજ ન હોય તેણે ઓપરેશન કરાવવું પડે છે. ઓપરેશન ન કરાવે તો વખતે મરણનો પણ ભય રહે છે. માટે ન છુટકે જેમ ઓપરેશન પણ અનિવાર્ય છે. તેમ ન છુટકે અપવાદ પણ અનિવાર્ય છે.

महल्लधम्मकज्जेसु; अरवाओविदेसिओ ।
न पूणो पावकज्जंमि जिणधम्मंमि कत्थवि ॥

માટે ઉત્સર્ગ-અપવાદનાં કારણો સમજવાની તાકાતવાળા જીવોને બન્ને વાતો સમજાવવી બીલકુલ વાંધા વગરની છે. પરંતુ જેઓ ન સમજતા હોય તેવાને ઉપરની વાત આપવી વ્યાજબી નથી, જેમ એક વૈદ્યરાજ પાસે એક સાથે બે તાવના રોગી આવ્યા. બન્નેને લગભગ ૧૦૫ ડીગ્રી તાવ

હતો. વૈદ્યરાજ નાડીના સંપૂર્ણ જાણકાર હતા, તેથી એક જણને પરિશ્રમ ઘણો થવાથી તાવ ચડ્યો હતો, તેને થાક ઉતરી જવાથી તાવ ઉતરી જવા સંભવ હોવાથી તેને ઘેર જઈને પૌષ્ટિક ખોરાક લેવા દઈને ભલામણ કરી, બીજા માણસને અતિ અજીર્ણ થવાથી તાવ ચડ્યો હતો. તેને નાડીના જાણકાર વૈદ્યરાજે સંપૂર્ણ લંઘન કરવા સૂચના કરી. કહ્યુ છે કે,

वलावरोधि निर्दिष्टं, ज्वरादौ लंघनं हितं ।
ऋतेऽनिलश्रमक्रोध शोक-काम-क्षत-ज्वरान् ॥१॥

**અર્થ** વાયુથી, પરિશ્રમથી, ક્રોધની તીવ્રતાથી, શોકની અધિકતાથી, કામના સેવનથી અને મારપછાડ વિગેરેના કારણે તાવ આવ્યો હોય તેને છોડીને આવેલા તાવને અટકાવવા માટે તુરતજ લંઘન શરૂ કરી દેવી જોઈએ. કારણ કે લંઘન કરવાથી જ્વરનું જોર અટકી જાય છે.

ઉપરના તાવના બીજા નંબરના રોગીને વૈદ્યરાજની વાત જરા પણ ન જ ગમી ગમી નહિ તેટલુંજ નહિ પણ વૈદ્યરાજની ઉપર ગુસ્સો આવ્યો અને જ્યાંને ત્યાં બકવા લાગ્યો કે, વૈદ્યમાં જરાપણ ભલીવાર નથી વૈદ્ય કશું જાણતો નથી, અરે અમને બન્નેને સરખાજ ૧૦૫ ડીગ્રી તાવ હોવા છતા સાલાએ મને લંઘન બતાવી, કેટલો પક્ષપાત છે, જોઈ લ્યો.

બીજા નંબરના રોગીએ વૈદ્યરાજને ઘણી ગાલો દીધી, એટલુંજ નહિ પરંતુ ઘેર જઈને પોતાની જાતે અધોશિર

ઘીનો શીરો બનાવીને ખાઈ પણ લીધો, બસ બીચારાને તાવ વધી ગયો અને સંનિપાત રોગ થઈ ગયો. દર્દી મરણ પામ્યો. આવા દર્દીને સાંભળતાં બીજા દર્દી-રોગીને પણ દવા આપવી જેમ વ્યાજબી નથી, તેજ રીતે પાચનશક્તિના અભાવવાળા અલ્પસત્વ આત્માને ઉત્સર્ગ-અપવાદથી ભરેલાં વીતરાગનાં વચનો પણ બીજા નંબરના રોગીની માફક કુગતિમાં ધકેલનારાં બનતાં હોવાથી આપવાં યોગ્ય નથી.

તેમજ આચાર્ય ભગવંતો છત્રીશ-છત્રીશી ગુણોને ધારણ કરનારા હોય છે તથા વળી તે કાળના ઉપાધ્યાય, પંન્યાસ, ગણી, ગણાવચ્છેદક અને સ્થવિર સાધુઓમાં પોતાની પ્રતિભા જમાવી શકે છે. દેશવિદેશ વિચરીને લોકોને ભગવાન વીતરાગનું શાસન સમજાવે છે. વળી ક્ષણવાર પણ ક્રોધાદિ કષાયવાલા થતા નથી. તથા વળી સ્ત્રીકથા, ભોજનકથા, દેશકથા, અને રાજકથા બીલ્કુલ કરતા નથી, વલી સમગ્ર દિવસ-રાત્રી પોતાના આશ્રિત સાધુજનને સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા આપ્યા કરે છે.

જ્ઞાની કહે છે કે, આ મહાપુરુષોનાં કેટલાંક વખાણ કરીએ. જિનેશ્વરદેવરૂપ સૂર્યનો અસ્ત થવાથી અને કેવલજ્ઞાનરૂપ ચંદ્ર પણ અસ્ત થઈ જવાથી દીપકના જેવા સૂરિમહારાજો પણ આખા જગતના પદાર્થને પ્રકાશમાં લાવી શકે છે, તે સૂરિભગવંતો સદાકાળ જીવતા રહો.

આ રીતે આચાર્ય ભગવંતોના ગુણોની પૂર્ણતા સમજવા સાથે અઢીદ્વીપ અને ત્રણ કાલના સૂરિ ભગવંતોનું સંખ્યા પરિમાણ જાણનાર આત્મા સંપૂર્ણ સાવધાનપણે નમો આયરિયાણં પદોચ્ચાર કરે તો ૫૦ સાગરોપમનાં પાપો નાશ કરી નાખે, એ પણ એક મધ્યમ કોટીનીજ વાત છે, પરંતુ જાગૃત જ્ઞાનવાન આત્મા સર્વ કર્મનો પણ ક્ષય કરી નાખે તો (અતિશયોક્તિ ન જાણવી.) પણ માનવા યોગ્ય છે.

## ઈતિ નમો આયરિયાણં પદ વ્યાખ્યા પૂર્ણા

## નમો ઉવજ્ઝાયાણં પદ વર્ણન પ્રારંભ

આપણે નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, અને નમો આયરિયાણં આ ત્રણ પદો અતિ ટુંકાણમાં જોઇ ગયા, હવે ક્રમાગત ચોથું નમો ઉવજ્ઝાયાણં પદ વિચારીએ.

**ઉપાધ્યાય, વાચક, પાઠક,** વિગેરે એકાર્થક પર્યાયવાચક નામો છે. ઉપાધ્યાયમાં उप અને अध्याय બે શબ્દો મળેલા છે, એનો અર્થ उप એટલે પાસે અને अध्याय એટલે સ્વાધ્યાય છે જેની તે ઉપાધ્યાય અર્થાત્ જેની સમીપમાં–જેની પાસે સર્વકાલ સ્વાધ્યાય ચાલુજ રહેતો હોય તેઓ ઉપાધ્યાય ભગવાન કહેવાય છે. બીજા બે શબ્દો પણ સૂત્રો ના વાચક અને સૂત્રોના પાઠક એટલે ભણાવનાર અર્થવાલા હોવાથી ઉપાધ્યાય શબ્દનાજ અર્થને જણાવનારા છે.

હવે ઉપાધ્યાયપદને વિશેષ સમજવા ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર શું ફરમાવે છે, તે જુઓ–

દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે, પારગ ધારગ તાસ;
સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે. નમો ઉવજ્ઝાય ઉલ્લાસરે. ભવિકા ! સિદ્ધચક્રપદ વંદો ૧

અર્થ સુત્ર ને દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય;
ભવ ત્રીજે જે લહે શિવસંપદ, નમિયે તે સુપસાય રે. ભ૦ ૨

મૂર્ખ શિષ્ય નિપાઇ જે પ્રભુ, પહાણુને પલ્લવ આણે;
તે ઉવજ્ઝાય સકલજન પૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે ભવિકા૦ ૩

રાજકુંવર સરિખા ગણચિંતક, આચારજ પદ યોગ;
જે ઉવજ્ઝાય સદાયે નમતાં, નાવે ભવભયસોગ રે. ૪

બાવનાચંદનરસ સમ વયણે, અહિત તાપ સવિ ટાલે:
તે ઉવજ્ઝાય નમિજે જે વલી, જિનશાસન અજવાલેરે ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો ૫

તપ સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રેઃ
ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતારે. ૬

ભાવાર્થઃ જે ઉપાધ્યાય ભગવંતો આચારાંગાદિ બાર અંગ પોતે ભણે અને અન્યને ભણાવે છે. બારે અંગનો વાચના, પૃચ્છનાદિ પ્રકારથી સ્વાધ્યાય કરતાજ રહે છે. દ્વાદશાંગીના

પઠન–પાઠન, ચિંતન–મનન, નિદિધ્યાસનથી તેના રહસ્યના પારને પામેલા હોય છે.

તથા સૂરિ અને વાચકપદનો અભેદ બતાવતા જણાવે છે કે, આ ઉપાધ્યાય મહારાજ સૂત્રની દેશના–વાચના આપે છે, જ્યારે આચાર્ય ભગવતો અર્થની વાચના આપે છે. એટલે સૂત્ર અને અર્થના વિભાગથી ઉપાધ્યાય અને આચાર્ય કહેવાય છે, અને ભાવવાચકદશાને પામેલા ઉપાધ્યાય ભગવંતો ત્રીજા ભવે શિવસંપત્તિ એટલે મોક્ષ, તેને પામનારા હોય છે.

તથા ઉપાધ્યાય બનેલા મહાપુરૂષોમા એવા ગુણો પ્રકટ થયા હોય છે કે, જેમના સહવાસથી પત્થર જેવા મૂર્ખશિષ્યને પણ ભણાવીને મહાપંડિત, નવપલ્લવિત બનાવે છે. વલી ઉપાધ્યાય ભગવંતો બધાં આગમો અને આગમનાં તમામ અંગ–પ્રત્યંગનો પણ પાર પામેલા હોય છે. ઉપલક્ષણથી વ્યાકરણ, સાહિત્ય, કાવ્ય, ન્યાય, પ્રકરણ, ઇતિહાસ, જ્યોતિષ અને શિલ્પ વિગેરે શાસ્ત્રોના પણ ભગવંત ઉપાધ્યાયો જાણકાર હોય છે. પરદર્શનના પણ બધાં શાસ્ત્ર રહસ્યને સમજેલા હોય છે.

વળી જેમ રાજાની પાસે યુવરાજ હોય છે. તેમ ઉપાધ્યાય મહારાજ પણ સૂરિમહારાજ પાસે યુવરાજપદવી ભોગવે છે, જેમ યુવરાજ સમગ્ર દેશ અને રાજ્યની વ્યવસ્થા સંભાળે છે. તથા સ્વ–પરચક્રના ભયની સાવધાનતા રાખે

છે. કોઇવાર રાજ્યમાં વિપ્લવ ઉત્પન્ન થાય કે તુરતજ કુનેહથી દબાવી શકે છે. સુદ્દજ રાજા અને પ્રજાને બરાબર સુખ આપનાર થાય છે, તેજ પ્રમાણે ઉપાધ્યાય મહારાજ આચાર્યદેવની સંપૂર્ણ આજ્ઞા પાલવાપૂર્વક ગચ્છને પણ બરાબર સંભાલે છે.

ગચ્છમાં રહેલા સાધુ-સાધ્વીને યથાયોગ્ય વ્યાકરણ વિગેરેની સાથે સૂત્રાદિની વાચના આપે છે. શરીરથી સીદાતાને દવા અને વૈયાવચ્ચ આદિથી પોષણ આપી સંજમની આરાધના કરાવે છે. ચારિત્રથી સીદાતા સાધુને સંસારની અસારતા સમજાવી ચારગતિની ભય કરતા સમજાવી ચારિત્ર આરાધનામાં મજબુત કરે છે. શ્રદ્ધાથી સીદાતા શિષ્યોને દેવ-ગુરૂ-ધર્મનું રહસ્ય સમજાવી સમ્યક્ત્વ નિર્મલ કરાવે છે, તથા આખા ગચ્છની વસ્ત્ર-પાત્ર-વસતિ, ઔષધાદિની નિર્દોષ સગવડ પુરી પાડે છે, તથા આચાર્યભગવંતનો સ્વયં ખુબજ વિનય સાચવવાપૂર્વક શિષ્યવર્ગની હૃદયભૂમિમાં વિનયનાં બીજ ખુબજ ઉંડા વાવે છે અને મુનિવરની બધી આચરણા પાલવામાં સદાકાળ જાગતા રહે છે.

જેમ કોઈ મનુષ્યને દાહજ્વર થાય અને બાવનાચંદન લગાવવાથી એકદમ શાન્તિ આવી જાય છે, તેમ ઉપાધ્યાય ભગવંતો વ્યાખ્યાન કરે ત્યારે ગમે તેવા ક્રોધી શિષ્યોના ક્રોધરૂપ દાહજ્વરો પણ ચાલ્યા જાય છે. અર્થાત ઉપાધ્યાય ભગવંતોની વાણી બાવનાચંદન જેવી શીતળ હોય

છે કે જેથી આશ્રિત આત્માઓના ક્રોધાદિ બધા તાપો શમી જાય છે

વળી ઉપાધ્યાય મહારાજોના સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એટલા ચોખા-નિર્મળ હોય છે કે, જેમને દેખીને પરદર્શનમા પણ શ્રી જૈનશાસનનો પ્રભાવ પડી જાય છે. અહી વાચકવર **શ્રી યશોવિજયજી ગણિવર, ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવર. ઉપાધ્યાય શ્રી સકળચંદ્રજી ગણિવર, ઉપાધ્યાય શ્રી શાન્તિચંદ્રજી ગણિવર, ઉપાધ્યાય શ્રી ભાનુચંદ્રજી ગણિવર** આદિ **આધુનિક** મહાપુરૂષોના પણ **જીવન રહસ્યો** જૈન, અજૈન સમગ્ર જગતમા પ્રભાવ ફેલાવનારા બન્યા છે

વળી બાર પ્રકારના તપમા, ૧૨ અંગના સ્વાધ્યાયમા જે સર્વકાળ સાવધાન રહે છે. એના ઉપાધ્યાય મહારાજની આરાધના કરનાર આત્મા સંસારને ટૂંકો કરી નાખે છે. ઉપાધ્યાય ભગવંતોનું દર્શન, વંદન, ધ્યાન, જાપ, પ્રાણીમાત્રના પાપને નાશ કરનાર બને છે તથા વળી–

## અર્થ સૂત્રના દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય

એટલે હંમેશાં અર્થની વાચના આપે તે આચાર્ય ભગવાન કહેવાય છે, અને જે સૂત્રની વાચના આપે તે ઉપાધ્યાય કહેવાય છે. આ કારણથી ગણધરદેવોમા પણ ઉપાધ્યાયજી પદ લાગુ પડે છે, કારણ કે શ્રી ગણધરદેવો

સૂત્રનીજ વાચના આપે છે. અને અરિહંતદેવો અર્થની વાચના આપે છે એથી ગણધરદેવો શ્રી તીર્થંકરદેવોના ઉપાધ્યાય ગણાય છે. આ બાબત કલ્પનામાત્ર નથી, પરંતુ આધાર સહિત મલી શકે છે.

**જુઓ ઘણો પ્રાચીન ગૌતમસ્વામી મહારાજનો મંત્ર**

ॐ ह्रीँ श्रीँ अरिहंत उवज्झाय गौतमस्वामिने नमः

**અર્થ**: શ્રી અરિહંતદેવરુપ ગુરુમહારાજના શિષ્ય ઉપાધ્યાય ગૌતમસ્વામિને નમસ્કાર થાઓ. આ મંત્રની સાક્ષી ૧૪૫૨ ની સાલમા બનેલા ગૌતમસ્વામીના રાસમાં પણ મલે છે. જુઓ,

પણવક્ખર પહેલો પભણીજે,
માયાબીજ શ્રવણે નિસુણીજે,
શ્રીમતી શોભા સંભવે એ;
દેવહ ધુરિ અરિહંત નમીજે,
વિનયપહુ ઉવજ્ઝાય થુણીજે,
ઈણ મંત્રે ગોયમ સમરીજે.

**અર્થ**: પ્રણવાક્ષર એટલે ૐકાર, માયાબીજ એટલે હ્રીઁકાર, **શ્રીમતી શોભા** એટલે **શ્રીકાર**. લાગોલાગ ધુરિ એટલે પહેલાં **અરિહંત** શબ્દ સ્થાપન કરવો, પછી વિનય ગુણ છે મુખ્ય જેમાં (ઉપાધ્યાય મહારાજ પોતે મહાવિનયી હોય છે અને શિષ્યોને પણ વિનયગુણ ખુબજ

સમજાવે છે, એવા ઉપાધ્યાય શબ્દને સ્થાપન કરો. એવા મંત્રે ગૌતમસ્વામિનો જાપ કરો એટલે નીચે મુજબ મંત્ર બન્યો.

ॐ ह्रीँ श्रीँ अरिहंत उवज्झाय गौतमस्वामिने नमः

વળી આ ઉપાધ્યાયભગવંતો કેવા ગુણરત્નોથી ભરેલા હોય છે, તે સમજવા માટે નીચેનાં સૂક્તો અને તેનો અર્થ સમજતાં બરાબર ખ્યાલ આવી જશે.

શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું,
અંગ-ઉપાંગના જાણ મુણીન્દા;
ભણે ભણાવે શિષ્યને હિત કરી,
કરે નવપલ્લવ પહાણ વિનીતા,
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૧

અર્થ સૂત્ર કહેવાના વિભાગથી,
સૂરીશ્વર પાઠક સાર સોહંતા;
ભવ ત્રીજે અવિનાશીપદ લહે,
યુવરાજપરે અણગાર મહંતા,
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૨

ચૌદદોષ ભર્યા અવિનીત શિષ્યને,
કરે પજર ગુણવંત વિદિતા;
ગ્રહણ આસેવન શિક્ષા દાનથી,
સમય જાણે અનેકાન્ત સુદીતા.
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૩

આવશ્યક પચવીશ શીખવે વાંદણે,
પચવીશ ક્રિયાનો ત્યાગ વિચારી;
પચવીશ ભાવના ભાવે મહાવ્રતી,
શુભ પચવીશી ગુણ રાગ મુધારી.
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું, ૪

પયભર્યો દક્ષિણાવર્ત શંખ શોભિયે,
તેમ નયભાવ પ્રમાણ પ્રવીણા;
હય-ગય-વૃષભ-પંચાનન સારિખા,
ટાલે પરવાદી અભિમાન અદીના.
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૫

વાસુદેવ—નરદેવ—સુરપતિ ઉપમા,
રવિ—શશી—ભંડારી રૂપ દીપંતા;
જંબૂ—સીતા નદી મેરુ મહીધરો,
સ્વયંભૂ—ઉદધિ- રયણ—ભૂપ—મહંતા,
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૬

એ સોલ ઉપમા બહુશ્રતને કહી,
ઉત્તરાધ્યયને રસાલ જિણંન્દા;
મહીન્દ્રપાલ વાચકપદ સેવતો,
સૌભાગ્યલક્ષ્મી સુવિશાળ સૂરીન્દા.
શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું. ૭

## ઉપરની ગાથાઓનો ભાવાર્થ

શ્રી પરમેષ્ઠિ મહામંત્રમાં ચોથા સ્થાનમાં મુકાએલ નમો उवज्झायाणं પદને પામેલા મહાપુરુષોમાં જ્ઞાન કેટલું

બધું ઉચ્ચું હોય છે તે બતાવે છે. તેઓ **અંગ-ઉપાંગ** અને ઉપલક્ષણથી **મૂલ, છેદ, પયન્ના** અને **નંદિ, અનુ-યોગદ્વાર** આ પીસ્તાલીશે આગમોના સૂત્રાર્થ તદુભયના રહસ્યને પામેલા હોય છે, અને તે તે કાલમાં વર્તમાન અન્યદર્શનોના પણ સિદ્ધાન્તરહસ્યને સમજેલા હોય છે; વળી પોતે આઠે પ્રહર શાસ્ત્રાધ્યયન કરતા છતાં શિષ્યોને પણ ભણાવીને પથ્થર જેવા જડ શિષ્યોને નવપલ્લવ એટલે પંડિત બનાવે છે, વળી આ પાઠકભગવંતોના પાસે વસનારા શિષ્યો સદાકાળ મહાવિનીતદશાવાળા હોય છે.

શ્રી જૈનશાસનમા આચાર્યભગવંતોમાં **ગચ્છાચાર્ય, અનુયોગાચાર્ય, વાચનાચાર્ય** વિગેરે અનેક પદને પામેલા હોય છે, તેમા જે ભગવંતો માત્ર **અર્થ** જ ભણાવતા હોય છે, તેઓ સૂરીશ્વર મહારાજ કહેવાય છે, અને જે ભગવંતો માત્ર સૂત્રજ ભણાવતા હોય છે, તેઓ ઉપાધ્યાય મહારાજ કહેવાય છે, અને આવા **ગીતાર્થ ભાવવાચક** દશાને પામેલા મહાપુરુષો પ્રાયેણ ત્રીજા ભવે અવિનાશીપદ એટલે મોક્ષ, તેને પામે છે.

વલી આ મહાપુરુષો સર્વથા બાહ્ય-અભ્યંતર પરિગ્રહના ત્યાગી હોવા છતાં યુવરાજ જેવા આનંદને અનુભવે છે, જેમ પાટવીકુંવર પિતાની જવાબદારી નીચે નિર્ભય રીતે રાજકીય સુખનો આસ્વાદ અનુભવે છે, તેજ પ્રમાણે સૂરિમહારાજરૂપ રાજવીની જવાબદારી નીચે નિર્ભય રીતે ગચ્છના

સંચાલક બનીને શમ-સંવેગાદિ મહાગુણોના રસાસ્વાદને અનુભવે છે.

વલી ચૌદ દોષોથી ભરેલા અવિનીત શિષ્યને સ્યાદ્વાદ સિદ્ધાન્તના જાણુ ઉપાધ્યાય ભગવંતો ગ્રહણુ અને **આસેવન શિક્ષા** સમજાવીને પન્નર ગુણુવાલા બનાવે છે.

વલી ઉપાધ્યાય ભગવંતો પોતાના શિષ્યોને વાદણુાના પચવીશ આવશ્યક શીખવે છે પચવીશ ક્રિયાઓનો ત્યાગ કરાવે છે, વલી પાચમહાવ્રતની પચવીશ ભાવનાઓ સમજાવે છે, વલી પચવીશ ગુણો ઉપર રાગ ધરનારા હોય છે.

તથા એક તો દક્ષિણાવર્તશંખ પોતેજ ઉજળો હોય છે, તેમા વલી દુધ ભરવામા આવે અને જેમ શંખની ઉજ્વલતા દીપી ઉઠે છે તેમ ઉપાધ્યાય ભગવંતનો આત્મા અતિનિર્મલ હોવા સાથે પ્રમાણુ અને નયોના જ્ઞાનથી આત્માની નિર્મલતામાં ખુબજ વધારો થાય છે.

વળી આ ચોથા પદના ધારક મહાપુરૂષોને જ્ઞાનીઓએ મોટી ૧૬ સોલ ઉપમાઓ આપી છે, તે આ પ્રમાણે છે, અશ્વ, હસ્તિ, વૃષભ, અને સિંહ તથા વાસુદેવ, ચક્રવર્તી, ઇન્દ્ર, સૂર્ય, ચંદ્ર, કુબેર, જંબૂદ્વીપ, સીતાનદી, મેરૂ પર્વત, સ્વયંભૂરમણુ સમુદ્ર, રત્ન અને રાજા આ બધી ઉપમાઓ મહાપુણ્યવાન આત્માઓને સાંપડે છે, આ બધી ઉપમાઓ અર્થ સાથે આપેલી છે. તે ઉત્તરાધ્યયનાદિ ગ્રન્થોથી જાણી લેવી. વાચક પણુ સમજી શકે છે કે, આ બધી ચીજો ઉચ્ચ

હોવાથી તે વસ્તુની ઉપમાને પામેલા ઉપાધ્યાય ભગવંતો મહાગુણી પુરૂષો હોય તેમાં શું આશ્ચર્ય ?

**પ્રશ્ન** : અશ્વ, હરિત, સિંહ વિગેરેની ઉપમાતો બરાબર છે, પરંતુ બળદની ઉપમા સારી કેમ લેખાય ? કારણુ કે મૂર્ખ માણુસને કહેવાય છે કે, આ તો બલદ જેવો છે, પરંતુ ગુણીપુરુષોને આવી ઉપમા કેમ ?

**ઉત્તર**: જેમ ઘોડાની જાતમાં અલ્પ કિંમતના ઘોડાઓ ભાર-કેબોજા ઉંચકનારા ઘોડાઓને લોકો ટટ્ટુ કહે છે, તેજ પ્રમાણે તુચ્છજાતિના આખલાઓને લોકો બલદીઆ કહે છે, પરંતુ મહાકિંમતી અને રુપવંતા તથા રાજા–મહારાજાના ત્યાં ઉછરેલા તે તો વૃષભ જ કહેવાય છે, જેને લોકો ધોરી પણ કહે છે, અને આ વાત કલ્પના માત્રજ નથી. જુઓ, પ્રભુ મહાવીરને પણ વૃષભની ઉપમા આપી છે. આ રહ્યું તે પદ जिणवरवसहस्स वद्धमाणस्स.

**અર્થ**: જિન એટલે અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની વિગેરે, તેઓમાં વર એટલે શ્રેષ્ઠ કેવલી ભગવાન. તે કેવલી ભગવંતોમાં પણ મોટા એટલે વૃષભ સમાન એવા પ્રભુ વર્ધમાનસ્વામીને. આવો અર્થ થયો એટલે વૃષભ શબ્દ પણ અતિ શ્રેષ્ઠ વસ્તુપર્યાયવાચક છે, તેમ સમજવું.

ઉપરની બધી ઉપમાન વસ્તુઓને ધ્યાનમાં લેવાય તો ચોક્કસ સમજાય કે, ચોથા પરમેષ્ટિપદના ધારક ઉપાધ્યાય મહાપુરૂષો કેટલા બધા ગુણરત્નોનો ખાણું છે. ધ્યાનમાં

રાખવું જોઇએ કે, અત્રે કે ભૂતકાલમાં આચાર્યરત્નો કે હીરાઓની કીંમત ખરેખરા પરીક્ષકો ઝવેરી મહાશયો દ્વારા જ અંકાઇ હતી, અંકાય છે. ઝવેરી મહાશયોદ્વારા નક્કી થયેલી કિંમતને જેમ કોઇ ફેરવી શકતું નથી, તેમ પંચ મહાપરમેષ્ઠિરૂપ રત્નોને શ્રી જિનેશ્વરદેવો અને ગણધર ભગવંતાએ પરીક્ષા કરીને ગુણી જાહેર કર્યા છે માટે ગુણોમા શંકાને સ્થાન હોય જ શા માટે ?

અને તેથીજ સાચા પરીક્ષક શ્રી જિનેશ્વરદેવો અને ગણધરભગવંતોએ જેમને ઉપરની મોળ ઉપમાઓ આપી છે, તે ઉપાધ્યાય ભગવંતો પંચ મહાપરમેષ્ઠિમાં તીર્થંકરદેવો અને સિદ્ધભગવંતો તથા આચાર્ય ભગવંતોની સાથોસાથ અભેદભાવથી ગોઠવાયા છે, તે પણ વ્યાજબી અને યુક્તિ સંગતજ છે.

ઉપર જોવાઇ ગયું તેમ અરિહંત પરમાત્માઓ વિગેરેની પેઠે ઉપાધ્યાય મહારાજોઓનું પણ મહાગુણી કે સર્વગુણીપણું સમજી ગયા પછી હવે ઉપાધ્યાયપદનું પ્રમાણ વિચારીએ.

આપણે ઉપર જોઇ ગયા છીએ કે, ગણધરદેવોને પણ ઉપાધ્યાયપદ ઘટી શકે છે, તો તે અપેક્ષાએ સર્વકાલના અને સર્વ ક્ષેત્રના ગણધર ભગવંતો અનંતાનંત થયા છે, અને થવાના પણ છે, અને તે પણ સર્વકાલના અને સર્વક્ષેત્રના જિનેશ્વરદેવો કરતાં સંખ્યાત ગુણા અનંતા હોય છે, જેમકે ૨૪ જિનેશ્વરદેવોના ગણધર મહારાજાઓ ૧૪૫૨

થયા છે, એટલે સાડી ૬૦ ગુણા થયા છે તેમજ ૨૦ જિનેશ્વર દેવોના ગણધરભગવંતો ૧૬૮૦ હોવાથી ૮૪ ગુણા થાય છે. તેથી શ્રી જિનેશ્વરદેવોથકી ગણધર ભગવંતો સંખ્યાત-ગુણા અનંતાનંત થાય છે તે સમજી શકાય તેવું છે.

અહીં પ્રભુ મહાવીરદેવના શાસનમાં આ પચીશ સો વર્ષમાં પણ ગુણરત્નના સમુદ્ર હજારો ઉપાધ્યાય ભગવંતો થઇ ગયા છે, પરંતુ શ્રી જૈનશાસનની રીતિ મુજબ ઘણાખરા ઉપાધ્યાય ભગવંતો પાછળથી આચાર્યપદ પામી આચાર્ય ભગવંતની ગણનામા રકાઇ ગયા હોવાથી આચાર્ય-ભગવંતો જેટલા ઉપાધ્યાય ભગવંતોના નામો મળી શકતાં નથી, તો પણ જેટલા મળે છે, તે પણ ઘણાં છે, તેમાંથી પણ થોડાં નામો અહીં લખાય છે.

જેમને ઉપાધ્યાયપદ આપવાનું હોય તે મહાત્મા મુનિદશામાં કેવા હોય છે, તે પણ જગ જોઇએ. આગલ જેમનું વર્ણન આવવાનું છે, તેવું નિરતિચાર મુનિપણું જેમનામાં બરાબર હોય, ઉપાધ્યાયપદવી એટલે આચાર્યપદની આગલી ભૂમિકા છે. જેમ ભવિષ્યમા આખી પૃથ્વીનો ભાર જેના ઉપર મુકવાનો હોય, જેને રાજવી બનાવવાના હોય, પિતાશ્રી એવા રાજા તેનેજ યુવરાજ પદ આપે છે, તેજ પ્રમાણે ભવિષ્યમાં જેમને સમગ્રગચ્છનો ભાર સોંપવાનો છે, તેનેજ સૂરીશ્વર ગુરૂ મહારાજ ઉપાધ્યાય પદારૂઢ-બનાવે છે.

જેમનામાં આખા સમુદાયને સાચવવાની તાકાત હોય,

જેમનામાં સ્વપર શાસ્ત્રોનું રહસ્ય પરિણામ પામ્યું હોય, જેઓ વ્યાકરણાદિ બધા શાસ્ત્રોના જ્ઞાતા હોય, જેઓ શાસ્ત્રાર્થ કરવા માટે પરવાદી સાથે બાથ ભીડવામાં અક્ષોભ હોય, સમતાના સમુદ્ર હોય, ગંભીરતા અથાગ હોય, પ્રતિભા સૂર્ય જેવી હોય, ઠંડક ચંદ્ર જેવી હોય, વચનો સુધા જેવા હોય, રૂપમાં રાજા જેવા હોય, દર્શનમા દેવ જેવા હોય, સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનો ત્રિવેણી સમાગમ હોય, જાવજીવ અકલંક ચારિત્ર હોય, તપસ્યા અને ત્યાગ અમેય હોય, મુનિદશામા પણ આટલા ઉચ્ચ આત્માઓને ઉપાધ્યાય પદારૂઢ બનાવી શકાય છે.

## હવે થોડા મહાપુરૂષોની નામાવલી.

ઉપાધ્યાયજી મહારાજ ૧ મહીમસુદ્ર, ૨ લબ્ધિસમુદ્ર, ૩ અમરનંદી, ૪ જિનમાણિક્ય, ૫ શ્રી ધર્મહંસ, ૬ આગમમંડન, ૭ ઇન્દ્રહંસ, ૮ ગુણસોમ, ૯ અનંતહંમ, ૧૦ સંઘસાધુ, ૧૧ અમૃતમેરૂ, ૧૨ સકલચંદ્રજી, ૧૩ શાંતિચંદ્રજી, ૧૪ સોમવિજયજી, ૧૫ સિંહવિમલજી, ૧૬ કલ્યાણ વિજયજી, ૧૭ ભાનુચંદ્રજી. ૧૮ સિદ્ધિચંદ્રજી, ૧૯ કીર્તિ વિજયજી, અને ૨૦ શ્રી વિનયવિજયજી ઊ૦ ૨૧ શ્રી યશો વિજયની ઉ. આ બધા મહાપુરૂષોનાં નામો અર્વાચીન છે. પ્રાચીન નામો પણ ઘણી શોધના પરિણામે થોડાં ઘણાં જરૂર મલી શકે છે, આ બધા મહાપુરૂષો પાંચસો વર્ષની આસપાસના હોવા છતાં રત્નત્રયીની ત્રિવેણી જ હતા.

અહીં કેટલાક ઉપાધ્યાય ભગવંતોના થોડા પરિચયો જણાવાય છે. જે જાણવાથી ઉપાધ્યાય ભગવંતોના ગુણોમાં દૃઢીકરણ આવશે.

## ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ સકલચંદ્રજી ગણિવર

આ મહાપુરુષ મહાયોગિરાજ હતા. અને મહાધ્યાની પણ હતા તેમની કીંવદન્તી એવી છે કે,

આ મહાપુરુષને ચોથીઓ (ચોથા દિવસે આવનાર) તાવ આવતો હતો. અને તાવ એવો સખત આવતો હતો, કે હોય તેટલીવાર કાંઈ પણ આરાધન કરવા દે નહિ. આ મહાપુરુષ યોગ શક્તિવાલા હોવાથી જ્યારે જ્યારે પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી હોય ત્યારે ત્યારે યોગ શક્તિથી તાવને કપડામાં ઉતારી નાંખતા હતા અને અમૃત ક્રિયા જેવી બધી ક્રિયા પૂર્ણ થઇ જવા પછી કપડો ઓઢી લેતા અને તાવ શરીરમાં સંક્રમી જતો હતો. કપડામા તાવ રહે ત્યાસુધી કપડો ધ્રૂજ્યા કરતો હતો. આટલી શક્તિ હોવા છતા તાવને કાઢવા તેમણે ઉદ્યમ કર્યો નથી, પરંતુ સ્થિતિપાકતાં ચાલી ગયો હતો. ઇતિ

## ઉપાધ્યાય મહારાજ શ્રીમદ્ શાન્તિચંદ્રજી ગણિવર

તેઓ આહેબ, ઉપર જેમનું ટુંક વર્ણન લખ્યું છે, તે મહાપુરુષ સકલચંદ્રજી ઉપાધ્યાય પ્રવરના શિષ્ય હતા

અને શ્રી વિજયહિરસૂરિ મહારાજના લગભગ ૨૦૦૦ ભેહજાર સાધુ પુરુષોમાં આ મહાપુરુષ મોખરે હતા. તેઓમાં વિદ્વત્તા, ત્યાગ અને આજ્ઞાધારકપણું વિગેરે ગુણો સાથે દૈવીશક્તિ પણ જબ્બર હતી. કૃપારસકોષ અને સૂર્ય-પ્રજ્ઞપ્તિ ટીકા તેમની વિદ્વત્તાની સાક્ષી પુરે છે, વળી તેઓ આચાર્ય ભગવંતની આજ્ઞાથી વર્ષો સુધી અકબ્બર બાદશાહને પ્રતિબોધવા અકબરની પાસે એટલે તેના શહેરમાં રહીને અકબરને ધર્મ સંભળાવતા હતા. બાદશાહ અકબ્બરે પ્રસંગો પામીને જે જે પ્રશ્નો પૂછયા તેના તેમણે સચોટ જવાબ આપીને બાદશાહને ખુશી કરી નાખ્યો હતો.

એકવાર અકબ્બર દેશ સાધવા જતાં એક દિવસે ૩૨ કોષનું પ્રયાણ કર્યું હતું. સાંજે અકબરે સાથે આવનારા મોટા પુરૂષોનાં નામો પૂછયાં, તેમાં ઉપાધ્યાય પ્રવર શાંતિ-ચંદ્ર ગણિવરનું નામ આવ્યું, જે સાંભળી અકબરના ચિત્ત ઉપર અજબ અસર થઇ હતી.

બસ, ગુરૂદેવ હિરસૂરિ મહારાજનું ફરમાન એજ હતું કે, બાદશાહ રહે ત્યાં રહેવું અને શ્રી વીતરાગ દેવના ધર્મની વાતો-પ્રસંગોચિત્ત કરવી. ધન્યવાદ છે આવા મહાપુરૂષોને, કે તેમને ગુરુ આજ્ઞાની કિંમત કેટલી હતી, કે જેઓ આજ્ઞાપાલન માટે શરીરને પણ જોખમમાં મુકી દેતા હતા. આ બત્રીશ કોષના વિહારમાં તેમના શરીરની સ્થિતિ ખુબજ લથડી ગઇ હતી.

## તેમની દૈવીશક્તિઓ.

તેમણે એકવાર અકબર બાદશાહને મરણ પામેલા પોતાના પિતાના લશ્કર સહિત દર્શન કરાવ્યા હતા, જે વખતે બીજા પણ હજારો મનુષ્યો સભામા હાજર હતા તેમણે અટકનો કીલ્લો વગર મહેનતે અકબરને જીતી આપ્યો હતો. તેમણે અકબરના એક અધિકારીને પોતાની મરી ગયેલી સ્ત્રી સાક્ષાત બતાવી હતી. પશ્ચિમ દિશાનો સ્વામી વરૂણદેવ તેમને સાક્ષાત થયો હતો. તેમણે અકબરના કાજી મુલ્લા અને રાવ-ઉમરાવોને પણ પોતાની શક્તિથી સ્વાધીન કરી લીધા હતા.

## ઉપાધ્યાયજી મહારાજ શ્રીમદ્ ભાનુચંદ્રજી ગણિવર.

અકબર બાદશાહના દરબારમાથી શાતિચંદ્ર ઉપાધ્યાયના વિહાર પછી આ મહાપુરૂષ પધાર્યા હતા. તેઓશ્રી પણ ઉપરની ઘણી શક્તિઓના ધારક હતા, છતા મહાત્યાગી, વૈરાગી હતા, તેમના શિષ્ય શ્રીમાન સિદ્ધિચદ્રોપાધ્યાય તેમના આજીવન અતેવાસી હતા.

એક વખત અકબ્બરના દરબારમા પોતાની નજીકમા ભાનુચંદ્ર ઉપાધ્યાયને ઉતારો આપ્યો હતો, આ વખતે સખત ઠડી પડતી હતી, કોઇક સ્થાનો પર ઝાડ-પાન બળી ગયા હતા તેવા કડકડતી ઠડીના સમયમાં ઉપાધ્યાયજી મહારાજ ભાનુચદ્રજી ગણિવર ખુલ્લા શરીરે ધ્યાન કરતા હતા, બસ, તેજ અરસામા બાદશાહ અકબ્બરની ત્યાં દૃષ્ટિ

ગઈ અને ખુશ થઈ જવા સાથે શ્રી જૈનધર્મની ઘણી પ્રશંસા કરવા લાગ્યો.

આ મહાપુરૂષને પ્રાય એંશી લગભગ શિષ્યો હોવા છતાં પોતે તથા શિષ્યવર્ગ પણ વિદ્વાન હોવા છતાં કોઈપણ પ્રકારની પદવી લીધી હતી નહિ. એકવાર બાદશાહ અકબરે પૂછયું હતું કે, આપને સૂરિમહારાજે કયા બિરૂદ દિયા હૈ, વાચકવરે જવાબ આપ્યો, સૂરિમહારાજ પાસે મારી કરતા ઘણા વિદ્વાન અને લાયક ઘણા શિષ્યો છે. જેમના નામની યાદિમા મારૂં નામ ઘણા દુર સ્થાન ઉપર આવે છે બાદશાહ અકબર વાચકવરના આવા જવાબથી તેમની અગર્વતાની ઘણી તારીફ કરવા લાગ્યો, અને સૂરિ મહારાજ ઉપર નમ્રતાપૂર્વક મુનિ ભાનુચંદ્રને વાચક પદ અર્પણ કરવા ફરમાન લખી મોકલ્યુ હતું.

## ઉપાધ્યાય શ્રીમત્ સોમવિજયજી ગણિવર

આ મહાપુરૂષ વીરમગામ પરગણાના અધિકારી વીરજી મલિકના પૌત્ર અને સહસ્રમલ્લ શેઠના પુત્ર હતા. અને વાચકવર કીર્તિવિજયજી ઉપાધ્યાયના સહોદર વડીલ બંધુ હતા, તેમજ આચાર્ય દેવ વિજય હિરસૂરિ પ્રવગના પ્રધાન પુરૂષ હતા. આખી જીંદગી ગુરુકુળવાસી હતા, આચાર્યદેવની સંપૂર્ણ વૈયાવચ્ચ પોતેજ કરતા હતા, અને તેઓ વિદ્વાન પણ હતા. આખા ગચ્છ ઉપર તેમની મીઠી નજર હતી, સમુદાયની પણ તેમની ઉપર ઘણી ચાહ હતી.

## ઉપાધ્યાય શ્રીમદ્ વિનયવિજયજી ગણિવર

આ મહાપુરુષ કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય અને વિજય હીરસૂરિ પ્રવરના પ્રશિષ્ય હતા. તેઓના સમ્યગ્દર્શન જ્ઞાન, ચારિત્ર ખુબજ ઉજ્વલ હતા, તેમની વિદ્વત્તા પણ ખુબ હતી, તેમના બનાવેલ **લોકપ્રકાશ, સુબોધિકા, શાંતસુધારસ ભાવના**, અને **હૈમપ્રક્રિયા**, વિગેરે ગ્રન્થો તેમની રત્નત્રયીની વાનકી રૂપ છે. તેઓ સસ્કૃત, પ્રાકૃત અને સિદ્ધાન્તના રહસ્યને પામેલા હતા. તે તેમની લોક પ્રકાશમા મુકેલી ૭૦૦ લગભગ સાક્ષીઓથી સમજાય તેવું છે, કે તેઓ શ્રી જૈનશાસન આગમસમુદ્રનો પાર પામેલા હતા, તેઓ શ્રી યશોવિજય ઉપાધ્યાયના પરમ મિત્ર હતા. કાશીમાં ૧૨ વર્ષ સાથે રહ્યા હતા, તપ અને ત્યાગમા આગળ વધેલા હતા.

## ઉપાધ્યાય મહારાજ શ્રીમાન્ યશોવિજયજી ગણિવર

આ મહાપુરુષ બહુ ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. કહેવાય છે કે, તેમણે ૧૨ વર્ષ કાશીમા રહીને વ્યાકરણ અને ન્યાયનો ખુબ અભ્યાસ કર્યો હતો, તેમણે કાશીમા ઘણા વિદ્વાન પુરૂષોની સભામા શાસ્ત્રાર્થો કરીને શ્રી જૈનશાસનનો વિજયધ્વજ ફરકાવ્યો હતો. તેમણે **ખંડનખાદ્ય** વિગેરે ઘણા ન્યાયના ગ્રથો બનાવી દાર્શનિક વિષયને ઘણો જ મજબુત અને વિકસિત બનાવ્યો છે. તેઓની રત્નત્રયી ખુબજ ઉજ્વલ હતી. કહેવાય છે કે, તેઓનું જીવન ચોથા

આશાની વાનકી રૂપ હતું, અને તે તેમના ૧૨૫-૧૫૦-૩૫૦ ગાથાનાં સ્તવનો અને ૧૮ પાપસ્થાનકની સજ્ઝાયો વિગેરે વાંચનથી સમજી શકાય તેવું છે. આ મહાપુરૂષ માટે શ્રી જૈનસમાજને ઘણું માન છે, એમની **સંસ્કૃત, પ્રાકૃત** અને **ગુજરાતી** દરેક કૃતિઓને સિદ્ધાન્ત જેટલો જ આદર છે. એમના માટે એવી પણ કિંવદંતી છે કે, તેમના કાલના એક **મહાઅધ્યાત્મી** મુનિરાજ જેમનું મણિઉદ્યોત નામ હતું, તેમને પાઠાનો રોગ હતો, છતાં તેઓ ચિકિત્સા કરાવતા ન હતા. તેમના રોગની અને ધીરતાની પરાકાષ્ઠાથી આકર્ષાઇને એક દેવ તેમની પાસે આવ્યો હતો, અને તેમના પાઠાના રોગને મટાડવા પ્રાર્થના કરી હતી. મુનિરાજ ધ્યાન પાળીને દેવને રોગ ન મટાડવા જણાવ્યું દેવે તેમની સાત્વિક દશાની ઘણીઘણી સ્તુતિ કરી. કંઇક માગણી કરવા કહ્યું મુનિરાજે કહ્યું, જો આપની શક્તિ હોય તો શ્રી સીમંધરસ્વામી મહારાજ પાસે જઇ શકો તો **મારા, યશોવિજય** અને **આનંદઘન**ના ભવ પૂછી લાવો. દેવે મુનિવચનનો સ્વીકાર કર્યો, અને સીમંધરસ્વામી મહારાજ પાસે જઇ આવીને બોલ્યો, સાત, પાંચ, અને ત્રણ ભવો કહ્યા છે. એમ કહીને દેવ ચાલ્યો ગયો.

ઉપરની બીના ને તેમનાં વચનો અને વર્તન દ્વારા ટેકો મલે છે, એટલે ઉપાધ્યાયજી મહારાજની પ્રરૂપણા અને તેમનું જીવન એટલા બધાં નિર્મલ હતાં કે તેમની ઉપર સુજ્ઞની ત્રણ, પાંચ કે સાત ભવની કિંવદંતી લગભગ સાચીજ ભાસે છે.

અહીં વાચક મહાપુરુષોનાં બધાંજ ઉદાહરણો લગભગ ૪૦૦ વર્ષના ગાળામાં થએલા મહાપુરુષોનાં લખ્યા છે, તેથી પણ જેમજેમ આગળ જઇએ તેમતેમ મહાપુરુષોમાં રત્નત્રયીની ઘણીજ ઉજ્વલતા હતી. આપણે તો પાંચમા આરાના અને હમણાંના કાલનાજ મહાપુરુષોને વિચાર્યા છે.

પરંતુ ચોથા આરામા અસંખ્યાતા આચાર્યો અને ઉપાધ્યાયો થયા છે. તેમના જીવનવૃત્તાન્તો દેવતાઓને પણ મંત્રમુગ્ધ બનાવી નાખેતેવાં હતા એટલે नमो। उवज्झायाणं પદમાં બિરાજેલા મહાપુરુષો, ગુરુદેવો અને શ્રી સંઘની પરીક્ષાપૂર્વક પ્રસ્તુત પદને પામેલા હોઈ સંપૂર્ણ જીવન રત્નત્રયીની અપૂર્વ આરાધના કરી પોતાનુ અને આશ્રિતાનું આરાધન મજબુત બનાવી સંસારને અત્યંત ટુંકો બનાવી થોડા કાળમાંજ મોક્ષમાં જવાની તૈયારીવાલા હોય છે.

## ઉપાધ્યાય ભગવંતોની સંખ્યા

नमो उवज्झायाणं પદને સંખ્યાથી વિચારાય તો આ ભરતક્ષેત્રમાં અવસર્પિણી કાલમાં શ્રી ઋષભસ્વામિના શાસનથી અત્યારસુધીમાં અસંખ્યાતા કોટાકોટી ઉપાધ્યાય ભગવંતો થયા છે, તેજ પ્રમાણે પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં પણ અસંખ્યાતા કોટાકોટી ઉપાધ્યાયો થયા છે, અને પાંચ મહાવિદેહક્ષેત્રમાં ક્ષેત્ર અને ધર્મકાલની મહત્તા હોવાથી ભરત–ઐરવત ક્ષેત્રની અપેક્ષાએ અનેક ગુણા અસંખ્યાતા કોટાકોટી ઉપાધ્યાય ભગવંતો થયા છે,

તથા અતીતકાલે અઢિદ્વીપમાં અનંતાનંત ઉપાધ્યાય ભગવંતો થયા છે, અને ભવિષ્યકાલે પણ અઢિદ્વીપમાં અનંતાનંત ઉપાધ્યાય ભગવંતો થવાના છે. તે સર્વનાં નામો સંપૂર્ણ આયુષવાલા અને અનંતા કેવલી ભગવંતો લખે તો પણ ન લખાઇ રહે તેટલા હોઇ શકે છે, તે સર્વ નામોને અનંતા લોકાકાશ જેટલા ક્ષેત્રોમા લખાય તોજ લખાઇ રહે તેટલા સમજી શકાય તેવુ છે.

આ રીતે ઉપાધ્યાય ભગવંતોના ગુણોની પૂર્ણતા સમજવા સાથે સર્વક્ષેત્ર અને સર્વકાળના ઉપાધ્યાય ભગવંતોની સંખ્યાનું પરિમાણ જાણનાર આત્મા સાવધાનપણે **નમો ઉવજ્ઝાયાણં** પદોચ્ચાર કરે તો ૫૦ પચ્ચાસ સાગરોપમનાં પાપ ક્ષય કરી નાખે, તે એક મધ્યમ કોટીની જ વાત ગણાય, અન્યથા જાગતો જ્ઞાનવાન આત્મા **નમો ઉવજ્ઝાયાણં** પદોચ્ચાર કરતાં સર્વકર્મનો ક્ષય કરી નાખે તો પણ બનવા યોગ્ય છે. જરાપણ અતિશયોક્તિ ન સમજવી.

## ઇતિ નમો ઉવજઝાયાણં પદવિચારણા સંપૂર્ણ.

## હવે નમો લોએ સવ્વસાહૂણં પદનો વિચાર કરીએ.

શ્રી જૈનશાસનમાં વેશ કે વ્યક્તિને તેમજ વિદ્વત્તા કે વિચક્ષણતાને પણ મહત્તા અપાઈ નથી, પરંતુ જે આત્મામાં ગુણાનુરાગ, ગુણની ઓળખાણ, ગુણનો આદર, આ ત્રણગુણનાં પ્રગટ થયાં હોય આતું નામજ રત્નત્રયી કહેવાય છે. કારણ કે. સમકીતી આત્મા ચોક્કસ ગુણાનુરાગી હોય,

ગુણોને ઓળખે તેજ સમ્યગ્જ્ઞાની કહેવાય, આત્મામાં ગુણોની ખીલવણી ચાલુ જ રાખે, ગુણો કમાવામાં, ગુણો વધારવામાં અને ગુણોનો ખજાનો તર કરવામાં સર્વકાલ સાવધાન આત્માજ સમ્યગચારિત્રી અને સર્વચારિત્રી ગણી શકાય છે. તે આત્માજ વાસ્તવિક સાધુ કહી શકાય છે, અને ઉપરના ત્રણ ગુણો એટલે રત્નત્રયી આત્મામાં પ્રકટ થયા પછી બીજા નાના–મોટા અનેક ગુણો પ્રકટ થાય છે. તે બધા પરસ્પર પોષણ આપનારા અને અવિરોધિ હોવાથી તાદાત્મ્યભાવે આત્મામાં વસે છે, અને રત્નત્રયી આવ્યા પછી પ્રકટ થયેલા ગુણો આત્માને ક્રમસર અથવા એકદમ મોક્ષની સમીપમાં લઇ જાય છે, અને રત્નત્રયીની મુખ્યતાએ પ્રકટ થએલા ગુણો આત્માને મોક્ષમાં પણ જલદી પહોંચાડે છે.

**પ્રશ્ન:** ત્યારે શું રત્નત્રયી આવ્યા સિવાય આત્મામાં ગુણો પ્રગટ થાયજ નહિ ? અને જો એમજ હોય તો આ જગતમાં અનેક વ્યક્તિઓ ગુણી આત્મા તરીકે ઓળખાય છે, તો તે શી રીતે ?

**ઉત્તર:** બધા વ્યવહારો લગભગ ઔપચારિકજ હોય છે. લોકો વર્તમાનકાળનેજ જુવે છે, ભૂત–ભવિષ્યને સમજતા નથી. લોકો બાહ્યદૃષ્ટિથીજ જોનાર હોય છે, જ્યારે ગુણો આત્માની અભ્યંતરસંપત્તિ ગણાય છે, અને તેથીજ જગતમાં ગુણી બનીને પૂજાએલા ઘણા આત્માઓ ગોશાલાની

પેઠે અનંત સંસાર ભટકનારા બન્યા છે, માટેજ મહાપુરુષો કહે છે કેઃ–

*तच्छ्रुतं यातु पातालं, तच्चातुर्यं विलीयतां ।*
*ते विशन्तु गुणा वह्नौ, येषु सत्स्वप्यधोगतिः ॥*

**અર્થ :** ઘણું જ્ઞાન ભણવા છતાં, ઘણી ચતુરાઈ આવડવા છતાં અને ઘણા ગુણો પ્રકટ થવા છતા પણ આત્મા દુર્ગતિમાં જતો હોયતો, પછી તે **વિદ્યા–ચતુરાઈ** અને **ગુણોથી** આત્માને શું ફાયદો છે? એટલે એવુ જ્ઞાન પાતાલમાં ભલે જાય, એવી ચતુરાઈ ભલે નાશ પામે અને એવા ગુણો ભલે ભસ્મીભાવને ધારણ કરે, જેમ રસાયણ ખાવાથી શરીર નીરોગ અને પુષ્ટ બનવાના બદલે નાશ પામતુ હોય તો તે રસાયણ ખાવાથી ફાયદો શ્યો?

એટલે રત્નત્રયી આવ્યા પહેલાં ગુણો આવતા નથી, અને કદાચ આવે તો થોડા વખત ટકે છે. જો તે દરમ્યાન સમકિત પણ આવી જાય તો ઉપરના ગુણો થોડા-ઘણા મલીન હોય તોપણ ઉજ્વલતાને પામે છે, અને તેથીજ કોઈકોઈ આત્માઓમાં સમ્યક્ત્વ થવાની પૂર્વ તૈયારીરુપ માર્ગાનુસારિતા વગેરે ગુણો પ્રકટ થાય છે. સમ્યક્ત્વ ન થાય તો માર્ગાનુસારિપણું પણ નિષ્ફલ બને છે.

**પ્રશ્ન:** સમ્યક્ત્વ ગુણ આવ્યા પછી માર્ગાનુસારિપણું આવે કે માર્ગાનુસારિપણું આવ્યા પછી સમ્યક્ત્વ ગુણ પ્રકટ થા ?

**ઉત્તર** : સમ્યક્ત્વ ગુણ આવ્યા પછી. માર્ગાનુસારિપણું ચોક્કમ આવે છે, પરંતુ માર્ગાનુસારિ જીવમાં સમ્યક્ત્વ આવેજ એવું ચોક્કસ નથી, પરંતુ માર્ગાનુસારિ ગુણ પણ એટલો ઉચ્ચો છે, કે વખતે સમ્યક્ત્વ આવવાનો સંભવ ખરો.

**પ્રશ્ન** : માર્ગાનુસારી જીવની ઓળખાણ શું ?

**ઉત્તર** : જેમ બને તેમ દોષ વગરની અને અલ્પ દોષવાલી ઉચિત આચરણાઓ માર્ગાનુસારી જીવમા જરૂર હોય, માર્ગાનુસારી જીવમા કષાયોની અલ્પતા હોય, માર્ગાનુસારી જીવમા લોકવિરુદ્ધ આચરણ ન હોય, પર લોકના ભય સાથે આલોકનો પણ ભય જરૂર હોય, આથી વિશેષના અર્થીએ માર્ગાનુસારિતાના ૩૫ ગુણ જોઇ લેવા.

એટલે તત્ત્વ એજ કે, સમ્યગ્દર્શન. જ્ઞાન ચારિત્ર ગુણોને લાવનારા અથવા સમ્યગ્દર્શનાદિકમે પ્રકટ થએલા ગુણો તેજ વાસ્તવિક ગુણો કહેવાય છે, બાકીના ગુણો ઘણીખરી વાર ગુણાભાસો બનીને આત્માના મિત્રો બનવાની જગ્યાએ આત્માનું શત્રુપણુંજ ભજવનાર બને છે.

**પ્રશ્ન** • ઉપર કહેવાયુ છે કે, શ્રી જૈનશાસનમા વેશ કે વ્યકિતને મહત્તા નથી તો શું વેશ તદન નકામોજ છે ?

**ઉત્તર** • જે આત્માઓને ગુણાનુરાગ. ગુણનો લોભ ગુણ અને ગુણનો આદર જોતોજ ન હોય, ગુણ અને ગુણી જીવોની જરૂરજ નથી, તેવા આત્માઓને વેશથી જરાપણ

ફાયદો હોય તેમ કયાંઇ જાણવા મલ્યું નથી, અને એજ કારણથી કહેવાય છે, કે આ આપણા જીવે મેરુપર્વત જેટલા ઓઘા-મુહપત્તિ અને ચરવલા-મુહપત્તિઓ લીધી, પરંતુ જીવનો સંસાર ઘટયો નથી. બીજું પણ કહ્યું છે કે,

पाएणंतदेउल-जिणपडिमाओ कारियाओ जीवेण ।
असमंजसवित्तिए, नहु सिध्धो दंसणलवो वि ॥१॥

**અર્થ** : આ જીવ અનંતાકાલથી સંસારમાં રખડતો હોવાથી અનતીવાર દ્રવ્યથી જૈનધર્મ પામીને અનંતીવાર પ્રાય જિનમંદિરો અને પ્રતિમાઓ પણ કરાવ્યાં હશે, પરંતુ અજ્ઞાનદશાથી સમકીતનો લેશ પણ પ્રાપ્ત થયો નથી.

### જુઓ ગુણાર્જન માટે મુનિસુંદરસૂરિ મહારાજ પણ ફરમાવે છે કે,

स्वाध्यायमाधित्ससि नो प्रमादैः शुध्धाःसमितीर्नोगुप्तीश्चधत्से ।
त्तपो द्विधा नार्जसिदेहमोहा-दल्पेपि हेतौ दधसे कषायान् ॥१॥
परिषहान् नो सहसे न चोप-सर्गान् न शीलांगधरोपि चासि ।
तन्मोक्षमाणोऽपि भवाब्धिपारं, मुने !
कथं यास्यसि वेशमात्रात् ॥२॥

**અર્થ**: હે મહામુનિરાજ તમે નિદ્રા વિકથા અને વિષયો વિગેરે પ્રમાદને વશ બનીને વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથાલક્ષણ સ્વાધ્યાય કરતા નથી. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ પ્રવચનમાતાને સમજતા નથી. અને જરાપણ ઉપયોગમાં

લેતા પણ નથી. ( આ આઠ પ્રવચન માતાને જ જ્ઞાનીપુરૂષો-
એ ચારિત્ર કહેલ છે, જેની પાસે પ્રતિક્ષણ આ **આઠ
પ્રવચન માતાઓ** હાજરાહજુર રહેતી હોય તેજ ભાગ્ય
શાળી આત્મા **ભાવમુનિ** કહેવાય છે. ) વળી છ બાહ્ય અને છ
અભ્યતર બાર પ્રકારે તપને શરીરના મોહથી, આદરતા નથી.
( કદાપિ કોઇ ક્ષુધા સહન કરવા રૂપ પ્રથમ ભેદને આચ
રતા હોય પણ પછીના પાંચ બાહ્ય અને છ અભ્યતરને
ઓળખીને આચરનારા બહુ જ થોડા હોય છે. ) અને
તદ્દન કારણ ન હોય અથવા તુચ્છ કારણ પામી પ્રતિક્ષણ
કષાયોને ચોટેલોજ રહે છે, એટલે જીવ મુનિવેશને પામવા
છતાં બીચારો હતભાગી આત્મા ક્રોધ, માન, માયા, લોભ
રૂપ મહાશત્રુઓને ઓળખતો જ નથી. એટલે કયારેક
ક્રોધ, વલી કોઈવાર માન, કોઈવાર માયા, કોઇવાર લોભવશ
બની આઠે કર્મોને મજબુત બનાવી રહેલ છે, વલી હે
મુનિરાજ! તું ક્ષુધા-તૃષા વિગેરે પરિષહો અને કોઇએ કરેલ
અપમાન જેવા તુચ્છ ઉપસર્ગોને પણ સહન કરી શકતો
નથી. તેમજ અઢાર હજાર શીલાંગોને પણ તું સમજતો
નથી, તો પછી આદરવાની વાતજ કયાં રહી ?

તો હે મુનિ! તું આ બધા મુનિપણાનાં અંગોને
જરાપણ આદર નહિ આપે તો કર્મનો નાશ કરનારાં અને
સંસારસમુદ્ર તારનારાં ઉપરોક્ત સ્વાધ્યાયાદિ સાધનો વિના
ફક્ત ઓઘા-મુહપત્તિ કપડા-ચોલપટા, પાત્રાં, તરપણીની
સહાયથી ફક્ત વેશમાત્રથી તું મોક્ષમાં શી રીતે
જઈ શકીશ ?

તાત્પર્ય એજ છે કે, જેમ કોઇ માણસ સારી બજારમાં માસીક બસો-ત્રણસોના ભાડે દુકાન મેળવે, મોટા પગારના ગુમાસ્તા અને નોકર રસોઈઆ રાખે, ગાદી તકીયા અને ગાદલાં ગોદડાં વસાવે, ધીકતું રસોડું રાખે; પછી દુકાનનો માલિક ચોવીશે કલાક નાટક-સીનેમા જુએ, ખાનપાન અને નિદ્રામાં મસ્ત રહે તો પાઇ પણ કમાય નહિ, પણ દેવાળું જ કાઢે. પોતે ખરાબ થાય છે અને આશ્રિતોને પાયમાલ બનાવે છે. તે ધીરધાર કરનારને પણ ભીખમગા બનાવે છે. જો ધણી પોતે જાગતા-સાવધાન હુશીયાર, ન હોય તો બજાર અને દુકાન બાપડી શું કમાઈ આપવાનાં હતાં ?
તેજ પ્રમાણે ઝવેરી બજાર જેવી જૈનશાસનરૂપ બજારમાં મુનિપણારૂપ દુકાન લીધી, મોટા ઓચ્છવો વિગેરે પણ કર્યા, પછી ઘણા ચેલા અને ભક્તો પણ મળ્યા. ખાવા-પીવાનું પણ ઘર કરતાં ઘણું સારૂં મળ્યું. વળી ઓઘા-મુહપત્તિ, તરપણી પાત્રાં, કામલી કપડા પણ ઘણા મળ્યાં. વળી સાતા છે મહારાજ ? સાતા છે બાપજી ? પૂછનારાં હજારો મળ્યાં, પણ નિર્ભાગી આ આપણા જીવડે મુનિપણું સમજવા તસ્દી લીધી જ નહિ, એટલે દ્રવ્યમુનિપણું ફક્ત સાધુવેશ અનંતીવાર મળવા છતાં માત્ર એકલા વેશથી જીવનું કલ્યાણ થયું નહિ.

પ્રશ્નઃ તો પછી ગુણપ્રાપ્તિ થાય તેજ વ્યાજબી છે, વેશ લેવો તે નકામુંજ ગણાય ?

ઉત્તરઃ જેમ ધન કમાવાથીજ પ્રયોજન છે, તો પછી

દુકાન વસાવવી નકામી છે, આમ બોલનારા કે સમજનારા વાસ્તવિક દુકાનનાજ વિરોધી નથી પણ કમાણીનાજ વિરોધી છે તેમ જે સાધુવેશનો વિરોધ કરનારા છે, તે ફક્ત સાધુ વેશનાજ વિરોધિ નથી, પરતુ આત્માના અભ્યુદયનાજ વિરોધિ છે. ગમેતેવા હુશીઆરને પણ દુકાનની જરૂર છે. દુકાન પણ કમાવાનું સબલ અંગ છે, તેમ સાધુવેશ પણ ગુણા ર્જનનું સબલ અગ છે.

સાધુવેશપામેલા આત્માને અનેક ગુણી આત્માનો સહ વાસ સાંપડે છે, અનેક શાસ્ત્રો ભણવાનો અવકાશ મલે છે, સુગુરૂપરાધીનતા થવાથી જીવના ઘણા દુર્ગુણો ઉપર અકુશ આવે છે, ગુણીજીવોના સહયોગથી ગુણોની ખીલવણી થાય છે, નવાનવા ગુણો વિકસવા માંડે છે. ગુણી પુરૂષોની સેવાનો લાભ મળે છે, ગુણી પુરૂષોના ગુણો જાણવાનું મલે છે, વલી પોતાની અદર રહેલા દુર્ગુણોની ઓલખાણ થાય છે. આગમગ્રન્થોના વાંચનથી રત્નત્રયી સમજાય છે, ચારે અનુયોગ જાણવા મલે છે, કર્મબંધના અને કર્મ છુટવાના કારણો સમજવા મલે છે. જડ-ચેતનનો ભેદ સમજવા મળે છે, વિષય-કષાયો ઉપર કાપ મુકવાની સમજણ પડે છે, આ બધું મુનિપણારૂપ દુકાન ઉપર આત્મા વેપારી બીરાજમાન થાય તોજ સાંપડે છે

**વલી મુનિવેશ જીવને પડતો બચાવે છે, પ્રસન્ન-ચંદ્ર રાજર્ષિ જેવા મહાપુરૂષોને-રૌદ્રધ્યાન આવી જતા સાતમી નરકની મજમુન તૈયારી થઈ જવા છતા મનમા ચાલી**

રહેલી લડાઇમાં બધાં હથિયારો ખુટી જવા પછી પોતાનાં મસ્તક ઉપરનો મુકુટ મારીને શત્રુને હરાવવાના વિચાર ઉપર જતાં હાથ મસ્તક ઉપર ગયો અને મસ્તકે લોચ કરેલો હોવાથી હાથ ખાલી પાછો પડતાં પોતાનું મુનિપણું યાદ આવ્યું, સાધુદશાનું ભાન થયું, પાંચમી અન્યત્ર ભાવના આવી, ચાલુ અને આગલાં કર્મો ક્ષય કરી કેવલજ્ઞાન મેલવ્યું. અહીં દ્રવ્યવેશથીજ બચાવ થયો તે સ્પષ્ટ સમજાય છે.

## મુનિવેશ રંકને રાજા બનાવે છે.

જુઓ! મહારાંક ભીખારીને શ્રીઆર્યસુહસ્તિસૂરિ મહારાજ પાસેથી સાંપડેલો મુનિવેશ અવિચારક મનુષ્યોની દૃષ્ટિએ હાંસીપાત્રજ હતો. ફક્ત તેણે ખાવા માટેજ પ્રાર્થના કરેલી તેને માત્ર મુનિવેશથી વધારે કાંઇ ન મળવા છતાં વધુ ખોરાક ખાવાથી મરણની નિકટતા વખતે પાસેના મુનિરાજોનો દિલાસો અને અતિપ્રમાણ સેવા, તે વખતના તત્કાલ આવી પહોંચેલા શ્રાવક-શ્રાવિકા, વર્ગની દવાઓ, સેક કરવા વિગેરે સાધનો, પગચંપી વિગેરે સેવાઓ; જોઇને ભીખારી (સાધુવેશધારી આત્મા) આભોજ બની ગયો અને વિચારવા લાગ્યો, આ વેશને હજારો ધન્યવાદ છે, હું તો તેનો તેજ છું, મારામાં કોઇપણ ગુણ આવ્યા નથી, છતાં મારો આટલો બધો સત્કાર થઇ રહેલ છે: આ ગુરુ દેવ, આ મુનિરાજો અને આ શ્રાવક-શ્રાવિકાઓ પણ ખરેખરાં ઉપકારી આત્માઓ છે. ક્ષણવાર પહેલાં મને

પોતાના બારણે ઉભો રહેવા ના કહેતા હતા તેજ ધનવાન મનુષ્યો આ વેશના પ્રતાપે મારા પગ દાબે છે, ધન્યવાદ છે આ વેશને, બસ આ પ્રમાણે વેશની અનુમોદના પામી અવાંતર ભવમાં રાજાધિરાજ **સંપ્રતિરાજા** થયા.

વળી જંબૂસ્વામીના આત્મા ભવદેવે બાર વર્ષ મુનિ વેશજ રાખ્યો હતો, મુનિપણું આવ્યું ન હતું, છતાં જેમ દુકાન કાઢી ન નાંખે અને માલ પડયો રહે અને વખતે ભાવ આવી જાય તો ધનવાન થઇ જવાય છે, તેમ મુનિ વેશરૂપ દુકાન કાઢી ન નાખે અને મુનિપણાને બગાડે તેવાં ખરાબ કૃત્ય ન કરે તો ભવદેવની માફક ભાવની વૃદ્ધિ થતાં જીવ ઉંચો પણ ચઢી જાય છે. જુઓ ! તેજ ભલીવાર વગરનો ભવદેવ પાંચમા ભવે શ્રી જંબૂસ્વામી મહારાજ બન્યા. તે વેશમાં રહ્યાનોજ પ્રતાપ છે, પરંતુ વેશ ફગાવીને નાગીલાના નાથ બની ગયા હોત તો આત્મા ઉંચો ચઢવાના બદલે જરૂર નીચો પટકાઇ જાત.

તથા વળી કેવળજ્ઞાન જેવી એકદમ આત્માની સંપૂર્ણદશા થવા છતા પણ વેશને ચોક્કસ આદર મળ્યો છે. જુઓ, પૃથ્વીચંદ્ર અને ગુણસાગર ગૃહસ્થદશામાં જ કેવળ જ્ઞાન પામ્યા છે, તે વખતનો બનાવ. વણિકપુત્ર ગુણસાગરને કેવલજ્ઞાન થયું ત્યારે.—

**અંબર ગાજે દુદુંભિ જય જયરવ કરતા રે લોલ,**
**અહો જય જય રવ કરતા રે લોલ.**

સાધુવેશને સુરવરા સેવાને અનુસરતારે લોલ,
અહો સેવાને અનુસરતારે લોલ.

તથા પૃથ્વીચંદ્રરાજાને કેવલજ્ઞાન થયું ત્યારે પણ—

ધ્યાનબળે સવી આવરણ ક્ષય કરી,
પામ્યા કેવળજ્ઞાન મુનીશ્વર.
હર્ષ ધરી સોહમપતિ આવીયા,
વેશ વંદે બહુમાન મુનીશ્વર.

અહીં બને જગ્યાએ દેવો વેશ લેઇને આવ્યા અને તે મહાપુરૂષોએ વેશ પરિધાન કર્યો ત્યારપછી જ દેવો આદિ બધાજ ભક્તજનોએ વંદનવિધિ સાચવ્યો. આજ પ્રમાણે ગૃહસ્થદશામાં સર્વજ્ઞપણાને પામેલા ભરત મહારાજા પ્રમુખ મહાપુરૂષોને સાધુવેશ પહેર્યા પછીજ વંદનવિધિ થયો છે.

પ્ર૦ ત્યારે નિચોડ એજ આવ્યો કે, કેવળજ્ઞાન પામેલા મહાત્માઓને પણ સાધુવેશ ન હોય તો વંદનવિધિ થઇ શકે નહિ ?

ઉ૦ વેશ પહેરવાનો સમયજ ન હોય તેવા તદ્દન ટુંકા આયુષ્યવાળા અંતકૃત કેવલી ભગવંતો સિવાય બધાજ કેવલી ભગવંતોને દેવતાઓ તત્કાળ વેશ અર્પણ કરે છે અને તેઓ ભગવાન ચોક્કસ વેશ પહેરે પણ છે. અને પછી જ વંદન થાય છે, પરંતુ કુર્માપુત્ર જેવા કોઇક મહાપુરૂષને કારણવશાત્ વેશ પહેરવામાં લંબાણ થયું છે, છતાં તેમણે વંદનાદિક કરાવ્યાનો ઉલ્લેખ પણ નથી.

પ્ર૦ તો પછી એમજ થયુંને કે વેશ વગરના ગમે તેવા ગુણી આત્માને પણ વંદન કરાય નહિ ? અને આમ થવાથી એ પણ નક્કી થયું કે, ગુણોને વંદન નથી પરંતુ વેશનેજ વંદન છે ?

ઉ૦ વેશ વગરના ગુણી આત્માને દ્રવ્યવંદન ન થાય એમ હોવા છતાં પણ વેશનેજ વંદન છે, ગુણને નહિ, આમ કહેવુ તે તદ્દન ગેરવ્યાજબી છે, કારણ કે ગુણી આત્માઓને ભાવવંદન મનથી ચોક્કસ કરી શકાય છે, અને તે **નમો લોએ સવ્વસાહૂણં** પદ બોલતા છઠ્ઠે ગુણઠાણેથી લેઇને ચઉદમે ગુણઠાણે રહેલા યાવત્ બધા નવે ગુણ ઠાણાના સાધુઓને નમસ્કાર થાય છે, એટલે તે તે ગુણઠાણાને પામેલા ભાવમુનિરાજોને જ નમસ્કાર થાય છે, પરંતુ દ્રવ્ય સાધુને નહિ જ.

પ્ર૦ તો પછી વેશની શી જરૂર ?

ઉ૦ વેશ વિના ગુણી આત્માઓ ઓળખી શકાતા નથી. વળી વેશવગર વદન કરતા અસમજસપણું આવી જાય છે. ગુણી આત્માઓ હોય તે કોઇને કહેવા જતા નથી, કે એમને વંદના વિગેરે કરો. વળી ગમે તે પણ વેશ તો હોવો જોઇએ.. તો પછી સાચા ગુણી આત્માએ આખા જગતને વિશ્વાસનું પાત્ર જૈન મુનિવેશ શા માટે ન લેવો ? જૈન મુનિવેશને જોવાથી અનંતા મુનિરાજોનું સાધુપણું પ્રત્યક્ષ દેખવામાં આવે છે, જૈન મુનિવેશને જોઇ ભલભલા મનુ-

ખોને શિર ઝુકાવવાની ભાવના થઇ જાય છે, જૈન મુનિરાજને દેખી શ્રી વીતરાગના ત્યાગની અનુમોદના આવી જાય છે, જૈન મુનિવેશને દેખીને કોઇ ભાગ્યશાળી આત્માને ગયા જન્મમા આરાધેલું સાધુપણું ઉદયમા આવી જાય છે. જૈન મુનિવેશને જોઇને ઇલાચીપુત્ર અને ચિલાતિપુત્ર જેવા સ્થાનભ્રષ્ટ થએલા આત્માઓને મહાત્મા બનવાનું સૌભાગ્ય સાંપડે છે, માટે સાધુવેશ બીલકુલ નકામો નથી, પરંતુ આખા જગતને મહાઉપકારી છે.

પ્ર૦ તો પછી એમ કેમ કહેવાય છે કે, માત્ર વેશથી જીવનું કાંઇ કલ્યાણ નથી, અને આપણા આ જીવડે અનંતીવાર મુનિવેશ લીધા પણ જીવને લાભ થયો નથી, તેથી વેશ નકામા ગયા છે.

ઉ૦ કહ્યું છે તે બરાબર છે. શ્રી જિનરાજની વાણીનો મર્મ સમજવાથી બરાબર સમજાઇ જશે. જુઓ, જેમ વહાણુમાં બેસનાર સમુદ્રનો પાર પામે છે, પરંતુ તે જ મનુષ્ય વહાણને છિદ્ર પાડે તો પોતે અને વહાણ બન્ને નાશ પામે છે. એટલે વહાણુનો નાશ કરવાથી વહાણ બુડયું અને પોતે પણ દરિયાના તળીએ જાય છે. એમાં વહાણુનો શો વાક ? તેમ વેશને પામીને વેશને વફાદાર ન રહે, વેશ પહેરીને રાખવા યોગ્ય વર્તન ન રાખે તો વેશ શી રીતે મોક્ષમાં લેઇ જાય ? વેશ તો વહાણુના જેવો છે, પરંતુ વેશ પહેરીને વિનયરતન સાધુ જેવી અધમતા આચરે તો સંસારસમુદ્રના ઉંડે પાતાળ ચાલ્યા જાય, તેમાં વેશની ગુન્હેગારી-કેમ લેખાય ? ગમે તેવી રામબાણ દવા હોય

પરંતુ દરદી પોતે અપથ્યનુ સેવન છોડે જ નહિ તો દવા બીચારી શુ કરી શકે ? કહ્યુ છે કે,

**ધર્મ નિયમ પાળ્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;**
**ઓસડ સેવે શું થશે, પળાય નહિ જો પથ્ય.**

ગમે તેવી સારી બજારમા દુકાન હોય, પરંતુ માલનુ ખરીદ વેચાણ આવડે જ નહિ તો દુકાન કે બજારનો એમા ગુન્હો શુ ? અથવા તો જાણી જોઇને ઉધા ધધા કરે તો બજાર કે વેપારના કે દુકાનના વાક શ્યા ?

જુઓ, એક વખત એક વાણીયાને એક દેવી પ્રસન્ન થઇ, વરદાન આપવા લાગી ભાઇ ! આજથી હવે તુ જે વેપાર કરીશ તેમા તને ચોક્કસ કમાણી થશે આ વરદાન આપતી વખતે એક તેની બેનપણી દેવી પાસે હતી, તેણે કહ્યું, આવા મૂર્ખને આવા વરદાન અપાય નહિ, હજી સમજ અને બીજુ કશુ આપી વચન પાછુ ખેચી લે ! પ્રસ્તુત દેવીએ તે માન્યુ નહિ અને બન્ને દેવીઓ આકાશમાર્ગે ચાલી ગઇ. વાણીયો ઘણોજ ખુશી થતો પોતાના સ્થાનમા આવ્યો, અને વગર વિચાર્યે મનમા આવ્યા તેવા વેપાર કરવા લાગ્યો. એને ચોક્કસ જ હતુ કે, દેવીના વચનથી હુ કમાવાનો છુ.

એટલે જગતમા જેટલા ઉધા વેપાર હતા, તે બધા હાથમા લીધા, દેવી બીચારી મુઝાવા લાગી પરતુ હવે શું કરી શકાય, વચન અપાઈ ગયુ છે, એ પુરૂં પાડવુ જ

જોઈએ. દેવી ભીચારી ચોવીસે કલાક તે મહામૂર્ખ વાણીયાના વેપારનું જ ધ્યાન ગખવા લાગી અને દરેક અવળા વેપારને સવળા બનાવી નાખતી તેમ તેમ પ્રસ્તુત મૂર્ખ વાણીયો ફુલાયા કરતો હતો. બદા ધારે તે વેપાર કરી શકે છે.

આમ થતા એકવાર તેણે દેશદેશથી મગફલીના ફોતરાં ખરીદ કરીને જ્યાં લાખો કે ક્રોડો મણ મગફલીનો પાક હતો, ત્યા વેગનોના વેગનો ભરી લાવીને ઉતાર્યા, વળી દેશદેશથી કપાસના **ફોતરાં** જેને લોકો કેટલાક દેશમા **ઠાલીયાં** કહે છે, તેના કોથળા ભરી વેગનો ભરી ગાડાં અને ટ્રેઇન મારફતે જ્યાં ક્રોડો મણ રૂ-કપાસની ઉત્પન્ન છે. તેવા દેશમા લાવીને ઉતાર્યાં. તથા કલકત્તાના દરિયામાંથી લાખો ગમે પાણીના પીપો ભરીને ટ્રેઇન માર ફતે મુંબઇના બંદર ઉપર વેચવા ઉતાર્યાં. તથા વલી દેશ ભરમાંથી ક્રોડો મણ મીઠાની ખરીદ કરીને જ્યાં અબજો મણની ઉત્પન્ન છે, તેવા **ખારાગોઢા અને ઓડુ** ગામના અગરમાં વેગનોની ટ્રેઇનો લાવીને ઉભી રાખી.

અને વેપારીઓને ભેગા કરી ઉપરનો માલ વેચવા મહેનત કરવી શરૂ કરી. પરતુ તે તે દેશમાં તે તે નિસ્સાર વસ્તુનાં નામો સાંભળીને લોકો તે મૂર્ખની વાતને હસી કાઢવા લાગ્યા. દિવસો ગયા માસો ગયા અને વરસો પણ ગયાં પરંતુ ઉપરની વસ્તુની પુટીકોડી ઉપજી નહિ. મુડી ગઇ, ટ્રેઈન-ગાડીનાં ભાડાં બરબાદ ગયાં. વખારોનાં ભાડાં નકામાં

ગયાં. મજુરોની મજુરી નકામી ગઇ, નોકર-ગુમાસ્તાઓના પગારો વ્યર્થ ગયા. શેઠજી વિચાર કરે છે, હજી દેવી કેમ ન આવી? દેવી ન આવવાથી દેવીને ખુબ જ ઓલંભા આપવા લાગ્યો. છેવટે દેવી આવીને કહે છે, અરે ! અધમ આત્મા! આવા અવળા વેપાર કરીને નફો મેળવવાની ઇચ્છા કરે છે? આવી વસ્તુ કોણ તારો બાપ લેતો હશે? તને વરદાન આપ્યું એટલે શું મારો ગુન્હો થયો શું? મેં તને ઉધા વેપાર કરીશ તો પણ નફો મળશે એવી બોલી કરી હતી? જા હવે હું પણ તારી આ દુષ્ટ-તાથી કંટાળીને જાઉં છું. મારૂં વરદાન પાછું લેઇ લઉં છું. તારા આવા આચરણથી તારૂં પેટ ભીખ માંગતા પણ ભરાશે નહિ, એમ કહીને દેવી ગઇ.

**ઉપનયઃ** આ કથાનકનો ઉપનય [ઉપમા ઉપમેયભાવ] નીચે મુજબ છે. દેવી તે ઉપકારી ગુરુ મહારાજ, બેનપણી દેવી તે જ્ઞાની પુરુષોની ભલામણ. દેવીએ વરદાન આપ્યું તે ગુરુ મહારાજાએ આપેલો મુનિવેશ, બેનપણી દેવીએ ના કહી હતી કે આવા અયોગ્યને આવું વરદાન ન અપાય. તેજ પ્રમાણે જ્ઞાની મહાપુરુષોએ પણ ચોખ્ખું ફરમાવ્યું છે કે, નાલાયકને સાધુવેશ ન અપાય, છતાં સમજણી દેવીએ વરદાન આપવામાં ભૂલ કરી, તેમ અનંતાકાલનું છદ્મસ્થપણું સમજણા ગીતાર્થ, ત્યાગી નિર્લોભ ગુરુઓને પણ ભૂલાવામાં નાંખી દે છે, અને તે છદ્મસ્થદશારુપ આવરણથી મહા-જ્ઞાની ગુરુઓને ભૂલવણીના ચક્કરમાં નાખીને વિનયરત્ન,

વરાહમીહર, ગોષ્ટામાહિલ અને બાલચંદ્ર જેવા નાલાયક આત્માઓને વરદાન જેવા મુનિવેશો અપાવી દીધા.

બસ, આ કથાનક અને ઉપનયથી ચોખ્ખું સમજાય તેવું છે કે, મુનિવેશની ચોક્કસ જરૂર છે, છતાં મુનિવેશ પહેરીને વાણીયાની માફક વેશરૂપ વરદાનનેજ વલગીને સાધુપણાને ન છાજે તેવાં આચરણો આચર્યાજ કરે તો દેવીના વરદાન જેવા મુનિવેશની તાકાત નથી કે, મૂર્ખ વાણીયા જેવા મૂર્ખ આત્માને કશો લાભ થાય. આપણા જેના અજ્ઞાની અને સ્વચ્છંદ આત્માઓ તે વાણીયાની મૂર્ખાઇને પણ જિની જાય તેવી મૂર્ખાઇદ્વારા વરદાન જેવા સાધુ વેશના ભરૂસે રહીને સાધુપણાને બીલ્કુલ ન છાજે તેવા આચરણો આચરીને વેશના પ્રતાપે ચોક્કસ મોક્ષમાં જવાની આશા રાખવી તે મૂર્ખ વાણીયાના ઉપર ગણાવેલા ઉંધા વેપાર કરતાં પણ વધારે મૂર્ખાઇ વાળું કાર્ય છે.

**પ્ર૦** સાધુપણું પામીને ઉપર બતાવેલા વાણીયા જેવાં મૂર્ખ કાર્યો કયા કયા છે, તે બતાવી શકાય ખરાં ?

**ઉત્તરઃ** અરે ભાઇ! આત્માની અજ્ઞાનતાના ચાળા કેટલા પ્રકારના છે ! આ કોણ ગણાવી શકે તેમ છે. પૂર્વના મહર્ષિઓ પણ જગ્નગમાં એમ કહે છે કે, આ મોહરુપ મહામેનેજર (નાટકના ટોળાનો માલીક) છે તેને જગતના પ્રાણીઓ રુપ ભવાયાઓ પાસે કેટલા વેશ ભજવાવવા, તેનો આંકડો કે સંખ્યા નથી. મોહનીયકર્મ દ્વારા જગતના પ્રાણીઃ

ઓને નાચવાના પ્રકારોની ગણતરીજ નથી એટલે સાધુ-નો વેશ પહેરીને આપણા આ અજ્ઞાની જીવડે જે જે ભૂલો કરી છે, તે ગણાવી શકાય તેટલી નથી, છતાં આગલ બતાવવામાં આવતા સાધુદશાના ગુણો ઉપરથી સમજી શકાશે કે, આથી જેટલું વિપરીત થયું છે, થાય છે તે બધું આ જીવના સંસારની વૃદ્ધિને માટે જ છે.

ઉપરના વર્ણનથી સમજી શકાશે કે, જ્ઞાની પુરુષોએ "જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષ." જે ફરમાવેલ છે, તે બરાબર છે. અને તેથી બન્ને ચક્ષુઓની માફક અથવા રથનાં બે ચક્રો-(પઈડા) ની માફક તથા વલી મનુષ્યને બે પગોની માફક આત્માને મોક્ષમા જવા માટે જ્ઞાન અને ક્રિયા બન્નેની જરૂર છે.

અને તેજ કારણને લક્ષમાં રાખીને મહાજ્ઞાની એવા શ્રી જિનેશ્વરદેવોએ ચારિત્ર અંગીકાર કરીને ક્રિયા-ને સંપૂર્ણ આદર આપ્યો છે, તે ભગવંતો પોતાના જ્ઞાનથી ચોક્કસ તેજ ભવમા પોતાની મુક્તિ જાણતા હોવા છતાં ચારિત્ર અગીકાર કરી ઘોર તપસ્યાઓ કરી, ઘોર પરિષહો અને ઉપસર્ગો પણ સહન કર્યા. દેશોદેશ વિચર્યા, હંમેશા ઉભા પગે જ રહ્યા, મોટા મોટા અભિગ્રહો ધારણ કર્યા, સદા કાયોત્સર્ગમુદ્રાએજ રહ્યા, આ બધા પ્રકાર ક્રિયાનાજ છે, એટલે જ્ઞાનની મહાયથી અમૃત જેવી ક્રિયા આવે છે, અને ક્રિયાની મહાયથી કર્મોના નાશથી કેવળજ્ઞાન પણ થાય છે.

પ્ર૦ ભગવતી મરુદેવા અને ભરત મહારાજા પ્રમુખ ઘણાએ મહાત્માઓ ક્રિયા વગરંજ મોક્ષમાં ગયા છે, તો પછી **જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ** એમ કહેવાની શી જરૂર ?

ઉ૦ મરુદેવામાતાના જેવા દાખલા જગતમાં તદ્દન થોડા મળશે. બીજું એ પણ સમજવાનું કે, છેલ્લાજ ભવમાં કે છેલ્લા જ ક્ષણમા ક્રિયા હોવી જોઈએ એમ નથી, પરંતુ ચાલુ ભવના આગલા ભવમા, ચાલુ ક્ષણના આગલા ક્ષણોમાં પ્રાયેણ કર્મો ક્ષય થવાના સાધનો મળવા જોઈએ, અને મરુદેવાસ્વામિનીના જીવને તેમ બન્યું છે.

ભગવતી મરુદેવાનો આત્મા છેલ્લા ભવના આગલાના આગલા ભવમાં નિગોદમાં હતો. નિગોદમાથી નિકળેલો આત્મા પાંચ ઇંદ્રિયવાલા જીવો જેટલો કર્મથી ભારે હોતો નથી, એટલે નિગોદનો નીકળેલો વનસ્પતિકાયમાં કેળનું ઝાડ થયો, તેની લગોલગ કંથેરીનું ઝાડ ઉગેલું હતું, પવનની પ્રેરણાથી કંથેરીના કાટા વારંવાર કેળને લાગતા હતા, તો પણ ભાવિભદ્રક આત્મા કેળના જીવડે એકદમ ક્ષમા રાખી સહન કર્યા અને તેથી અકામનિર્જરાએ પુણ્ય બંધાયું અને જિનેશ્વરદેવની માતાપણું ઉદયમાં આવ્યું.

પ્ર૦ પાંચ ઇંદ્રિયવાલા જીવો કરતાં એક ઇંદ્રિયવાલા નિગોદિયા જીવોને કર્મ અને કર્મનાં બંધનો ઓછાં હોય તેથી તે આત્મા ઉચ્ચમાં ન ગણાય ?

ઉ૦ તેલ-મરચાં અને પાન-બીડીના વેપારીને ખરચા તદ્દન ઓછા હોય છે, અને શરાફ વેપારીઓ અને ઝવેરી લોકો અને આડતના ધંધાવાલા વેપારી લોકોને ખર્ચા ખુબજ હોય છે, છતાં જગત જેમ તેલ-મરચાં અને પાન-બીડીના વેપારને ઇચ્છતું નથી અને શરાફી લાઇન, આડત અને ઝવેરાતના ધધાનેજ ઇચ્છે છે, કારણકે આમાંથી કયારેક ક્રોડાપતિ કે, અબ્જોપતિ થઈ શકાય છે, પરંતુ તેલ-મરચાં કે પાન-બીડીવાલા આગલ વધી શકતા નથી, તેજ પ્રમાણે એકેન્દ્રિય જીવોને કર્મબંધ તદન ઓછો હોવા છતાં, મોક્ષપ્રાપક સામગ્રીનો અભાવ હોવાથી એકેન્દ્રિયાદિગતિ અને જાતિ તે જીવોની નિર્ભાગ્ય દશા છે.

પ્ર૦ ઉપર કહેવાયું કે, અકામનિર્જરાદ્વારા કેળનો જીવ પુણ્ય બાંધીને મરુદેવા માતા થયાં, તો શું અકામ-નિર્જરાથી આવા પુણ્ય બધાય ખરાં ?

ઉ૦ અકામનિર્જરાથી ચારે નિકાયના દેવનું આયુષ્ય બંધાય છે, અકામનિર્જરાથી રાજા-મહારાજાપણું મળે છે, અકામનિર્જરાથી મોટા ધનવાનો પણ થાય છે, અને તે મોટા ભાગે તિર્યંચજીવો જ ઘણાં ખરાં સ્થાનોને પુરા પડી શકે છે.

પ્ર૦ અકામનિર્જરા એટલે શું ?

ઉ૦ જીવે સમજણપૂર્વક કર્મ ખપાવવા ઉદ્યમ કર્યો નથી, પરંતુ ઘુણા નામનો કીડો જેમ કકાર વિગેરે અક્ષ-

રો કે એકડા વિગેરે આંક કયારેક કોતરી નાખે છે, તથા નદીના પાણીમાં અથડાઈને જેમ પથ્થર સુંવાળા-મૃદુ થાય છે, તેજ પ્રમાણે જીવ પણ અકામનિર્જરાથી ઉંચો આવી જાય છે.

તથા ભરત મહારાજાએ તો આગલા જન્મમાં ઉચ્ચ કોટીનું મુનિપણું આચરીને ઘણાં કર્મો ખપાવી નાંખી વધુ પડતો પુણ્યનો બંધ કરી નાંખેલો હોવાથી આ છેલ્લો ભરતચક્રી તરીકેનો જન્મ પુણ્ય ભોગવવા માટે જ હતો, પુણ્ય ભોગવાઇ ગયાં એટલે કેવલજ્ઞાન થયું છે.

એટલે જેટલા આત્મા મોક્ષ પામ્યા છે, પામી રહ્યા છે, અને મોક્ષ પામશે તે બધા સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ક્રિયાના બલે જ પામ્યા છે, એમ જાણવું. હવે તે સમ્યગ્જ્ઞાન અને ક્રિયાના પ્રતિવિભાગો લખીએ.

શ્રી વીતરાગના મુનિરાજોમાં નીચે પ્રમાણે ગુણો આવેલા હોય અને દોષો ગયેલા હોય તેની વિગત.

અજ્ઞાન, અવિરતિ અને મિથ્યાત્વ, આ ત્રણે આત્માના કટ્ટર દુશ્મનો છે, તે શ્રી વીતરાગના સાધુઓમાંથી જતા રહ્યા હોય, અને જવાની તૈયારીમાં હોય છે.

જ્ઞાન અને ક્રિયા બન્નેનો સંપૂર્ણ આદર ચાલુ જ હોય છે, તેમાં **દેશ આરાધક ક્રિયા રહી. સર્વ-આરાધક જ્ઞાન;** એટલે દિવસમાં અમુક ટાઈમે જ ક્રિયા કરવા પછી આખો દિવસ જ્ઞાનની આરાધના કરે, તે જ શ્રી

વીતરાગના મુનિરાજ કહેવાય છે. તથા ગ્રહણશિક્ષા અને આસેવનશિક્ષા પામેલા હોય છે, તથા શ્રુતધર્મ અને ચારિત્રધર્મને બરાબર સમજવા અને આદરવાના ઉદ્યમી હોય છે.

તથા શ્રી વીતરાગદેવના મહામુનિરાજોમાં સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન સમ્યગ્ચારિત્રની સંપૂર્ણ ઉપાસના અને ઐકયતા હોય છે, આ રત્નત્રયી સર્વ ગુણોને રાખવાનું નિધાન છે.

પ્ર૦ પંચ મહાવ્રત અને રત્નત્રયીમા શુ ભેદ છે? જે મુનિરાજમાં પંચ મહાવ્રત હોય તેમનામા રત્નત્રયી હોય કે ન હોય?

ઉ૦ રત્નત્રયીમાં પાંચ મહાવ્રતનો સમાવેશ થાય, પરતુ પંચમહાવ્રતમાં રત્નત્રયીનો સમાવેશ થાય નહિ, કારણ કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર આ ત્રણનું જે અભિન્નપણું તેનું નામ રત્નત્રયી કહેવાય છે. રત્નત્રયીમાં ત્રીજો ભેદ ચારિત્ર છે, તેના અહિંસાદિ પાંચ ભેદો તે પાચ મહાવ્રત કહેવાય છે, પરંતુ ધ્યાન રાખવું જોઇએ કે, મન, વચન અને કાયાથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતા આત્મામા આવી જાય, પરંતુ સમ્યગ્ દર્શન અને સમ્યગ્જ્ઞાન જો ન હોય તો પાંચ મહાવ્રતોની ઘણી કિંમત ન ગણાય.

પ્ર૦ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન વિના એકલાં પાંચ મહાવ્રતો હોઇ શકે ખરાં?

ઉ૦ જરૂર હોઇ શકે છે, અને ઉપરના બેના અભાવમા વખતે કોઇ જીવ હજારોવાર, લાખોવાર–ક્રોડોવાર કે અસંખ્યાતીવાર પણ મહાવ્રતો પામે છે, અને તેવા આચરણથી દેવતાઓના પણ શિર ડોલી જાય છે, વળી આ પાંચ મહાવ્રતોના વિશિષ્ટ પાલનથી જીવો નવમા ગ્રૈવેયક સુધી દેવપણાને પણ પામે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન વિના પાચ મહાવ્રતો જીવને આવવા છતા તે ચારિત્રને દ્રવ્યચારિત્ર જ કહેવાય છે, આવા ચારિત્રથી જીવોને પૌદ્ગલિક સુખો મળે છે, પરતુ સંસાર ઓછો થતો નથી.

એટલે એકલા પાચ મહાવ્રત ઘણા સારાં હોય તો પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન વગરના હોવાથી ભવાભિનંદિપણું કે પુદ્ગલાનંદિપણું જરાપણ મંદ થતાં નથી, અને એક, બે–ત્રણ મનુષ્યના અને દેવના ભવોમાં પૌદ્ગલિક ઐશ્વર્ય અપાવી આત્માને સંસારમા પુનઃ રખડતો બનાવે છે.

આ પાંચ મહાવ્રતો આવ્યા પછી અનંતો કાળ પણ જીવ સંસારમાં રખડવા ચાલ્યો જાય છે વળી પુનઃ નરભવાદિ સામગ્રી પામે અને વળી વખતે પાંચ મહાવ્રત પણ પામે, પરંતુ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન ન આવ્યાં હોય તો વળી અનંતો કાળ સંસારમા ભટકતો થઇ જાય છે. આવી મનુષ્યજન્મની ફેરીઓ પણ અનંતી થઇ જાય છે, અને દ્રવ્યચારિત્ર પણ અનંતીવાર વખતે લેવાઇ જાય,

તો પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનના અભાવે મોક્ષમાં પ્રવેશ ન થતો હોવાથી પુનઃ નરક, તિર્યંચ અને નિગોદાદિમાં ધકેલાવું પડે છે.

પ્ર૦ તો પછી સમ્યકૃત્વ સહિત પાંચ મહાવ્રત આવે કયારે ?

ઉ૦ આ જીવનો ભવસ્થિતિ પરિપાક થાય ત્યારે, એટલે કે અનંતાનંત ભાવપુદ્ગલપરાવર્ત સ્વભાવવાલા આ સંસારમાં ભટકી રહેલા જીવને જ્યારે ચરમ એટલે છેલ્લો પુદ્ગલપરાવર્ત સંસાર મોક્ષમાં જવા અગાઉ બાકી રહે ત્યારે જીવને સમ્યકૃત્વ પ્રાપ્તિ થવાનાં કારણો પ્રકટ થવાં શરૂ થાય છે.

પ્ર૦ સમકિત પ્રાપ્ત થવા અગાઉ પણ જીવમાં બીજી કોઇ લાયકાતો આવતી હશે ખરી ?

ઉ૦ જેમ સૂર્ય ઉદય થવાનો હોય તેની પહેલાં અરૂણોદય થાય છે, તેમ સમ્યકત્વ પ્રકટ થવાનું હોય તેની અગાઉ બીજા ઘણા ગુણો પ્રકટ થાય છે, જેમ રાજા-મહારાજાની પધરામણી થવાની હોય છે, તેની પહેલાં કેટલાક મોટા હોદ્દેદારો આગળથી આવીને મહારાજાના માનને ઉચિત સામગ્રીઓની તૈયારી કરે છે, તેમ સમ્યકત્વ ગુણ પ્રકટ થવાનો હોય તેની પહેલાં કેટલાક ઉત્તમ ગુણો પ્રકટ થાય છે, અને સમ્યકૃત્વ આવ્યાની સાથે પ્રથમ આવેલા ગુણો સાધારણ ઝાંખા ભાસતા હોય તે એકદમ ચળકતા બની જાય છે.

અને વખતે મહારાજા આવવાના હોય તે આવતા અટકી જાય તો આગળથી આવેલા બીજા અધિકારીઓ પાછા જાય છે, તેમ સમકિત આવવા અગાઉ આવેલા ગુણો સમકિતને આવવાની ભૂમિકા શુદ્ધ બનાવે છે, તે દરમ્યાન સમકિત ન આવે તો આવેલા ગુણો પણ રવાના થઇ જાય છે.

પ્ર૦ હવે તે સમકિત પ્રાપ્તિ અગાઉ ગુણો પ્રગટ થાય છે, આમ જે કહેવાય છે, તે ગુણો કયા કયા આવે છે, તે બતાવી શકાશે ખરા ?

ઉ૦ જરૂર બતાવી શકાશે. જુઓ, જે આત્મા સમકિત પામવાનો હોય છે, તેને છેલ્લુ પુદ્ગલપરાવર્ત્તન શરૂ થયું હોવાથી તેનામાં કૃષ્ણપાક્ષિકપણાનો નાશ થવાથી સર્વથી પ્રથમ શુકલપાક્ષિકપણું પ્રકટ થાય છે.

પ્ર૦ કૃષ્ણપક્ષિઓ જીવ કોને કહેવાય ?

ઉ૦ કૃષ્ણપાક્ષિક જીવને સારીપ્રવૃત્તિ ગમે નહિ, ગુણીના ગુણ સાંભળવા ગમે નહિ, 'સારૂં તે મારૂં' એમ નહિ પણ 'મારૂં તે સારૂં' એમ સ્થાપન કરે, ધર્મની કે પરમાર્થની કોઈ પણ ક્રિયા રુચે નહિ, સાધુની સંગત કરે નહિ, પ્રાય. નબળાનીજ સોબત શોધે, આત્મિકવાતોમાં રસ ન પડે, પરંતુ પૌદ્ગલિક વાતોમાં રસ પડે, દાન, શીલ, તપસ્યા વિગેરેને આચરે નહિ અને આચરે તો લોકહેરીથી આચરે, અર્થાત્ દાનાદિક ક્રિયાઓ કરે નહિ અને કરે તો યશને માટે કરે, વધારામાં આ ભવ કે આવતા ભવના સુખ માટે કરે પણ મોક્ષ માટે

કરે નહિ, કૃષ્ણપક્ષિઓ જીવ જે કાંઇ સારૂં કરતો દેખાય તે બધું આલોક સારૂ જ હોય, પરંતુ આત્માનું ભવભ્રમણ ઘટાડવા માટે હોયજ નહિ, જુઓ, મહાપુરુષો શું ફરમાવે છે.–

जो अकिरियावाइ सो भविओ अभविओ वा, नियमा-कण्हुपक्खिओ किरियावाइ नियमा भविओ, नियमा-सुक्कपक्खिओ, अन्तोपुग्गलपरिअट्टस्स नियमा-सिज्झइ सम्मदिट्ठी वा मिच्छदिट्ठी वा हुज्जा.

**અર્થ**· જે આત્મા અક્રિયાવાદી હોય છે, તે ભવ્ય હોય અથવા અભવ્ય હોય, તે ચોકકસ નહિ, પરતુ દાનાદિ ક્રિયાનું તથા અહિંસાદિ ધર્મોનું ખંડન કરનાર આત્મા ચોક્કસ કૃષ્ણપાક્ષિક તો હોય જ.

તથા વલી જે આત્મા ક્રિયાવાદી હોય, અર્થાત્ દાનાદિ ક્રિયાનું સમર્થન કરનાર હોય અને અહિંસાદિ ધર્મોનું પોષણ કરનાર હોય, તે આત્મા ચોક્કસ ભવ્ય પણ છે અને શુકલપાક્ષિક પણ છે અને અર્ધપુદ્ગલપરાવર્તમાં જરૂર મોક્ષમાં પણ જવાનો હોય છે, પરંતુ વર્તમાનકાળે તે સમકિતી પણ હોય અથવા મિથ્યાદષ્ટિ (મંદ મિથ્યાત્વી) પણ હોય એ નકકી નહિ.

પ્ર૦ ઉપર જે પાઠ जो अकिरियावाई ઇત્યાદિ મુકવામાં આવ્યો છે, એના ઉપરથી એમ નિર્ણય સમજાય છે કે, શ્રી જૈનશાસનમાં ક્રિયાનીજ મુખ્યતાએ આત્માનું કલ્યાણ થતું હોય, એમ સમજાય છે.

ઉ૦ શ્રી જૈનશાસનમા એકલી ક્રિયા કે એકલા જ્ઞાનની સુચના છે જ નહિ, પરતુ જ્ઞાનપૂર્વકની જ ક્રિયાનું સમર્થન કરેલું છે, એકલી ક્રિયા કે એકલા જ્ઞાનનું નહિ જ. જુઓ, "જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ" એકલી ક્રિયા વિધવા સ્ત્રી જેવી છે, એકલું જ્ઞાન વાંઢા મનુષ્ય જેવું છે, અથવા એકલી ક્રિયા આંધળી છે, એકલું જ્ઞાન પાંગળું છે, બન્નેનો મેળ ભેગવાથી આત્મા કર્મક્ષય કરી શકે છે.

જગતમા પણ કેટલીક ચીજો એવી છે કે, ઉભયના યોગથી ખુબજ સુશોભિત લાગે છે. જુઓ,

જલથી કમલ શોભે. કમલથી જલ શોભે;
જલ અને કમલથી, સરોવર શોભે છે.
ચંદ્ર થકી રાત શોભે. રાત થકી ચંદ્ર શોભે;
ચંદ્ર અને રાત બન્ને, થકી અંબર શોભે છે.
મણિથી કંચન શોભે, કંચનથી મણિ શોભે;
મણિ અને કંચન બન્ને. થકી કર શોભે છે.
નરથકી નાર શોભે, નારથકી નર શોભે;
નર અને નાર બન્ને, થકી ઘર શોભે છે.

**અર્થ**: ઉપરનો અર્થ જો કે ચોક્કસ સમજાય તેવો છે તો પણ મારા થકી પણ ઓછી બુદ્ધિવાલાને . સમજવા લખું છું. જેમ કમલ વિનાનાં જલાશયો સારાં લાગતા નથી, તેમ જળ વિનાનાં કમળો પણ કરમાઇને સુકાઇ

જાય છે. એટલે કમળો જળની શોભા વધારનારાં છે, તેજ પ્રમાણે જળ પણ કમળનું જીવતર, શોભા ટકાવનાર અને શોભા વધારનાર છે, તેજ પ્રમાણે જળ અને કમળ બન્નેના યોગે સરોવર ખુબજ રૂપાળું લાગે છે.

જેમ આંધારીયામા ચંદ્રના અભાવે રાત્રી બીહામણી લાગે છે, પરંતુ સોળ કળાનો ચંદ્ર ખીલવાથી રાત્રી રૂપવતી જણાય છે, દ્રષ્ટાને આનંદ આપે છે, તેજ પ્રમાણે ચંદ્ર ગમે તેવો શરદ ઋતુનો હોય તો પણ રાત્રીના અભાવમાં કદરૂપો લાગે છે, પણ રાત્રીની હાજરીમાંજ આનંદ આપનારો થાય છે, અને રાત્રી તથા ચંદ્ર બન્નેના યોગથી આકાશ પણ ઘણુંજ સુન્દર દેખાય છે.

તથા વળી ગમે તેટલી ઉંચી કીંમતનો હીરો હોય તો પણ સુવર્ણની વિંટી વગર શોભાને પામતો નથી, સોનાના આભૂષણમાંજ હીરા જડવાથી ખીલી ઉઠે છે, તેજ પ્રમાણે સોનું પણ હીરાના જડાવથી ઘણું સુશોભિત લાગે છે. હીરા વગરની વિંટી મસ્તક વગરના શરીર જેવીજ દેખાય છે, અને બન્નેના એટલે મણિ અને કંચન બન્નેના યોગથી કર એટલે હાથ પણ સુંદર દેખાય છે, એ દલીલ વગરની વાત છે.

હવે ચોથી વાત આવી મનુષ્ય યુગ્મની. મનુષ્ય-પુરૂષ એકલો હોય તો તે વાંઢો કહેવાય છે. આવા વાંઢા લોકોના દશ-વીશ કે પચ્ચીશ-પચ્ચાસ ઘર હોય તો પણ ગણતરી

વગરનાં લેખાય છે, તેજ પ્રમાણે એકલી સ્ત્રી રાંડીરાંડ કહેવાય છે. તેમનાં ઘરો પણ ગણતરીમાં લેખાતાં નથી. એટલે પુરૂષ અને સ્ત્રી બન્નેના યોગથી પરસ્પરની શોભા છે, પુરૂષ અને સ્ત્રી બન્નેનું ઘર હોય ત્યા કોઇ પુરૂષ કે સ્ત્રીને જવામાં અસંકોચ રહે છે. અવિશ્વાસ થતો નથી, અને એકલી સ્ત્રીના ઘેર કોઇ પુરૂષ જાય અથવા એકલા પુરૂષના ઘેર કોઇ સ્ત્રી જાય તો નિંદાને પાત્ર બને છે, અને પુરૂષ-સ્ત્રી યુગ્મના ઘેર જનારની જરા પણ નિન્દા થતી નથી, માટેજ પુરૂષ અને સ્ત્રી બન્નેના યોગથી ઘરની શોભા છે, મેમાન-પરૂણા આદર પામે છે, અતિથિસત્કાર થાય છે, લોકોનો ચાહ વધે છે, જગતમા માન-મહત્તા, આબરૂ, ખ્યાતિ વિસ્તાર પામે છે.

ઉપરના ઉદાહરણોની માફક બીજા પણ બબ્બેના પ્રકાર ઘણા હોય છે. તે બેમાથી એક હોય તો કામ થતું નથી, તેજ પ્રમાણે એકલી ક્રિયાથી કે, એકલા જ્ઞાનથી આત્માને મોક્ષપ્રાપ્તિ થતી નથી, એટલે જ શ્રી જિનેશ્વરદેવોએ "**જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ**" વર્ણવેલ છે, અને ઉપર જે અક્રિયા અને ક્રિયાવાદીની બાબત બતાવી છે, તે પણ જ્ઞાનપૂર્વકની ક્રિયાની વાત જ કહેલી છે, એમ સમજવુ. એટલે જ્ઞાનના અભાવમાં ક્રિયા નહિ કરનાર જેમ અક્રિયાવાદી કહેવાતા નથી, તેજ પ્રમાણે જ્ઞાન વગરના મનુષ્યો ઘણી ક્રિયા કરતા હોય તો પણ તેઓને ક્રિયાવાદિ કહેલા નથી, જો જ્ઞાન વગરના ક્રિયા કરનારને ક્રિયાવાદિ કહેવાય, તો એકલી ક્રિયાના બળે નવમા ગ્રૈવેયક સુધી-જનાર અભવ્ય

પણ ક્રિયાવાદિ ગણાશે અને એને પણ શુક્લપાક્ષિકપણું આવી જશે, માટે તેમ નથી, પરંતુ જ્ઞાનપૂર્વકનીજ ક્રિયાનું સમર્થન હોય તે ક્રિયાવાદિ કહેવાય છે, અને જ્ઞાનપૂર્વક ક્રિયાનું ખંડન તેજ અક્રિયાવાદિપણું જાણવું.

આ ઉપરથી એમ સમજાય છે કે, સમકિત નહિ પામેલો પણ ભવિષ્યમા સમકિત પામવાની તૈયારીવાળો મિથ્યાદષ્ટિ આત્મા પણ ખુબજ હળવો થયેલો હોય તો જ સમકિત પામી શકે છે, અને તે વખતની દશા કેવી હોય છે ? તે લખાય છે.

જગતના મિથ્યાદષ્ટિ અને ચાર ગતિમાં ફરનારા પંચેન્દ્રિય જીવો પ્રાય મહાભારેકર્મી હોય છે. તેઓ પચેન્દ્રિયપણામાં મહાચિકકણા અને મોટી સ્થિતિવાળાં કર્મો બાંધીને એકેન્દ્રિયાદિક જાતિમાં જાય તો પણ તેઓ કર્મના ભારથી પ્રાયઃ હલકા થએલા હોતા નથી અને તેથી તેઓ વધારેમાં વધારે **સાડા ત્રણ કાલચક્ર સુધી ચાલે તેવાં કર્મની સત્તાવાલા** હોય છે. આવાં ભારે કર્મી જીવો જુનાં કર્મ ભોગવતા અને નવા કર્મ બાંધતા સદાકાલ કર્મથી ભરેલા રહે છે.

એટલે લગભગ જગતના સર્વ જીવો આગલ-પાછલ દુર્ધ્યાનને વશ બનીને મોટી સ્થિતિવાલાં કર્મોના ભારથી જકડાએલા હોવાથી (જેમ આંધળો માણસ જગતની કશી ચીજ દેખતો નથી અને સાથે પોતાના શરીરને પણ દેખતો

નથી તેમ) પોતાના આત્માને ઓલખવાનો અવકાશજ પામી શકતા નથી.

આવી મોટી સ્થિતિના ભારથી દબાયેલા જગતના સર્વ જીવોમાંથી જે જીવ સમકિત પામવાનો હોય તે આત્મા ઉપર બતાવેલી સાડા ત્રણ કાલચક્ર, દોઢ કાલચક્ર અને એક કાલચક્ર ચાલે તેવી કર્મની સ્થિતિમાંથી ઘટાડો કરીને આયુ સિવાયના સાતે કર્મની સ્થિતિઓને એક કોટાકોટી સાગરોપમમાં પણ ન્યૂન કરી નાખે છે. જુઓ-

आयुवर्जित साते कर्मनीजी, सागर कोडाकोडी हीन रे;
स्थिति पढम करणे करीजी, वीर्य अपूरव मोगर लीध रे.
समकित द्वार गभारे पेसतांजी.

**અર્થ:** જયારે આત્મા સમકિત પામવાનો હોયછે તેની પેલા **પઢમ** એટલે પહેલું યથાપ્રવૃત્તિકરણ નામનું કરણ કરે છે, તેણે કરીને આયુ સિવાયનાં જ્ઞાનાવરણીયાદિ સાતે કર્મની સ્થિતિમાં મોટો ઘટાડો થઇ જવાથી ફક્ત અંતઃ કોટાકોટી પ્રમાણજ રહે છે.

પ્ર૦ યથાપ્રવૃત્તિકરણ એટલે શું ?

ઉ૦ આત્માએ સમજણપૂર્વક કરેલો નહિં, પરંતુ યથાતથા-જેમ-તેમ પ્રવર્તેલો આત્માનો વ્યાપાર. જેમકે કોઇ મૂર્ખ માણુસ વિચાર શૂન્યતાએ ચાલ્યો જતો હતો, તેણે વગડામાં એક ઝાડનાં પાંદડાંનો ડુચો મુખમાં મૂકી દીધો કે તુરતજ તેની મૂર્ખતા ચાલી ગઈ અને દિવ્યતા પ્રકટ થઈ.

વલી કોઇ શૂન્ય માણસે ભીંતને પાટુ લગાવી અને ભીંત પડી ગઇ અને અંદરથી નિધાન નીકળ્યું, શાસ્ત્રોમા કહેલ છે કે, જેમ લાકડામાં ઉત્પન્ન થનારો ઘુણા નામનો કીડો લાકડામાં કોઇકવાર એકડો બનાવે છે, કોઇકવાર કકાર બનાવે છે, જેમ નદીના પાણીમાં અથડાઇને પથ્થરો સુવાળા થઇ જાય છે, તેમ જીવ પોતે અજ્ઞાનદશાથી કર્મને ઘટાડવા પ્રયત્ન ન કરે છતાં કોઇક એવી આત્માની જબ્બર શકિતવડે અકામનિર્જરાથી કર્મમા ઘટાડો આવી જાય છે, તેને જ્ઞાની પુરુષોએ **યથાપ્રવૃત્તિકરણ** કહેલ છે. યથા એટલે વિવેકની શૂન્યતાએ, પ્રવૃત્તિ–એટલે થએલ કરણ એટલે અધ્યવસાય તેનું નામ **યથાપ્રવૃત્તિકરણ.**

સમકિત પામવાની લાયકાત ન હોય તેવા જીવો પણ કેટલાક આ યથાપ્રવૃત્તિકરણ કરી શકે છે અને ઘણો કાળ આવી હળવી કર્મદશામા રહે છે, પછી તેનો સંસાર ઘણોજ બાકી હોય તેવા જીવો પુનઃ મોટી સ્થિતિ બાંધનારા બનીને વળી અનંતો સંસાર ભટકે છે, અને કોઇ યોગ્ય આત્મા સમકિત પામવાનો હોય તેમાં **મિત્રા–તારા** વિગેરે યોગદષ્ટિઓ [આત્માની લાયકાત વિશેષ] પ્રકટ થાય છે.

અહિં આત્મામાં અહિંસા, સત્ય, અસ્તેય [ચોરીનો અભાવ] બ્રહ્મચર્ય અને અસંગતા એટલે અપરિગ્રહદશા પ્રકટ થાય છે, આ પાંચ યમ કહેવાય છે તથા **દાન–દયા–દેવગુરભક્તિ** પણ અહીં ઘણા ઉચ્ચ પ્રકારે પ્રકટે છે, અર્થાત્ દાનમાં ઘણી

ઉદારતા આવે છે, અને દેવગુરુભક્તિમાં ખુબજ જાગૃતિ પ્રકટે છે, ખેદ અને આલસ્ય નબળાં પડી જાય છે, તથા જેટલી શિષ્ટ પુરૂષોની પ્રવૃત્તિઓ હોય તેમાં ઘણો રસ પડે છે અને અશિષ્ટ મનુષ્યોના આચરણો ઉપર દ્વેષ થતો નથી પણ ઉપેક્ષા સેવાય છે.

તથા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી શ્રી જિનેશ્વર દેવના ચારે નિક્ષેપા ઉપર અતિપ્રમાણ ભક્તિ પ્રકટ થાય છે અને ચારે નિક્ષેપા ઉપર શુદ્ધ પ્રણામ ભાવના ઉત્પન્ન થાય છે, તથા પંચાચારવિશુધ્ધ નિર્મળ રત્નત્રયીના ભંડાર એવા ભાવાચાર્યની શોધ અને સેવામાં જાગૃત રહે છે. તથા સંસારના તમામ કારણોમાં ઉદ્વેગ ધારણ કરે, અર્થાત્ દેવ-મનુષ્ય ગતિનાં સુખને પણ ઇચ્છે નહિ, પ્રતિક્ષણ સંસારની દુષ્ટતાને દેખ્યા કરે

તથા દ્રવ્યઅભિગ્રહો પણ ઘણા ઉચ્ચકોટીના આચરે. અહિં સમકિતના અભાવે ભાવ અભિગ્રહો આવતા નથી, પરંતુ દ્રવ્ય અભિગ્રહો પણ ધર્મીજનોના અનુમોદનનું કારણ બને તેવા હોય, તથા વલી પોતાની શક્તિને અનુસાર વીતરાગના મુનિવરોનો ખુબ સત્કાર કરે, ઔષધ, વસ્ત્ર, પાત્ર વિગેરે સંજમનાં પોષક સાધનો મુનિરાજોને વહોરાવવા ઘણો ઉદ્યમ કરે, તેમ કરવાના અભિગ્રહો પણ આદરે.

વલી-શ્રી વીતરાગનાં આગમો અને આગમાનુસારી ગ્રન્થો લખાવે વધા શ્રી જિનેશ્વરદેવનાં મંદિરો અને પ્રતિ

માઓ કરાવે, સચવાવે વિકાસાવે આ બન્ને કાર્યમાં પોતાના દ્રવ્યનો, બુધ્ધિનો અને લાગવગનો થાય તેટલો સદુપયોગ કરે, વલી વાચના, પૃચ્છના વિગેરે ઘણો સ્વાધ્યાય કરે, તથા શ્રી જૈનાગમની વાચના આપનાર ભાવાચાર્યનો યોગ સદા કાળ અત્રુટ રાખે, અર્થાત્ જૈનાગમના સૂત્રરહસ્ય બતાવનાર ભાવાચાર્યનો વિયોગ પડવા ન દે, સૂત્રવાચના આપનારનો ઉપકાર માને, ઉપકાર ભૂલે નહિ એવા ગુણદાયક આત્મા ઓનો જ યોગ ઇચ્છયા કરે, મેળવ્યા કરે.

તથા બીજકથા એટલે યોગાગ. [૧]યમ [૨]નિયમ [૩]આસન [૪]પ્રાણાયામ [૫]પ્રત્યાહાર [૬]ધારણા [૭]ધ્યાન [૮]સમાધિ. એ આઠ યોગના અગો છે, તે પણ બાહ્ય ન લેતા અભ્યતર સમજવા, તેનો વિસ્તાર યોગદ્દષ્ટિ સમુચ્ચય આદિમા છે, ત્યાંથી સમજવો, અહી તો જણાનવાનુ એજ કે ,ઉપર મુજબની યોગકથા-બીજકથા સાભળીને શરીર રોમાચિત થઇ જાય, તથા વલી સદાચાર વધારવા આદર વધે, તેમજ ઉદારતા, ધીરતા અને ગંભીરતા પણ વધવા લાગે તથા પ્રશસ્ત બાહ્ય સયોગો વધવાથી યોગાવચકતા, ક્રિયાવચકતા અને ફલાવંચકતા શરૂ થાય, જો કે આ ત્રણ પ્રકારની અવંચકદશા સર્વવિરતિપણામાંજ હોઇ શકે છે, તો પણ શુદ્ધ સામાયિકમા ગૃહસ્થને પણ ઉચ્ચકક્ષાના આત્માને દ્રવ્યથી જરૂર પ્રકટ થાય. દેવ-ગુરુને વંદન, પૂજન, નમસ્કાર, આદર, સત્કાર બહુમાન ઘણું આચરે.

તથા જેમ ચકોરપક્ષી ચદ્રને ચાહે જેમ મોર મેઘને

ઉદારતા આવે છે, અને દેવગુરૂભક્તિમાં ખુબજ જાગૃતિ પ્રકટે છે, ખેદ અને આલસ્ય નબળાં પડી જાય છે, તથા જેટલી શિષ્ટ પુરૂષોની પ્રવૃત્તિઓ હોય તેમાં ઘણો રસ પડે છે અને અશિષ્ટ મનુષ્યોના આચરણો ઉપર દ્વેષ થતો નથી પણ ઉપેક્ષા સેવાય છે.

તથા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી શ્રી જિનેશ્વરદેવના ચારે નિક્ષેપા ઉપર અતિપ્રમાણ ભક્તિ પ્રકટ થાય છે અને ચારે નિક્ષેપા ઉપર શુદ્ધ પ્રણામ ભાવના ઉત્પન્ન થાય છે, તથા પંચાચારવિશુધ્ધ નિર્મળ રત્નત્રયીના ભંડાર એવા ભાવાચાર્યની શોધ અને સેવામાં જાગૃત રહે છે. તથા સંસારના તમામ કારણોમાં ઉદ્વેગ ધારણ કરે, અર્થાત્ દેવ-મનુષ્ય ગતિનાં સુખને પણ ઇચ્છે નહિ, પ્રતિક્ષણ સંસારની દુષ્ટતાને દેખ્યા કરે.

તથા દ્રવ્યઅભિગ્રહો પણ ઘણા ઉચ્ચકોટીના આચરે. અહિં સમકિતના અભાવે ભાવ અભિગ્રહો આવતા નથી, પરંતુ દ્રવ્ય અભિગ્રહો પણ ધર્મીજનોના અનુમોદનનું કારણ બને તેવા હોય, તથા વલી પોતાની શક્તિને અનુસાર વીતરાગના મુનિવરોનો ખુબ સત્કાર કરે, ઔષધ, વસ્ત્ર, પાત્ર વિગેરે સંજમનાં પોષક સાધનો મુનિરાજોને વહોરાવવા ઘણો ઉદ્યમ કરે, તેમ કરવાના અભિગ્રહો પણ આદરે.

વલી શ્રી વીતરાગનાં આગમો અને આગમાનુસારી ગ્રન્થો-લખાવે તથા શ્રી જિનેશ્વરદેવનાં મંદિરો અને પ્રતિ-

માઓ કરાવે, સચવાવે, વિકાનાવે આ બન્ને કાર્યમાં પોતાના દ્રવ્યનો, બુધ્ધિનો અને લાગવગનો થાય તેટલો સદુપયોગ કરે, વલી વાચના, પૃચ્છના વિગેરે ઘણો સ્વાધ્યાય કરે, તથા શ્રી જૈનાગમની વાચના આપનાર ભાવાચાર્યનો યોગ સદા કાળ અતુટ રાખે, અર્થાત્ જૈનાગમના સૂત્રરહસ્ય બતાવનાર ભાવાચાર્યનો વિયોગ પડવા ન દે, સૂત્રવાચના આપનારનો ઉપકાર માને, ઉપકાર ભૂલે નહિ એવા ગુણદાયક આત્મા ઓનો જ યોગ ઇચ્છયા કરે, મેળવ્યા કરે.

તથા બીજકથા એટલે યોગાંગ. [૧]યમ [૨]નિયમ [૩]આસન [૪]પ્રાણાયામ [૫]પ્રત્યાહાર [૬]ધારણા [૭]ધ્યાન [૮]સમાધિ. આ આઠ યોગનાં અંગો છે, તે પણ બાહ્ય ન લેતાં અભ્યંતર સમજવાં, તેનો વિસ્તાર **યોગદૃષ્ટિ સમુચ્ચય** આદિમાં છે, ત્યાંથી સમજવો, અહીં તો જણાવવાનું એજ કે ,ઉપર મુજબની યોગકથા-બીજકથા સાભળીને શરીર રોમાંચિત થઇ જાય, તથા વલી સદાચાર વધારવા આદર વધે, તેમજ ઉદારતા, ધીરતા અને ગંભીરતા પણ વધવા લાગે તથા પ્રશસ્ત બાહ્ય સયોગો વધવાથી યોગાવચકતા, ક્રિયાવચકતા અને ફલાવંચકતા શરૂ થાય, જો કે આ ત્રણ પ્રકારની અવંચકદશા સર્વવિરતિપણામાંજ હોઇ શકે છે, તો પણ શુદ્ધ સામાયિકમાં ગૃહસ્થને પણ ઉચ્ચકક્ષાના આત્માને દ્રવ્યથી જરૂર પ્રકટ થાય. દેવ-ગુરુને વંદન, પૂજન, નમસ્કાર, આદર, સત્કાર બહુમાન ઘણું આચરે.

તથા જેમ ચકોરપક્ષી ચંદ્રને ચાહે જેમ મોર મેઘને

ચાહે, જેમ મધુકર માલતીને ચાહે છે, તે પ્રમાણે આ મિત્રાદૃષ્ટિમાં વરતતો આત્મા સારાં નિમિત્તોને શોધતોજ રહે છે, એટલે ઉત્તમ ગીતાર્થ ગુરૂનો યોગ પામી રાજી થાય, સૂત્રવાચના પામી રાજી થાય. સુપાત્રદાન પામી આનંદ પામે. તીર્થયાત્રા, સંઘમેળો, પર્વાંગધન વિગેરે ઉત્તમ પ્રકારની આરાધનાઓ અને શાસનપ્રભાવનાઓ દેખીને અતિહર્ષ પામે.

તથા તારા, બલા અને દીપ્રા દૃષ્ટિઓ સુધી પહોંચેલો આત્મા ઉપરના બધા ગુણોમા અધિક-અધિકતર ઉજ્વલતાને પામતો જાય છે, તેમજ યોગના અભ્યંતર અંગો વિશેષ-વિશેષ વિકાસને પામતાં હોય છે, તેથી અપૂર્વકરણના અધ્યવસાયોની તદ્દન નિકટતા થવા લાગે છે.

ઉપર બતાવેલી યોગ્યતાની નિસ્સરણી ઉપર ચઢતો આત્મા અપૂર્વકરણ નામનું કરણ પામીને અનંતા કાલથી આત્મામાં રૂઢ બનેલી, અતિ મજબુત, કર્કશ, ઘન અને નિબિડ એવી રાગ-દ્વેષની ગાંઠને તોડી નાખીને અનિવૃત્તિકરણે કરીને આત્મા આત્મદર્શન અપરનામ સમ્યગદર્શનને પામે છે.

અહીં આદ્ય એટલે પહેલા ચાર અનંતાનુબંધિ કષાય અને મિથ્યાત્વ મોહનીય ક્ષય થઇ જાય છે, અથવા ક્ષયોપશમ કે ઉપશમભાવને પામે છે, તેથી આત્માની ઉપરનું આવરણ-વાદળ ખસી જવાથી શરદપૂનમ

ના ચન્દ્રની માફક આત્મામાં પ્રકાશ અને શીતળતાની પરા કાષ્ટા ખુલ્લી થવાથી શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આ સ્તિક્ય મહાગુણો પ્રકટ થાય છે.

**પ્ર૦** અપૂર્વકરણ એટલે શું ?

ઉ૦ આત્મા અનંતકાલથી સંસારમાં રખડતો-ભટકતો કયારે પણ આત્માની પોતાની ઓળખાણ પામ્યો નથી. એટલે સમ્યગ્દર્શન જેવી અલભ્ય સામગ્રી મળવાની તો વાત જ કયાં ? તો પછી આ જીવને એવા અધ્યવસાય પણ આવ્યા ન હોય, તે સ્વભાવિક છે, એટલે આખા સંસારચક્રમા કયારે પણ નહિ આવેલા માટે અપૂર્વ અને કરણ એટલે અધ્યવસાય, આત્મામા કયારે પણ નહિ આવેલા અધ્યવસાય તેનું નામ **અપૂર્વકરણ**.

આ અપૂર્વકરણ ગુણવડે-કરીને જીવ રાગ-દ્વેષની ગ્રન્થીને ભેદીને અનિવૃત્તિકરણ નામનું કરણ પામે છે. અનિવૃત્તિના અધ્યવસાયથી જીવ મિથ્યાત્વની સ્થિતિના બે ટુકડા કરે છે, તેમા એક તદ્દન નાનો સ્થિતિ વિભાગ હોય, તેને અલ્પક્ષણમા ભોગવી લેવાથી જીવ મિથ્યાત્વ-મોહનીયના ભોગવટા વગરનો થવાથી ઉપશમ સમકિતી બને છે.

ઉપર મુજબ આત્મામાં પ્રકટ થયેલ આત્મવિકાસનું નામ સમકિત-સમ્યગ્દર્શન કહેવાય છે. તે સમ્યકત્વ આવ્યા પછી અવગુણો ગુણરૂપમાં ફેરવાઇ જાય છે, ક્રોધાદિ કષાયો પણ

મંદસત્વવાળા થઇ જવાથી આત્માને પાડી નાખવાની તાકાદ વગરના થઈ જાય છે, આરંભાદિ પાપો થાય તે પણ બહુઅલ્પ બંધ કરનારાં બને છે, યુદ્ધ વિગેરે થાય-કરવાં પડે, થઇ જાય-તેમાં પણ સમ્યગ્દર્શની જીવને પાપનો બંધ ઓછો પડે છે. સંસારમાં વસવા છતા ગૃહસ્થજીવન ચલાવતાં પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષયો સેવાય છતાં તેને પાપ ચીકણા બંધાતાં નથી.

પ્ર૦ પાપ તે તો પાપ જ છે તો પછી સમ્યગ્દૃષ્ટિ જીવનો પક્ષપાત શા માટે? બીજા માણસોને પાપ લાગે તેવું જ પાપ હોય છતા તે પાપનું ફળ સમ્યગ્દૃષ્ટિને ઓછું તેનું કારણ શું?

ઉ૦ સમ્યગદર્શન શબ્દનો અર્થ જ એવો છે કે, સાચું-દર્શન એટલે જેવું જે હોય તેવું તે સમજાય જેનાથી, આવું આત્માનું સાવધાનપણું, એનું નામજ સમ્યંગ્દર્શન કહેવાય છે, તો પછી સમ્યગ્દર્શનવાલા આત્માને પાપજ શા માટે થાય? અને કદાપિ થઇ જાય તો પણ નિર્ધ્વંસ પરિણામ તો હોય જ કેમ? જુઓ, જ્ઞાનીપુરૂષો પણ શું ફરમાવે છે?

सम्मद्दिट्ठी जीवो, जइवि हु पावं समायरे किंची।
अप्पोसि होइ बंधो, जेणं न निध्धंधसं कुणइ ॥१॥

**અર્થ**: સમકિતી જીવ પ્રાયઃ પાપ કરે નહિ. કરતાં સદા ડરતો રહે, કાંટામાં પગ મૂકવો સારો, પરંતુ પાપમાં

પગ મૂકવો ખોટો, એમ માને, ઝેર પીવું સારૂં પરતુ પાપની આજીવીકા સારી નહિ, એમ સમજે. મહાભયકર સર્પોવાલી અને અનેક સિંહાદિ શ્વાપદોવાલી ભયકર અટવીમા રહેવુ સારૂં, પરંતુ પાપી મનુષ્યોની સોબતમા રહેવું સારૂં નહિ, એમ વિચારે. આવા આત્માને બનતા પ્રયાસે પાપ કરવાના પ્રસગો ઓછાં જ સાપડે, છતા સંસાર પાપથી જ ભરેલો હોવાથી અને સંસારના બધા જ કાર્યો પાપ વિના બનતાજ ન હોવાથી સમકીતી જીવ પાપ કરે નહિ, છતાં થઇ જાય ચોકકસ. પરતુ આત્મા બહુજ ડરતો હોવાથી પાપ ઓછું બંધાય છે, કારણકે પાપની મુખ્યતા મન ઉપર આધાર રાખે છે, વચન-કાયાથી પાપ ન કરે પરંતુ મનમા પાપના વિચારો આવ્યા કરે તો પણ પાપ જરૂર બંધાય છે જ, તેજ પ્રમાણે મનની ઇચ્છા વગર ન છુટકે કયાક પાપવાળાં વચન બોલવા પડે અને ન છુટકે કાયાથી પણ પાપ સેવાઇ જાય, તો તેને બહુજ થોડું પાપ બંધાય છે.

પ્ર૦ એકજ સરખું પાપ હોવા છતા સમકિની આત્માને પાપ ન લાગે અથવા થોડું પાપ લાગે, અને મિથ્યાદષ્ટિ આત્માને ઘણું પાપ લાગે, આનું કારણ શું?

ઉ૦ એકજ સરખી ક્રિયા હોવા છતા વિચારની વિપરીતતાથી પાપનું ઓછા-વધતાપણું થાય તે બનવા જોગ છે, આની હકીકત નીચેના દાખલાથી સમજાઇ જશે. જુઓ :-

એક ગામમાં એક ભાઇને ઘેર ઉંદર વધી ગયા હતા. તેઓ એકવાર એક સુંદર બીલાડી ઘેર લાવ્યા. તેઓ તેને દરરોજ દુધ પાય છે, અને ભાવના ભાવે છે કે, હવે આઠ વાડીયામા ઉંદરડા નાશ થઇ જશે.

આ ભાઇ ઉંદરડા નાશ કરવા માટેજ બીલાડીને પોષણ આપે છે, તેમની ભાવનામા ઉંદરડાઓને બીલાડીદ્વાન મરાવી નાખવા, એજ દુષ્ટ વિચારો ચાલ્યા કરે છે, હવે બીજી બાજુ એક ધર્મી બાણુન છે, એકીલા છે, પોતાને સારૂ દરરોજ બશેર દુધ લાવીને ઢાંકીને શીંકે મુકીને બહાર જાય છે. પાછળથી બીલાડી આવીને તે દુધ પી જાય છે. ભાઇ ઘેર આવીને જુએ છે, અને ભાવના ભાવે છે, મારૂં દુધ પીધુ છે. માટે આ મહાપાપિણી બીલાડીનું પેટ ભરાઇ ગયું, એથી પાચ-દશ ઉંદરડાને મારશે નહિ, મારા દુધના પ્રતાપે પાચ-દશ જીવોને અભયદાન મળશે. જોઇ લ્યો, એજ દુધ અને બીલાડીના દાખલો એક સરખો હોવા છતા એકને ખુબજ પાપ લાગે છે, બીજાને ઘણી જીવદયાનો લાભ થાય

છે, આ જગ્યાએ આત્માની જ્ઞાનદશા અને અજ્ઞાનદશાજ કારણભૂત છે. જુઓ, કેટલાક મહામુનિરાજો રોટલા અને દાળ જેવો સાધારણ ખોરાક જ લે છે, તે પણ ગૃહસ્થોએ પોતાના કુટુંબ માટે બનાવેલો હોય તેમાંથી પણ અલ્પ અલ્પતર લે છે. ઘણા ઘરો ફરીને એકજણનો આહાર પુરો કરે છે, તેવું જમીને ઉપર એક ઉપવાસ, બે ઉપવાસ યાવત્ માસના, બે માસના ઉપવાસો પણ કરે છે. આખી જીંદગી પુદ્ગલને ભાડું આપવા જેવો ખોરાક ગ્રહણ કરી ધર્મધ્યાનમાં રહી આગલ કહેવાશે તેવા મુનિઆચાર પાળીને એક–બે–ત્રણ–ચાર–પાંચ ભવમાં મોક્ષગામી થાય છે.

વલી કેટલાક બીચારા અજ્ઞાની મનુષ્યો પેટ ભરવા માટે જુઠું બોલે છે, ચોરી કરે છે, વેશ્યા જેવા દુષ્ટ ધંધા આચરે છે, શીકાર કરે છે, મચ્છીઓનો વેપાર કરે છે, કસાઇ ખાનાં ચલાવે છે, ખાટકીના વેપાર કરે છે, ગલકટાનું કામ કરે છે. હિંસા કરનારાં હથિઆરો બનાવીને વેચે છે, ઇંડાના વેપાર કરે છે, પોતે બકરાં–ઘેટાં, હરણ, સસલાં, ગાય, બળદ, ભેંસ પાડા વિગેરે જાનવરોનાં માંસ ખાય છે, ઈંડાં ખાય છે, મદિરા પીવે છે, આ બધું જીભનો સ્વાદ અને પેટનું પોષણ કરીને મહાભયંકર પાપ બાંધીને રૌરવ નરકાદિમાં ચાલ્યા જાય છે.

ઉપરની વાતથી સમજી શકાય છે કે, જ્ઞાનીપુરુષો નિર્દોષપણે પેટ ભરે છે, જ્યારે અજ્ઞાની જીવો મહાપાપથી

પેટ ભરે છે, એટલે પેટ ભરવાનું સમાન છતાં એકને મોક્ષ મળે છે અને એકને નરક મલે છે, આ પ્રમાણે ઉપર કહેવું જ્ઞાનીપુરુષોનું વચન યુક્તિથી પણ બરાબર સમજાય તેવું છે.

એટલે ઉપરની વાતોથી એમ ચોકકસ થાય છે કે, સમકિત એટલે 'સવળું જ્ઞાન' આત્માના પક્ષનાજ વિચારો, એકજ ભવ સારો હોવો જાઇએ એમ નહિ, પરંતુ હવે પછીના બધાજ ભવો દુઃખ વગરના, આપત્તિ વગરના, રોગ વગરના, ભય વગરના અને પરાભવ વગરના મલવા જોઇએ, આવી આત્માની જાગૃતિ થવી જોઇએ, આવુંજ આત્માનું વર્તન થવું જોઇએ, આવીજ આત્માએ કાર્યવાહી ચલાવવી જોઇએ, આમ નકકી કરાવી આપનારજ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન કહેવાય છે, એમ થવાથી સમકિતી જીવને પાપ લાગે તે પણ અલ્પ શકિતવાળાં હોવાથી તે પાપો દુઃખ આપનારા બને નહિ.

પ્ર૦ તમો જણાવો છો કે આત્માએ એવી આચરણા કરવી જોઇએ કે, હવે પછીનાં ભવોમાં કયારે પણ દુઃખો આવેજ નહિ. શું આ વાત આત્માથી બનવાની શકય ગણાય ?

ઉ૦ આત્મા જાગતો થાય તો જરૂર બધુંજ શકય છે. જુઓ, દાખલા તરીકે એક માણસ ખરાબ ખોરાક ખાવામાં ટેવાએલો છે, વારંવાર રોગ થાય તેવું વર્તન કરે છે, તેવા માણસને પણ

જ્યારે હુશીયાર વૈદ્યદ્વારા કે પુસ્તકના વાંચનદ્વારા પોતાની કુટેવ સમજાય છે, ત્યારે તુરત જ અપથ્ય ખોરાક બંધ કરે છે અને સારી હવા અને સારાં ઔષધો સેવવાથી નીરોગી થાય છે, તથા એક માણુસ ઘણો કરજવાન થઇ ગયો છે, લેણદારો લોહી ચુસે છે, કમાણી બધી વ્યાજમાં જાય છે, તેજ માણુસને જ્યારે કરજનું કડવું પરિણામ સમજાય છે, ત્યારે સૌ પ્રથમ તે માણુસ પોતાના ખર્ચા ઉપર કાપ મુકે છે, મોજશોખ-એશઆરામ બંધ કરે છે, આવક વધારવાના બધા ઉપાયો યોજે છે, આમ થવાથી થોડે થોડે દેવુ નિર્મૂલ થવાથી પોતે મોટો ધનવાન અને સુખી બને છે.

તેજ પ્રમાણે સમકિત પામેલો જીવ થોડે થોડે પાપના માર્ગ ઘટાડવા શરૂ કરે છે, હિંસા, જુઠ, ચોરી, મૈથુન ને આરંભ-સમારંભો તથા ક્રોધાદિ અભ્યંતર શત્રુઓને ઘટાડવા માડે છે. વારંવાર પાપસ્થાનો કેટલાં સેવાય છે? કેટલાં ઓછાં થયા છે? તેનું ધ્યાન રાખે છે. દાન, શીલ અને તપસ્યા વધારે છે, વૈયાવચ્ચ અને સેવામાં સાવધાન બને છે, આમ થવાથી પાપ ઓછાં થાય છે, અને ધર્મ વધે છે. તેથી દુષ્કર્મ ઘટવાથી અને સુકૃતનો વધારો થવાથી આત્મા અભાગીઓ મટીને પુણ્યશાળી-મહાપુણ્યવાન બને છે.

પછી તેનામાં મોટામાં મોટો ગુણ-સાત્વિકભાવ પ્રકટ થાય છે, જેના પ્રભાવથી જીવમા અતિઉદારભાવે દાન-

ગુણ પ્રકટ થાય છે, જે દાનગુણને જ્ઞાનીઓએ આત્માની સ્વભાવદશા કહેલ છે, [ઉચ્ચકક્ષાએ પહોંચેલો દાનાન્તરાયનો ક્ષયોપશમ] તેથી **વિક્રમરાજા, કરણરાજા, વસ્તુપાળ-તેજપાળ, જગડુશાહ, પેથડશાહ, આભૂશાહ** જેવી ઉચ્ચકક્ષાની ઉદારતા પ્રકટ થાય છે.

આ સહજસ્વભાવી દાનગુણ ઉપર એક-બે ઉદાહરણો લખું છું.

એક વાર વિક્રમરાજાએ પોતાના પુરોહિતને ઘણું સાધન સાથે આપી સમુદ્રના અધિષ્ઠાયક સુસ્થિતદેવનું અર્ચન-પૂજન, સન્માન કરવા સારૂ સમુદ્રના કિનારે મોકલ્યો હતો, પુરોહિતે સમુદ્રકાંઠે અઠ્ઠમનો તપ કરી સુસ્થિતદેવની આરાધના શરૂ કરી હતી, પુરોહિતની મન-વચન-કાયાની એકાગ્રતાથી દેવ તુષ્ટમાન થયો અને વિક્રમરાજાની ધર્મનીતિ અને વિવેકપરાયણતાનાં ઘણાં-ઘણાં વખાણ કરી, ચાર રત્નો આપી અદ્રશ્ય થઈ ગયો, તે રત્નો નીચે મુજબ મહિમાવાળાં હતાં.

आद्यं चेप्सितश्रीदं, द्वितीयं भोज्यदं वसु;
तृतीयं सैन्यदं तूर्यं, सर्वभूषणदायकं.

**અર્થ**: સુસ્થિતદેવે વિક્રમાદિત્યનરેશની ઉપર પ્રસન્ન થઇને પુરોહિત સાથે ચાર મહારત્નો આપ્યાં હતાં, તેમાં પેહેલું અભીષ્ટ લક્ષ્મી આપનારૂં હતું, બીજું ઇચ્છિત ભોજન આપનારૂં હતું, ત્રીજું જોઈએ તેટલું સૈન્ય આપનારૂં હતું, જ્યારે ચોથું રત્ન સર્વ પ્રકારના આભૂષણો આપનારૂં હતું.

પ્રસ્તુત ચાર મહારત્નો લઈને પુરોહિત વિક્રમરાજાની સેવામાં હાજર થયો, અને સમુદ્રના સ્વામી સુસ્થિત દેવની પ્રસન્નતાનુ વર્ણન સંભલાવીને તેમના તરફથી મળેલા ચાર રત્નો રાજાના હાથમા મુકયાં અને રત્નોનો પ્રભાવ પણ કહી બતાવ્યો, જે સાભળીને રાજા વિક્રમાદિત્ય ઘણોજ ખુશી થયો, અને દેવની આવી ઉદારતાના ઘણા ગુણગાન કરીને પુરોહિતના આવા કાર્યની પણ ઘણી કદર મનમાં લાવીને આ ચાર રત્નમાંથી મનપસંદ એક રત્ન લેવા ઉદારતા બતાવી.

પુરોહિતને રાજા વિક્રમાદિત્યની આવી ઉદારતા માટે ઘણું માન થવા સાથે પોતાના માટે આવાં રત્ન લેવાની અયોગ્યતા પણ સમજાણી, અને નમ્રતાપૂર્વક જણાવી દીધું કે, હું આવા મહામૂલ્ય રત્ન સાચવવાને પણ યોગ્ય નથી, તો પછી લઇ તો કેમ જ શકું ?

પરંતુ રાજા વિક્રમાદિત્ય તો પોતાનું બોલેલું પાલનાર જ હતા, એટલે પુરોહિતને રત્ન લેવાની ફરજ પડી અને કયું રત્ન લેવું એનો પોતાથી નિર્ણય ન જણાયાથી ઘેર જઇને પત્નિ તથા પુત્રદંપતીને પૂછીને લેવાની માગણી જાહેર કરી અને રાજાએ તે પણ સ્વીકાર્યું.

પુરોહિતે ઘેર જઇને કુટુંબ ભેગું કરીને ચારે રત્નો બતાવીને તેનો પ્રભાવ પણ કહી સંભલાવ્યો, જે સાંભળીને બધાના જુદાજુદા અભિપ્રાયો આવ્યા, પોતાને પહેલું રત્ન લેવા

ઇચ્છા થઈ, પત્નીને ભોજનપ્રાપક રત્ન પસંદ પડયું, દીકરાને સૈન્ય આપનારૂં ગમ્યું, પુત્રવધૂને દાગીના દેનારૂં ગમી ગયું, આમ ચારેના જુદાજુદા વિચારો થવાથી ઘરમાં વૈમનસ્ય ન લાવવાની ખાતર એક પણ રત્ન ન લેવાનો નિર્ણય કરી રાજા પાસે આવી ચારે રત્નો રાજાના હાથમાં પાછાં સોંપ્યાં અને કુટુંબનો મેળ નથી બેસતો માટે અમારે એક પણ લેવું નથી, એમ પણ નમ્રતાપૂર્વક જણાવી દીધું.

ઉજ્જૈણીપતિ-મહારાજા વિક્રમાદિત્ય, પુરોહિતનું પ્રસ્તુત નિવેદન સાંભળીને ક્ષણવાર પણ વિચાર કે વિલંબ કર્યા સિવાય તુરતજ બોલી ઊઠયા કે, આ ચારે રત્નો તમારા કુટુંબના મનુષ્યોને ભેટ આપી દો. મહારાજા વિક્રમાદિત્યની આવી ઉદારતા સાભળી પુરોહિત આભોજ બની ગયો, અને આશ્ચર્યમાં ગરકાવ થવાની સાથે જીન્દગી સુધી ન ભૂલાય તેવો મહારાજાનો આભાર અને ઉપકાર માનવા લાગ્યો.

વાચક જરૂર સમજી શકે છે કે, હજારો, લાખો કે ક્રોડો માણુસો ભેગા કરીએ, તો પણ ઉદાર આત્મા મળવા દુર્લભ છે, ત્યારે આવી ઉદારતા તો હોય જ કવાંથી ? પૂર્વ-મહાપુરૂષો પણ ફરમાવે છે કે–

> शतेषु जायते शूरः, सहस्त्रेषु च पण्डितः ।
> विद्वान् दशसहस्त्रेषु, दाता भवति वा न वा ॥

**અર્થ**: સેકડો માણુસોના સમુદાયમાં એકાદ શૂરવીર વખતે હોય, તેમજ હજારોમાં વખતે કોઇક પંડિત ઉત્પન્ન

થાય છે, આથી પણ અનેકગુણા હજારોની સંખ્યામાં કોઇક શાસ્ત્રોના પારગામી વિદ્વાન પાકે છે, અને દાતાર તો થાય કે ન થાય, એ ચોક્કસ નહિ.

પ્ર૦ શું આજકાલ અથવા સર્વકાળમાં ગામોગામ દાન દેનાર સાક્ષાત્ દેખાય છે, તે બધા દાતાર ન કહેવાય?

ઉ૦ દાન દેવાય એ જુદી વાત છે, અને દાતાર ગુણ પ્રકટ થવો એ જુદી વાત છે, એક માણસ હજાર, લાખ કે ક્રોડો ખર્ચી નાખે, પરંતુ દાતાર ગુણ ન આવ્યો હોય તો તેને થોડો-ઘણો લાભ થાય, અથવા બીલકુલ પણ વખતે ન થાય, જેમ પ્રભુ મહાવીરદેવને દાન આપનાર અભિનવ શેઠ તથા સેચનક હાથીનો પૂર્વજન્મનોએક ક્રોડપતિ શેઠ વિગેરેને દાન દેવા છતાં દાનનો લાભ થયો નથી, દાતાર ગુણ પ્રકટ થયો હોય તો શાલિભદ્રનો ગયા જન્મનો આત્મા આભીરપુત્ર સંગામ તથા મૂલદેવ વિગેરેએ એક જ વાર થોડા ક્ષીર તથાઅડદના બાકુલાજ આપ્યા હતા. પરંતુ તેનું મહાન્ ફળ ઉત્પન્ન થયું હતું. વળી રાજા વિક્રમાદિત્યે એકવાર એક દરિદ્રનારાયણ બ્રાહ્મણને ચિત્રાવેલીનું પણ દાન કર્યું હતું, જુઓ, કોઇ કવિનાં વચનો.

यो दुर्लभां कृष्णकचित्रवल्लीं, ददौ दरिद्राय दयार्द्रचित्तः
कस्तेन तुल्यः भुवि विक्रमार्क, त्वया परःस्तात् परोपकारे.

**અર્થઃ** એકવાર અતિદુર્લભ કૃષ્ણ ચિત્રાવેલી (જે ચિત્રાવેલી કોઇપણ વાસણમાં રાખી હોય તો તે-ઘી વિગેરે વસ્તુઓ

ગમે તેટલી વપરાવા છતાં ઓછી થતી નથી, તથા ધાન્યના કોઠારમાં રાખો તો ધાન્ય ઘટતું નથી, તેમ સડતું નથી, તથા દ્રવ્યભંડાર–તીજોરીમાં મૂકે તો દ્રવ્ય અખંડ રહે છે, વાપરવા છતાં ઓછું થતું નથી, તેવી બીજી કોઈપણ ચીજના સંપર્કમાં મુકવાથી તે તે વસ્તુ પુષ્કલ વાપરવા છતાં ઓછી થતી જ નથી.) જેવી મહામૂલ્ય વસ્તુ પણ દયાસમુદ્ર વિક્રમરાજાએ એક ગરીબ બ્રાહ્મણને ઇનામ આપી દીધી, આવા મહાદાની હે રાજા વીર વિક્રમ ! તારા સમાન પરોપકારરસિક આ જગતમાં બીજો કોણ થઇ શકે તેમ છે?

આ વિક્રમાદિત્ય રાજાનાં દાનનાં વર્ણનો લખવા બેસીએ તો પાર ન આવે તેટલાં છે, આ બધું લખતાં વિષય મોટો થઈ જાય છે, અને તેથી પેટા વિષયના પોષણમાં મૂલ વિષય રહી જવાના ભયથી અમે અહીં લખતા નથી.

એજ પ્રમાણે કર્ણરાજા પણ મહાદાની થયો છે, તેમના ઘણા પ્રસંગો જોવા મળ્યા નથી, પરંતુ કહેવાય છે કે, રાજાકર્ણ જ્યારે યુદ્ધમાં લડાઈ કરતા અર્જુનના બાણોથી ઘાયલ થઇ રણમાં પડયો ત્યારે કેટલાક યાચકો તેને આશીર્વાદ આપવા ગયા હતા. યાચકોએ તેમને પ્રથમજ જણાવી દીધું હતું કે, મહારાજા અમે આપની પાસે યાચવા આવ્યા નથી, આપનાં આપેલાં દાન અમારી અનેક પેઢી સુધી ચાલે તેટલાં છે, પરંતુ અમે આપનું છેલ્લું દર્શન કરવા અને આશીર્વાદ આપવા આવ્યા છીએ.

કવિ-યાચકોના ઉપર સુજણના સુમધુર વાકયો સાં ભળીને રાજા કર્ણને એક સાથે ઘણો હર્ષ અને સાથો-સાથ ખુબજ દુખ પણ થયું હતું, એટલા માટે કે મેં જન્મ ધારણ કરીને મારી લક્ષ્મીનો સગ્રહ કર્યો નથી, પરતુ જગતના ઉત્તમ પાત્રો અને ક્ષેત્રોમા વાવી છે.

દુખ એટલા માટે કે, અત્યારે હું મરણપથા ઉપર છુ, આ વખતે મારે દાન-પુણ્ય કરવું જોઈએ, આવા ટાઈમે આ બધા યાચકો ખાલી હાથે પાછા જાય છે, આવો ટાઈમ અતિ દુખનો વિષય ગણાય, આમ વિચાર થવાની સાથેજ ખ્યાલ આવ્યો કે, મારા બત્રીશે દાતમા મહામૂલ્ય મણી જડેલા છે, હવે મારે આ મારી બત્રીસી તદ્દન નકામી છે. મારે હમણાંજ આ શરીરનો હક છોડવાનો છે, કર્મ-રાજા તરફથી મને આ શરીર છોડવાનો હુકમ આવી ગયો છે, તો પછી આ શરીર ઉપર મારી જે મીલ્કત હોય તેનો મારે સદુપયોગ કરી લેવોજ જોઈએ, એમ વિચાર કરી પોતાના બાણવડે પોતાની બત્રીસીનો નાશ કરીને યાચકોને બક્ષીસ આપી દીધી, વાચકને એમ પણ વિચાર આવશે કે, શું રાજા કર્ણના શરીર ઉપર આભૂષણો અને દાગીનાઓ હશેજ નહિ, એના જવાબમાં સમજવાનું કે, મહાદાની કર્ણ રાજાએ પોતાના શરીર ઉપરના દાગીના પણ અત્યાર અગાઉ યાચકો ને દાનમાંજ આપી દીધા હતા.

આ જ પ્રમાણે આ પાચમા આરામાં વસ્તુપાળ-તેજ

પાળ બાંધવ જોડવી તથા જગડુશાહ, પેથડશાહ, આભૂશાહ, ઉદાયનમંત્રી તથા બાહડમંત્રી, આંબડમંત્રી, પુનડશાહ અને ગજીયા-વજીયા વિગેરે મહાપુરુષોના દાનના અવદાતો તેમની સાત્વિકદશાને પુરવાર કરે છે.

એજ પ્રમાણે સાત્વિકદશા પ્રકટ થયા પછી આત્મામાં આવેલો શીલગુણ પણ મેરૂ જેવો અભેદ્ય બને છે, તેવા આત્માઓમા સુદર્શન શેઠ, સ્થુલભદ્ર મહારાજ, વિજય-શેઠ અને વિજયા શેઠાણી, જબૂકુમાર અને સીતા મહાસતી વિગેરેના દાખલા જૈન સાહિત્યમા ઘણાજ જોવા મળે છે.

તે પ્રમાણે બીજા ગુણો પણ સાત્વિકભાવની હાજરીમાં આત્માને મહાઆરાધનાનુ કારણ બને છે, અને આ સાત્વિકતાગુણ આત્મામા આવ્યા પછી આત્મામાં અનંતા કાળથી ઘર કરીને બેઠેલી બધા પ્રકાર દીનતાઓ-નબળા-ઈઓ રવાના થવા માંડે છે, અને આત્મામાં શૂરતા અને વીરતા તથા ધીરતા પ્રકટ થાય છે, જેના યોગે ગમેતેવા ઘોર પરિષહો, ઉપસર્ગો, દુઃખો કે રોગો આવે તો પણ રાંકપણું આવતુ નથી.

### સાત્વિકભાવના થોડા દાખલાઃ

### શીલદૃઢ આત્મા સુદર્શન શેઠ

**સુદર્શન શેઠ** વત્સદેશમાં કૌશંબી નગરીના એક ધનાઢ્ય સુશ્રાવક હતા, તેમને **મનોરમા** નામની મહાસતી સુપત્ની હતી; તેજ નગરમાં એક ગૃહસ્થની સાથે સુદર્શન

શેઠને પરમ મિત્રતા હતી, તેથી બન્ને મિત્રોને વારંવાર પરસ્પર એક-બીજાના ઘેર જવાનો પ્રસંગ થતો હતો, તેમ થવાથી પ્રસ્તુત મિત્રની સ્ત્રી કે જેનું નામ **કપિલા** હતું, તેણીને **સુદર્શનશેઠ**ના રૂપને જોઇને કામવિકાર હેરાન કરવા લાગ્યો, અને પરિણામ એ આવ્યું કે, એક દિવસ પોતાના પતિની ગેરહાજરીમાં પોતાના પતિના નામથી દાસીને મોકલીને **સુદર્શન**ને પોતાને ઘેર બોલાવ્યા અને પોતાના દુષ્ટ અભિપ્રાયો જણાવ્યા, પરંતુ સુદર્શન શેઠ તેણીના હાવભાવમાં જરાપણ ફસાયા નહિ, પરંતુ શીલનો બચાવ કરવા સારૂ હું તદ્દન નપુંસક છું, એમ જણાવીને આપત્તિમાંથી છુટા થઇ ઘર ભેગા થયા, અને હવે પછી કોઇના ઘેર જવું નહિ, એવા વિચારો મજબૂત કર્યા.

હવે એક દિવસ ઉજાણી મહોત્સવ હતો, આખું ગામ નગરની બહાર જઇ રહ્યુ હતું, તેમાં **કપિલા** પણ હતી, તેણીએ છ પુત્રોના પરિવારથી વિંટાએલી એક બાઇને જોઈ, અને કોઈ જાણીતાને પૂછયું અને જાણવા મળ્યું કે, આ **સુદર્શનશેઠના પત્ની મનોરમા શેઠાણી** અને તેમના **છ પુત્રો છે.** જે સાંભળવાથી કપિલાને સુદર્શનશેઠ ઉપર ગુસ્સો આવ્યો અને પોતાની માગણીનો સ્વીકાર ન કર્યો તેનું વર વસુલ કરવા માટે **રાજાની રાણી અભયા** (જે કપિલાની પરમ સખી હતી) દેવી પાસે જઇને સુદર્શનના રૂપનાં ખુબજ વખાણ કર્યા અને અભયાએ પણ અતિ કામવશ બનીને પૌષધમાં કાઉસ્સગ્ગધ્યાનમાં રહેલા સુદર્શન

શેઠને પોતાના વિશ્વાસુ માણુસો દ્વારા રથ ઉપર વસ્ત્રોથી ઢાંકીને પોતાના ગુપ્તસ્થાનમાં મંગાવ્યા. અને હાવભાવવાળાં વચનો, અને આલિંગન આદિ વિકારી વર્તનદ્વારા આ મહાપુરુષને ચળાવવા બન્યા તેટલા ઉદ્યમ કરી જોયા, પરંતુ વજ્ર જેવા મજબુત ચિત્તવાળા સુદર્શનશેઠના ચિત્તને જરા પણ રાગી બનાવી શકાયું નહિ.

અભયારાણી પોતાની ઇચ્છા પૂર્ણ ન કરી શકવાથી ખુબજ રોષે ભરાણી, અને સુદર્શનશેઠ ઉપર ખોટું કલંક મુકીને રાડો–બરાડા પાડવા લાગી, **અરે ધાજો રે ધાજો આ કોઇ દુષ્ટ માનવી મારૂં શીલ લુંટવા સારૂ મારા મહેલમાં પેઠો છે.** રાજસેવકો તો નજીકમાંજ હતા. અભયાના ઉપર મુજબના અવાજો સાંભળી રાજસેવકો રાણીવાસમાં આવ્યા અને કાઉસ્સગ્ગધ્યાનમાં ઉભેલા મહાત્મા સુદર્શનશેઠને જોયા.

પ્ર૦ સુદર્શનશેઠ પોસહમાં હતા તો શું પોતાની ઘરની પૌષધશાલામાં હતા કે ગામમાં કોઇ ઉપાશ્રય વિગેરે ધર્મસ્થાનમાં હતા ? જો આ બેમાંથી એક પણ જગ્યા હોય તો રાણીના સેવકો તેમને ઉપાડી લઈ જઇ શકે કેમ ? અને પૌષધમાં હોય તો પણ રાજાની રાણીના માણસો ઉપાડી જવા આવ્યા ત્યારે ના પાડવી કે નાશી જવા રૂપ પોતાનો બચાવ કેમ કર્યો નહિ ?

ઉ૦ સુદર્શન શેઠે ઘરની પૌષધશાળા કે ઉપાશ્રય વિગેરે ધર્મસ્થાનમાં પૌષધ લીધો ન હતો. પરંતુ નગરની

બહાર જેમાં મનુષ્યો રહેતાં ન હોય તેવા નિર્જન પ્રદેશ અને મુકામની અંદર પૌષધ લીધો હતો, અને પૌષધ લેઇને સર્વથા કાઉસ્સગ્ગધ્યાની થયા હતા, કે જેમાં ઉપ સર્ગ કે પરિષહ, આપત્તિ કે રોગ જેવી મરણાંત દશા આવી જાય તો પણ બોલવા-ચાલવાનો છુટ હોતી નથી. એટલે રાણીના સેવકોના કામમાં કશી આડખીલી ઉભી ન થઈ.

રાજાના સેવકો પાસે રાણીએ જણાવ્યું કે, આ અધમ માણુસ હમણાજ અંદર આવ્યો છે. કયાંથી અને કેવી રીતે આવ્યો? તે હું જાણતી નથી, પરંતુ તેણે મારા શીલ-ધનને લુંટવા મને ખુબજ હેરાન કરી છે, એનુ વર્ણન હું તમને જણાવી શકતી નથી.

રાણીના ગળગળા શબ્દોમય ઉપરનાં વાકયો સાંભળી સેવકોએ રાજાને ખબર આપી, અને રાજા પણ તુરત રાણીવાસમાં આવ્યો. ઉપરોક્ત ઘટના જોઇ-સાંભળી સુદ ર્શન શેઠ ઉપર ઘણોજ ગુસ્સો લાવી સેવકોને હુકમ આપ્યો કે, આ દુષ્ટને આખા શરીરે મષી ચોપડી ગધેડે બેસાડી નગરમાં ફેરવી શૂળી ઉપર ચઢાવી દો.

જેમ આખું જગત મોટા ભાગે અવિચારી છે, તેમાં પણ રાજા-મહારાજાઓ અને રાજાના અધિકારીઓ ઘણાજ અવિચારી હોય છે, તેઓ કોઇપણ કાર્યનો પરમાર્થ વિચા-

રતા નથી. પરિણામ શું આવશે ? તેની તેમને પડી હોતી નથી.

એટલે રાજાના હુકમની સાથેજ રાજસેવકોએ રાજાના હુકમથી પણ સવિશેષ મહાત્મા સુદર્શન શેઠ ઉપર વિટંબણા શરૂ કરી અને સમગ્રનગરની ગલીઓ અને બજારોમાં ફેરવવા માંડયાં, અને આખા નગરમાં ફેરવીને નગરની બહાર શૂળીના સ્થાન પાસે લાવ્યા.

આ બાજુ આ વાત આખા નગરમાં જાહેર થઇ, નગરના સજ્જન આત્માઓનાં મન ખુબજ દુખાણાં અને રાજાની પાસે જઇ પ્રાર્થના પણ કરી કે, હે રાજન્! આવું અનાર્ય કાર્ય થતું અટકાવો, નગરમાં હાહાકાર વર્તાઈ રહ્યો છે, મહાજનની અનેક વિનવણીનો પણ નરપતિએ આદર ન કર્યો, બીજી બાજુ મહાપુરૂષ સુદર્શનશેઠના સુપત્ની મનોરમા શેઠાણીને ખબર પડવાની સાથે જ પોતાના પૌષધઘરમાં જઇને પતિમુક્તિ માટે "મારા પતિ બહુમાનપૂર્વક છુટા ન થાય ત્યાં સુધી મરણાન્તદશા આવે તો પણ કાઉસ્સગ્ગ ન પારવો" આવો અભિગ્રહયુક્ત કાઉસ્સગ્ગ કર્યો. સુદર્શનશેઠ તો પૌષધમાં કાઉસ્સગ્ગમાં હતા જ. તેમણે તો રાણીની પ્રાર્થનાથી નીચપણાનો સ્વીકાર ન કર્યો, તેજ પ્રમાણે રાજા અને રાજસેવકોના આક્રમણથી રાંકપણા કે કંગાલપણાને પોતામાં જરાપણ પ્રવેશવા દીધું નહિ, એટલું જ નહિ પણ ધ્યાનધારા પણ ખુબજ વૃદ્ધિ પામી.

હવે શેઠજીને રાજસેવકોએ શૂળી ઉપર પણ બેસાડી દીધા, પરંતુ સુદર્શનચક્ર જેવા મહાસાત્વિક સુદર્શનશેઠ પોતાની ધીરતામાં મજબુત બની મૌનદશામા સ્થિર રહી ધ્યાનની નિસ્સરણી ઉપર ચઢવા લાગ્યા

આ બનાવ (એટલે સુદર્શન શેઠના શીલની મક્કમતા, પૌષધમાંની ધીરતા, ધ્યાનદશામાં એકાગ્રતા) નજીકમાંથી જતા-આવતા કોઇ ઉચ્ચકક્ષાની દેવીના ખ્યાલમા આવ્યો, કે તુરતજ શેઠની શૂલીનું સુવર્ણનું સીંહાસન બનાવી નાખ્યું. રાજા અને રાજસેવકોને લોહીની ઉલટીઓ કરતા કરી મૂકયા, અન્યાયનો પક્ષ કરનારાઓના ચિત્તડાં મૂંઝાવી મૂકયાં અને શેઠાણી મનોરમાદેવી પાસે આવી ખુબજ શાંત્વન આપવાપૂર્વક પતિ-પત્નીની ધર્મપરાયણતાના વખાણ કરી પુષ્પવૃષ્ટિ તથા ધનવૃષ્ટિ કરી, આકાશમાં જઇ રાજા અને નગરજનોને અવાજ કરી સાચી વસ્તુના જાણકાર બનાવ્યા. સુદર્શનશેઠની સુવર્ણ જેવી સ્વચ્છતા અને કપિલા તથા અભયાની દુષ્ટતા સમજાવી દેવી અદ્રશ્ય થઇ ગઇ. પાછળથી રાજાએ પોતાની રાણી આદિની આવી અધમતા જાણીને સુદર્શનશેઠ, શેઠાણી અને નગરના ધર્મી આત્માઓ પાસે પોતાના અન્યાયની માફી માગી. રાણી અને કપિલાને દેશ વટો આપ્યો. આ બનાવમાં વાચક સમજી શકે છે કે, સુદર્શનશેઠના શીલવ્રતની જેવી તેવી કસોટી નથી, પરંતુ શીલવ્રતગુણની અજબ પરાકાષ્ટા છે, આવું શીલવ્રત, સમકિત સાથેનો સાત્વિકભાવ આત્મામાં પ્રકટ થાય તોજ આવી શકે છે.

## સાત્વિકભાવથી ખીરચોઅર્ખં રચ ભરેલો શીલવ્રતનો બીજો પણ એક બનાવ

વિજયશેઠ અને વિજયા શેઠાણી, આ બન્ને દંપતી કોઇ ઉચ્ચકોટીના ધર્મસંસ્કારી માબાપોના કુલમાં જન્મેલાં મહાકોહીનુર રત્નો હતાં, તેમણે બાલકાળમા ધર્મગુરુઓનો ખૂબજ સમાગમ સાધ્યો હતો, કહેવત છે કે, ભુંડાં કામોની જગતમા ગણતરી હોતી નથી, પરંતુ ભલાં કામો પણ કયારે-કયારેક જગતમા એવાં બની જાય છે કે, જેમા દેવતાઓનાં પણ શિર ડોલી જાય છે.

એ ન્યાયથી વિજયકુમારને કુમારદશામાંજ સુગુરૂઓના યોગથી ધાર્મિક સંસ્કારો પડવા શરૂ થયા અને યથાસમય સમજણ મલવા સાથે કેટલીક પ્રતિજ્ઞાઓ પણ લેવાની.પ્રવૃત્તિ ચાલુ થઇ, અને એક દિવસ કોઇક મોટા જૈનાચાર્ય જ્ઞાની પુરૂષ પોતાના નગરમાં પધાર્યા, વિજયકુમારને ગુરૂની વાણીની ખુબજ અસર થઇ, શીલવ્રતનું મહત્વ સમજાયું, સર્વથા બ્રહ્મચર્યની ભાવના થઇ નહિ, પરંતુ "શુકલપક્ષમાં જાવજ્જીવ બ્રહ્મચર્ય પાળવુ" એવો નિયમ માંગ્યો, જ્ઞાની ગુરૂએ ચોક્કસ લાભ સમજી વિજયકુમારને એક પક્ષના શીલવ્રતપાલનની પ્રતિજ્ઞા આપી.

એજ પ્રમાણે એજ નગરમાં એવાજ એક મોટા ધનવાન ગૃહસ્થની પુત્રી છે જે ભાગ્યવતીનું નામ વિજયા કુમારી છે, તેણી પણ માતાપિતાના સંસ્કાર અને પ્રેરણાથી

વિજયકુમારના જેવાજ વર્તનવાળી એક ધર્મપરાયણા બાઈ હતી, તેને પણ ગુરૂઓના વ્યાખ્યાનો અને સુસાધ્વીજીઓના સંયોગથી ધર્મભાવનાઓ ખુબજ ખીલી હતી અને એજ પ્રમાણે તે બાઈને શીલવ્રત ઉપર ખુબજ ભાવ થવાથી અને સંપૂર્ણ પાલવાની શક્તિના અભાવે "કૃષ્ણપક્ષમાં જાવજજીવ બ્રહ્મચર્ય પાલવુ" તેવો અભિગ્રહ ગુરૂ પાસે લીધો.

જેમ ભાવિભાવોમાં અનર્થો ઘણા હોય છે, તેમ ભાવિભાવોમાં કલ્યાણો પણ જરૂર હોય છે જ, એ ન્યાયથી આ બન્ને કથાનાયકજીવોનું ભવિષ્યમાં અતિપ્રમાણ કલ્યા થવાનું હોવાથી બન્નેના માતાપિતાઓએ કુમાર–કુમારીનું પરસ્પર સગપણ કર્યું અને સારા તિથિ, વાર, નક્ષત્રાદિ પંચાંગયોગે લગ્ન પણ થઇ ગયું.

પરણીને ઘેર આવી વાસગૃહમાં દંપતીમેળાપ થયો. પરસ્પર ધર્મચર્ચા કરતાં વાત નીકળી અને વિજયકુમારે પત્ની વિજયાકુમારી શેઠાણીને જણાવ્યું કે, બે–ત્રણ દિવસ શુકલપક્ષના બાકી છે, અને મારે ત્યાંસુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનુ છે. કારણ કે મેં આખી જીંદગી અજવાળા પક્ષમાં શીલ પાળવાનો અભિગ્રહ લીધો છે.

વિજયકુમારના ઉપર મુજબનાં વચનો સાંભળીને વિજયાશેઠાણી બોલ્યાં, સ્વામીનાથ ! મારે પણ કૃષ્ણપક્ષમાં સંપૂર્ણ બ્રહ્મચર્ય પાલવાના આખી જીંદગીના નિયમ ગુરૂમુખથી લીધેલા છે, એટલે હવે હું ના સંપૂર્ણમાનનું

જાવજ્જીવ શીલ પાળીશ, પરંતુ આપ બીજી આપને યોગ્ય સારા કુળની બાળીકા સાથે પાણિગ્રહણ કરો.

વિજયાદેવીનાં ઉપર મુજબનાં કોમળતા, નમ્રતા અને વીરતાથી ભરેલાં વાકયો સાંભળીને વિજયકુમાર થોડીવાર થોભી ગયા, અને વિચાર કરવા લાગ્યા, અહો ધન્યવાદ આ બાળાને, ધન્ય તેની વીરતાને. શાસ્ત્રોમાં પુરુષો કરતાં સ્ત્રીઓમા અતિપ્રમાણ કામવિકાર લખ્યો છે, ત્યારે આ મહાત્મની દીનતા વગર પોતાને જાવજ્જીવ શીલવતધારી માનવાને જરાપણ અટકતી નથી. ત્યારે શું હું પામર છું? વિષયનો કીડો છું? સતી પોતે પોતાનો અને પતિનો બન્ને અભિગ્રહ પાલવા બહાદુરતાપૂર્વક તૈયાર છે, તો મારામાં દીનતા કે વિકારીપણું કેમ આવવું જોઈએ? જેમ સતી વિજયા શીલ પાળે, તેજ પ્રમાણે મારે પણ મારૂ અને તેણીનું શીલ અવશ્ય પાળવુંજ જોઇએ, કારણ કે શાસ્ત્રોમાં પણ કહેલ છે કે,

अङ्गनाय वह्नौ वहवो विशन्ति,
शस्त्रैः स्वगात्राणि विदारयन्ति ।
कृच्छ्राणि चित्राणि समाचरन्ति,
माराग्निवीरं विरला जयन्ति ॥

**અર્થ**: કેઇ પુરુષો અને સ્ત્રીઓ અગ્નિમાં પ્રવેશ કરીને પ્રાણોનાં બલિદાન આપે છે, કેટલાક મનુષ્યો હથીઆરોથી પોતાના શરીરનો નાશ કરે છે, અથવા ચોકકસ મરણ થવાના ભયવાળા યુદ્ધમાં જાય છે, બીજાં પણ તાપ

ઠંડીનાં, ક્ષુધા–તૃષાનાં કષ્ટો સહન કરી તાપસવૃત્તિ સેવે છે, પરંતુ કામદેવરુપ મહાશત્રુને તો કોઇક વિરલાજ જીતી શકે છે.

આ પ્રમાણે વિચાર કરી, આ બન્ને પુરુષ અને પત્નીએ આખી જીંદગી દોષ વગરનું, વિકાર વગરનું, મન–વચન–કાયાથી જગતમાં કોઈ પણ જાણી ન જાય તેવી રીતે શીલ વ્રત આદર્યું અને પૂર્ણપણે આરાધ્યું અને એજ ભવમાં દીક્ષા આચરી મહાસુખના ભોગી થયાં.

આ જગ્યાએ સમજવાની વાત એટલીજ છે કે, જગતમાં શીલવ્રત ઘણા મનુષ્યો લે છે અને સારૂ પાળે પણ છે, એમાં ઘણી નવાઇ નથી. નવાઇ અને આશ્ચર્ય તો આવી સાત્વિકતાપૂર્ણ ઘટનાઓમાજ સાંપડે છે.

આવીજ રીતે ચારિત્ર આરાધક મહાત્માઓની સાત્વિક દશા પણ લખવા બેસીએ તો પાર ન પામી શકાય તેવી છે, તે માટે તો માત્ર થોડા નામોજ બતાવાય છે.

શરીર ઉપરથી આખી ચામડી ઉતારવામાં આવી, પરંતુ જેમના રુંવાડામા દીનતા કે ક્રોધાદિ કષાયો આવ્યાજ નહિ, તે મહાત્મા ખંધક મુનિરાજ તથા જેમના શરીરને આળા ચામડાથી મજબુત બાંધીને તડકે ઉભા રાખ્યા છતાં જેમણે પોતાનો બચાવ આગળ ધર્યા સિવાય અને રાકપણું બતાવ્યા સિવાય ધર્મધ્યાનની ધારાનુંજ અવલંબન લીધું, તે મહામુનિરાજ **મેતાર્ય.** તથા જેમને મુંડેલા મસ્તક ઉપર ચીકણી માટીની પાળ બાંધી

ખેરના અંગારાભરી સળગાવી મૂક્યા છતાં પોતાના ધ્યાનને જરા-પણ ડગવા દીધું નહિ, તે મુનીશ્વર **ગજસુકુમાર** તથા જેમને પાપી પાલકે ઘાણીમાં નાંખીને તીલ અને સરસવની માફક પીલી નાંખ્યા તોપણ પોતાના મનોમંદિરમાં લીનતાહૃતિને પેસવા દીધી નહિ, એવા **અંધકસૂરિના** ૪૯૯ શિષ્યો.

આ બધા મહાપુરુષો સાત્ત્વિકદશાની મહાખાણો જેવા હતા, આવી સાત્ત્વિકદશા સમ્યગ્દર્શન આવ્યા પછીજ આવે છે, એટલે સમ્યગ્દર્શન અને સાત્ત્વિકભાવ બેવાનાં ભેગાં થઈ જાયતો કર્મ ખપવામાં જરા પણ વાર લાગતી નથી.

પ્ર૦ સાત્ત્વિકભાવ એટલે શું ?

ઉ૦ આત્માની ઉંચામાં ઉંચી સ્વાવલંબન દશા, જેમકે આપત્તિ, દુઃખ, રોગ કે ભયમાં જેમનું ધૈર્ય ખુટતું નથી, જેઓ રાંક બનીને રોવા બેસતા નથી, જેઓ પોતાનાં દુઃખો બીજા પાસે જણાવતા નથી, પોતામાં હિંમત હારતા નથી, ઉના શ્વાસો મૂકતા નથી, હું એકલો છું, દુબળો છું, મારી સાથે કોઈ નથી, ભૂખ્યો છું, માંદો છું, નિર્ધન છું, આવી રાંકદશા કયારે પણ આત્માને સતાવે નહિ, એનું નામ **સાત્ત્વિકભાવ** સમજવો કહ્યું છે કે,

> एकोऽहं असहायोऽहं कृशोऽहं अपरिच्छदः ।
> स्वप्नेऽप्येवंविधा चिन्ता, मृगेन्द्रस्य न जायते ॥

**અર્થઃ** ઉપર બતાવ્યો તેના જેવોજ છે, છતાં જુઓ,

હુ એકવો છું વિગેરે ચિન્તા સિહને કયારે પણ આવેજ નહિ અહી સિહ જેવા આત્માઓને આવી ચિન્તા થાયજ નહિ, એમ સમજવુ

વળી પણ આત્મિક ભાવને મજબુત કરવા જ્ઞાનીપુરૂષે ફરમાવે છે કે,

दशाया विषमाया चेद्‌ वीरत्व नोपयुज्यते ।
तत्तस्य समये कुत्रापयोग क्रियते जनै ॥

**અર્થ** જયારે આપત્તિ, દુ ખ કે વિષમતા આવી જાય ત્યારે આત્મા સાવધાન રહી વીરવૃત્તિ ધારણ ન કરે તો પછી આ વીરપણુ-બહાદુરી કયા કામમા ઉપયોગ લેવાશે,

यथा गच्छति सौख्यानि तथा दु.खानि कर्मण ।
हर्षखेदौ तथाप्यत्र, विमूढाना शरीरिणा ॥

**અર્થ** જેમ પુણ્યના ઉદયથી સુખો આવે છે, અને દુઃખો ચાલ્યા જાય છે, તેજ પ્રમાણે પાપના ઉદયથી દુ ખ આવે છે, અને સુખો ચાલ્યા જાય છે, આવો અનતા કાળનો સૃષ્ટિક્રમ હોવા છતા સુખ આવે હર્ષ પામવો અને દુ ખ આવે રોવા બેસવું, આવુ આચરણુ મૂર્ખ માણસોનુ જ હોય, બુદ્ધિમાનોનુ હોય નહિ

બુદ્ધિમાનો તો એજ વિચાર કરે કે,

**કેવલજ્ઞાની જ્ઞાનથી, દેખેલુ તે થાય;**
**તે કયારે પલટે નહિ. કરતા સર્વ ઉપાય.**

**રડવાથી રહેશે નહિ; ક્રગર્યે કાંઈ ન થાય;**
**મુદત પાકતાં આપણાં, સુખ-દુઃખ ચાલ્યાં જાય.**
**રાજાને લક્ષ્મીધરો. પંડિત ને ગુણવાન;**
**પુણ્ય ઉદય પૂજાય છે, પુણ્ય વિના હેવાન.**
**પાપ ઉદય થાવા થકી, મિત્રે શત્રુ થાય;**
**લક્ષ્મી ને પરિવાર પણ, છોડી ચાલ્યા જાય.**

આવી બધી વાતો વિચાર કરનાર આત્મામાં સાત્ત્વિકભાવ પ્રકટ થાય છે, અને આવ્યો હોય તો મજબુત થાય છે, માટે સૌથી પ્રથમ આત્માએ સાત્ત્વિકતાગુણ ખીલવવા ઉદ્યમ વધારવો જોઇએ.

પ્ર૦ અહીં તો સમ્યગ્દર્શનની વાત ચાલે છે, તેમાં વચમાં સાત્ત્વિકભાવની વાત કરવાની શી જરૂર હતી?

ઉ૦ સાત્ત્વિક ગુણવાળો મનુષ્ય જેમ શત્રુઓના ટોળામાં એકલો રહી શકે છે, અને પોતાનો પક્ષ વધારી શકે છે, તેમ સાત્ત્વિકગુણ પણ એકલો હોવા છતાં અનંતાનંત દોષોના સમુદાયમાં પોતાનો માર્ગ મેળવી શકે છે, અને પક્ષ વધારી શકે છે, પોતાનો નાનો પક્ષ મોટો કરી શકે છે.

સાત્ત્વિકતા ગુણના અભાવે આવેલા બધા ગુણો અનંત **દોષોના ટોળામા બીચારા અને ગરીબ થઇને વસે છે.** દાન, શીલ, ત્યાગ, તપ ગુણો આવે છે, પણ દોષોના દબાણથી રાંકડા જેવા રહીને આ જીવનું કશુંજ ભલું કરી શકતા

નથી, એટલે જ્યા દાનગુણ હોય, ત્યા કૃપણતા આવીને દાન ગુણને કાળો કરી નાખે છે, જ્યા શીલગુણ આવે કે વાસનાઓ હાજર થઇને તેને નસાડી મુકે છે, તપસ્યાગુણ આવે કે ભેગીજ ખાવા-પીવાની હજારો લાલસાઓ હાજર થઈ જઇને તપના ફળને કે ગુણને રવાના કરી મૂકે છે.

ચારિત્ર ગુણ આવ્યો કે સાથોસાથ પરિગ્રહ મમતા આવીને ઉભી રહે છે, પછી પાત્રા, ઓઘા, કામળો, કપડા વિગેરેના સગ્રહ, ચેલા-ચેલીઓ વધારવાની મમતા વધવા માડે છે.

પ્ર૦ પરિગ્રહ તો ગૃહસ્થોને હોય, વીતરાગના સાધુઓને હોય ખરો ?

ઉ૦ વીતરાગનુ સાધુપણુ ન સમજતા હોય તેને પરિગ્રહ હોય કે ન હોય, પરંતુ પરિગ્રહમમતાનો દોષ ચોક્કસ લાગ્યા કરે છે, કારણ કે વીતરાગના સાધુઓને કુખ્ખિસંબલ કહેલા છે, તેનો અર્થ એજ છે કે, પોતાના રોજના નિર્વાહથી વધારે કશુજ પાસે કે થકુ કરીને રાખવું નહિ, જેને વીતરાગનું શાસન મલ્યું છે, તેને કશી વસ્તુની કમીના છે જ નહિ, એટલે સંજમના નિર્વાહ માટે પોતાને ચાલુ ચારિત્રના ઉપકરણોથી વધારે જે કાંઇ રાખવું તે પરિગ્રહ જ છે.

પ્ર૦ તમે તો કહો છો કે, પરિગ્રહ ન હોય તો પણ અજ્ઞાનીને પરિગ્રહ મમતાનો દોષ ચોક્કસ લાગે છે, એ કેવી રીતે?

ઉ૦ હું કાંઇ કહેતો નથી, પૂર્વના જ્ઞાનીપુરૂષો કહી ગયા છે કે,

अच्छन्दा जे न भुंजंति न से चाइत्ति वुच्चइ ।
साहिणे चयइ भोए, से हु चाइत्ति वुच्चइ ॥

**અર્થ:** જે ધનધાન્ય, વસ્ત્ર-પાત્ર અને નારીપરિવાર ન હોય અને ન ભોગવે, તે ત્યાગી ગણાય નહિ, પરંતુ પોતાને આધીન પોતાની પાસે ભોગનાં સાધનો ઉભરાતાં હોય, શરીર નીરોગ હોય, છતાં નિરીહભાવથી-ત્યાગભાવ પામીને ત્યાગ કરે, તેજ ત્યાગી કહેવાય છે.

જુઓ, તેનો અનુવાદ.

જે ધનકણ કંચન કામિની,
અછતે અણભોગવતા રે;
ત્યાગી ન કહીએ તેહને,
જો મનમાં સવિ ભોગવતા રે. ૧

ભોગ સંયોગ ભલા લહી,
પરિહરે જે નિરીહ રે;
ત્યાગી તેહીજ ભાખીઓ,
તસ પદ નમું નિશ દિહ રે. ૨

એટલે ખરી વાત જ અભ્યંતર ત્યાગની છે, મનમાં ત્યાગ ન હોય તો બહારનો ત્યાગ નકામો છે.

પ્ર૦ તો પછી કંચન-કામિની અને સ્વજન પરિવારનો મોહ ઉતારી ત્યાગ કરી દીક્ષા લેનારનો ત્યાગ ન ગણી શકાય ?

ઉ૦ જેવી રીતે નારી, પરિવાર, ઘરબાર, લક્ષ્મી અને મોજશોખનો ત્યાગ કર્યો છે, તેવો ને તેવો જીન્દગી સુધી ત્યાગ ટકી રહે તો ચોક્કસ તે આત્મા ત્યાગી જ ગણાય, પરંતુ સંસારી પરિગ્રહનો ત્યાગ કર્યો, અને સાધુદશાના પરિગ્રહની ગાંસડીઓ બાંધવા માંડે, ઘરના બાલબચ્ચાં અને નારી–નોકરનો ત્યાગ કર્યો, અને સાધુદશામાં ચેલા–ચેલી કરવા માટે ધડાપીટ મચાવી મૂકે, એનો અર્થ પરિગ્રહ-ત્યાગ છે જ નહિ, એ તો **ઓલામાંથી ચૂલામાં** અને ખચ્ચર ઉપર બેસીને ગામ સોસરું ચાલતાં શરમ લાગવાથી ગધેડા ઉપર બેસનારની બુધ્ધિને બરાબર કરનાર જેવું સમજાય છે.

પ્ર૦ તો પછી જરૂર પૂરતાં પણ સંજમનાં ઉપકરણો રાખવાં તે પણ પરિગ્રહ જ ગણાય ને?

ઉ૦ પોતાના સંજમના નિર્વાહ માટે પોતાને જરૂર-જોગાં ચાલુ વપરાતાં મમત્વ વિના રખાય તો પરિગ્રહદોષ જરાપણ લાગતો નથી, પરંતુ વપરાતી ચીજ પણ મમત્વ-ભાવથી રાખેલી હોય, તે ચીજ જોઇ વારંવાર આત્માને હર્ષ–આનંદ, રતિ, રાગ થયા કરતા હોય તો તે મમત્વ-પોષક હોવાથી પરિગ્રહ જ લેખાય છે.

પ્ર૦ આ ઉપરથી એમ સમજાણું કે, ચારિત્રનાં ઉપ-કરણો પણ ચાલુ વપરાશથી વધારે કોઇ સાધુ કે સાધ્વી રાખે તો તેને પરિગ્રહમમત્વદોષ લાગે, આ વાત બરાબર ને

ઉ૦ ગચ્છાચાર્ય અને ગચ્છગુરૂણી (જે પ્રવર્તિની કહેવાય છે,) ને છોડીને એટલે સમુદાયના મૂળપુરૂષોને છોડીને સંજમનાં ઉપકરણો પણ બીજા સાધુ-સાધ્વીજીઓએ સંગ્રહ કરવાં તે રાજમાર્ગ તો નથી અને ગચ્છાચાર્ય વિગેરે પણ જેઓ અમૂર્છાદશાવાળા રહી શકતા હોય, તો તેમને પાત્રા વિગેરેના સંગ્રહનો દોષ લાગે નહિ, પરંતુ જેમને ડગલે ને પગલે વસ્તુમાત્ર ઉપર મમત્વભાવ ચાલુ રહેતો જ હોય, તેમને પરિગ્રહમમતા દોષ લાગ્યા વગર કેમ રહે ?

પ્ર૦ ઠીક ત્યારે આપણામા સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થઇ છે, એમ સમજવામા કોઇ બાહ્ય લક્ષણો બતાવી શકાય ખરાં ?

ઉ૦ જ્ઞાનીપુરૂષોએ પોતે જ બતાવ્યાં છે, જુઓ, કેટલાક અહીં બતાવાય છે.

ચાર સદ્હણા-૪, ત્રણલિંગ-૭, દશ પ્રકારે વિનય-૧૭, ત્રણ પ્રકારે શુદ્ધિ-૨૦, પાંચ દૂષણ-૨૫, આઠ પ્રભાવક-૩૩, પાંચ ભૂષણ-૩૮, પાંચ લક્ષણ-૪૩, છયતના-૪૯, છ આગાર-૫૫, છ ભાવના-૬૧, અને છ સ્થાન-૬૭.

આ ૬૭ પ્રકાર સમજી મનન કરવાથી અનુભવી આત્માને પોતામાં સમકિત છે કે કેમ ? તેનો થોડા-ઘણો ખ્યાલ જરૂર આવશે. કારણ કે-

સમકિતીજીવમાં અથવા સમકિત પામવાની તૈયારીવાલા આત્મામાં નમ્રતા, કોમલતા, વિનય અને વિવેક અતિપ્રમાણુ પ્રગટ થવાં શરૂ થાય છે, જેના યોગથી બીજા પણુ કેટલાક ગુણો આવવા શરૂ થાય છે.

૧ સમકિત પામેલા કે પામવાની તૈયારીવાલા જીવને જીવ-અજીવ આદિ નવ તત્વો, છ દ્રવ્યો, સપ્તભંગી અને સાત નયો વિગેરે પરમાર્થ જાણુવાની રુચિ ઉત્પન્ન થાય છે.

૨ પરમાર્થરુચિવાલા આત્માને ભાવાચાર્યની સેવા અને સોબતમાં ઘણો જ સ્વાદ પડે છે.

૩ ભાવાચાર્યની સોબતથી રંગાએલા અને પરમાર્થ સમજેલા આત્માને કુગુરુઓની સોબત બીલકુલ ગમે નહિ એ પણુ સ્વાભાવિકજ છે.

૪ સમકિત પામેલા કે પામવાની ભૂમિકામાં પ્રવેશેલા આત્માને અન્ય લિંગિઓની સોબત પણુ ગમે નહિ, તેવાઓનાં પુસ્તકો પણુ વાંચે નહિ અને તેવાઓના સ્થાનમાં પણુ જાય નહિ. પ્રાયઃ કુલિંગિઓની સોબતથી આત્મા શ્રદ્ધા ગુણુથી પતન પામે છે, માટેજ કહ્યું છે કે,

**પરદર્શનીનો સંગ તજીએ ચોથી સદ્દહણા કહી,**
**હીણા તણો જે સંગ ન તજે, તેહનો ગુણુ નવિ રહે,**
**જયું જલધિજલમાં ભર્યું ગંગા નીર લુણપણું લહે.**

૫ તથા જેમ અતિક્ષુધાતુરને મિષ્ટાન્ન પકૂવાનો દેખી અતિ આનંદ થાય છે તથા જેમ વિલાસી સુખીયા મનુષ્યને

કિન્નરકંઠીઓનાં ગીત, નાચ અને નાટકોમાં સ્વાદ પડે છે તેમ સમકિત પામેલો કે પામવાની તૈયારીવાલો આત્મા હોય તેને વીતરાગની વાણી સાંભળવામાં ખુબજ રસ પડે છે અને શ્રી વીતરાગદેવના ધર્મની આરાધના ઘણી ગમે છે વલી જેને વીતરાગવાણી અને વીતરાગધર્મ ગમતો હોય તેને ધર્મના દાતાર ગુરૂદેવની સેવા પણ ઘણી ગમે છે, ગુરૂસેવામાં જરાપણ બેદરકાર થતો નથી. જેમ વિદ્યાસાધક જરાપણ આલસ્ય સેવ્યા સિવાય સાધનામાં જાગતો રહે છે તેમ આગમરહસ્ય અને ધર્મનો ખપી આત્મા ગુરુદેવની સેવામાં આઠે યામ જાગતો રહે છે. કહ્યું છે કે,

ક્ષુધાલુને ભોજન વહાલું, તૃષાળુને પાણી,
વિલાસીને વનિતા વહાલી, ધર્મીને જિનવાણી ૧.

ત્યારબાદ શ્રી વીતરાગશાસનને પામેલા કે પામવાની તૈયારીવાલા આત્મામાં વિનયગુણ પણ જરૂર પ્રગટ થાય છે, કારણ કે વિનય એજ ધર્મનું, વ્રતોનું, ગુણોનું અને વહેવારનું મૂલ છે. વિનય વિનાના આત્મા સર્વત્ર સીદાય છે. આ વિનય તે વિવેકનો મોટો ભાઇ છે. વિનયીજીવમાંજ વિવેક આવે છે, વિનયી આત્મા માતાપિતા વડીલબંધુ વિગેરે કુટુંબના માણુસને પણ પોતાને વશ કરે છે, વિનયી માણુસ પોતાના શેઠને અધિકારીને કે રાજાને પણ પોતાના બનાવીને પોતાનું કાર્ય સાધી શકે છે વિનયી જીવ ગુરુદેવને પણ વિનયથી આરાધી શકે છે, અને અતિગુંચવણુવાલાં શાસ્ત્રના રહસ્યો પણ ગુરુ પાસે થીપામી શકે છે.

આ વિનય સમજવા માટે બે ભાઇઓની એક કથા અહીં બતાવાય છે.

એક મોટા નગરમાં સગા સહોદર બે ભાઇ વસતા હતા. તેઓ ધન કમાવા સારૂ અતિ દુર પ્રદેશ રત્નદ્વીપમાં ગયા અને ત્યાંથી ઘણું ધન કમાઇને પાછા પોતાના દેશમાં આવ્યા. ધનસામગ્રી એટલી બધી લાવ્યા હતા કે, તેમની રિદ્ધિ અને લક્ષ્મી પાસે નગરના રાજાની કશીજ ગણુના ન રહી. બન્ને ભાઇ દરરોજ નવનવા સાધનોથી ગામમાં ફરવા નિકળે અને લોકોનાં ટોળા જોવા એકઠાં થાય, નગરવાસી લોકો એમજ માને કે, આ લોકો કોઇ દેવલોકમાંથી આવ્યા જણાય છે !

આ વાત થોડે થોડે રાજાની પાસે પહોંચી. રાજા ઘણો જ ઉત્તમ આત્મા હોવાથી આ બન્ને ભાઇની લક્ષ્મીની વિપુલતા સાભળી ખૂબ જ ખુશી થયો. છતાં ઘણાં ખુશામતીયા લોકો રાજાને ઉશ્કેરતા પણુ હતા. સાહેબ ! આ શેઠીયાના માન-મરતબા પાસે આપની કશીજ મોટાઇ નથી. આખા ગામમાં આપને કોઇ સંભારતું નથી. અને એ બન્ને ભાઇઓની જે-જેકાર બોલાઇ રહી છે, પરંતુ આવી વાતો સાંભળીને સજ્જન એવો રાજા જરા પણુ મનમાં ઇર્ષ્યા લાવતો નહિ.

ભાવિભાવથી એક દીવસ એવો પ્રસંગ બન્યો કે, આ બે ભાઇ પૈકી એક નાના ભાઇ રત્નથી જડેલો સોનાનો રથ શણુગારી બે સુંદર ઘોડાઓ જોડીને બજારમાં ફરવા

નીકળ્યા, આ વાતની ખબર થતાં બીજા મોટા ભાઇ પણ હાથીને સુવર્ણની અંબાડીથી શોભાવીને પરિવાર સહિત અંદર બેસીને ફરવા નીકળ્યા. બન્ને ભાઇ જુદા રસ્તે ચાલ્યા જાય છે, આગળ જતા આ બે રસ્તા ભેગા થાય છે, ત્યાં અકસ્માત સામેથી નરપતિની સવારી આવતી દેખાણી. આ વાત બંને ભાઇઓના ખાસ મનુષ્યોએ આવી પોતપોતાના શેઠને જણાવી દીધી કે, સ્વામી ! આપણા નગરના માલિક સામેથી આવે છે. આ વાત સાંભળતાજ અતિવિનયી અને વિવેકી નાનો ભાઇ બગીમાથી નીચે ઉતરી આગળ ચાલી મહારાજાની પાસે જઇ નમ્રતાથી હાથ જોડી ઉભો રહ્યો. રાજા સાહેબ પૂછે છે, શેઠજી આ શું છે ?

શેઠ કહે છે, સાહેબ ! પરદેશથી એક સુંદર ચીજ બનાવરાવીને આપ સાહેબને ભેટ મૂકવા લાવ્યો છું. આવ્યાને દીવસો ઘણા થયા, પરંતુ અમારૂં ઘર અવાવરુ હોવાથી સુધારા-વધારા કરવામા થોડો ટાઇમ જતો રહ્યો છે; આપ કૃપાસિંધુને મળવા ઘણી જ ત્વરા હોવા છતાં મોડું થઇ ગયું છે, તેની ક્ષમા આપશો. એમ વિનયવચનો સંભળાવી ઘોડાથી જોડેલો રત્નજડિત રથ લાવીને રાજા સાહેબના ચરણે ધર્યો. શેઠનું આવું મીઠું ભાષણ અને કિંમની ભેટ જોઇ મહારાજા ઘણાજ ખુશી થયા, નાનાભાઇશેઠને ઘણું માન આપ્યું, અને અવસર મળે ત્યારે પોતાને મળવા રાજસભામાં કે અંતઃપુરમા સંકોચ વિના આવતા રહેવું એવી છુટ આપી.

આ બાજુ મોટા ભાઇ હાથી ઉપર આવતા હતા તેમને પણ પોતાના સેવકે મહારાજાની સવારી આવવાની ચેતવણી આપી હતી, પરંતુ પૈસામા ગર્વિષ્ટ બનેલા શેઠજી એમા શું છે ? કહીને હાથી ઉપરથી નીચા ઉતર્યા નહિ, પછી રાજાના માન-સન્માનની તો વાત જ ક્યા રહી !

મોટાભાઇ શેઠની આવી ઉદ્ધતાઇ જોઇ મહારાજા ચીડાઈ ગયા. અને શેઠનું અપમાનભરેલું વર્તન જોઇ રાજાએ શેઠનો હાથી લઇ લીવો, ઘર ઉપર પણ જપ્તિ બેસાડી સર્વસ્વ આંચકી લીધુ, આવી ઘટના નાનાભાઈના સાંભળવામા આવી કે તુરતજ સાચા મોતીનો થાળ ભરી મહારાજા પાસે જઈને ભેટ ધરી પોતાના મોટા ભાઇના ઉદ્ધત વર્તનની માફી અને રાજાના ગુસ્સાની ક્ષમા માગી. નાનાભાઇ ઉપર પ્રસન્નચિત્ત બનેલા મહારાજાએ મોટાભાઇનો પણ ગુન્હો માફ કર્યો.

અહિં બન્ને ભાઇના વિનય અને અવિનયના પ્રત્યક્ષ ફલ સમજાય છે, આવી રીતે આત્માને આલોક અને પરલોક સુખી બનાવવો હોય તો આત્મમા ઘણી જ નમ્રતા લાવવા જરૂર છે, શાસ્ત્રો કહે છે કે,

विणया नाणं नाणाओ दंसणं दंसणाओ चरणं ।
चरणाहिंतो मोक्खो, मुक्खे सुक्खं निरावाहं ॥

**અર્થ:** વિનયથી આત્મામા જ્ઞાન આવે છે,જ્ઞાનથી સમકિત પ્રાપ્તિ થાય છે, સમકિતી આત્મા ચારિત્ર પામે છે, અને

ચારિત્રથી આત્મા સર્વકર્મ ક્ષય કરી મોક્ષ મેળવે છે, એટલે સર્વ ગુણોનું ભાજન વિનય ગુણજ છે. માટે લૌકિક અને લોકોત્તર બન્ને માર્ગને નિષ્કંટક બનાવવા હોય તો આત્માને વિનય ગુણની ખાણ બનાવવો જોઇએ.

આ વિનય ગુણ ઉપર બીજાપણ આશ્ચર્યકારી લૌકિક લોકોત્તર દાખલા ઘણા જાણવા મળે છે, તેમા એક તદ્દન તાજી બનેલી ઘટના અહી હુ કાણુમા લખું છું.

આપણા હાલના રાજનગર શહેરમાં સારંગપુર તલીયાની પોળમા પ્રાયઃ વિશમી સદીના પ્રારંભમાં એક ધર્માત્મા ગૃહસ્થ રહેતા હતા, તેઓના પ્રથમ પત્ની ગુજરી જવાથી તેમણે ફરીવાર ગામડામાથી કોઇ સારા ખાનદાન ગૃહસ્થની પુત્રી સાથે લગ્ન કર્યા હતા. શેઠ પોતે પ્રકરણ-કર્મગ્રન્થાદિ તત્ત્વોના ઘણા ઉંડા જાણકાર હતા. પોતાની થોડી મુડીમાં ન્યાયોપાર્જિત દ્રવ્યથી સામાન્ય વ્યાજના વેપારથી સુખ-પૂર્વક આજીવિકા ચલાવતા હોઇને ઘણોખરો દિવસ-રાત્રીનો ભાગ વાંચન-મનનમાં તથા અન્યને ભણાવવામાં અને લખવામાં વિતાવતા હતા.

નવીન પરણેલાં શ્રાવિકા પણ ઘરનું કામ પતાવીને તમામ વખત સામાયિકમાં શેઠજીની પાસે જ વિતાવતાં હતા. નવા શ્રાવિકા ગામડામાં જન્મેલા હોવાથી અને તે કાળમાં ગામડાઓમાં નિશાળો ન હોવાથી એકડા આંક કે બારાક્ષરી જેવું પણ ભણેલા હતા નહિ પરંતુ શેઠજીના બધા વાંચનમાં લગભગ તેમની અત્રુટ હાજરી રહેતી હતી.

આવી રીતે દશ-પંદર વર્ષ ગયા તેમાં દરરોજ સાંભળવાથી ધાર્મિક ક્રિયાઓ અને જ્ઞાનમાં શ્રાવિકાને રસ વધતો ગયો, સાથોસાથ શેઠની સેવામાં પણ ખૂબજ વૃદ્ધિ થઇ, એક સુવિનીત શિષ્ય જે રીતે ગુરૂદેવની સેવા બજાવે તેજ પ્રમાણે મહાસતી શ્રાવિકા પણ શેઠજીના મનને અનુકૂળ સેવા કરવામા ઘણી જ સાવધાનતા રાખતા હતા. અત્યારે શેઠની શી ઈચ્છા છે? તે શેઠાણી સમજી જતાં ભાષામા પણ જી! શબ્દોના કોમળ ઉચ્ચારથી શેઠના આત્માને ખુબજ શાતિ આપતા હતા.

અને શેઠાણીના આવા વલણથી શેઠની અભ્યંતર આશીષો તેમના ઉપર ખુબજ વૃદ્ધિને પામી તેના યોગે એક દિવસ શેઠ વાંચતા હતા અને શ્રાવિકા સાંભળતા હતા તેથી ભાવિ ભાવના યોગે શેઠના મુખમાંથી નીકળી ગયું કે, **આજ તો તું વાંચીને અર્થ કર અને હું સાંભળુ**, શેઠનાં અચાનક આવાં વાકયો સાભલીને સુસતી શ્રાવિકાએ તુરતજ **તહત્તિ** વચન બોલી વાચવું શરૂ કર્યું, વાચતા ગયા અને અર્થ કરતા ગયા, આમ દિન-પ્રતિદિન વિનય અને જ્ઞાન બન્નેની પરસ્પર સરસાઇ (વિનય કહે હું વધી જાઉં જ્ઞાન કહે હું વધી જાઉં આવો પરસ્પરમા આગળ વધતો જ વિકાસ) વધી જવાથી શેઠાણીએ શેઠ પાસેનું ઘણુંખરૂં તત્વજ્ઞાન સમજી લીધું, જેના યોગે પ્રકરણ-ભાષ્ય, કર્મગ્રંથ, સંગ્રહણી, ક્ષેત્રસમાસ, પ્રવચનસારોધ્ધાર અને લોકપ્રકાશ જેવા ગ્રંથોનું ઉંડુ રહસ્ય પણ સમજાયું.

પ્ર૦ તમે ઉપર જણાવી ગયા છો કે, બાઈને-શ્રાવિકાને બારાક્ષરી પણ આવડતી ન હતી તો પછી શેઠના વચને વાચવું શરૂ કર્યું, આ વાત સાચી કેમ મનાય ?

ઉ૦ આવા દાખલા કોઈક કાળમાં વિરલાજ બને છે, આ બાઈ ચોકકસ ભણેલાં હતા જ નહિ, પરંતુ પતિના અતિ પ્રમાણ વિનય અને વૈયાવચ્ચ ગુણથી બાઈમાં **એકલવ્ય ભીલની પેઠે** વિનય ગુણના ફળરૂપ જ્ઞાનગુણ પ્રકટ થયો હતો. આવો એક-બીજો દાખલો રૂપાન્તરથી ઉપાધ્યાય શ્રી **વીરવિજયજી** મહારાજના પ્રસંગમાં ભાવનગરની આજુબાજુના ગામમા એક મુંગા અને તન બહેરા છોકરાનો બની ગયો છે. જે છોકરો જન્મથીજ મુગો અને બહેરો હતો, તેને દેરાસરમાં ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજે વાંસામા થાબડીને ફરમાવ્યું હતું કે, **બોલ, કયું નહિ બોલતા !** આવાં વાકયો સાભળી છોકરો બોલવા લાગ્યો હતો.

પ્ર૦ શેઠજીના ઉપર મુજબના ( આજ તો તું વાંચીને અર્થ કર હુ સાભળુ ) આદેશને સાંભળીને શ્રાવિકાએ પોતે ભણેલા ન હોવા છતાં ના કેમ પાડી નહિ ? હું કયા ભણી છું ! આવો જવાબ કેમ ન આપ્યો ? મારા સ્વામી મારી મશ્કરી કરે છે, આવુ પણ મનમાં કેમ ન આવ્યું ?

ઉ૦ ઉત્તમકોટીના શિષ્યો-પુત્રો, પત્નિઓ અને સેવકો ગમે તેવા વિષમ આદેશો હોય તેમાં પણ સંશય

કરતા નથી અને પોતાના તે તે પૂજ્ય અને વડીલપુરૂષના મરણ સુધીના આદેશો પણ પ્રભુવચન તરીકે સ્વીકારી લે છે જુઓ મહાપુરૂષોના વચનો

सतापत्यु प्रभोपत्ति गुरोशिष्य पितु सुत ।
आदेशे सरच कुर्वन् खंडयत्यात्मनो व्रतं ॥

**અર્થ** સતીનારી પોતાના સ્વામીના વચનમા સંદેહ કરે તો પોતાનુ પતિવ્રતાપણુ મલીન થાય છે, ઉત્તમકોટીનો સેવક નોકર પોતાના માલિકના વચનમા સંદેહ કરે તો પોતાનુ સ્વામિભકતપણુ મલીન થાય છે, શિષ્ય પોતાના ગુરુદેવના વાકયમા સંદેહ કરે તો પોતાની શિષ્યદશા મલીન બને છે અને સુપુત્ર પોતાના પિતાના વાકયોમા સંદેહ કરે તો પોતાના પુત્રપણાને કલંકિત બનાવે છે વળી પણ કહ્યુ છે કે,

पायश्चित्त गुरूणा हि वचासि निखिलैनसा ।
नातिक्रान्तगुरूणांहि क्रिया कापि फलेग्रही ॥१॥

**અર્થ** ગુરુપુરુષોના વચનો આરાધક આત્માઓને પ્રાયશ્ચિત તુલ્ય છે. અર્થાત્ ગમે તેવા પાપો થઇ ગયા હોય પરતુ સુગુરુઓના વચનોરુપ આશીર્વાદ મલી જાય તો **દૃઢપ્રહારી** અને **કામલક્ષ્મી** જેવા પાપી આત્માઓપણુ તમામ પાપોથી મુકત બની મોક્ષગામી બની શકયા છે, એટલે ગુરુદેવોના વચનથી બધાએલા આત્માઓને ગુરુઓના વચનો જ તરવામા અસાધારણ કારણ બને છે

પરતુ જે આત્માઓ ગુરુઓના વચનોનો અનાદર કરી રખડતા-ભટકતા સ્વેચ્છાચારી દશા અનુભવનારા છે

પ્ર૦ તમે ઉપર જણાવી ગયા છો કે, બાઇને-શ્રાવિકાને બારાક્ષરી પણ આવડતી ન હતી તો પછી શેઠના વચને વાંચવું શરૂ કર્યું, આ વાત સાચી કેમ મનાય ?

ઉ૦ આવા દાખલા કોઇક કાળમાં વિરલાજ બને છે, આ બાઈ ચોકકસ ભણેલાં હતા જ નહિ, પરંતુ પતિના અતિ પ્રમાણ વિનય અને વૈયાવચ્ચ ગુણથી બાઈમાં એકલવ્ય ભીલની પેઠે વિનય ગુણના ફળરૂપ જ્ઞાનગુણ પ્રકટ થયો હતો. આવો એક-બીજો દાખલો રૂપાન્તરથી ઉપાધ્યાય શ્રી **વીરવિજયજી** મહારાજના પ્રસંગમાં ભાવનગરની આજુબાજુના ગામમાં એક મુંગા અને તદ્દન બહેરા છોકરાનો બની ગયો છે. જે છોકરો જન્મથીજ મુંગો અને બહેરો હતો, તેને દેરાસરમાં ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજે વાંસામાં થાબડીને ફરમાવ્યું હતું કે, બોલ, કેમ નહિ બોલતા ! આવાં વાકયો સાંભળી છોકરો બોલવા લાગ્યો હતો.

પ્ર૦ શેઠજીના ઉપર મુજબના ( આજ તો તું વાંચીને અર્થ કર હું સાંભળું ) આદેશને સાંભળીને શ્રાવિકાએ પોતે ભણેલાં ન હોવા છતાં ના કેમ પાડી નહિ ? હું કયાં ભણી છું ! આવો જવાબ કેમ ન આપ્યો ? મારા સ્વામી મારી મશ્કરી કરે છે, આવું પણ મનમાં કેમ ન આવ્યું ?

ઉ૦ ઉત્તમકોટીના શિષ્યો-પુત્રો, પત્નિઓ અને સેવકો ગમે તેવા વિષમ આદેશો હોય તેમાં પણ સંશય

કરતા નથી અને પોતાના તે તે પૂજ્ય અને વડીલપુરુષનાં મરણ સુધીના આદેશો પણ પ્રભુવચન તરીકે સ્વીકારી લે છે. જુઓ મહાપુરુષોના વચનો.

सती पत्यु प्रभो पत्ति. गुरो शिष्यः पितु सुत ।
आदेशे संशयं कुर्वन् खंडयत्यात्मनो व्रतं ॥

**અર્થ :** સતીનારી પોતાના સ્વામીના વચનમા સંદેહ કરે તો પોતાનુ પતિવ્રતાપણુ મલીન થાય છે, ઉત્તમકોટીનો સેવક-નોકર પોતાના માલિકના વચનમા સંદેહ કરે તો પોતાનું સ્વામિભક્તપણું મલીન થાય છે, શિષ્ય પોતાના ગુરુદેવના વાક્યમાં સંદેહ કરે તો પોતાની શિષ્યદશા મલીન બને છે, અને સુપુત્ર પોતાના પિતાના વાકયોમા સંદેહ કરે તો પોતાના પુત્રપણાને કલંકિત બનાવે છે. વલી પણ કહ્યુ છે કે,

प्रायश्चित्त गुरूणां हि वचांसि निर्मलेनसां ।
नातिक्रान्तगुरूणांहि क्रिया कापि फलेग्रही ॥१॥

**અર્થ :** ગુરુપુરુષોના વચનો આરાધક આત્માઓને પ્રાયશ્ચિત તુલ્ય છે. અર્થાત્ ગમે તેવા પાપો થઇ ગયાં હોય પરંતુ સુગુરુઓનાં વચનોરુપ આશીર્વાદ મલી જાય તો **દૃઢપ્રહારી** અને **કામલક્ષ્મી** જેવા પાપી આત્માઓપણ તમામ પાપોથી મુકત બની મોક્ષગામી બની શકયા છે, એટલે ગુરુદેવોના વચનથી બંધાએલા આત્માઓને ગુરુઓના વચનો જ તરવામાં અસાધારણ કારણ બને છે.

પરંતુ જે આત્માઓ ગુરુઓના વચનોનો અનાદર કરી રખડતા–ભટકતા સ્વેચ્છાચારી દશા અનુભવનારા છે

તેમની કોઈપણ તપસ્યા વિગેરે ક્રિયા, ફલ આપનારી બનતી નથી. શાસ્ત્રોમાંપણ કહ્યુ છે કે,

छट्ठट्ठमदसमदुवाल्समेहिं मासद्धमासखमणेहिं ।
अकरंतो गुरुवयणं अनंतसंसारीओ होइ ॥१॥

અર્થ: કોઇ આત્મા છઠ-બે ઉપવાસ, અઠમ-ત્રણ ઉપવાસ, દશમ-ચાર ઉપવાસ, માસ-એકમાસના ઉપવાસ, અર્ધમાસ-પંદર ઉપવાસ જેવા દુષ્કર તપ કરનારો હોવા છતાં જો તે ગુરૂવચનનો અનાદર કરતો હોય, ગુરૂવચનની અવગણના કરતો હોય તો પણ ઉપર મુજબના ઘોર તપથી પણ અનંતોકાળ સંસારમાંજ રખડનારો બને છે, તપશ્ચર્યાથી પણ કશો લાભ થતો નથી.

આ વાતથી એમ નક્કી થાય છે કે, ગુણી આત્માઓ વડીલોને પરાધીન હોય છે અને ગુરૂ અને પિતા, પતિ અને માલિકની સંપૂર્ણ આજ્ઞા માને છે. મનમાં પણ કુવિચારો લાવતા નથી, એ ન્યાયથી આપણી આ કથાનાં શ્રાવિકાબેન પણ પોતાના સ્વામીના વચનમાં જરાપણ શકા લાવ્યા સિવાય સ્વામિની આજ્ઞાથી વાંચવા લાગ્યાં અને **એકલવ્યભીલની** માફક વડિલનો વિનય કર્યો.

વિનય એટલો બધો કર્યો કે, આ શ્રાવિકાબાઇએ પ્રકરણનું ઉંડું જ્ઞાન પામીને વૃદ્ધાવસ્થામાં ઘણા શ્રાવક-શ્રાવિકાઓને પણ ભણાવ્યાં. ઘણા ભાઇઓ તેમની પાસે ભણીને તેમના સગા પુત્રો જેવા ભકત બન્યા. કહેવાય છે

કે, આ સુશ્રાવિકા પોતાના પતિના મરણ પછી અમદાવાદ શહેરમાં **કાકીમા** નામથી એક સારા અનુભવી આત્મા કહેવાઇ ગયા છે.

અમને આ સંપૂર્ણ હકીકત અમદાવાદના એક માનવંતા અને વીશાશ્રીમાળી જૈન કોમના શેઠ અને શેઠ આણુંદજી કલ્યાણુજીની પેઢીના પ્રતિનિધિ અને હાજાપટેલમાં રામજી મંદિરની પોળનારહીશ **શેઠ મયાભાઈ સાંકળચંદ** જેઓ ૧૯૮૭ ની સાલમાં અમારી પાસે કર્મગ્રંથનો અભ્યાસ કરવા આવતા હતા, તેમણે કહેલી છે અને અહીં લાભની ખાતર લખી છે.

એટલે સમકિત પામેલો કે પામવાને નિકટ થએલો આત્મા **અરિહંત, સિદ્ધ, આચાર્ય,** ઉપાધ્યાય, **સાધુ, ક્ષમાદિદશઃવિધ ધર્મ, જિનપ્રતિમા, શ્રી જૈન સઘ, જૈનાગમ,** અને **સમ્યગ્દર્શન,** આ દશે પ્રકારને મન, વચન અને કાયાથી વિનય આચરે છે.

૧ યથાયોગ્ય ભકિત સાચવે છે, ૨ ચિત્તમાં બહુમાન રાખે છે, ૩ ગુણુનો અતિપ્રમાણુ આદર થવાથી વારંવાર વખાણુ-પ્રશંસા સ્તુતિ ગાયા કરે છે. ૪ અવગુણુ કયારેપણુ મનમાં લાવતો નથી અને બોલતો પણુ નથી, ૫ કશી આશાતના થવા દેતો નથી.

ઉપર મુજબ દશપ્રકાર ગુણીનો પાંચભેદે વિનય સેવનાર આત્મા વખતે જિનનામપુણ્યનો બંધ કરે છે. અતિપ્રમાણુ નિર્જરા કરીને એકાવતારી પણુ થઇ જાય છે, મહાપુણ્યનો

બંધ કરીને ભરત-બાહુબળીની પેઠે મોટી રિદ્ધિ-સંપત્તિને પણ પામે છે.

સમકિત પામેલ કે પામવાની તૈયારીવાલા જીવને શ્રી જિનવચન તત્ત્વ સાચા છે, શંકાવગરનાં છે. तमेव सच्चं निस्संकियं जं जिणेहिं पवेइयं બીજું બધું ખોટું છે, એવું મનમા ચોક્કસ થઇ જાય છે, વળી શ્રી જિનરાજની ભક્તિ કરવા છતા જે વસ્તુ બની શકતી નથી, તે વસ્તુ બીજાથી થઇ શકે જ કેમ ? આવું પ્રસંગ આવે ત્યારે મુખમાથી નિડરપણે અને નિશ્ચયપણે બોલાઈ જાય છે તથા એવો પણ પ્રસંગ આવી જાય કે કોઇ દેવ-દાનવ કે રાજા-મહારાજા બલાત્કારથી અન્ય દેવ-દેવીને નમાવવા આગ્રહ કરે તો પણ,

છેદ્યો ભેદ્યો વેદના રે. જે સહેતો અનેક પ્રકાર રે,
જિન વિણુ પર સુરનવિ નમેરે, તેની કાયા શુદ્ધિ ઉદાર રે. ૧

જિનેશ્વર દેવ સિવાય બીજા દેવ-દેવીને નમસ્કાર કરેજ નહિ, પ્રાણાન્ત કષ્ટો સહન કરે, સર્વસ્વનો નાશ થઇ જાય, અનેક વેદનાઓ ભોગવે. પણ અન્ય દેવને સ્વપ્નામા પણ ઇચ્છે નહિ, આવી મન-વચન-કાયાની શુધ્ધિ પ્રકટ થાય તે આત્મા સમકિત પામી શકેછે, અથવા પામેલું ટકાવી શકેછે.

જે આત્મા ભગવાન વીતરાગના વચનો વાંચીને શ્રી વીતરાગ-પ્રભુને સંપૂર્ણ ઓળખી શકે છે, જેમ જેમ અભ્યાસ વધે છે,

તેમ તેમ અનુભવ વધે છે, સર્વજ્ઞદેવની વાણીના અનુભવી આત્મા હોય તેને નીચેના પાચ મહાદોષો લાગતા નથી

૧ શ્રી જિનવચનમા કોઇ પણ પ્રકારની શકા લાવે નહિ, ૨ અન્ય દર્શનિઓના કષ્ટ, મંત્ર, ચમત્કાર, માનપાન, ઐશ્વર્ય દેખીને તે મતનો અભિલાષ સેવે નહિ, ૩ પોતે આચરેલા ધર્મનુ ફલ મળશે કે કેમ? આવો સદેહ લાવે નહિ, ૪ મિથ્યાદૃષ્ટિઓના ગુણના વખાણ કરે નહિ, વખાણ સાભલીને રાજી થાય નહિ, ૫ જેમ બને તેમ અન્ય દર્શનિઓની એટલે જૈનધર્મના વિરોધીઓ, નિન્દકો અને ઉત્થાપકોની સોબત પણ કરે નહિ, અરે તેમના પડોસમા પોતાનાં ઘર-દુકાન પણ રાખે નહિ.

આ પાચ દોષો સમકિતના ભયંકર દુશ્મનો છે. આ પાચ દુષણો જ્યા સુધી આત્મામા જાગતા હોય ત્યા સુધી આત્મામા સમકિત ગુણ આવી શકતો નથી, માટે આત્માના અભ્યુદયના ઇચ્છક બુધ્ધિમાન મનુષ્યે ઉપરના પાચ મહા દોષો ચોક્કસ ત્યાગ કરવા જરૂર છે. જુઓ પૂર્વપુરુષો શુ ફરમાવે છે,

शंका कांक्षा विचिकित्सा, मिथ्यादृष्टे प्रशंसनम् ।
तत्संस्तवश्च पंचापि, सम्यक्त्वं दूषयन्त्यमी ॥१॥

અર્થ · ઉપર બતાવાઇ ગયો છે.

પ્ર૦ ઉપર તો આપણે પ્રારંભમાજ કહેવાય ગયુ છે કે, ગુણાનુરાગ એજ સમકિત-સમ્યગ્ દર્શન કહેવાય છે, તો પછી અહીં એમ કેમ કહેવાયુ કે, મિથ્યાદષ્ટિના

ગુણનાં વખાણ કરવાથી સમકિત મલીન થાય છે ? ગુણ ગમે તેના હોય તો ગુણના વખાણ કરવામાં વાંધો શું ?

ઉ૦ પહેલી વાત તો એજ છે કે, ગુણ કોને કહેવા ? એજ પહેલું સમજવું જોઇએ, જેમ વસ્ત્રમાં શ્વેતતા–ધોળાશ એ સાથે જન્મેલો ગુણ છે, પાણીમાં શીતતા–ઠંડક, અગ્નિમાં ઉષ્ણતા–ગરમી, આ બધા જેમ તે તે વસ્તુના સ્વભાવસિદ્ધ ગુણો છે, તેમ આત્મામાં પણ સ્વભાવસિદ્ધ ગુણો હોય તેજ વાસ્તવિક ગુણો કહેવાય છે. જે ગુણો પોતાના ઉપાદાન કારણને નુકશાન કરનાર ન બને, તે ગુણોજ વાસ્તવિક ગુણો કહેવાય છે, તેમ જે આત્મામાં સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, પ્રમુખ જે ગુણો પ્રકટ થયા હોય તે આત્માનાં આલોક કે પરલોક જરાપણ બગડે નહિ, ગુણો ગુણોને વધારવામાંજ મદદગાર થાય, જે ગુણો પ્રકટ થયા હોય તે ગુણો બીજા ગુણોના નાશનું કારણ બને નહિ, આવા ગુણો મિથ્યાદષ્ટિ આત્માઓમાં પ્રાયઃ આવી શકતા નથી, પરંતુ મિથ્યાદષ્ટિ આત્માઓમાં ગુણ જેવા દેખાતા ગુણાભાસોજ હોય છે. મિથ્યાદષ્ટિ જીવોમાં પ્રકટેલા ગુણાભાસોજીવોને કુગતિમાંજ લઇ જનાર બને છે, માટે જ મિથ્યાદષ્ટિ જીવોના ગુણોની અનુમોદના (મનમાં પ્રશંસા) કરવી પણ વખાણ કરવાં નહિ, જુઓ ઉપાધ્યાયજી મહારાજ શું ફરમાવે છે,

**મિથ્યામતિ ગુણ વર્ણનો, ટાળો ચોથો દોષ;**
**ઉન્માર્ગી થુણતાં હોવે, ઉન્મારગ પોષ. ૧**

જગતની વસ્તુમાત્રનો એવોજ સ્વભાવ છે કે, પોતાના સમાનધર્મી પદાર્થને તે પોતા તરફથી બને તેટલો ટેકો આપી પોષણ કરે છે, અને તે તે સાધર્મિ પદાર્થોને મજબુત બનાવે છે. એક પદાર્થ બીજા પદાર્થને આકર્ષે છે, તેજ પ્રમાણે ગુણો ગુણોને આકર્ષનારા અને પોષણ આપનારા જ થાય, તેજ વાસ્તવિક ગુણ કહેવાય છે.

પ્ર૦ ત્યારે શું મિથ્યાદષ્ટિજીવમા આવેલા ગુણો ગુણોને નાશ કરનારા હોય એમ બને ખરૂં ?

ઉ૦ ઘણું કરીને એમજ. જુઓ, ઘણા મિથ્યાદષ્ટિ જીવો ઘણાજ સત્યવાદી હોય છે, ચોરી પણ પ્રાયઃ કરતા નથી, દગા-પ્રપચ કરતા નથી, પરસ્ત્રીને માતા-બેન-પુત્રી તુલ્ય માને છે, પ્રમાણિકતા ઘણી જ સાચવે છે, હજારો માણસોના વિશ્વાસનું પાત્ર બને છે, છતાં તેઓમાં જૈનશાસનનો અભાવ હોવાથી માંસાહાર કરે છે, મદિરા પીવે છે, ઇંડા ખાય છે, કતલખાના ચલાવે છે, મચ્છીના વેપાર કરે છે, અને મચ્છી ખાય છે. પોતાના સ્વાદને પોષવા પોતાને ઘેર બકરાં, ઘેટાં, કુકડાં, પાળીને તેનો નાશ કરાવી આરોગે છે, પારાવાર જીવહિંસા થાય તેવા વેપારધંધા, કારખાના ચલાવે છે. પ્રસંગ આવે ત્યારે આવા બધા પાપોનું સમર્થન પણ ખુબજ કરાય છે, એટલે આવા પ્રમાણિક મનુષ્યોના સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્ય જેવા ગુણોથી પણ આત્માને લાભ થતો નથી પણ પ્રાયઃ દુર્ગતિમાં જવાનું કારણ બને છે.

પ્ર૦ સત્ય, અચૌર્ય અને બ્રહ્મચર્ય જેવા ગુણોથી જીવને લાભ થાય નહિ ?

ઉ૦ સાથે સાથ સાચી અહિંસા આવી હોય તો ઉપરના ગુણો સોનામાં જડેલા હીરા જેવા છે, અને અહિંસાનો સર્વથા અભાવ હોય તો એકડા વગરના મીંડા જેવા છે; જેમ સાચી જીવદયારુપ સુવર્ણની વીંટીમાં સત્યતા વિગેરે હીરાઓ જડાય તો અથવા ભાવદયા કે સાચી દયા રૂપ એકડો આવ્યા પછી સત્ય, અસ્તેય, અને બ્રહ્મચર્ય રૂપ મીંડાઓ આવે તો પણ એકડાને દશ ગુણો–દશ ગુણો મોટો બનાવે છે, એટલે જે આત્મામા જીવોની દયા હોયજ નહિ, જગતના પ્રાણીમાત્રને અભયદાન અપાય નહિ, જગતના પ્રાણીમાત્રનું ભલું ચિંતવાય નહિ, સૂક્ષ્મ-બાદર પ્રાણીમાત્ર સાથે મૈત્રીભાવ પ્રગટે નહિ, ત્યાંસુધી જગતના બધાજ ગુણો મોટા મીંડા જેવા જાણી લેવા.

જેમ કોઇ માણસે દુધ જેવી જાડી. છાશમાં કેસર, જાયફળ અને સાકર વણવાનાં નાંખ્યાં. આ ત્રણ વસ્તુથી છાશને કશો લાભ થયો નહિ, પરંતુ કેસર, જાયફળ અને સાકર નકામાં ગયાં. હવે જો ઉપરની ત્રણ ચીજો ભેંસના દુધમાં નાંખવામાં આવી હોય તો દુધ અને આ ત્રણ વસ્તુ ચારેનો મેળ મળી જવાથી બધાની કીંમત વધી જાત. દુધ પોતે એકલું પણ ઉંચો પદાર્થ છે, તેમાં સાકર, કેસર અને જાયફળ પડે એટલે દુધની આબરૂ-સ્વાદ વધે. એ નિર્વિવાદ વાત છે, એજ પ્રમાણે અહિંસા પોતે ઉંચો ગુણ છે, તેમાં

વળી સત્ય-અસ્તેય અને બ્રહ્મચર્યનો સાથ મળે, એનો પ્રભાવ કોણ આંકી શકે? પરંતુ દુધનો ભ્રમ કરાવતી છાશમાં ગએલાં જાયફળ, કેશર અને સાકર બીલ્કુલ નકામાં ગયાં તેમ અહિંસા-જીવદયાના અભાવમાં ગુણી નહિ પણ ગુણીની નકલ કરનાર આત્મામાં સત્ય-અસ્તેય અને બ્રહ્મચર્ય વગેરે ગુણો પણ આત્માને ઉચ્ચ બનાવી શકતા નથી.

હવે ઉપગ મુજબ પાચ દોષથી મુક્ત સમકિતને પામેલો કે પામવાની તૈયારીવાલો જીવ પોતાની શક્તિઅનુસાર શ્રી વીતરાગશાસનની પ્રભાવના પણ કરે છે, એટલે જ્યારે જે જે વસ્તુદ્વારા શ્રી જૈનશાસનની પ્રભાવના-ઉન્નતિ થવી શકય હોય, જે શાસનપ્રભાવનાદ્વારા પોતાને કે અન્યને નુકશાન જરાપણ થયા સિવાય જૈનો અને જૈનેતરોને શ્રી વીતરાગશાસન ઉપર બહુમાન પ્રગટ થાય, જે શાસન-પ્રભાવનાદ્વારા ઘણા આત્માઓ નવીન જૈનધર્મમાં જોડાય અને જુના જૈનો ધર્મમાં મજબુત થાય,ધર્મથી ખસી જતા સ્થિર થાય, ધર્મના વિરોધી પાછા પડે, આવાં શ્રી જૈન-શાસનના પ્રભાવક કામો સ્વયં કરે, અન્યને મદદ કરી શાસન-પ્રભાવના કરાવે, તે આત્મા પોતે પોતાના સમકિતને નિર્મળ બનાવવા ઉપરાન્ત સેંકડો, હજારો, લાખો આત્માઓને સમકિતધારી બનાવી શકે છે, આ શાસનમાં તેવા પ્રભાવકો ઘણા થઇ ગયા છે, જેમનાં માંગલિક નામો આપણે આચાર્યપદના વર્ણનમાં બતાવી ગયા છીએ, એટલે અહીં જણાવ્યાં નથી.

આવા સમકિતયોગ્ય આત્માઓને પાંચ ભૂષણ પ્રગટ થાય છે.

૧ શ્રી વીતરાગશાસનની વિહિત ક્રિયાઓ ઉપર ઘણો રાગ હોય, દાન, શીલ, તપ, સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે અનુષ્ઠાન ઘણી લાગણીપૂર્વક કરે; સમજીને કરે; રસપૂર્વક કરે, આદર–બહુમાનથી કરે, અન્યચિત્ત નિરાદરપણાનો ત્યાગ કરીને કરે.

૨ તીર્થની સેવા કરે, તીર્થ–આત્માને સંસાર-સમુદ્રથી તારે તે તીર્થ કહેવાય છે. અને તે તીર્થ સ્થાવર અને જંગમ બે પ્રકારે હોય છે. શત્રુંજયાદિ સ્થાવર તીર્થો કહેવાય છે અને ગીતાર્થ મુનિરાજો જંગમતીર્થ કહે-વાય છે, એટલે આવા ગીતાર્થ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની સેવના કરવી અને શત્રુંજયાદિની વિધિપૂર્વક યાત્રા કરવી તે બીજું ભૂષણ કહેવાય છે.

૩ ગુરૂદેવની ભક્તિ કરવી તે ત્રીજું ભૂષણ કહેવાય છે, શ્રી વીતરાગના આચાર્યાદિ મુનિરાજોને ભગવાન વીતરાગ શાસનના વિધિ–બંધારણ અનુસાર, ઉપાશ્રયમા ઉતારવા તથા વસ્ત્રાદિ અને અશન પાન ખાદિમ–સ્વાદિમ આહાર વહોરાવવો, બધુ જ દોષરહિત આપવું તે પણ કેવલ પોતાના આત્માના કલ્યાણ માટે આપવું તથા ગ્લાનાદિની ભક્તિ–સેવા કરવી. આ ત્રીજું ભૂષણ લેખાય છે.

૪ તથા ધર્મ કરતા કે સેવાભક્તિ કરતા કો ચલાવનાર-ફેરવનાર મલે છતા ફરે નહિ, ભરમાય નહિ એ ચોથું ભૂષણ લેખાય છે.

૫ વળી શ્રી જૈનશાસનની અનુમોદના, વખાણ, પ્રશંસા જગતમા ફેલાય, જૈનધર્મ જેવો ધર્મ જગતમા છેજ નહિ, આવી લોકોના હૃદયમા છાપ બેસી જાય, આવી પ્રભાવના કરવી તે પાચમું ભૂષણ ગણાય છે.

હવે આત્મા પોતાને હું સમકિતી છું કે કેમ? આનો નિર્ણય જાણવા પોતે પોતાને તપાસવા જ્ઞાની મહા પુરૂષોએ પાચ ગુણો બતાવ્યા છે.

૧ ગમે તેવા શત્રુ ઉપર પણ તેનું ખરાબ ન વિચારવાની આત્મદશા પ્રકટ થાય છે. સદાકાલ ભાવના ભાવે કે

**દુઃખ આપે મુજને બધા, તો પણ હું નહિ તાસ;**
**સુખ પીરસવા સર્વને, છે મારો અભિલાષ ॥૧॥**

**ભવભવ એ મુજ ભાવના, એ મારો અભિલાષ;**
**ચાર ગતિના જીવને, લેશ ન આપું ત્રાસ ॥૨॥**

**દરેક ભવમાં સર્વને, માનું મિત્ર સમાન;**
**આવે દુઃખ ક્રોડો ગમે, પણ ભૂલું નહિ ભાન ॥૩॥**

**ભવભવ એ મુજ ભાવના, જો મુજ ધાર્યું થાય,**
**જગના જીવો સર્વને, થાપું મહા સુખમાંય ॥૪॥**

૨ તથા દેવતાઈ સુખો કે, રાજા–મહારાજાનાં સુખો મલે તેમાં પણ જગપણુ મુંઝાઈ ન જાય, મનમાં ગર્વ લાવે નહિ, પરંતુ એજ વિચારે કે, જેમ સુખ ભોગવવાથી પૈસા ઓછા થાય છે, તેમ સુખો ભોગવવાથી પુણ્ય પણ ચોક્કસ ઓછું થાય છે, નવી આવક વિના બેઠાબેઠા ખાઇ જનારને મનમાં દુઃખ થયાજ કરે છે, તેમ **"સુરનર સુખ પણ દુઃખ કરી લેખવે, વાંછે શીવ સુખ એક"** એટલે દેવનાં કે મનુષ્યના સુખો છેવટમા દુ ખ આપનારાંજ બનવા સર્જાયાં છે, તો પછી વર્તમાન સુખો દુઃખના કારણુજ હોય, તો એવાં સુખો બુદ્ધિમાનોને દુ ખમય લાગે તેમાં નવાઇ શુ ?

**પ્રશ્ન :** જો સુખો દુ ખમય મનાયાં હોય તો આખું જગત સુખની અભિલાષા કરેજ કેમ ?

**ઉત્તર :** જેમ આ જગતમાં બુદ્ધિમાન અને મૂર્ખ બે પ્રકારના મનુષ્યો હોય છે, તેમાં બુધ્ધિમાન મનુષ્યો સુખને સદાકાળ ટકાવી રાખવા નવી આવક કાયમ ચાલુ રાખે છે, અને આવક કરતાં સદાકાળ ખર્ચ ઓછોજ રાખે છે, આવકના માર્ગ ઘટે તેમ ખર્ચ પણ ઘટાડતા જાય છે. ત્યારે બીજી બાજુ મૂર્ખ મનુષ્યો માત્ર વર્તમાન વર્ષ, માસ અને દિવસનીજ વિચારણાવાળા હોય છે. કાલે ગમે તે થાય, માસ પછી થવું હશે તે થશેઃ આવતીકાલ કોણે દીઠી છે, એમ મનઘડંત કલ્પનાઓ દ્વારા ભવિષ્યના ભલાનો વિચારજ લાવતા નથી; તે બીચારા સદાકાળ દુઃખી અને પરાધીન દશાજ ભોગવે છે.

તેજ પ્રમાણે જેમને આત્મા નિત્ય-સનાતન સમજાયો હોય, તેવા આત્માઓ માત્ર ચાલુ ભવનાંજ સુખના ઇચ્છક હોતા નથી, પરંતુ હવે પછી કોઇ ભવમાં દુઃખ ન આવે તેવુંજ ઇચ્છે અને આચરે છે. તેમને ચાલુ ભવનાં પુણ્ય-નાશ કરનારાં સુખો દુઃખ જેવાં લાગે, તેમાં નવાઇ નથીજ, જુઓ :

કોઇક સગા બે ભાઇ દશ-દશ હજાર રૂપીયા લઇને એક શહેરમાં ગયા. દરવાજામાં પેસતાંજ બે માર્ગ આવ્યા, બંને ભાઈ પરસ્પર સલાહ કરીને જુદાજુદા માર્ગે નગરની મધ્યમાં ગયા, એક ભાઇને રસ્તે જતાં એક મુસાફર મળ્યો, પ્રસ્તુત ભાઇએ તે મુસાફરને નગરની માહીતિ પૂછી, તેણે પણ જણાવ્યું કે, આતો દેવપુરી છે, અહીં સાક્ષાત્ દેવતાનાં સુખ ભોગવવા મલે છે. જુઓ, આ દરવાજો દેખાય છે ત્યાં જશો એટલે તમને તેનો પાકો અનુભવ આવી જશે, ભાઈ પણ દેવતાઇ સુખનાજ ઇચ્છક હતા, અને દરવાજામાં પેઠા ત્યાં તો પધારો-પધારો-પધારો એમ અવાજો સાથે માણસો દોડતાં આવ્યાં, અને ઠેઠ અંદરના મહેલમાં લઇ ગયા. ત્યાંતો દેવની પરી જેવી એક યુવતી બેઠી હતી. તેણે હસતા મુખે ઉભી થઇ ખુબ આદર આપ્યો અને સેવકોને હુકમ આપ્યો કે, પધારેલા મહાભાગ્યશાળીને આપણા સ્થાનને યોગ્ય બધીજ પ્રકારની વ્યવસ્થા આપો. પોતાની સ્વામિનીનો હુકમ થવાની સાથે તુરત સેવકો પણ તેમને ન્હાવાના સ્થાનમાં લઇ ગયા. ખુબજ ચોલવા-મસલવાપૂર્વક

નહવરાવીને રાજકુમાર જેવા વેશ અને આભૂષણો વડે શણગાર્યા.

ભાઇશ્રીને આખી જીંદગીમાં કયારે પણ નહિ અનુભવાએલું સુખ સાંપડયું. લાવીને પલંગ ઉપર બેસાર્યા, સારાં ખાન-પાનથી જમાડયા, યુવતી પણ તેની સેવા કરવા લાગી, અને જાણે પોતાની પરણેતર પત્ની હોય તેવા પ્રકારનો બધો જ વર્તાવ કરીને ભાઇને ખુબજ આનંદ પમાડયો.

આખી રાત્રી જેમ કોઈ રાજપુત્ર પોતાની નવીન પરણેલી પત્નીના સહવાસમા એકાન્તવાસમાં રહી આનંદ ભોગવે તેવા બધાજ અનુભવો આ ભાઇશ્રીને મલ્યા. મોજશોખના મહાઘેનમાં આખો દિવસ અને રાત્રી એક કલાક જેવા થઇને જતા રહ્યા.

દિવસ ઉગ્યો એટલે બાઈસાહેબની દાસીએ આવીને શેઠસાહેબ પાસે ખર્ચનું બીલ રજુ કર્યું. આખા દિવસ-રાત્રીના રૂા. ૧૦૦) આપી દો, અને હવેથી આપને હમેશાં આજ કરતાં વધુ ને વધુ આનન્દ મલયા કરશે, શેઠ તો આનન્દમાં ગરકાવ થઇ ગયા હતા એટલે તુરત રૂા. ૧૦૦ ગણી દીધા.

બીજે દિવસ શરૂ થયો. સવારના પહોરમાં શેઠજીને સ્નાનમંડપમાં લઈ ગયા, ત્યાં સોળ-સોળ વર્ષની છોકરીઓ બાઈસાહેબની દાસીઓ શેઠસાહેબને નવરાવવા તૈયાર ઉભી હતી. શેઠજી તો જોઇ-જોઇને આનંદમાં ગરકાવ થઈ જતા હતા, સૌ પ્રથમ શરીર ઉપર સુગંધી દ્રવ્યોથી ચોળવાનો

વિધિ થયા પછી સ્નાન કરાવ્યું,- વચમાં-વચમાં સ્ત્રીજન ઉચિત ઘણા હાવભાવ, નખરાં દેખાડ્યાં, સ્નાનવિધિ પૂર્ણ કરી સુંદર વસ્ત્રો પહેરાવી, ઉપર દાગીના સજાવ્યા અને ભોજનગૃહમાં લાવી જમવા બેસાડ્યા, બાઇસાહેબ વ્યવસ્થા સાચવવા પાસે બેઠા, અનેક નવીન નવીન જાતિનાં શાક-પાકોથી શેઠને ધરવી નાખ્યા અને તુરતજ પુષ્પ પાથરેલી શય્યામાં સુવાડ્યા, બે-ત્રણ કલાક નિદ્રા લઇને જાગ્યા ત્યાં તો બપોરનાં પીણાં તૈયાર જ હતાં, એ બધું પતાવીને દાસીઓ સાથે વિકટોરીયામાં ફરવા જવાનું તૈયાર થયું, નગરની શોભા જોવામાં એએક કલાક વીતાવી ઘેર આવ્યા, અને જમી પરવારી શયનભુવનમાં પધાર્યા, અહીં તો દેવ અને દેવીનાં સાક્ષાત સુખોનો અનુભવ મળતો હતો, બીજા દિવસનું બીલ માત્ર રૂપીઆ બસોનું જ હતું.

આમ લગભગ બે-અઢી માસમાં દેવતાઇ સુખ અનુભવતાં શેઠ પાસે એક-બે દહાડાનુંજ દ્રવ્ય બાકી હતું, અને શેઠજી ઘોડાગાડીમાં ફરવા નીકળ્યા છે, પાસે ચાર પડખે ચાર દાસીઓ બેઠી છે, અને ગાડી મધ્યબજારમાં ચાલી જાય છે, ત્યાં પોતાના નાનાભાઇને પુરાણા લુગડાં પહેરીને બજારમાં ચાલ્યા જતા જોયા, અને પાસે બોલાવીને ઘોડાગાડીમાં બેઠેલા શેઠે નાનાભાઇને ખુબજ ઠબકો આપ્યો, મૂર્ખા! આવા દેવ જેવા નગરમાં આવ્યો તોય હજી ચીંથરાં વીંટાળે છે, આવાં તારાં એના એ ફાટેલાં લુગડાં જોઇ મને શરમ આવે છે.

તે સાંગળી નાનાભાઇએ કહ્યું, ભાઇ ! મારાં ચીંથરાં જોઈ આપને ક્ષણવાર દુઃખ ભલે થયું, પણ બે દિવસ પછી આપના ચીંથરા દેખીને તમામ સ્નેહીઓને વર્ષો સુધી ભયંકર દુખ થશે અને તમારી બન્ને આંખોમાં ચોધારાં આંસુ ચાલ્યા કરશે. નાનાભાઈના અર્થથી ભરેલાં વચનો મોટાભાઇને સાભળવા ગમ્યા નહિ અને ઘોડાગાડીવાળાને આગળ ચલાવવા હુકમ આપ્યો અને મુકામે આવ્યા, ત્યારપછી બે કે ત્રણ દિવસ ગયા, એટલે બાઈ સાહેબની દાસી ચાલુ દિવસનું બીલ લઇને આવી. શેઠજીએ પોતાના ખીસ્સામા હાથ નાખ્યો, આજે ખીસામા એક પાઇ પણ હતી નહિ, પેમા ચુકવવાની કાંઈ પણ સગવડ ન જણુાવાથી બાઈએ દાસીઓને હુકમ આપ્યો કે,આ નાલાયકને હમણાં ને હમણાં આપણા વસ્ત્રાભૂષણો ઉતારી લઈ તેનાં પોતાનાં ઘેરથી લાવેલા જુના લુગડાં પહેરાવી ધક્કા મારી દરવાજા બહાર કાઢો.

પ્રસ્તુત શેઠજી કાલાવાલા કરવા લાગ્યા. બે દિવસ તો રહેવા દો, મેં તમને દશ હજાર ખવડાવ્યા છે, થોડી તો શરમ રાખો, અમારો ને તમારો કેટલો સ્નેહ હતો, તે આમ એક મિનીટમા બદલાઈ જતો જોઇ આશ્ચર્ય થાય છે, પણ આ બધું કોઇ સાભળવા તૈયાર હતુ જ નહિ, સામેથી જવાબ મલ્યો કે, અમે તો પૈસાદારનેજ માન આપીએ છીએ તમારા જેવા હજારો હસતા આવ્યા અને રોતા ગયાના અગણિત બનાવો બની ગયા છે, અહીં કોઇની વગ—સીપા-

રસ હતી નહિ, અને છે પણ નહિ, બસ, જલદી આ સ્થાન બહાર નીકળી જાવ, તમારી મૂર્ખાઇનું ફળ તમે પોતે ભોગવો.

આ વખતે શેઠજીએ રાજકુમાર જેવો પહેરવેશ ઉતાર્યો, ભીખારી જેવો પોષાક ધારણ કર્યો, દેવાંગના જેવી રમણી અને તેની દાસીઓ, અબ્જોપતિ જેવું સુંદર મુકામ, રાચરચિલું, સાહ્યબી અને નોકર-ચાકરનો ત્યાગ કરી ઘર બહાર નીકળવા માંડ્યું, આ વખતનો ભાઇશ્રીના મુખનો દેખાવ બુબજ દયામણો હતો, ગયા દિવસો વારંવાર યાદ આવવા લાગ્યા, મન ઉપર ઘણોજ આઘાત આવવાથી આંખોમાં આંસુની રેલમછેલ ચાલુ થઇ, કોઇ દિલાસો આપનાર નથી, કયાં જવું ? કોને કહેવું ? હવે શું કરવું ? એક પછી એક વિચારની માળાના મણકા શરૂ થયા, શેઠાણીના માણસો દરવાજા સુધી ધકકા મારતા પાછળ આવ્યા અને ઘર બહાર કાઢીને કહ્યું, હરામખોર ખબરદાર હવે કયારે પણ આ ઘરમાં પેસતો નહિ. ભાઇ દયામણા ચહેરે લુતા લમણે ઘરની બહાર નીકળી ગયા અને રઝળી-ભટકીને મરી ગયા અને ભૂમિની માટી સાથે માટી બનીને ભળી ગયા.

બીજા નાનાભાઇ નગરની એક બાજુ ચાલતા હતા. તેને કોઈ ઉત્તમ મનુષ્યોનો ભેટો થયો, નગરમાં જવાનો અને રહેવાનો અનુભવ પૂછયો. ગામમાંથી આવનારા અનુભવી મનુષ્ય જવાબ આપે છે કે, ભાઇ આ તો ધૂતારાઓની

નગરી છે. અહીં તો ધૂર્તોના ટોળામાં ધૂર્ત થઇને વસે તેજ સાજો-તાજો ઘેર જઇ શકે છે. જુઓ, અહીં વેશ્યાઓ ઘણી વસે છે, નાટકગૃહોનો પાર નથી, ખાવાની ચીજો ગણતરી વગરની છે, સ્વાર્થસાધુ અને ધૂર્ત લોકોની સંખ્યા જ નથી, જુઓ અહીં રહેવું હોય તો સદાકાળ સેકેલા ચણા વિગેરે લુખું અનાજ ખાવું, જુનાં મેલાં લુગડાં પહેરવાં અને રાત-દિવસ કમાવા કેડ બાંધીને બજારમાં ફર્યા કરવું. એક જણ દરરોજ દશ પણ કમાય છે, સો પણ કમાય છે, હજાર પણ કમાય છે, જેવી આવડત; પરંતુ ભૂલેચૂકે ઠગ લોકોની વાત સાંભળવી નહિ, વેશ્યાઓના બારણામાં પેસવું નહિ, મોજશોખના સાધનને અડવું નહિ, આવું વર્તન રાખશો તો લાખો રૂપીયા કમાઇને ઘેર પહોંચશો અને આખી જીંદગી લહેર ભોગવશો અને જો વેશ્યાના ઘરમાં પેસશો તો મુડી હશે તેટલી ખાઇને ભીખારી બનીને ભટકીને મરણ પામશો.

નાનાભાઇને અનુભવી માણસની વાત ગમી ગઇ, અને પોતાના દશ હજાર રૂપીયા એક ખાનગી જગ્યામાં છુપાવી દીધા અને મનમાં નિર્ણય કર્યો કે, દરરોજ કમાવામાંથી તદ્દન થોડામાં થોડું ખર્ચ કરવું અને વધારો પોતાના ખાનગી સ્થાનમાં મૂકી આવવો, લુગડાં બદલાવવા નહિ, દાગીના પહેરવા નહિ, વેશ્યા વિગેરેના મુખ સામું જોવું નહિ, કંદોઇની દુકાન પાસે ઉભા પણ ન રહેવું, એમ બે-ત્રણ માસમાં તો પોતાની મીલ્કતને ડબલ ત્રણ ગણી કરી નાંખી તેવામાં તેમને પોતાના છેલછબીલા મોટાભાઇનો ભેટો થયો હતો અને પરસ્પરનો વર્તાવ અને વાર્તાલાપ સમજાણો હતો.

પાંચ–દશ વર્ષના નગરના વસવાટમાં નાનાભાઇ લાખો રૂપીયા કમાયા પણ ખાનપાન, વસ્ત્રાભૂષણ, વેશ્યાસમાગમ કે નાટક–ચેટકના સ્વાદ ગણવા ગયા નહિ અને કુશળતા પૂર્વક ગાડાઓ ભરી પોતાની લક્ષ્મી તૈયાર કરી રવાના થયા, નગરના ઘણા માણસોની સાથે તેમને માયા બંધાણી હોવાથી હજારો મનુષ્યો શેઠને મુકવા આવવા એકઠા થયા ગામ બહાર લાંબે સુધી બધા તેની સાથે ગયા, પાછા વળતા ઘણાને આંખમા આસું આવ્યા, હજારોને રોવું પડયું, પણ શેઠજી હસતા–હસતા સૌને દિલાસો આપતા પોતાના દેશ જવા રવાના થયા, ઘણીવાર લોકો શેઠને જોતાજ ઉભા રહ્યા, છેવટે શેઠની આવડતનાં, સાદાઇના, ભલાઇના, સદાચરણનાં, લોકસેવાના, અને ગુપ્તદાનના વખાણ કરતા ભીની આંખે ઘર તરફ વળ્યા.

**મરે રાંક રોતા ઘણાં, મનુષ્યજન્મ કરી ફોક;**
**નરભવ શ્રેષ્ઠ બનાવીને, હસતા મરતા કોક. ૧**

### ઉપરના કથાનકનો ઉપનય

બે ભાઇઓ તે ગયા જન્મના પુણ્યરૂપ દશદશ હજારની મુડી સાથે લાવેલા જીવ વિશેષ, એક નગર તે મનુષ્યનો ભવ. મોટાભાઇને સલાહ બતાવનાર પરલોકનો કે પુણ્ય–પાપનો વિચાર કર્યા સિવાય કેવળ આલોકનેજ નજરમા રાખી શરીર, લક્ષ્મી, પત્ની અને પરિવાર માટે પાયમાલ થઈ દુર્ગતિમાં જનારા અને અનંતો સંસાર ભટકનારા પોતાનું અને પરનું બન્નેનું બગાડનારા, આ જગતના બધાજ પુદ્ગલાનન્દી આત્માઓ.

શેઠાણી અને તેનો પરિવાર એ આ સંસારનાં બધાંજ સગાં-વ્હાલાં, ભાઈબંધ, દોસ્તદાર, દશ હજારની મુડી તે પરજન્મમાં મેળવેલું પુણ્ય, મુડી ખવાઇ ગઇ એટલે પુણ્ય ખવાઇ ગયું, વસ્ત્રો-આભૂષણો ઉતારીને ધક્કા મારીને કાઢયો તેમ અત્યારે મરનારને સૌકોઈ કહે છે, જલ્દિ કાઢો, ઝટ કાઢો.

**ઉચાં મંદિર માળીયાં, સોડવાળીને સુતો;**
**કાઢો કાઢો એને સહુ કહે. જાણે જન્મ્યો જ નોતો.**
**એક રે દિવસ એવો આવશે.**

ઉપરનો પુણ્ય વગરનો (લક્ષ્મી વગરનો) આત્મા જેમ અહીં રખડીને મરી ગયો, તેમ આખા જગતના સર્વ જીવો મહાપુણ્યે ઉચા આવી મનુષ્ય જન્મ પામે છે, પરંતુ મહાપાપો કરીને ભયંકર અશુભકર્મો બાંધીને મરીને જેમ સમુદ્રમાં પાણીનાં બિન્દુઓ ખોવાઇ જાય છે, તેમ આત્મા સંસારમાં ખોવાઇ જાય છે.

દશ હજારની પુંજીવાળા ભાઇએ બે, અઢિ-ત્રણ માસ રાજકુમાર જેવાં કે દેવ જેવાં અથવા મોટા શેઠ જેવાં સુખો ભોગવ્યાં પણ તે સુખો તેને પોતાને મહાદુઃખનું કારણ થયાં, હવે જો આવા ભોગો અને સુખોનું પરિણામ છેવટ આમ આવવાનું છે, આવો વિચાર કર્યો હોત તો આવા કારિમા ભોગો અને સુખોમાં પોતાની પુણ્યલક્ષ્મી ખલાસ કરતજ નહિ.

જુઓ, બીજા નંબરના અથવા નાનાભાઇને એજ નગરમાં જતાં સલાહકાર સારા મલ્યા, તેમ આ જીવને પણ

મનુષ્યજન્મ મલ્યા પછી આખા સંસારનો સ્વભાવ સમજેલા સુગુરુદેવ મલી જાય તો પૈસા, પુદ્‌ગલ અને પત્નીના ભોગોની ભયંકરતા સમજાવીને કુગતિમા પડતો બચાવી લે છે, જેમ નાનાભાઈને સારા સલાહકારના સુયોગથી વેશ્યાના ઘરમાં પ્રવેશજ ન થયો, મોજશોખની લાઇન નલેવાઇ, પૈસા કમાવાનુજ પસદ પડયું, તેમ અહી પણ **જંબૂસ્વામી અને ધન્નાજી. શાલીભદ્રજી** વિગેરે આત્માઓએ ધર્મધન કમાઇ લીધુ અને જતી વખતે નહિં જવા દઇએ એમ કહેનારા મલ્યા, પણ નીકળો–નીકળો કહેવાનો પ્રસંગજ ન આવ્યો.

ઉપર પ્રમાણે સંસારની ભયંકરતા સમજાય તેવા આત્માઓને દેવ–મનુષ્યનાં સુખો દુઃખ જેવાં લાગે તેમાં જરાપણુ આશ્ચર્ય છે જ નહિ, ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે,

**સુરનર સુખ પણ દુઃખ કરી લેખવે,**
**વાંછે શીવસુખ એક, ચતુરનર !**

વલી સમકિત પામેલા અથવા પામવાની તૈયારીવાલા જીવને આ સંસારમાં કશું સુખ દેખાય જ નહિ, પણ જ્યાં દૃષ્ટિ ફેંકે ત્યાં **નરકગતિ** જેવું અથવા **કેદખાના** જેવું જ દેખાય છે.

**પ્ર૦** શું આ સંસારમાં એકલું દુઃખજ ભરેલુ છે ? સુખ છેજ નહિ ?

ઉ૦ જ્ઞાની પુરૂષોને તો કોઇ જગ્યાએ સુખ દેખાણું નથી, આ વાત તદ્દન શંકા વગરની છે, પરંતુ આપણે લોકો પણ ચારે બાજુ દૃષ્ટિ ફેરવીને વિચાર કરીએ તો જ્ઞાનીઓના વચનો અક્ષરે અક્ષર સાચાં છે, એમ બરાબર સમજાયા વગર રહે નહિ, જુઓ.

સંસારનું સુખ એનો અર્થ વિષયોનું સુખ—હવે આ પાંચે ઇન્દ્રિયો તથા મનને ગમતી બધી ચીજો મળી જાય તો ક્ષણવાર માટે માની લઇએ કે, તેને સુખ થયું, પરંતુ તે તે વસ્તુ તદ્દન નજ મળે કે થોડી મલે તો બીચારા જીવડાઓ મનમાં બળેલાજ રહ્યા કરે છે. સુખનાં સાધનો શબ્દ, રુપ ગન્ધ, રસ અને સ્પર્શ છે. કાનને પસંદ પડે તેવા શબ્દો સાંભળવા મલે તો આનંદ, આખોને ગમે તેવું રુપ જોવા મલે તો હર્ષ, નાકને ગમે તેવી સુગન્ધ સાંપડે તો સારૂં લાગે જીભને ગમે તેવું આરોગવા મલે અને સાથીસાથ પાચન થઇ જાય તોજ આનંદ, સ્પર્શેન્દ્રિયને મન ગમતા ફરસ ફરસવાના સાંપડે તો ઠીક લાગે.

ઉપરની બધીમાંથી એકાદ ચીજ ઓછી હોય કે સર્વથા ન હોય તો જીવ પોતાની જીંદગીને બરબાદ ગણીને હમેશાં ઉદાસ જ રહ્યા કરે છે, અને મનમાં બળ્યા કરે છે. હવે કોઇને કદાપિ ઉપરના બધા જ સાધનો મળી જાય તો શરીરમાં રોગો દાખલ થઇ જાય, એટલે સાંભળવા, જોવા, સુંઘવા, ખાવા કે ભોગવવાનું બંધ થાય છે. પૈસા મળ્યા

પણ પત્ની મળે નહિ તો પણ ચિત્ત બળ્યા કરે છે. કાળી કદરૂપી, કાણી, કુલટા, કુભાષિણી મળે તો પણ હમેશાં બળતરા ચાલુ રહે છે, પૈસા અને પત્ની બન્ને મળે પણ છોકરો ન થાય તોય દુ:ખ ઉભુ જ છે, છોકરો થયો-પરણ્યો ને મરી ગયો અથવા તુરત જ જુદો થયો એટલે વળી દુઃખ થાય છે, પૈસા હતા તે ચાલ્યા ગયા, બૈરી અધવચ ગાળે મરી ગઇ. પરિવાર અને પત્ની હોવા છતા ખાવાના વાંધા હોય, મંદવાડ હોય, પત્ની અનાચારિણી હોય, પતિ પરદારસેવી હોય, ઘરમા કકાસ હોય, આ દરેક બાબતોમાંથી કોઇક તો હોય અને હોય જ એટલે સંસારમાં સુખ છે, એમ તો ન જ રહ્યુ.

કોઇક બાઇને ભાઇ બન્નેનું જોડું એકદમ સારૂં સાંપડ્યું હતું, ઘરમાં ધનપણ ઘણુ હતું, સંપ પણ ખુબજ હતો તેથી વિલાસો ભોગવવામાં કશી ઓછાશ ન હતી. વિકારે મર્યાદા મૂકી એટલે કાં તો બાઇ બીચારી સુવાવડમા જ જીંદગી પૂર્ણ કરી પરલોક સિધાવે છે. અથવા ઇશ્રી પોતે ક્ષયની બીમારીમા પૈસા અને આયુષ બન્નેને સમાપ્ત કરીને પત્નીને ઉભયભ્રષ્ટ મુકીને પરલોક પધારી જાય છે.

આમ મનુષ્યજન્મની બરબાદી કરીને જીવડો પશુ–ગતિમાં કે નરકગતિમા ચાલ્યો જાય છે, એટલે જ્ઞાનીઓની વાતને સમજવા માટે આપણા અનુભવરૂપ ઓરડામાં પ્રવેશ કરીએ તો જ્ઞાનીઓના કહેવા મુજબ સંસાર નરક

જેવો અથવા કારાગૃહ જેવો ચોક્કસ સમજાઇ જાય તેમ છે. સંસારમાં બાલ્યકાળ, જુવાની અને બુઢાપો ત્રણે વય અનુભવનારાઓ પોતાનાં અનુભવ જાહેરને સંભળાવે તો સંસાર કારાગાર જેવો ચોક્કસ સમજાઇ જાય તેમ છે.

જેમને ભાઇઓના, પત્નીઓના અને પુત્રોના અનુભવો થઇ ગયા છે, તેઓ પોતાના અનુભવો જગતની સામે ધરે તો પણ જ્ઞાનીઓની વાત એકદમ ગળે ઉતરી જાય તેવી છે. ઘણા મનુષ્યો (સ્ત્રી-પુરુષો) પરણતાં રાજી થાય છે, પરંતુ પાછળથી ઘણા સંતાનો થવાથી અને પોતાની નિર્વાહ કરવાની શકિતનો અભાવ હોવાથી આલોક કે પરલોક કશું સાધી શકતા નથી અને બીચારા ઉભયભ્રષ્ટ થઇને દુર્ગતિમાં ચાલ્યા જાય છે. એટલે ત્રણેકાળને સાક્ષાત દેખનારા જ્ઞાનીઓએ સંસારને કેદખાના જેવો કહ્યો છે, તે તદ્દન વ્યાજબી છે.

પ્ર૦ આટલાં બધાં સુંદર સાધનોથી ભરપૂર સંસારના સુખો છોડવાં કોને ગમે ?

ઉ૦ જે આત્મા પરમાર્થદર્શી હોય, જેઓ વિચારક હોય, તેમને સંસારનાં કારિમાં સુખોમાં સ્વાદ પડે જ નહિ. જેમ બકરીને લીલાજવ મુકયા છે, તે ખાય છે. સામેથી સિંહની ગર્જના સંભળાણી, બકરી બીચારી જવને પડયા મૂકી નાશી છુટવા પ્રયત્ન કરે છે, જેમ મનુષ્યને પાંચ જાતનાં પક્વાનથી ભરેલો થાળ પીરસ્યો છે, ત્યાં

ફુંફાડા મારતો કાળો નાગ આવ્યો, એટલે ભરેલો થાળ મૂકીને મનુષ્ય ભાગવા માંડે છે. જેમ એક રાજાની પુત્રીને પરણવા એક વાણીયાનો પુત્ર ચોરીમાં આવ્યો છે, હસ્ત-મેળાપની તૈયારી છે, ત્યા એકદમ ભયંકર રાક્ષસ આવ્યાની ઘુમરાણ સંભળાણી, એટલે વરરાજા અને જાનૈયા પલાયન થઇ જાય છે, તેમ આ સસારમા ગર્ભવાસનાં, રોગનાં વિયોગના અને મરણના દુ ખો સાક્ષાત્ નજરોનજર દેખાતા હોય, આ દુ ખો વાઘ, સિંહ, અને રાક્ષસ કરતા પણ ચઢી જાય તેવા સમજી શકાય છે, તેવા અનંતદુ ખથી ઠાંસીઠાસીને ભરેલા સંસારથી સમજેલા તત્વજ્ઞ આત્માઓને નાશી છુટ વાનો વિચાર કેમ ન થાય? અર્થાત્ જરૂર થવો જોઇએ.

તથા વળી સમકિત પામેલા કે પામવાની નજીક બનેલા આત્માને જગતના પ્રાણીમાત્ર ઉપર દયા પ્રકટ થાય છે. કોઈપણ દુઃખી જીવોને જોવાની સાથે હૃદયને આઘાત લાગે છે. પોતાથી શકય હોય તો તેના દુઃખને નાશ કરવાનો ઉપાય શોધે છે. બીજાના દુ ખો નજરે દેખાતા હોય ત્યા સુધી પોતાને આનંદ થતો નથી **જ્ઞાની પુરૂષો ફરમાવે છે કે,**

दीनं हिनं जनं दृष्ट्वा, कृपा यस्य न जायते ।
सर्वज्ञभाषितो धर्म्म तस्य हृदि न विद्यते ॥१॥

**અર્થ** કોઈપણ દુ ખી માણસને નજરે દેખીને કે કાને સાભળીને જેને ચિત્તમા કૃપા પ્રકટ થતી નથી, તેવા માણસના ચિત્તમા શ્રી સર્વજ્ઞપ્રભુજીનો ભાખેલો ધર્મ

પરિણામ પામ્યો છે, તેમ કેમ કહેવાય ?

અને શ્રી સર્વજ્ઞશાસન પામેલો આત્મા ધર્મહીન આત્માને ધર્મમાં જોડવાના બનતા ઉપાયો યોજે છે. ધર્મ-હીન પુત્ર-પુત્રી-પત્ની, કુટુંબીઓને ધર્મ પમાડે છે, તેજ પ્રમાણે પોતાના મિત્રો અને આજુબાજુના લાગતા-વળગતા આત્માઓને ધર્મમા જોડવા છતાં તેઓ ધર્મ ન પામતા હોય, તો પોતાના ચિત્તને ખેદ આવે છે. અમારા પરિચયમા આવવા છતા બીચારો ધર્મવિમુખ રહીને દુર્ગતિમા જશે, અરે ! આ બીચારો મારો મિત્ર હોવા છતાં મારો પુત્ર હોવા છતા આનું પતન થઇ રહ્યું છે, આમ વિચાર કરતો બનતા ઉદ્યમો કરી તેને ધર્મનો રાગી બનાવે છે, ન બને તો તેની અભ્યંતર દયા ચિંતવે છે.

તથા સમકિત પામેલ આત્મામાં શ્રી વીતરાગશાસન ઉપર અસાધારણ રાગ પ્રકટે છે. શ્રી વીતરાગ સમાન જગતમાં દેવ નથી, શ્રી વીતરાગના નિસ્પૃહી સાધુઓ સમાન કોઇ ગુરૂ નથી, અને દયામય શ્રી વીતરાગના ધર્મ સમાન કોઇ ધર્મ નથી, અને પરસ્પર વિરોધ વગરનાં શ્રી વીતરાગનાં વચનો સમાન કોઇ આગમ નથી, આવું મજબુત શ્રદ્ધાન પ્રકટ થાય છે,

આ પ્રમાણે સમકિત પામેલા આત્મામાં છ જયણા છ આગાર. છ ભાવના અને છ સ્થાનવિચારણા પ્રગટ થાય છે, અને યથાયોગ સેવીને સમ્યક્ત્વ નિર્મલ બનાવે છે. આ ૬૭ બોલને સમજેલો આત્મા પોતામાં સમ્યક્ત્વ આવ્યું છે

કે કેમ ? તેનો વિચાર કરે છે અને ઘણા અનુભવીને વખતે સાચો અનુભવ પણ થઇ જાય છે.

પ્ર૦ ઘણો અનુભવી આત્મા પોતાને સમકિત થયું છે, એમ ચોક્કસ જાણી શકે ખરો ?

ઉ૦ વિશિષ્ટ જ્ઞાની સિવાય ચોક્કસ તો કોઈ જાણી શકે નહિ જ, પરંતુ ઉપરના ૬૭ બોલને મેળવવાથી પોતાને સામાન્ય સમજાય કે, આવા ગુણો સમકિતી જીવમા હોય છે અથવા સમકિતને લાવે છે.

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે શ્રી વીતરાગના મુનિરાજમા સમ્યકત્વ ગુણ ચોક્કસ પ્રકટ થયો હોય છે, અને સમ્યકત્વ ગુણવાલા જીવમા ઓછામા ઓછું અષ્ટ પ્રવચનમાતાની સમજણ પૂરતું જ્ઞાન હોય તે પણ સમ્યગ જ્ઞાનજ કહેવાય છે. કારણ કે સમકિતપૂર્વક થયેલું જ્ઞાન આત્માના ભલાના જ વિચારો લાવે છે.

હવે જેમ સારી આંખોવાળા માણસને રસ્તે ચાલતાં ગમે તેટલા કાટા, કાકરા, ખાડા-ટેકરા, વિષ્ટા કે કાદવ વિઘ્ન કરનારા આવે તો પણ બુધ્ધિમાન સારી આંખોવાળો મનુષ્ય ઉપરના તમામ વિઘ્નોને એક બાજુ ઉપર રાખીને પોતે સહિસલામત ઇચ્છિત સ્થાનમા પહોચી જાય છે, તેજ પ્રમાણે જે આત્મામા સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન બે આત્મચક્ષુઓ પ્રકટ થયા હોય તો તે આત્માને આ સંસારના ખાડા-ટેકરા અને કાટા-કાંકરા કે કાદવ-વિષ્ટા જેવા ગમે તેટલાં વિઘ્નો કે બધનો આવી જાય તો પણ તેને

કશું વિઘ્ન કરી શકતા નથી.

પ્ર૦ જેને સમ્યગ્દર્શન પ્રકટે તેને સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય એ તો બરાબર છે, પરંતુ તેને ચારિત્ર પણ ચોક્કસ પ્રકટ થાયજ એમ ખરૂં કે ?

ઉ૦ ના. એમ ચોક્કસ નથી. કોઇને સમકિત સાથે ત્રણે થાય અને કોઇને બીજા-ત્રીજા કષાયમોહનીયનું ખુબ પ્રાબલ્ય હોય તો ચારિત્ર ઉદયમાં ન પણ આવે, પરંતુ આપણો ચાલુ વિષય **નમો લોએ સવ્વસાહૂણં** નો છે અને તેને લગતી રત્નત્રયીની વાત ચાલે છે, માટે બેની સાથે ત્રીજાની વાત લખાણી છે.

હવે ભગવાન વીતરાગની રત્નત્રયી પામેલા આત્મા ઓમાં નીચે મુજબ ગુણોનો સદ્‌ભાવ અને દોષોનો અભાવ થવો શરૂ થાય છે.

**મિથ્યાત્વ, અવિરતિ,** અને **અજ્ઞાનતા** આ ત્રણ મહા ભયંકર દોષો સર્વથા ક્ષય થાય છે, અથવા નબળા પડી જાય છે.

બાહ્ય અને અભ્યંતર બન્ને પ્રકારનો પરિગ્રહ બંધ થાય છે, એટલે આત્મા મિથ્યાત્વાદિ ૧૪ અભ્યંતર અને ધનધાન્યાદિ ૯ બાહ્ય પરિગ્રહથી મુક્ત બને છે.

તથા મનદંડ-મનના કુવ્યાપારો, વચનદંડ-સાવદ્યવચન ભાષણ, તથા કાયદંડ-અવિવેકથી શરીરનો વ્યાપાર, આ ત્રણે દંડો શ્રી વીતરાગના મુનિરાજમાંથી ચાલ્યા ગયા હોય છે.

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો ઘણા નબળા પડેલા હોય છે. આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ આ ચારે સંજ્ઞાઓ લગભગ મરેલા જેવી થઇ ગઇ હોય છે. સ્ત્રીકથા, ભોજનકથા, રાજકથા, અને દેશકથા આ ચારે વિકથાઓ આત્માના કટ્ટર દુશ્મન છે, તે શ્રી વીતરાગના મુનિરાજોથી દેશવટો પામેલી હોય છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતા નિર્મમત્વભાવ આ પાંચ મહાવ્રતો અતિનિર્મલ અને ઘણાં સતેજ હોય છે. સાથોસાથ રાત્રીભોજનનો પણ ત્યાગ હોય છે. તથા પાંચ અવ્રતો-હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, અને પરિગ્રહનો સર્વથા ત્યાગ હોય છે. તથા પાંચ પ્રમાદઃ-મદ્ય, વિષય, કષાયો, નિદ્રા અને વિકથા આ પાંચેથી મુનિરાજો અળગા હોય છે, પાંચ ઇંદ્રિયના ૨૩ વિષયોમાં શ્રી વીતરાગના મુનિરાજો અલુબ્ધ હોય છે, તથા જ્ઞાનાચાર આદિ પાંચ આચારોને હમેશાં જાગૃતદશાએ આરાધનારા હોય છે. અને પાંચ પ્રકારના વ્યવહારોના જ્ઞાતા હોય છે.

વલી છકાયઃ-પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય આ છએ કાયના રક્ષક હોય છે, તથા બાહ્ય-અભ્યંતર છ છ પ્રકારના તપમાં તલ્લીન હોય છે, તથા આલોકભય, પરલોકભય, અકસ્માત્‌ભય, આજીવિકાભય, અપયશભય, આદાનભય અને મરણભય આ સાતે ભયોથી શ્રીવીતરાગના મુનિવરો મુકત થયેલા હોય છે.

તથા વલી શ્રી વીતરાગના મુનિરાજો પાંચ સમિતિ અને

ત્રણ ગુપ્તિરુપ આઠ પ્રવચનમાતામાં સર્વકાલ જાગતા હોય છે, આ આઠ પ્રવચનમાતા આત્મામાં જાગતી હોય તો જ મુનિપણું ટકી રહે છે. આ પ્રવચનમાતાને સમજે નહિ, આદરે નહિ તે વીતરાગના સાધુ ગણાય નહિ.

વળી શ્રી વીતરાગના મુનિરાજોમાં જાતિનો, કુલનો, બલનો, રૂપનો, તપનો, જ્ઞાનનો, ઐશ્વર્યનો અને લાભનો-પ્રાપ્તિનો આ આઠે પ્રકારના મદ-અભિમાન હોતાજ નથી. આ આઠ પૈકીનો એક પણ મદ ઉંચે ચડેલા આત્માને પણ નીચો પાડે છે, તથા શ્રી વીતરાગના મુનિરાજો પ્રતિક્ષણ આઠે કર્મના બંધનોથી ડરતા રહી જાગતા રહે છે.

તથા શ્રી વીતરાગના મુનિરાજો નવ પ્રકારની બ્રહ્મચર્યની વાડોને બરાબર સાચવનારા હોય છે. જેમકે સ્ત્રીઓ રહે તે મુકામમાં રહેતા નથી, સ્ત્રીઓની કામવિકારપોષક કથા કરતા નથી, સ્ત્રીઓ બેસે તેના જોડે આસન ઉપર બેસતા નથી, સ્ત્રીઓનાં અંગ-ઉપાંગ નીરખીને જોતા નથી, સ્ત્રી-પુરૂષના રહેવાના મુકામની લગોલગ ભીંતવાળા મુકામમાં પણ વસવાટ કરતા નથી, પહેલી અવસ્થામાં અનુભવેલા ભોગો યાદ કરતા નથી, અતિસ્નિગ્ધ અને પુષ્ટ આહાર વાપરતા નથી, લુખો પણ પ્રમાણથી વધારે આહાર વાપરતા નથી, પોતાના શરીરની કે વસ્ત્રોની ટાપટીપ કરીને શોભાવતા નથી, તથા શ્રી વીતરાગના મુનિરાજો નવ *નિયાણાના પણ ત્યાગી હોય છે.*

તથા દશ પ્રકારનો સાધુધર્મ બરાબર પાલનારા હોય છે.

ક્ષમા, મૃદુતા, ઋજુતા, સરલતા, મુકિત, વસ્તુમાત્ર ઉપર મૂર્છાનો અભાવ તથા બાર પ્રકારનાતપ, ૧૭ પ્રકારનો સંજમ સત્ય, શૌચ, આત્મપવિત્રતા, અપરિગ્રહ દશા, અને બ્રહ્મચર્ય આ ૧૦ પ્રકારના ધર્મમા પ્રતિક્ષણ જાગતા રહે છે. તથા ૧૧ અંગ અને બાર ઉપાંગ વિગેરે આગમોના અખંડ અભ્યાસી હોય છે, અનિત્યાદિ બાર ભાવનાઓ દરરોજ ભાવનારા હોય છે.

**પ્ર૦** જે વૃદ્ધાવસ્થામાં-ઘડપણમાં દીક્ષા ગ્રહણ કરે તેવાઓ અંગ-ઉપાગ વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કેમ કરી શકે ?

**ઉત્તર૦** જેઓ વૃદ્ધાવસ્થામાં સાધુ થાય તે પણ ગીતાર્થ ગુરૂઓ-શાસ્ત્રોના પારગામી ગુરૂઓની નીશ્રામાં દીક્ષા લે છે એટલે ગીતાર્થ પુરુષો પાસે બારે માસ સૂત્રની વાચના ચાલતી હોવાથી ઓછા ભણેલા અથવા નહિ ભણેલા પણ હમેશ સાભળવા બેમવાથી લાંબા કાળે બહુશ્રુત બને છે.

**પ્ર૦** ગીતાર્થ આચાર્ય કહેવાય કોને ?

ઉત્તર : गीअ भणइ सुत्तं, अत्थो तस्सेव होइवक्खाणं ।
उभएणय संजुत्तो, सो गीअत्थो मुणेअव्वो ॥१॥

**અર્થ:** ગીઅં એટલે સૂત્રં તેનું જે વ્યાખ્યાન, તેનુ નામ અર્થ, સૂત્ર અને અર્થ બન્નેના પુરા જાણકાર તે ગીતાર્થ આચાર્ય કહી શકાય છે.

પ્ર૦ આવા ગીતાર્થ ન હોય તેમને આચાર્ય પદવી લેવી–આપવી વ્યાજબી કે નહિ?

ઉ૦ વર્તમાનકાળના સૂત્ર અને અર્થને જાણે, પર-દર્શનના શાસ્ત્રોને જાણે, લોકવ્યવહાર બરાબર જાણે, એવા આત્માઓ **ગીતાર્થ** કહેવાય છે, એવા મહાપુરૂષોને જ આચાર્યપદવી અપાતી હતી અને લેનાર મહાપુરૂષો લેતા હતા, આ બાબત આ પુસ્તકના આચાર્યપદના વર્ણનમા ઘણીખરી આવી ગઈ છે, અને વાચકને સમજાઈ ગઈ હોવાથી અહીં લખતા નથી.

પ્ર૦ દરેક કાળમા ગીતાર્થની નીશ્રાએજ વિહાર કરવા અને સ્થાનમા રહેવું આવો વિધિ છે?

ઉ૦ બરાબર. જુઓ :–

**ગીતાર્થ વિણુ જે ઉગ્રવિહારી,**
**તપીયા પણુ મુનિ બહુલ સંસારી;**
**અલ્પાગમ તપ ક્લેશ તે જાણો,**
**ધર્મદાસગણી વચન પ્રમાણો. ૧**

**અર્થ**· ગીતાર્થ વિના એકલા કે એવા પાંચ–દસ ભેગા થયા હોય તે બધા કદાપિ છઠને પારણે છઠ વિગેરે આકરી તપસ્યા કરતા હોય, અને ઉગ્રવિહાર કરતા હોય, તો પણ તેઓને જ્ઞાનીઓ બહુલ સંસારી–અનંતોસંસાર રખડનારા જણાવ્યા છે.

જુઓ, ઉપદેશમાલાની ગાથા ૩૯૮

जं जयई अगीअत्थो, जंच अगीअत्थनिस्सिओ जयई।
वट्टावेई गच्छं, अणंतससारिओ होई ॥ १ ॥

**અર્થ**· અગીતાર્થ એટલે સિદ્ધાન્તના રહસ્યના અજાણ આચાર્ય તપક્રિયાદિકનો ઉદ્યમ કરે તથા અગીતાર્થ ગુરૂઓની નિશ્રામાં રહીને જે તપ અને ક્રિયાદિકમા ઘણો ઉદ્યમ કરે, તથા પોતે અગીતાર્થ હોવા છતાં, ગચ્છના આગેવાન બની ગચ્છને ચલાવે એટલે લોકોને ધર્મક્રિયામાં પ્રેરણા કરે, તે બધાજ અનંતસંસારી થાય છે.

પ્ર૦ ત્યાજ ૩૯૯મી ગાથામાં શિષ્ય પ્રશ્ન કરે છે કે, સારૂં ચારિત્ર પોતે પાળે અને બીજાને પણ સારૂં ચારિત્ર પલાવવાની કોશીશ કરે તેવા સંયમના પાલનાર-પલાવનાર અગીતાર્થને અનંતસંસારી કહેવાનું કારણ શું ?

ઉ૦ ત્યાં જ ૪૦૦ અને ૪૦૧મી ગાથામાં ગુરૂ મહારાજ ખુલાસો કરે છે કે, **અગીતાર્થસાધુ** દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવને સમજતો નથી, પુરૂષની યોગ્યતા-અયોગ્યતા સમજતો નથી. ઉત્સર્ગ (કારણે પણ દોષ ન સેવવા) અને અપવાદ (કારણે સંકટ આવે દોષ સેવવા પડે) બીલકુલ સમજતો નથી.

તથા અગીતાર્થ ગુરૂ-કે સાધુ યથાયોગ્ય દ્રવ્યનું સ્વરૂપ સમજતો નથી, તથા સચિત્ત-અચિત્ત અને મિશ્રનું સ્વરૂપ જાણતો નથી-કલ્પ્ય-અકલ્પ્ય-યોગ્ય અને અયોગ્યને સમજતો નથી, તથા બાલ, ગ્લાન અને વૃદ્ધાદિને કેવી રીતે સંજમ પલાવવું તે જાણતો નથી, વલી વસતિમાં રહેતાં કેમ વર્તવું, વિહારમાં કેવી-રીતે વર્તવું, અટવીના માર્ગમાં

કેમ ચાલવું, તે અગીતાર્થ સમજી શકતો નથી, તથા સુભિક્ષ-દુર્ભિક્ષકાલનું સ્વરૂપ જાણતો નથી, એટલે દુષ્કાલમાં કેમ વર્તન રાખવું, તે અજ્ઞાની ગુરૂ કશું સમજતો નથી.

તથા સાજા અને માંદાની માવજત સમજતો નથી. આ સાજો છે, આને શું આપવું, આ માંદો છે તેને શું આપવું, આવું અગીતાર્થ જાણતો નથી, તથા ગાઢ કાર્ય અને અગાઢ કાર્ય એટલે કર્યા વિના ચાલે નહિ તે ગાઢ; અને ન કરીએ તો પણ ચાલી શકે તે અગાઢ, આવી બાબત અગીતાર્થ ગુરૂ સમજતો નથી, વલી અગીતાર્થ આચાર્યમાં પ્રતિભા પણ હોતી નથી, એટલે શિષ્યો સ્વેચ્છાચારી થઇ જવાથી આચાર્યનાં વચનો માનતા નથી, આચાર્યથી બીહતા નથી, અને ગુરૂની શરમ પણ રાખતા નથી, સામું બોલે છે, અપમાન પણ કરી નાખે છે, માટે આવા ગુરૂ અને શિષ્યો બધાજ ડુબે છે, અર્થાત્ કુગતિગામી બને છે.

વલી ચાર પ્રકારની પ્રતિસેવના છે, એક પાપ સમજીને કરવું; એક પાપ પ્રમાદથી થઇ જાય; એક પાપ ક્રોધમાનાદિક અજ્ઞાનતાથી કરવું, તથા એક પાપ કારણને લઇને કરવું પડે છે માટે કરવું, આ ચાર પ્રકારની પ્રતિસેવના અગીતાર્થ ગુરૂ જાણતા નથી તથા આલોચના લેવા આવનારને ઓળખવો, તેના બોલવા ઉપરથી તેનું પાપ-સ્થાનક સમજવું, તેના બોલવા અને શરીરના કઠોરપણા-મૃદુપણાથી તેની આલોચના-ભાવના સમજવી, તે પણ અજ્ઞાની ગુરૂ જાણતા નથી. તેથી ન્યુનાધિક આલોચના આપી

હેવાથી અનર્થ થઇ જાય છે. કહ્યું છે કે,

> सुरी य ईमं भणियं, अपच्छित्ते य देई पच्छित्तं ।
> पच्छित्ते अइमत्तं, आसायण तस्स महईओ ॥१॥

અર્થઃ સિધ્ધાન્તમાં એમ ફરમાવ્યું છે કે, અગીતાર્થ ગુરૂ બીજાને પાપ ન લાગ્યું હોય તો પણ પ્રાયશ્ચિત આપી દે છે, અને પાપ લાગ્યું હોય તેમાં પણ અતિ-પ્રમાણ પ્રાયશ્ચિત એટલે તપ વિગેરે આપી દે છે, તેથી તેને જિનાજ્ઞાભંગનો દોષ લાગવાથી મોટી વિરાધના થાય છે.

અહીં એક જ્ઞાની અને અજ્ઞાની બે ગુરૂ-શિષ્યની કથા લખાય છે. કોઇએક ગામથી એક ગુરૂ-શિષ્ય (ગૃહસ્થ ગુરૂ ચેલા) અટવીમાં જતા હતા, ત્યાં એક ઉંટના ગળામાં એક કોઠા જેવડું કોઇક ફળ ભીડાઇ ગયું હોવાથી ઉંટ મરવાની સ્થિતિમાં મુકાયો હતો, તેથી સારા જાણકાર વૈદરાજે પાસે જઇ એક મુઠી લગાવી દીધી (અર્થાત્ ઢુંસો કે મુકકો લગાવ્યો) તેથી પેલું ફળ ઉંટના પેટમાં જતું રહ્યું. આ વાત સાથેના શિષ્યે જોઇ, એણે એમ નિર્ણય કર્યો કે, ઢુંસો લગાવવો આ પણ એક ખરેખરૂં ઓસડ છે.

કોઇ વખત આ મૂર્ખ શિષ્ય મોટી ઉંમરનો થઇ મુસાફરી કરતો એક ગામમાં ગયો, એક ગૃહસ્થના ઘેર ઉતર્યો, આ ગૃહસ્થ મોટા ધનવાન હતા, તેમનાં માજીને ગળામાં મોટી ગાંઠ થઇ હતી, તેથી આ ગૃહસ્થ ઘણાજ

ઉદ્દામ હતા. આવેલ બાવાજીએ ઘરનાં માણસો પાસેથી ડોશીમાની બીમારી જાણી લીધી, અને ફરમાવ્યું કે, આમાં શું છે? ગુરૂદેવની કૃપાથી આ દર્દ હું તદ્દન થોડા ટાઇમમાં અને વગર ખર્ચે મટાડી શકું છું, બાવાજીના વચનો સાંભળી શેઠજીનો પરિવાર ખુશી થયો, અને બાવાજીને ડોસીમા પાસે લઇ ગયા, બાવાજીએ બધાને જરા દુર ઉભા રહેવા જણાવી, ડોશીમાના ગળા ઉપર બળપૂર્વક મુક્કો લગાવ્યો કે, ડોસીમા તો ત્યા ને ત્યા જ તેજ વખતે **રામ બોલો ભાઈ રામ,** રામ શરણ થઇ ગયા. બસ અજ્ઞાની ગુરૂ અવસરના અને વસ્તુના સ્વરૂપના અજાણ હોવાથી પોતાને તથા પોતાના આશ્રિતોને પતનના માર્ગે લઇ જાય છે.

જેમ આધળો માણુસ આંધળા માણસોને દોરવાથી બધાજ ખાડા કે કૂવામાં પડી નાશ પામે છે. જેમ કોઇ પરદેશી મનુષ્ય અટવીના માર્ગનો અજાણ બીજા કોઇ માર્ગના અજાણ મુસાફરોને માર્ગ બતાવવાની મૂર્ખાઇ કરીને આગલ ચાલે છે, તેથી માર્ગ દેખાડનાર અને મુસાફરો બને અટવીમાં રખડી પડે છે. જેમ નાડીનો અજાણ, રોગનો અજાણ અને દવાનો અજાણ મૂર્ખ માણુસ ઘાણી દવાની વસ્તુઓ લઇ વૈદ્યરાજનું બીરૂદ ધરાવીને મૂર્ખ રોગીઓની દવા કરે છે, તે પણ રોગીને મરણાધિન કે વિશેષ રોગી બનાવીને પોતે પણ કોઇના હાથનો માર ખાઇ નાશ પામે છે, તથા જેમ શસ્ત્રવિદ્યાનો અકુશલ મનુષ્ય સેનાધિપતિ બનીને સૈન્યની આગલ ચાલીને, શત્રુના સૈન્યનો સામનો

કરવા જતા, પોતે પકડાઇ જાય છે, અને બેનાની બગાડી થાય છે, તેમ અજ્ઞાની ગુરૂ, શિષ્યોને કે ભક્તોને ઉપદેશ આપે તે પણ ધર્મને માટે થતો નથી, એટલે સંવર-નિર્જરાનું કારણ થતો નથી પણ પાપનું કારણ બને છે. જુઓ,

अन्नाणी वक्खाणं करेइ जा तस्स होइ पावफलं ॥

**અર્થ :** અજ્ઞાની વખાણ વાચે તેનુ ફલ પાપજ છે, ધર્મ નથી

તેથી અગીતાર્થ પોતે ચારિત્રની આરાધના કરી શકતો નથી, આશ્રિતોને કરાવી શકતો નથી, માટે જ તેને ગચ્છનો-સમુદાયનો આગેવાન થવાનો હક્ક છે જ નહિ, અને તેવાની નિશ્રામા રહેવુ તે તેલ વિનાનું દીવાનુ ભાજન હાથમા લઇને ઘોર અંધકારવાળા ભોંયરામા ચાલવા જેવું છે, અથવા ગાંડા માણસને માર્ગદર્શક બનાવીને હજારો સિંહાદિ પશુઓથી ભરેલી અટવીમા ઉજ્જડ ચાલવા સમાન છે.

પ્ર૦ નાટક-સીનેમા જોવામા ટાઇમ બગાડવા કરતા શાસ્ત્ર ઓછા જાણતા હોય, તેવાઓના વ્યાખ્યાન સાભળવાથી નુકશાન શું ?

ઉ૦ જુઓ, શાસ્ત્રોના સંપૂર્ણ જાણકાર ગુરૂઓ સભાને ઓળખે છે, દેશકાળ સમજે છે, મહાવૈરાગી છે તથા પ્રતિભાસંપન્ન છે, એટલે શાસ્ત્રને સંમત અને સભાને ગમે તેવા વૈરાગ્યમય વચનો વર્ષાવીને શ્રોતાઓના મિથ્યાત્વ,

અજ્ઞાનતા અને અવિરતિ તાપને બુઝાવી નાખે છે, તેવી રીતે અગીતાર્થ વ્યાખ્યાનકાર શાસ્ત્રને જાણતો નથી, સભાને રંજન કરવા સારૂં લૌકિક કથા-દૃષ્ટાન્તો કહીને સભાનું મન ખુશ કરે છે, પરંતુ ઉપદેશ આપનાર કે સાંભળનારને રત્નત્રયીની પ્રાપ્તિરૂપ કશું ફળ થતું નથી.

જુઓ, મહાપુરૂષ **મુનિસુંદરસૂરિ મહારાજનાં** વાકયો.

किं मोदसे पंडितनाममात्रात् शास्त्रेष्वधीति जनरंजकेषु ।
तत् किंचनाधीष्व कुरुष्व चाशु न ते भवेद् येन भवाब्धिपात.॥

**અર્થ**: ગુરૂ મહારાજ શિષ્યને ફરમાવે છે કે, હે મુનિરાજ ! દુનિયાના માણસોને રાજી કરનારાં પુસ્તકો ભણીને કેમ ખુશી થાય છે, આથી તારૂં જરા પણ કલ્યાણ છેજ નહિ, એવું કાંઇક ભણ અને એવું કાંઇક સમજ અને એવું અનુષ્ઠાન-કાર્ય આચર કે જેથી તારૂં સંસાર સમુદ્રમાં પતન થાય નહિ.

એટલે શ્રી જૈન આગમોના ઉંડા રહસ્યને સમજેલા અને શાસ્ત્રોના અભ્યાસથી સ્વયં પરમ વૈરાગને પામેલા ગીતાર્થ ગુરૂ મહારાજાઓ સભાસદોને પણ શ્રી જૈન-શાસ્ત્રોદ્વારા સંસારનું સ્વરુપ સમજાવે તો વકતા-શ્રોતા બન્નેનું ચોક્કસ કલ્યાણ થાય છે, અન્યથા નાટકીયાઓમાં અને કથાકારોમાં લાંબો તફાવત નથી.

**પ્ર૦** તો પછી ઉપદેશ આપવો તે નુકશાનનુંજ કારણ થયું એમકે ?

ઉ૦ ચોક્કસ, જૈન આગમના રહસ્યના અજાણ સાધુએ ઉપદેશ દેવાથી જરા પણ લાભ નથી, પરંતુ ચોક્કસ નુકસાન છે, તે ઉપર લખાઇ ગયું છે.

પ્ર૦ તો પછી જેને દીક્ષા લેવી હોય તેણે ગીતાર્થ ગુરૂ પાસેજ લેવી અને જીંદગી સુધી (પોતે ગીતાર્થ ન થાય ત્યાં સુધી) ગીતાર્થની નિશ્રા ન છોડવી એમજ ને ?

ઉ૦ હા એમજ, જુઓ ભરવાડ ઘેટાને કે બકરાને લઇને મહાઅટવીમા જાય છે, તે પશુ હોવા છતા એટલું ચોક્કસ સમજે છે, કે આ અટવી છે. સિંહ, વાઘ અને જનાવરોથી ખીચોખીચ ભરેલી છે, આપણે આ ગોવાળ ચાલે તે તરફ ચાલવું જોઇએ, આ રક્ષણવાળા અને ટોળાથી જુદા પડશું તો એક રાત પણ જીવતા રહેવાના નથી, માટે સાથે જ રહેવું, છુટા પડી જવું નહિ, એમ જરૂર સમજે છે અને એજ પ્રમાણે વર્તે પણ છે, તેમ અજ્ઞાની મનુષ્યો દીક્ષા લેવા છતા ઘેટા અને બકરા જેવા જ અજ્ઞાન છે, તેઓ પણ ક્રોધ-માનાદિ શ્વાપદોથી ખીચોખીચ ભરેલા સસારરૂપી અટવીમાં ચાલી રહ્યા છે, તેમણે ગીતાર્થગુરૂ મહારાજ રૂપ ગોવાળનો અને સમુદાયનો એક દિવસ પણ સંગ છોડવો એ મહા અનર્થનુ કારણ છે.

પ્ર૦ દીક્ષા લેવી એ આત્માના કલ્યાણ માટે છે, અને સમુદાયમાં રહેવાથી આત્માનુ અકલ્યાણ થતું હોય તો પછી જુદા રહેવુ, એકલા રહેવું શું ખોટું ? કોઇની સાથે ખટપટ બોલાચાલી થાય નહિ, અને પોતાનું સધાય.

ઉ૦ ખટપટ અને બોલાચાલી અજ્ઞાનીઓને થાય છે, ગુરૂની શરમ કે ડર ન હોય તેવાઓને થાય છે, જ્ઞાની અને ગુરૂ બહુમાની આત્માઓને ખટપટ થાય જ નહિ.

પ્ર૦ ગુરૂ પોતે ગુરૂપણું સમજ્યા ન હોય પછી બીચારા શિષ્યની શી દશા?

ઉ૦ ગુરૂપણું સમજેલા ગુરૂ ગોતવા માટે થોડો ટાઇમ કાઢવો જોઇએ, ગુરૂની પરીક્ષા કરવી જોઇએ, ઘણા માણસો-દ્વારા ગુરૂની યોગ્યતા જાણવી જોઇએ, તેમની પાસે રહીને પુરો અનુભવ મેળવવો જોઇએ, પછી આપણે અથડાવું પડતું નથી જ.

પ્ર૦ પરીક્ષા કરીને ગુરૂ કરવા છતાં પાછળથી વિપરીત પરીણામ આવે છે, તેનું કેમ?

ઉ૦ પરીક્ષા કરવા પછી પ્રાયઃ ખોટું પરિણામ આવે નહિ, પણ આંધળુકીયા કરવાથી પરિણામ બદલાય છે, છતાં પણ દીક્ષા લીધી પછી પાંચ મહાવ્રતના શુદ્ધ પાલક અને શુદ્ધ પ્રરૂપક ગુરૂ મહારાજ હોય તો સતી નારીની જેમ સુકુળમાં જન્મેલા શિષ્ય અને શિષ્યાઓએ ગુરૂની સંપૂર્ણ આજ્ઞા પાલવી જોઇએ, ગુરૂનો અનાદર ન કરવો જોઈએ, ગુરૂની નિંદા પણ ન કરવી જોઇએ.

જેમ સારા કુળમાં જન્મેલી હોય પોતે સતી હોય તેવી બાળા જેની સાથે લગ્ન કરે છે, તેની સાથે સંપૂર્ણ છંદગી વિતાવે છે, પતિની આજ્ઞા પાળે છે, પતિની સેવા

બજાવે છે. પતિનો અનાદર કરતી નથી, ઘરમાં જેવું હોય તેવાથી નિર્વાહ કરે છે. પતિની પ્રભુ પેઠે સેવા કરે છે, તેજ પ્રમાણે પરલોકના કલ્યાણ માટે સાધુ થયેલ આત્મા ગુરૂને સંપૂર્ણ માને છે, આથી વિપરીત આત્માઓ માટે જુઓ નીચેની ગાથાઓ. ઉપદેશમાળાની ૭૪ મી ૭૫ મી અને ૭૬ મી ગાથામાં શું ફરમાવે છે.

थद्धा छिद्दप्पेही अवन्नवाई सयंमई चवला ।
वंका कोहणसीला सीसा उव्वेअगा गुरुणो ॥७४॥

**અર્થ:** સ્તબ્ધ-અનમ્ર-અભિમાની, છિદ્ર શોધનારો, નિન્દા કરનારો, સ્વેચ્છાચારી, ચપલસ્વભાવી, ક્રોધી-વાંકો, ઉન્ધો ચાલનાર, આવા શિષ્યો ગુરૂ મહારાજને ઉદ્વેગ કરાવનાર બને છે. વળી કહ્યું છે કે,

जस्स गुरुंमि न भत्ती, न य बहुमाणो न गउरवं न भयं ।
नवि लज्जा नवि नेहो गुरुकुलवासेण किं तस्स ॥७५॥

**અર્થ:** જે શિષ્યને વિષે ગુરૂ મહારાજ ઉપર ભક્તિ ન હોય, બહુમાન ન હોય ગુરૂ મહારાજની મોટાઇ, ગૌરવ સમજણું ન હોય, ગુરૂ મહારાજનો ભય ન હોય, (ગુરૂ મહારાજ મને ઠપકો આપશે,) ગુરૂની લજ્જા કે ગુરૂ ઉપર સ્નેહ-પ્રેમ ન હોય તેવા શિષ્યો ગુરૂ પાસે રહે તોપણ તેને કશોજ લાભ છે નહિ.

તથા વલી,

रूसइ चोइज्जंतो वहइ हियएण अणुसयं भणिओ ।
नय कम्हि करणिज्जे गुरुस्स आलो न सो सीसो ॥७६॥

અર્થ : જ્યારે ગુરુ મહારાજ શીખામણ ફરમાવે ત્યારે એકદમ રોષાયમાન થાય, બોલાવવામાં આવે તો પણ રોષપૂર્વક જવાબ આપે, (શું છે ? શું કહો છો ?) અને ગુરુ મહારાજના કોઇ કામમા મદદગાર થાય નહિ, તેવા શિષ્યો વાસ્તવિક શિષ્ય નથી પણ ગુરુને એક આળરૂપજ છે.

ગુરુ મહારાજની સેવામાં રહેવાનું ફલ બતાવે છે.

नाणस्स होइ भागी थिरयरओ दंसणे चरित्ते य ।
धन्ना आवकहाए गुरुकुलवासं न मुचंति ॥१॥

અર્થ. યાવજ્જીવ ,ગુરુ મહારાજની સેવામાં વસનાર ગુરુકુલસેવી કહેવાય છે, આવાશિષ્યો ગુરુ મહારાજાની પ્રસન્નતા મેળવી ગુરુદેવોની સેવામાં વસનારા જ્ઞાની બને છે, અને દર્શન તથા ચારિત્રમાં પણ મજબુત થાય છે, તેથી તે ભાગ્યશાળી આત્માઓ ધન્ય છે, કે જેઓ ગુરુદેવોની નિશ્રાને આખી જીંદગી છોડતા નથી.

પ્ર૦ ઉપર અમે પૂછી ગયા છીએ કે, એકલા રહેવાથી વાંધો શું ? કોઇની સાથે રાગદ્વેષ થાય જ નહિ ?

ઉ૦ એકલા રહેવાથી હજારો વાંધા છે, રાગદ્વેષ ઘટે નહિ પણ મર્યાદા મુકે છે, ખુબ વધે છે, પ્રવચનસારોદ્ધારની ટીકાના લેખક શ્રીસિધ્ધસેનસૂરિ મહારાજ નમસ્કાર મહામંત્રની ટીકામાં સાધુ મુનિરાજોને શું ફરમાવે છે, તે જુઓ,

रागाद्यपायविषमे सन्मार्गे चरतां सतां ।
रत्नत्रयजुषामैक्यं कुशलाय न जायते ॥१॥

**અર્થ:** રાગદ્વેષાદિ અપાયો વિઘ્નોથી મહા વિષમ સંસારમાં રત્નત્રયીના આરાધક મુનિવરોને એકલા રહેવું કુશળતાને માટે થતું નથી, પરંતુ પતનને માટે થાય છે.

नैकस्य सुकृतोल्लासो नैरुम्यार्थोऽपि तादृशः ।
नैकस्य कामसम्प्राप्ति-र्नैका मोक्षाय कल्पते ॥२॥

**અર્થ:** એકલા રહેવાથી કશું પુણ્ય બંધાતું નથી. કારણકે જેમ શ્રાવકોને સુપાત્રદાન દેવાથી શાલીભદ્રના આત્માની પેઠે મહાઋદ્ધિપ્રાપ્તિ અને મોક્ષનું નિકટપણું થાય છે, તેમ મુનિવરોને પણ જ્ઞાની, ધ્યાની, તપસ્વી, ગ્લાનાદિની વૈયાવચ્ચ કરવાથી નંદિષેણ આદિની પેઠે મહાપુણ્ય બંધાય છે, તેમ એકલાને વૈયાવચ્ચ કે ભક્તિનો લાભ થતો નથી તથા જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. એકલાને સુગતિ મળવી દુર્લભ છે, તો પછી મોક્ષ તો મળે જ શી રીતે?

श्लेष्मणे शर्करादानं सज्वरे स्निग्धभोजनं ।
एकाकित्वमगीतार्थे यतावञ्चति नौचितीम् ॥३॥

**અર્થ:** જેમ શ્લેષ્મના-સળેખમના રોગવાળાને સાકર ખવરાવવી તથા તાવના રોગીને સ્નિગ્ધ, પુષ્ટ ભોજન ખવરાવવું તેના અહિતને માટે થાય છે, તેમ અગીતાર્થ સાધુને એકલા વિહાર કરવો પણ મહા અહિતકારી બને છે.

जिनप्रत्येकवुद्धादि-दृष्टान्तान् नैकतां श्रयेत् ।
न चर्मचक्षुषां युक्तं स्पर्द्धितुं ज्ञानचक्षुभिः ॥४॥

**અર્થ:** શ્રી જિનેશ્વર દેવોનાં અને નમિરાજર્ષિ જેવા પ્રત્યેકબુદ્ધોનાં દૃષ્ટાન્તો આગળ ધરીને આપણા જેવા

અલ્પજ્ઞાનીઓએ એકલા વિહારનું સમર્થન કરવું વ્યાજબી નથી. જ્ઞાનચક્ષુ મહાપુરૂષોની સાથે ચર્મચક્ષુની સમાનતા સિંહની સાથે શીયાળના સમાનપણા જેવી ગણાય.

शाकिनीवदविरतिरथानार्या प्रिया सदा ।
ग्रासाय यतते यस्य स एकाकी कथं भवेत् ॥५॥

અર્થ શાકીનીની માફક મહાદુષ્ટ અને ભયંકર દુર્ગતિ આપનારી અવિરતિ રાક્ષસી સદાકાળ કોળીયો કરી જવા માટે મોઢું ફાડીને બેઠી છે, તેવા ભયવાળા સંસારમાં એકલા રહેવું કેમ પાલવે?

તથા વલી

पचाग्निवदसंतुष्टं यस्येन्द्रियकुटुंबक ।
जीव दहत्यसंदेह स अेकाकी कथ भवेत् ॥६॥

અર્થ એક અગ્નિ પણ કોઇ દિવસ તૃપ્ત થતો નથી, તો પછી પાંચ ભેગા થયા હોય તો પૂછવું શું? આ પાંચ અગ્નિ જેવા પાંચે ઇન્દ્રિયો શરીર સહિત આત્માને ચોવીશે કલાક બાળી રહેલ છે, તે આત્મા એકલો કેમ રહી શકે? જ્ઞાની પુરૂષો કહે છે કે,

**અગ્નિજો તૃપ્તો ઇન્ધણે, નદીએ જલધિપૂરાય મેરેલાલ**
**તો વિષય સુખ ભોગથી; જીવ એ તૃપ્તો થાય મેરેલાલ**

આવી રીતે મિથ્યાત્વ, અવિરતિ, અજ્ઞાન અને ક્રોધાદિ કષાયો પ્રતિક્ષણ જગતના પ્રાણીમાત્રને હેરાન કરી રહેલ છે, તો તે સાધુ કે સાધ્વીને એકીલા કેમ રહી શકાય?

પ્ર૦ આત્માને કલ્યાણ કરવું હોય તો એકીલા રહેવાથી હરકત શું છે?

ઉ૦ એકીલા રહેવાથી આત્માનું કલ્યાણ થતુંજ નથી, એકલા રહેનારા આત્માના કલ્યાણ માટે એકીલા રહેતા નથી, પરંતુ પોતાની સ્વચ્છંદતા અને સુકુમારતા પોષવા માટે એકલા રહે છે

**એકલાને લાભ કશો નથી પરંતુ સેંકડો નુકશાનો છે, તે નીચેની દલિલોથી સમજાશે. જુઓ,**

એકલા રહેવાથી પોતાની સ્વચ્છદતા વધે છે, લાલસાઓ વધે છે, કોઈનો ભય કે શરમ ન રહેવાથી લુગડા, કામલી, પાના તરપણી આદિ પરિગ્રહના પોટલા બંધાય છે, તે બધી વસ્તુનું પ્રમાર્જન પલેવણ થતું ન હોવાથી શ્રી જિનાજ્ઞા લોપાય છે, એકલા રહેવાથી ખાવાપીવાનો અવિવેક વધવાથી રોગોનો પ્રવેશ થાય છે, એકીલા રહેવાથી સ્ત્રીસમાજનો પરિચય વધવાથી અને કોઇની રોકટોક ન હોવાથી પતન થવાના પ્રસગો તુરત ઉભા થાય છે, એકીલા સાધુને માદગી આવે ત્યારે પોતાની વ્હોરવા જવાની શક્તિ નહોય ત્યારે સાધુના આચારો સચવાતા નથી, માંદગીમા પોતાની નિત્યક્રિયાઓ, પડિલેહણાદિ સીદાય છે, માદા સાધુઓ પોતે વ્હોરી લાવેલો આહાર ન વપરાય તો તેનો શુધ્ધ ઉપયોગ કરી શકતા નથી. માદા સાધુને દલ્લા, ઉલટી-વમન થઈ જાય તો તેની પરઠવવાની વિધિમાં જિનાજ્ઞા સચવાતી નથી, માંદા કે ગ્લાન એટલે માંદાતાજા સાધુ પોતાનાં લુગડા ધોઈ ન શકવાથી પોતાને સીદાવું પડે છે,

અથવા જિનાજ્ઞા વિરુદ્ધ વર્તવું પડે છે. માંદા કે ઘરડા સાધુઓ પોતાનું માત્રુ પણ મેડા ઉપરથી પરઠવતા હોવાથી શ્રી જિનેશ્વરદેવની પારિષ્ઠાપનિકાનો નાશ થઇ જાય છે, એટલે જિનાજ્ઞા હણાય છે. માદા સાધુને છેલ્લી વયમાં કોઇ સહાયક ન હોય ત્યારે પોતાને દુર્ધ્યાન થયા કરે છે. માંદા સાધુ એકીલા હોવાથી લોકોમા તેમનો આદર ઘટી જવાથી ઘણું દયામણું જીવન ગુજારી મરણની માગણી કરતા રહે છે, એકીલા માદા સાધુઓ નિસાસા નાંખે છે. બીજાની પાસે પોતાની દુર્દશા પોકારે છે, પોતાની દયાજનક સ્થિતિ જાહેર કરે છે. એકીલા સાધુ મરે ત્યારે ઘણી જગ્યાએ છેલ્લી વખતે નવકાર વિગેરે ધર્મ પામ્યા સિવાય બાલમરણથી જ મરે છે.

એકીલા માદા શ્રી વીતરાગના સાધુને યોગ્ય નિત્ય-ક્રિયાઓ ટાઇમસર-વિધિસર ન થતી હોવાથી શ્રી જિનાજ્ઞા-ભંગનો દોષ લાગે છે, એટલે કે પડિલેહણ, પ્રતિક્રમણ, પાત્રપડિલેહણ વિગેરે દિવસ-રાતની ક્રિયાઓમાં ગોટા વળે છે, જેમ તેમ થાય છે, અથવા રહી જાય છે. એકીલા માંદા સાધુને રોગી દશામાં પોતાની પ્રતિભાના અભાવે, અને બીજા ગુર્વાદિકની મદદ ન હોવાથી, જોઇતી દવા કે પરેજી અથવા વૈયાવચ્ચ-સેવા મળતાં ન હોવાથી, તે આત્મામાં હીનતા અને દુર્ધ્યાન આવી જાય છે.

એકીલા સાધુને માંદગીમાં દવા વિગેરે બરાબર જોઇતું ન સાંપડે તો સાજા થયા પછી પૈસા માંગીને ભેગા કરવાની

પણ ભયંકર કુટેવ ઉભી થાય છે એકીલા રહેનારાને પૈસા પાસે રાખવાના પ્રસંગો થાય છે. તેમ દવા વિગેરેના પણ ઘણા સંગ્રહો થાય છે. એકીલા સાધુને આવા બીજા પણ શ્રી વીતરાગના સાધુઓના આચારથી વિપરીત ઘણા દોષો સેવાયા કરે છે, તથા વલી અગીતાર્થ સાધુને લાગતા ઉપર ગણાવેલા બધાજ દોષો લાગે છે.

**પ્ર૦** છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપસ્યા કરવા માટે અથવા વર્ષીતપ વિગેરે તપ કરવાના કારણે અથવા શત્રુંજય વિગેરે તીર્થોની યાત્રાઓ કરવા માટે એકલા રહેવું પડે તો તે બરાબર છે ને?

ઉ૦ કોઇ પણ કારણે એકલા રહેવું તે વ્યાજબી છે જ નહિ, તે તો આપણે **ગીતાર્થ વિણુ જે ઉગ્ર વિહારી,** એ ગાથામાં જોઇ ગયા છીએ, વલી એ પણ સમજવાનું કે, છઠ્ઠ–અઠ્ઠમાદિ તપ કરવા માટે પણ ભવના ભીરૂ એકલા રહેતા નથી, પરંતુ એકલા રહીને તપસ્યા કરનારાઓ ખાવા–પીવાના ઘણા લાલચુ થઇ જાય છે. તપસ્યાના નામે જીહ્વાને ઘણું પોષણ મલે છે, એકલા રહીને પારણે, ઉત્તર-પારણે વ્હોરવામાં આધાકર્માદિનો વિવેક સચવાતો નથી.

**પ્ર૦** તો પછી ગુરૂ પાસેથી નીકળેલા જુદાજુદા ગુરૂના બે–ચાર શિષ્યો ભેગા રહે તો વાંધો નથી ને?

**ઉત્તર :** મોટો વાંધો છે. અગીતાર્થ અને સ્વેચ્છા *ચારી બે–ત્રણ શું પણ દશ–વીશ ભેગા થાય તો પણ પાંચસો*

સુભટના ટોળા જેવા હોવાથી પોતાનું અથવા પરનું કશું ભલું કરી શકતા નથી. નિર્નાયક ટોળું અને બધા અહ મિંદ્ર જેવા હોવાથી જ્યાં રહે ત્યા શાસનની નિન્દા કરાવે છે, એકીલા બે-ત્રણ-ચાર ભેગા થઇને પ્રાયેણુ લાભ મેળવી શકતા નથી.

જુઓ, ભવાયા, તરગાળા, ઓછબીયા વિગેરે તુચ્છ જાતિઓમા પણ એકને નાયક બનાવીને ગામોગામ રમવા નીકળે છે, તથા નાટકીયામા પણ મેનેજર જરૂર હોય, છે, શહેરમા જ્ઞાતિનો શેઠ હોય છે, ગામડામા પટેલ આગે વાન હોય છે, સરકારી નોકરોમા સીપાઇઓની ટુકડીનો નાયક હોય છે, વેપારીની દુકાનમા પેઢીના ગુમાસ્તાઓનો ઉપરી મુનીમ હોય છે, કડિયા-સલાટોમાં સૌનો ઉપરી ગીસ્ત્રી હોય છે.

પશુઓમાં-વાનરાઓમાં નાયક વાનરો હોય છે. વાનરો દોડ તેની પછવાડે આખું ટોળું દોડે છે, તથા ઘોડીને દશ વછેરીઓ થઇ હોય તે બધી મોટી થઈ હોય, બધી ઓલખી શકાય નહિ તેવી હોય છે, છતાં તેમાં માતાને આગળ કરીનેજ બધી ચાલે છે. કણુઝ નામની પક્ષીની એક જાત થાય છે, તેમાં મુખી કણુઝ ઉડે તેની પાછળ બધી કણુઝો ઉડે છે, તે ઉતરે ત્યા બધુ ટોળું ઉતરે છે, મ ધમાખીઓમાં રાણી નામની માખી આગેવાન હોય છે. તમામ માખીઓ તેની નિશ્રાએજ ઉડે છે, મધપુડો ભરેલો હોય પણ રાણી મક્ષિકા ઉડીને ચાલતી થાય તો બાકીની

માખીઓ મધપુડાને છોડીને તેની પછળ રવાના થાય છે. આ જીવો ચૌરીન્દ્રિય જાતિ છે. કીડી અને ઉધ્ધેહીમાં સંપ કેટલો છે. તે પણ આપણે બરાબર જાણ્યો છે, અર્થાત્ એક કીડીની પાછળ હજારો કીડીઓ અને એક ઉધેહી પાછળ હજારો ઉધેહી જીવો ચાલે છે, આ બધા જીવોના સ્વભાવ જ સપને પોષણ આપનાર છે, તો પછી મોક્ષગામી જીવોને મોક્ષ મેળવવા સારૂ સંપ કેમ નહિ ?

### ગુરૂની નિશ્રાએ રહેવાના લાભ સાંભલો.

સમુદાયમાં રહેવાથી બારે માસ ખપી જીવ હોય તો જ્ઞાનની વૃધ્ધિ થાય છે, થોડું-ઘણું નવીન ગોખાય છે, શીખેલાના અર્થ થાય છે, સમુદાયમા માંડલીએ પ્રતિક્રમણ અને ગોચરી થાય છે, પ્રાયઃ હમેશ વ્યાખ્યાન સંભલાય છે, નવીન-નવીન દેશોમા વિહાર થવાથી ઘણી યાત્રાઓ થાય છે, તેમ થવાથી શરીર ઘણું આરોગ્ય અનુભવે છે, બળી દેશોદેશ ફરવાથી કોઈ ગુણી મનુષ્યોના સમાગમ થવાથી તેમની અનુમોદના આવે છે, તેવા ગુણો પોતામા લાવવાની ભાવના જાગે છે, સમુદાયમા રહેવાથી આગમો, પ્રકરણો, ચરિત્રો અને ઘણા ઇતિહાસ જાણવા મળે છે, અને તેમ થવાથી શ્રી જિનેશ્વરદેવો અને ગણધર ભગવંતો વિગેરેના જીવનચરિત્રોનો પોતામા સુંદર પ્રકાશ પડે છે.

સમુદાયમા કોઇકોઇ ગુણી આત્મા હોવાથી તેમની સેવા-વૈયાવચ્ચ કરવાનો લાભ મળે છે, સમુદાયમાં રહેવાથી

પોતામાં જ્ઞાનાદિ સંપત્તિ વધવાથી પોતાની ઇચ્છા ન હોય તો પણ પોતામાં ગુરૂપણું આવવાના પ્રસંગો આવે છે. તેથી ક્રમસર ગણી, પંન્યાસ, ઉપાધ્યાય, આચાર્યાદિપદની પ્રાપ્તિ થાય છે, સમુદાયમાં ગુરૂકુલવાસે વસેલા સાધુ શ્રી જૈન-શાસનના માનવંતા માણસોમાં પણ પોતાનું માનવંતુ સ્થાન પામે છે, સમુદાયમાં રહી ગુરૂકુળવાસ સેવી બનેલો આત્મા મહાવિદ્વાન બની અનેક ગ્રંથો–પુસ્તકો બનાવવાનો પુણ્ય-શાળી બને છે, ગુરૂકુળવાસી સાધુ ગુરૂદેવનો માનીતો થવાથી અનેક શિષ્યોનો ગુરૂ પણ બની શકે છે. ગુરૂની કૃપા પામેલ સાધુ સમાજનો માનીતો થાય છે. ગુરૂકુલવાસ સેવનારો સાધુ પોતાની સારી પ્રતિષ્ઠાના યોગે અનેક શાસન-પ્રભાવનાનાં કામો કરાવી શકે છે, એટલે સંઘયાત્રા, પ્રતિષ્ઠા, અંજનશલાકા વિગેરે મહાલાભો સાંપડે છે.

ગુરૂસેવામાં રહેલા સાધુને ગુરૂની આશીષો મલ્યા જ કરે છે, તેથી તેનું કશું કાર્ય સીદાતું નથી. ગુરૂની મહેરબાની મેળવનાર સાધુ બીજા અનેકના ઉપકારો પણ કરી શકે છે, ગુરૂકુળ સેવનાર સાધુને એકલા રહેવાના દુર્ભાગી દિવસો આવતા નથી. ગુરૂભક્ત શિષ્ય ઉપર શ્રાવક–શ્રાવિકાઓની પણ પરમ ભકિત–મીઠી નજર હોય છે, તેવા સાધુનું મરણ પણ બગડતું નથી. મરણ વખતે તેને સેવા, દવા, પરેજ આદિ સાધનો પૂર્ણ હોવાથી તેને દુર્ધ્યાન કરવાના પ્રસંગો આવતા નથી. ગુરૂકુળવાસી સાધુને મરતાં અનેક પ્રકારની નિર્ઝામણાઓ સાંપડે છે, ગુરૂકુળવાસી

સાધુ આ ભવમાં સદાચારી અને ગુરૂકૃપાનું પાત્ર રહેવાથી બોધિબીજ પામે છે, સમકિત પામે છે, અલ્પભવી બને છે, આરાધક બનીને અલ્પકાળમા મોક્ષગામી થાય છે.

પ્ર૦ ઉપર જણાવ્યુ કે, સમુદાયમા-માડલીમા ગોચરી થાય છે, તો શું સમુદાયમા રહીને માડલીમા એટલે બધાના ભેગી ગોચરી ન વાપરે અને પોતાની જુદી લાવીને વાપરી લે તો શું હરકત? કારણકે તેમ કરવાથી કોઈની સાથે ઝગડો-વઢવાડ થાય નહિ, વળી ઝટ પરવારી જવાય.

ઉ૦ સમુદાયમા રહીને કારણસર એટલે કોઇ વખત શરીરના કારણે કે ગુર્વાદિની આજ્ઞાવિશેષથી સમુદાયથી જુદું વાપરવુ પડે તે એક અપવાદ છે, અન્યથા સમુદાયમા રહી જુદી ગોચરી વાપરવી તે સ્વચ્છંદતા છે.

## જુદી ગોચરી કરવાથી થતા દોષો સાંભળો.

સમુદાયમા રહી જુદી ગોચરી વાપરવાવાળાને-સમુદાયનુ કામ કરવાના ભાવ થતા ન હોવાથી સમુદાયની થોડી પણ વૈયાવચ્ચનો મહાન લાભ ખોવાઇ જાય છે. એકલો વાપરનાર ઉદરંભરી કહેવાય છે. ગૃહસ્થ લોકોમાં પણ એકલા-વાઢા અને બાળબચ્ચા વગરની રાંડીરાંડો એકલી જમે છે, એ પણ બીચારા બારે માસ પોતાને અભાગીયા માને છે.

વલી સમુદાયમાંથી પોતાના માટે એકલો વહોરવા જનાર સાધુને જુઠ, ચોરી, અને વિશ્વાસઘાતના દોષો

લાગે છે. જુઓ, વહોરાવનાર લોકો કહે છે, **વહોરો બાપજી! આપ વસ્તાઢી છો,** એમ કહી સારૂં અને ઘણું વ્હોરાવે છે. તે વખતે હું એકલાનુંજ વહોરવા આવ્યો છું, એમ જીભ ઉપડતી ન હોવાથી પોતાને જુઠાપણાનો દોષ ચોંટે છે, વળી વહોરાવનારે ઘણાઓ માટે અથવા ગુરૂ દેવની આબરૂના પ્રતાપે સારો આહાર વહોરાવ્યો, તે પોતે એકલોજ ખાઇ જવાથી વિશ્વાસઘાત દોષ લાગે છે, તથા દાતારે બધાને માટે આપેલું પોતે એકલો આરોગી જવાથી સમુદાયના માલના ઉઠાઉગીરપણાનો દોષ લાગે છે, તથા **તીર્થંકરઅદત્ત** અને **ગુરૂઅદત્ત** નામના મહાભયંકર દોષો લાગે છે.

તથા એકલું લાવીને વાપરનારને પોતાની વ્હોરેલી વસ્તુ છુપાવવાના વિચારો પણ આવી જાય છે, આમ થવાથી પણ ચોરીનો દોષ લાગે છે, વલી એકીલા જુદા વાપરનાર ઉપર સમુદાયના સાધુઓની ઇર્ષ્યાબુધ્ધિ થાય છે, એકલા જુદું વાપરવાવાળાને આહાર વધી જવાના પ્રસંગો આવી જતાં અજીર્ણાદિ થવાના પ્રસંગો આવે છે, અને તેથી રોગો થવાના પણ પગરણો મંડાય છે, એમ થવાથી ચારિત્રની વિરાધના અને દુર્ધ્યાન શરૂ થાય છે. બાજી બાજુ પોતે સ્વેચ્છાચારી અને સ્વાર્થી હોવાથી સમુદાય તેના તરફ ઓછું ધ્યાન આપે છે, એટલે પોતાને સમુદાય ઉપર દ્વેષ આવવાથી મહાગુણી ગુરૂ અને સમુદાયની નિન્દા કરવાના પ્રસંગો ઉભા થાય છે, પછી લોકોની પાસે

બકયા કરે છે કે, મારૂં કોઇ કરતું નથી, મારા સામું કોઇ જોતું નથી, એમ વચનથી પાપ બાંધવા સાથે મનમાં પણ ખેદ કર્યા કરે છે, છેવટ સમુદાયમાં રહેવા છતાં દુર્ધ્યાનથી મરી દુર્ગતિએ જાય છે, એટલે સમુદાયમા રહેવા છતાં તે બીચારો જુદા જેવોજ ગણાય છે.

પ્ર૦ સાહેબ ! સમુદાયમા રહેનારને બીચારાને ગુરૂ વિગેરે આખો દિવસ ટોકયા કરે તે કેમ ખમાય ?

ઉ૦ ટોકણી પુણ્યશાળી જીવને સાંપડે છે જુઓ, પથ્થર ઘણી જાતના હોય છે, એમાં જેને ટોકણી-ટાંકણા ખમવાની તાકાદ જ ન હોય તેમને તો સીધા ભઠ્ઠીમાં નાંખવામાં આવે છે, એટલે અગ્નિમાં બળીને ચુનો બની જાય છે, અને જે પથ્થરોને ટોકણી એટલે ટાંકણા ખમવાની તાકાદ હોય છે, તેઓ ઇમારતોમાં ગોઠવાય છે અને હજારો વર્ષ જીવે છે, તેમા પણ આરસના પાષાણને વધારે ટાકણા લાગે છે, પરંતુ તેથી તે ટાંકણાં ખાવાના પુણ્યથી કાતો રાજાઓના મહેલમા અથવા દેવમંદિરમા ગોઠવાય છે, એથી પણ વધારે ટાંકણા સહન કરનાર પથ્થર પોતે દેવ બને છે [દેવની મૂર્તિ થાયછે] તેને હજારો, લાખો, ક્રોડો મનુષ્યો પૂજે છે અને પગે લાગે છે અને હજારો વર્ષ તે પથ્થર આબાદી અનુભવે છે,

તથા જુઓ, ઉચ્ચ વસ્તુઓનેજ ટાંકણાં કે હથોડા ખાવા પડે છે, સોનું અને ચાદી કપાય છે, ગળાય છે, કુટાય છે, જતેડા સુંસરા નીકળે છે, તેના દાગીના બની રાજા-મહારાજાઓના શરીર અને મસ્તક શોભાવે છે, જ્યારે

ઈંડાળા-પાણા બીચારા આખી જીંદગી બેડોળ સ્થિતિમાં અથડાયા કરે છે.

વલી જુઓ, અનાજમાં બાજરીને બહુ ઓછી હેરાનગતિ છે, તેની કીંમત પણ પામરોના જેવી છે. કોઈ મેમાન આવે તો બાજરીના રોટલાને આજે ઘરમાંથી દેશવટો મલે છે, અને ઘઉંને યાદ કરે છે, ઘઉંની અનેક ચીજો બને છે, એનો સીરો બને; સેવ બને, લાપસી બને, બાટ બને, ફેણી બને, સાટા બને, મગજ બને, ચુરમું બને, જલેબી બને, ઘારી બને, પુરી બને, સેવદળ બને, સુતરફેણી બને, હલવો બને, ઘેબર બને, દહિંથરાં બને, દોઠાં બને, શુંદવડાં બને, આવી દેશ-દેશમાં અનેક જુદીજુદી ચીજો ઘઉંની બને છે, જો કે એને લોકો પલાળે છે, દળે છે, મેંદો કરે છે, કણેક-બાંધીને મસળે છે, કુટે છે, અનેક રીતે હેરાન કરે છે, છતાં એ એની સજ્જનતા છોડતો ન હોવાથી પોતાની ઠામઠામ મોટાઇ પામે છે.

ઘઉંની જ્યાં પધરામણી થાય ત્યાં ઘી ને સાકર દોડાદોડ આવીને ખડાં થઈ જાય છે, અને આ ત્રણનો સુમેલ થવાની સાથે દુધ આવે છે, ચોખા આવે છે, બીજી પણ કેસર, જાયફળ વિગેરે સામગ્રીઓ અને કેટલાક શાકો અને રાઇતા વિગેરેને આવવું પડે છે.

ત્યારે બાજરો બીચારો જ્યાં જાય ત્યાં તેની વાંસોવાંસ ઓલ્યા કાળા શાહી જેવા અડદ ખડા થઈ જાય છે, અને એ આવ્યા કે ન આવ્યા પરંતુ ડુંગળી ને લસણની પધરામણી તો હોય જ, જોઇ લ્યો સહનશીલતા વગરનો બાપડો-બાજરો

તેના ભાઇબંધ પણ તદ્દન થોડા અને તે પણ ડુંગળી-લસણ ને અડદ જેવા. એક-ઘઊંની પધરામણી થાય તેટલામા કેટલા વાના તેની તહેનાતમા હાજર થઇ જાય છે, જુઓ, ઘઊં આવ્યા એટલે કડાયાને આવવુ પડે છે, કડછી, તાવેથો આવીને હાજર થાય છે, ઝાગે આવે છે, મોટામોટા થાળો આવે છે, વેલણુ ઓરીસા આવે છે, સેવ વણવી હોય તો મોટા પાટીઆ ઓને આવવુ પડે છે, અને બીજા પણ કઇંક સાધનો ઘઊં મહાધાન્યની તહેનાતમા હાજર થઇ જાય છે.

બાજરો બીચારો એકલો એ જ્યા જાય ત્યાં ફકત તાવડી ને દાથરી બેજ હોય, એને વેલણુ કે ઓરીસો તો ઘડી કરેજ નહિં, એને બાપડાને લોકો થપ્પડો મારી-મારીને રોટલો બનાવે, એક રોટલો થાય તેમા દશ-વીશ થપાટો ખાવી પડે છે, જ્યારે ઘઊંની રોટલીને એક પણ થપાટ ખાવી પડતી નથી.

પ્ર૦ આ બીચારો બાજરીનો દાણો તદ્દન ઝીણો છે, અને ઘઊંનો દાણો મોટો છે, જગતમાં મોટાના પક્ષમા બધા ઉભા રહે છે, નાનાનો ભાવ પૂછાતો નથી, કેમ આ વાત ખોટી છે ?

ઉ૦ ભાઇ નાના-મોટાનો જગતને જરા પણ પક્ષપાત છે નહિ અને હોતો પણ નથી. જેનામા સહનશીલતા આવે છે, તેજ મોટા બને છે જુઓ, ચણો નાનો છે અને વાલ મોટો છે, ચણાને સહન કરવાની તાકાદ છે, એને લોકો ઉના પાણીમા પલાળે છે, પછી તેને ભરડે છે, વલી—

તેને સુપડામાં નાખીને ઝાપટે છે. પછી તેને દળે છે ત્યારબાદ કણેક બનાવીને ખુબજ ગુંદે છે, કચરે છે, ત્યારબાદ તેને ઉછળતા ઘીમાં તળે છે, ફેરપાછો મોઘરીના મારથી કુટે છે, ત્યારે જ તેના મોતીવા, મોતીચુર, મોહનથાળ મેસુબ, મગદળ વિગેરે મહા પકવાનો બને છે, તેમાં ઘી અને ખાંડ સાથે કેસર, બદામ, પીસ્તા–ચારોળીને પણ આવવું પડે છે, મહાપુરૂષોનો ભોગ બને છે. દરેક મહા-પુરૂષોના ઉચ્ચકોટીના ભોજનમાં ઉપયોગી થાય છે.

ત્યારે વાલભાઇ મોટા છે, એને સહન કરવાની તાકાદ ન હોવાથી એને કોઇ દળતું–સરડતું, ખાંડતું–કુટતું નથી પ્રાયઃ બધા આખા ને આખા રહે છે, તેથી તેઓ પોતાને મોટા માનવા છતા એમની જગત પાસે ખાસ કીમત નથી. આતો બધી વાતો થઈ જડપદાર્થની હવે વાત વિચારીયે મનુષ્યની

અત્યારે અને ભૂતકાળમાં પ્રાય કોલી, વાઘરી, ઢેઢ, બજાણીયા, ભીલ, ભંગી ભરવાડ, રબારી, કુંભાર, કણબી વિગેરે હલકી કોમના મનુષ્યો–પોતાના બાળકોને ભણાવતા નથી બાળકો ભણતા નથી, તેમને માસ્તરનાં કડુ વચનો ખમવા પડતાં નથી તથા વળી નેતરની સોટી કે આંકણીના માર ખાવા પડતા નથી, પરંતુ બિચારા બાલ્યાવસ્થાને ભટકવામાં બગાડી આખી જીંદગી પરાધિન દશામાં રાંક થઇને પસાર કરે છે.

જ્યારે બ્રાહ્મણુ અને વણિકોના બાળકોને બાલ્યા

વસ્થામાં અધ્યાપકોના અનેક ઉપદ્રવો ખમવા પડે છે, બાળકદશા એટલે અજ્ઞાનદશા હોવાથી બાલકોને પ્રાયઃ નિશાળે જવું ગમતું નથી, કેટલાક રોવા લાગે છે, નાશી જાય છે, ઘણી દીનતા દેખાડે છે, દયામણો ચ્હેરો બનાવી નાખે છે, છતાં અતિ વાત્સલ્યવાળા માતા–પિતા તે બાળકોની જરાપણ દયા ચિન્તવ્યા સિવાય બળજબરીથી નિશાળે મુકે છે. ઉપરથી વખતે માસ્તરને માર મારવા પણ ભલામણ કરે છે, તે બધું તે વખતે બાલકોને જરાપણ રૂચતું નથી, છતાં ભવિષ્યનું ભલું વિચારનારા માતા પિતા બાલકોના વર્તમાનકાલ તરફ ધ્યાન આપતાં નથી, અને ભણવાના વખતમાં છોકરાઓ ઘણો પરિશ્રમ કરતા હોવાથી દુબળા પણ થઇ જાય છે, પરંતુ ભવિષ્યના ભલાની ભાવનાથી તે બધું ચલાવી લે છે. છોકરો ભણીને હુંશિયાર થશે, એટલે આખી જીંદગી આનંદમાં ગુજારશે, અને અત્યારના દુઃખનો વિચાર કરીને અભણ–ઠોઠ રહી જશે, તો જીંદગી બગડશે એમ સમજે છે, નીતિકારો પણ કહે છે કે,

माता वैरी पिता शत्रु, यैन बाला न पाठिता :

અર્થઃ જેઓ પોતાના બાલકોને ભણાવતા નથી, તે માતા અને પિતા વાસ્તવિક મા–બાપ નથી, પરંતુ શત્રુ તુલ્ય જ છે, નિચોડ એજ કે વર્તમાન કાલનું સુખ ઇચ્છનારા અને ભવિષ્યનો વિચાર જ નહિ કરનારા હિતસ્વીઓ જેવા દેખાતા મા–બાપ ભાઇ કે મિત્ર જે હોય તે સાચા

શત્રુ જ છે, પરંતુ હિતચિંતકો નથી.

તેજ પ્રમાણે જ્ઞાનીઓ પણ ફરમાવે છે કે,

धनार्थिनां यथा नास्ति, शीततापादि दुस्सहं ।
तेव भव विरक्तानां, तत्त्वज्ञानार्थिनामपि ॥

અર્થ: જેમ અહીં ભણવું, ગણવુ, કળાઓ શિખવી, વ્યાપાર માટે દેશ-દેશાન્તર ભમવું, મોડુ, વહેલું, લુખું, સુકું, ઠંડુ, જેવું-તેવું જમવું પણ ધનની આવક થતી હોવાથી અથવા ધનની આવકની આશા હોવાથી સહન કરવાતું વસમું લાગતું નથી, તેમ પરલોક અનંતોકાળ સુધારવાની આશાવાલા સંસાર વિરક્ત અને તત્ત્વજ્ઞાનના અર્થી મનુષ્યોને પણ ક્ષુધા, તૃષા, તડકા, ઠંડી વિગેરે દુઃખો મન ઉપર નબળી અસર કરતાં નથી.

જેમ અહીં આઠ વર્ષની ઉંમરનો બાળક વીશ વર્ષનો થાય ત્યાં સુધિ અપરિશ્રાન્ત ભણવાનો ઉદ્યમ કરે તો તેનાં પાછલાં ૬૦-૭૦-૮૦ વર્ષો પ્રાયઃ એકદમ સુખમય પસાર થાય છે, તેમ ચાલુ ભવમાં સાધુ થયેલો મનુષ્ય ગુર્વાદિકની પરાધીનતા સ્વીકારી વર્તમાન પરિશ્રમ, દુઃખ, અગવડો કે આપત્તિનો વિચાર કર્યા વગર સંજમમાં જાગતો રહે તો હવે પછીનો આખો સંસાર એકદમ સુખમય બની જાય છે.

પ્ર૦ કોઇ સાધુ પોતાનો નિર્વાહ ચાલે તેટલુ નિત્ય ક્રિયા જેવું ભણીને તથા થોડાં-ઘણાં સ્તવન, સજ્ઝાયો કે ચરિત્રો, કથા, દૃષ્ટાન્તો વાંચીને લોકોને ઉપદેશ આપવાનું

શરૂ કરેતો વાંધો શ્યો ? કારણ કે વ્યાકરણ. પ્રકરણો, કાવ્યો, ચાય, આગમો ભણુવામાતો દશ-પંદર વર્ષ નીકલી જાય પછી ઉપદેશ આપવા જાય એ કયારે પહોંચી વળે, એટલું બધું ભણીને પણ છેવટ આપવો તો છે ઉપદેશજને, તો પછી હમણાં ભાષાન્તરોની કયા ઓછાશ છે ? કે એટલો બધો પરિશ્રમ કરવો પડે ?

ઉ૦ જેમ છોકરો વીશવર્ષ કે તેથી પણ વધારે વર્ષ સુધી ભણીને મેટ્રીક, ગ્રેજ્યુએટ કે એમ એ. કે ગમે તે લાઇનનો અભ્યાસ કરે છે, તેમાં ટાઇમ, શરીર અને પૈસા ત્રણેને બરબાદ કરે છે, હવે જો બારવર્ષનો છોકરો તુરત જ કોઇ પાનવાળા કે હોટેલવાળાની દુકાને નોકરી રહી જાય તો ઉપરના માણુસની માફક સમય, શરીર, અને લક્ષ્મી ત્રણેનો બચાવ થવા સાથે કમાણી શરૂ થાય છે. આમ કરવું વ્યાજબી ખરૂં ને ? ભલે મૂર્ખ એક-બે મનુષ્યો હા પાડે, પરંતુ સેંકડે, ૯૮ ટકા નંકાર જ સંભળાવશે, તેમ કરવાથી બારવર્ષમાં કમાવા નીકળેલો છોકરો આખી જીંદગી બાર રૂપીયાના પગારથી આગળ પગાર કમાઇ શકતો નથી, તેજ પ્રમાણે સાધુ બનીને તુરત જ ઉપદેશ આપવા નીકળનારા પણ સુંઠના બેચાર-ગાંઠીયા લાવીને ગાંધી બનનારા જેવાજ છે.

વલી જેમ આંબો ફળવા માંડે છે. ફાગણુ માસમાં એક આંબા ઉપર સેંકડો નહિ પણ હજારો ફળોના ગુચ્છા લાગ્યા છે, આંબાનો માલિક ગરીબ હોવા છતાં તેને તોડતો

નથી, પરંતુ ખરીપરે તેજ લેઇ લે છે.ફાગણ-ચૈત્રમાં ગરીબ આંબાવાળો કાચા મરવા ઉતારી લેતો બે-ત્રણ કે ચાર-પાંચ મણ ઉતરે તેને વેચેના પાંચ-દશ, પન્નર-વીશ રૂપીયા ઉપજે. હવેજો આંબાને પૂર્ણ પાક ની તક આપે તો કાચી કેરીઓ પાકયા પછી પચાસ મણ કે સોમણ પણ થાય, અને વખતે હજાર, બે હજાર રૂા. પણ ઉપજે. અહીં કાચી કેરી વેચી ખાવી તે મૂર્ખાઇ છે, પણ પાકવા દેવી તેજ ડહાપણ ભરેલું ગણાય તેમ ગુરૂદેવોની પરાધીનતા સ્વીકારીને જેટલા વધાય તેટલા જ્ઞાનમા આગળ વધવું, તેજ એકાન્તે પરલોકનું ભલું કરવા સંજમી બનેલા મુનિરાજોનું કર્તવ્ય છે.

પ્ર૦ ત્યારેશું ગુરૂઓ ગમે તેટલા હેરાન કરે તો પણ શિષ્યોએ ચલાવી જ લેવું એમને ? અને શિષ્યોએ આખી જીંદગી ગુરૂથી બીતા જ રહેવું એ પણ ખરૂં ને ?

ઉ૦ પરલોકના એકાન્ત આરાધક સ્વપર શાસ્ત્રના જાણુ આખા જગતનુ ભલું કરવાની ભાવનાવાલા ગુરૂમહારાજ કોઇને જ હેરાન કરતા નથી, તો પછી શિષ્યોને હેરાન કરે એ બને કેમ ? પરંતુ આત્માથી શિષ્યોએ બારે માસ અને પ્રતિક્ષણ ગુરૂમહારાજથી ડરતું રહેવું એટલું જ નહિ પરંતુ સમગ્ર સમુદાયથી ડરતા રહેવું અરે, આખી દુનીયાથી ડરતા રહેવું જોઇએ, એજ મોટામાં મોટી મહાનુભાવતા છે.

આપણા અનંત ઉપકારી જ્ઞાનિપુરૂષોએ ફરમાવ્યું

છે કે, 'મરણ આદિ મહાભયકર સાત ભયોથી નહિ ડગનારા વીતરાગના મુનિગણેએ પાપો અને કર્મોથી ચોક્કસ ડરતા રહેવુ' જોઇએ.

પ્ર૦ ગુરૂથી ડરતા રહેવુ એતો થોડીવાર માટે ચટાવી લેવાય પરંતુ સમુદાયના સાધુઓથી પણ ડરતા રહેવું, આખી દુનીયાથી ડરતા રહેવુ, આ વળી કયાનો ન્યાય ?

ઉ૦ ડરતા રહેવાનો અર્થ જ એ છે કે, ઝઘડા ન કરવા, અભિમાન ન કરવો, વિતંડાવાદ ન કરવો, દુર્જનતા ન કરવી, ભલમનસાઇ ન ગમાવવી, બસ, આ વર્તન રાખવું આવું એકલા વીતરાગના સાધુનું જ નહિ પરતુ જગતમા જે કોઇ સંત આત્મા હોય તેમનું સર્વનું કર્તવ્ય છે. જુઓ,

કોઇ અન્ય મહાકવિ પણ કહે છે,

**હરિજનતો હાર્યા ભલા, જિતનદે સંસાર;**
**હાર્યા હરિકો મીલત હે, જિત્યા નરક મોઝાર. ॥૧॥**

હાર થાય કોની ? ઉત્તમ આત્માઓની. જુઓ, કેળી અને બોરડી બે જોડે ઉગ્યા છે, એમા કેળીનું ઝાડ ઉત્તમ આત્મા છે, તેની હાર થાય છે, બોરડી દુર્જન છે તેની જીત થાય છે. મરૂદેવી માતાનો આત્મા ગય જન્મમા કેળીનું ઝાડ હતું તેની જોડાજોડ કથેર (કાટાવાળું એક ઝાડ) નું ઝાડ ઉગ્યુ હતુ, કંથેરના ઝાડે પોતાની દુર્જનતા ચલુ રાખી, કેળના ઝાડને પોતાના કાંટા વગાડવાનું ચાલુ રાખ્યું, ત્યારે કેળના ઝાડે પોતાની ઉત્તમતા ચાલુ રાખી તેના ઘોદા સહન કર્યા, કથેરીના ઝાડનો

જીવ મરીને સંસારમાં કયાં ગયો, તેનો પત્તો જ નથી, જ્યારે ઘોડા નહન કરનાર કેળનો જીવ મરણ પામીને મરૂદેવી માતા થઇને મનુષ્યના પણ મહાસુખો ભોગવી જગતપૂજ્ય જિનેશ્વરદેવની માતા બની મોક્ષમા પધાર્યાં.

જોઇ લ્યો દુખ દેનાર અને ખમનારના સાક્ષાત દાખલા. કોઈ કવીવર પણ ફરમાવે છે કે,

**જો તાકો કાંટા બુએ, તાકો તું બો ફુલ,**
**તુઝકો ફુલકા ફુલ હે, ઉનકો કાંટા શુલ.**

અર્થ તારા માર્ગમા જે કાટા નાખી જાય, તેના માર્ગમા પણ તારે તો પુલજ વેરવાં, કારણ કે, તને તો એ પુલજ ફળનાના છે, એને બીચાગને તે કાંટા ફળવાના છે, દુનિયામાં પણ પ્રશ્ન છે કે, **ગાળો દેનાર અને ખાનાર એમાં સજ્જન કોણ ? આખું જગત એકજ અવાજે કહે છે કે, દેનાર નહિ પરંતુ ખાનાર.**

પ્ર૦ ત્યારે ઘણા બીકણ એ સંતપુરૂષ કહેવાય ? અને સદા બીતા રહે તેજ ઉંચ પુરૂષો લેખાય છે ?

ઉ૦ અહીં વાત ચાલે છે, સાધુ પુરૂષોની, રણાંગણની કે વેપારી વર્ગની કે ઘરમાં ધાડપાડુ પેઠા હોય એવા ગૃહસ્થની વાત નથી, એ ધ્યાનમાં રાખવું જોઇએ, એટલે સાધુ પુરૂષોને-સંતપુરૂષોને પરલોક બગાડવા ઈચ્છા ન હોય, તેણે પાપથી ચોક્કસ ડરતા રહેવુ જ જોઈએ, અને પાપથી ડરે તે જગતથી ડરે એમાં ખોટું શું છે.

બીજી વાત એ પણ છે કે, જેમ જેમ આત્મા પાસે જોખમદારી વધતી જાય, તેમ તેમ સાવધાનતા વધારવી જોઇએ. જુઓ, આખી દુનિયામાં કાયદો છે કે, ધનવાનો મધ્યબજારમાં જ રહે છે, એવાઓનાં રહેઠાણ, રહેવાનાં ઘરો ગામની મધ્યમાં જ હોય છે, તેનું કારણ એજ કે તેઓની પાસે માલ-મીલ્કત હોય છે. તે જો ગામ બહાર નિરાધાર રહે તો જરૂર લૂંટાઇ જવાનો ભય રહે છે, અને બીજી બાજુ વાઘરી, બજાણીયા, ઢેઢ, ચમાર, ભંગી આદિ નિર્ધન કોમો-જાતિઓ ગામની બહાર, ગામથી છેટા વસે છે, કેમ કે તેમને લૂંટાવાનો બીલકુલ ભય છે જ નહિ.

વળી જુઓ, સોનું-ચાંદી સદાકાળ બીતા જ રહે છે, તેઓને પોતાને ચોરાઇ જવાનો ભય હોવાથી તીજોરીમાં છુપાઈને વસે છે. લોઢા વગેરે હલકી ધાતુઓને નિડરતા હોય છે. એમને કોઈનો ડર ન હોવાથી ગમે ત્યાં પડયાં રહે છે. લોઢાની કોષ વિગેરે વગડામાં પણ નિડરપણે એકલી રહે છે, અને સોનાની કટકી બજારમાં પણ એકલી રહે તો ચોરાઇ જાય છે.

વળી સોના-ચાંદીમાં નરમાસ પણ ખુબ છે, તેને લોઢું હેરાન કરે છે, પરંતુ સોનું લોઢાને હેરાન કરી શકેજ નહિ. કારણ કે લોઢામાં ભારોભાર દુર્જનતા ભરેલી છે. લોઢું આખા જગતનું લોહી પીવા સરજાયું છે. લોઢું ચપુ, છરી, તરવાર, બાણ ભાલો, બરછી, ધારીયું, મુદ્દગલ, ગદા, ભીંદીપાલ

વિગેરે હથીયાર રૂપમાં બની જગતનો નાશ કરે છે. પણ અને મનુષ્યો લોઢાથી કેટલા કપાણા તેની સંખ્યા જ્ઞાનીઓ પણ ગણાવી શકે નહિ, જ્યારે સોના-ચાંદીએ કોઈનો અપરાધ-ગુન્હો કર્યાના દાખલા બહુજ ઓછા મળશે.

સોના અને લોઢાની વિચારણાથી સજ્જનતા અને દુર્જનતાની સમજણ પડી જશે કે, નરમાશ, સજ્જનતા આદિ ઉત્તમ ગુણોથી અત્યારે સોનાની કિંમત એક મણની લગભગ દોઢ થી બે લાખ રૂપિયા થઇ જાય છે, જ્યારે લોઢાની કીંમત ચાર-પાંચ રૂપીયા થાય છે. સોનું ઘરમાં શેર-બશેર હોય તો પણ તે માણસ ભાગ્યશાળી લેખાય છે. લોઢુ ભલે પાંચ-દશ મણ હોય તો પણ તે માણસ બાપડો અને અભાગીઓ કહેવાય છે. તેમ સોના જેવો એકજ નમ્ર શિષ્ય હોય તે ગુરૂ ભાગ્યશાળી ગણાય છે, અને લોઢાના જેવા કજીયાળા દશ શિષ્ય હોય તો પણ ગુરૂનું લોહી ઉકાળે છે.

ઉપરના બધાજ વર્ણનથી એમ નક્કી થાય છે, કે જે સાધુ મુનિરાજમાં વિનય, નમ્રતા અને સજ્જનતા ગુણો આવેલા હોયતો એમને એકલા રહેવા વિગેરેની વાયડી વાતો કરવી પડેજ નહિ, વિનયી આત્મા જરૂર મોડો-વહેલો જ્ઞાની બને છે. પોતાના પરિવારમાં વ્હાલો થાય છે, અને અન્ય સમાજમાં પણ આબરૂ મેળવે છે, માટે આત્માના અભ્યુદય ઇચ્છક સાધુ-સાધ્વીએ પોતામાં વિનય-નમ્રતા,

કોમળતા મૃદુતા ગુણો જલદી આવે એવો ઉદ્યમ કરવો જોઈએ.

પ્ર૦ ભગવાન વીતરાગના શાસનમા તરવાના માર્ગ ઘણા છે, તો પછી એક વિનય ન હોય તો શું ન તરી શકાય ?

ઉ૦ જેમ સાકર, દ્રાક્ષ અને શેરડી વિગેરેમા બીજું બધું હોય. ફક્ત મધુરતા જ ન હોય. સુવર્ણમા અને ચાંદીમા ફક્ત ચળકાટ ન હોય, હીરામા ફક્ત પાણી જ ન હોય, ચંદ્ર-સૂર્યમા ફક્ત પ્રકાશ જ ન હોય, આખા શરીરમાં ફક્ત મસ્તક જ ન હોય, કોઇ મહામની ફક્ત બ્રહ્મચર્ય જ ન હોય, કોઇ ઉત્તમ આત્મામાં ફક્ત સજ્જનતા જ ન હોય, કોઈ મોટા વેપારીને ફક્ત આબરૂ જ ન હોય, કોઇ મોટા રાજાની ફક્ત આજ્ઞા જ ન પાળતું હોય, કોઈ મોટા ધનવાનના ઘરમાં નવ પ્રકારમાથી એકે પ્રકારનું ધન જ ન હોય, બહુ રુપાળા માણસને ફક્ત એકલું નાક જ ન હોય, કોઇ મોટા પરિવારવાળા ઘરમાં ફક્ત કોઇ પુરૂષ જ ન હોય, એકદમ સારા શહેરમાં ફક્ત કોઈ માણસ જ ન હોય, જેમ આ બધાં તદ્દન નકામાં અને હસી કાઢવા યોગ્ય છે, તેમ વિનયગુણ ન હોયતો તરવાના બધા માર્ગો નકામાજ છે. બધા માર્ગો તારી શકતા જ નથી.

ઉપરની તમામ વસ્તુઓને એકેક વસ્તુનો અભાવ તેની મૌલિક સંપત્તિનો અભાવ સૂચવે છે, તેમ વિનય ગુણનો

અભાવ પણ આત્મામાં તમામ ગુણુનો અભાવ સૂચવે છે, માટે વિનય ગુણવાલા આત્મામાં જ ગુણો ન હોય તો પણ મોડા વેલા જરૂર આવે છે, અને વિનયગુણ વગરના મનુષ્યમાં વખતે કોઇ ગુણ આવ્યા હોય તો પણ પાછા ચાલ્યા જાય છે. જુઓ, દશવૈકાલિક સૂત્રમાં સાધુને વિનય ગુણ સમજવા આખું નવમું અધ્યયન બતાવ્યું છે, તેનો વિસ્તાર ઘણો છે, તેનો ટૂંક ભાવ નીચેના પદ્યોથી સમજવા નીચે લખું છું.

[શત્રુંજય જઇએ લાલન, શત્રૂંજય જઇએ–એ દેશી]

વિનય કરે જો ચેલા વિનય કરે જો,
શ્રી ગુરૂઆણા શીશ ધરે જો;
ચેલા શીશ ધરે જો,
ક્રોધી માની ને પરમાદી,
વિનય ન શીખે વલી વિખવાદી,
ચેલા, વલી વિખવાદી ॥ ૧ ॥
વિનય રહિત આશાતના કરતાં,
બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતાં;
ચેલા દુર્ગતિ ફરતાં,
અગ્નિ સર્પ વિષ જિમ વલી મારે,
ગુરૂ આશાતન તેમ અધિક પ્રકારે, ચે. અ૦॥ ૨ ॥

અર્થ · એ ગાથાનો ભેગોઃ ભગવાન સુધર્મસ્વામિ મહારાજ શિષ્ય સમુદાયને ઉદ્દેશીને ફરમાવે છે, હે

મહાભાગ્યશાલી સુશિષ્યો ! તમો ગુરૂ મહારાજનો વિનય જરૂર કરજો, અને ગુરૂ મહારાજાની આજ્ઞા ત્રણે કાલ માટે મસ્તક ઉપર ધારણ કરજો, જે હીણભાગી જીવો, ક્રોધી માની, પ્રમાદી અને કજીઆળા હોય છે, તેમનામાં વિનયગુણ (બીજાનું દેખીને પણ) આવતો નથી. (તમો તો ઉત્તમ કુલમાં જન્મ્યા છો, વૈરાગ્યથી દીક્ષા લીધી છે, માટે અવિનય-વાળા થશો નહિ.) કારણ કે,

વિનયના અભાવમાં જે આશાતના થઇ જાય છે, તેથી તે આત્મા દુર્ગતિમાં ભટકતો છતો ઘણા ભવ-સંસારમાં ભટકનારો બને છે. જુઓ, અગ્નિ,સર્પ અને ઝેરએ મહા-ભયંકર વસ્તુઓ છે, એ તત્કાળ પ્રાણઘાતક છે, પરંતુ તેના કરતાં પણ ગુરૂનો અવિનય કરવાથી લાગેલી આશાતના અધિક પ્રકારે મારનારી છે, અગ્નિ, સર્પ અને ઝેર એક ભવનું મરણ દેનારા છે જયારે ગુરૂ આશાતના અનંતા જન્મ-મરણ આપનાર થાય છે.

આ વાતનું સમર્થન આપનાર શ્રી જૈનશાસનમાં બની ગયેલું અને જૈનસાહિત્યમાં આલેખાએલું એક કથાનક અહિં રજુ કરૂં છું.

અનંતાકાળ પહેલાં એટલે અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી પહેલાં મુનિવિહારનાં ક્ષેત્ર અને કાળમાં પાંચસો મુનિ મહાશયોથી પરિવરેલા શ્રી ધર્મઘોષસૂરિ મહારાજ નામના આચાર્ય ભગવાન પધાર્યા. ગુરુ મહારાજાની

હતા અને ચંદ્રકિરણ જેવું અતિનિર્મળ ચારિત્ર પાલનારા હતા. તેમના પરિવારના બધા જ શિષ્યો ગુણરત્નની ખાણ હતા. અને જ્ઞાન-ધ્યાન-ક્રિયા-તપસ્યામાં સદાકાળ જાગતા હતા, તેમની પાસે કોઇ એક કુળપુત્રે દીક્ષા લીધી હતી, તે ઘણો સશક્ત આત્મા હતો, તે તેથી ઘણા સાધુનું કામકાજ કરી શકતો હતો. દુનિયામાં પણ કહેવત છે કે, " કરે તેને જ કહેવાય " એટલે સાધુઓ તેને કયારેક કામ બતાવતા હતા. તેનું નામ હતું રૂદ્ર, તે કામકાજ ઘણું કરતો, પરંતુ તેનામાં આપબડાઇ ખુબ જ હતી, તેથી તેને વારંવાર ક્રોધ અને માન ખુબજ આવી જતાં હતાં.

ગુરુદેવ તેને કળી ગયા હતા, એટલે અવારનવાર વ્યાખ્યાનમાં આપબડાઈ, ક્રોધ, માન ઘણા જ ખોટા છે, એમ સાર્વજનિક ઉપદેશ આપતા. દુનિયામાં પણ કહેવત છે કે,

**કંચન તજવું સહેલ છે, સહેલ પ્રિયાનો નેહ;**
**આપ બડાઈ અને ઈર્ષા, દુર્લભ તજવું તેહ.**

પરંતુ અપાત્ર રૂદ્રને લાભ થતો નહિ, અને રોષ આવી જતો કે, મનેજ સંભળાવે છે. રૂદ્ર ઘણો ક્રોધી અને અભિમાની છે, એમ આખા સમુદાયને સમજાઇ ગએલું હોવાથી તેની ભૂલ કોઇ કાઢતું નહિ, કારણ કે ઉકળેલા તેલમાં પાણી રેડવું એ આપણા નાશને નોતરવા સમાન છે પરંતુ તેને પરોક્ષ શીખામણ અપાતી તે પણ તેને નાક ગુચ્ચા માણસને દર્પણ બતાવવા સમાન થતી હતી.

## (બુચ્ચા માણસની કથા)

જુઓ. એક કોઇ દરબારના ભાયાત બેસતા વર્ષના દિવસે બુકાની બાધીને બજારમાં ફરવા નીકલ્યા હતા, તેવામાં ઈનામ લેવાની આશાએ એક હજામ દર્પણ લેઇને દુકાનદારોમાં ફરતો હતો, અને દર્પણ દેખાડીને બે-પાંચ રૂપીયાના છુટા કમાયો હતો. આ બાજુ પેલા બુકાનીવાળા દરબાર શ્રી પણ પધાર્યા. હજામ બીચારે મોટા માણુસ ધારીને દર્પણ સામે ધર્યું. દરબારશ્રીનું નાક હમણાજ કારણવશાત્ કપાઇ ગયું હતું.

પરંતુ આ વાત બીચારો હજામ મુદ્દલ જાણતો હતો નહિ. દરબારને દર્પણ જોતાંજ યાદ આવ્યું કે, આ હરામખોર હજામ મારૂં કપાએલું નાક મને દેખાડવા આ દર્પણ ધરે છે, ચાખ ત્યારે તેનું ફલ, એમ વિચારી પાંચ-દશ થપાડો લગાવી દીધી. હરામખોર ! હું નાકબુચ્ચો છું, એની મને ખબર નથી ? તે વળી તું દર્પણ દેખાડવા આવ્યો છે ? લે લેતો જા !

**દુર્જનને સમજાવતાં, કશો ન નીકળે સાર;**
**દર્પણ દર્શક નાપિતે, ખાધો માર અપાર.**
**મૂરખને મત આપતાં, પોતાની પત જાય;**
**ટપલો શરાણ ચઢાવીએ, પણ આરીસો નવ થાય.**

બસ. જેમ દરબારને દર્પણ દેખાડનાર ઉપર ગુસ્સો આવ્યો, તેજ પ્રમાણે ક્રોધી, માની, કજીઆળા શિષ્યોને

ગુરૂ મહારાજની શીખામણ પણ લાભકારક થતી નથી, પણ નુકશાન કરનારી બને છે. આ ન્યાયથી રૂદ્રમુનિ સમુદાયના ઘણા સાધુઓનું કામ કરતો પરંતુ તેની હાએ હા કહેનારા હોય, તેની વાહવાહ કરનાર હોય, તેની જરા પણ ભૂલ ન કાઢે તોજ તે ભાઇશ્રી સારા રહે, નહિતર ક્ષણવારમાં મીંયાભાઇ-પણું આવી જાય.

આમ થતા-થતાં આ ભાઇશ્રી રૂદ્રના ક્રોધ અને અભિમાને મર્યાદા મુકવી શરૂ કરી અને વારવાર સમુદાયમા વડીલોનું પણ અપમાન કરી નાખે એટલે આખો ગચ્છ તેને વિરોધી જેવો દેખાવા લાગ્યો. અર્થાત્ કોઇ પણ સાધુ તેની સાથે લેવડદેવડ-વાતચીત કરે નહિ, તેની સાથે કોઈ ચાલે નહિ, તેને કોઇ કામ બતાવે નહિ, એમ એકલો અટુલો બનવાથી સમુદાય ઉપર મહાદ્વેષ ધારણ કરતો વિચારવા લાગ્યો. છતા કોઈકવાર સ્થવિર સાધુઓ તેને બહુ ધીમાશથી અને મીઠાશથી શીખાપણ આપતા, પણ તે શીખામણ તેને કડકડતા અને ઉકળી રહેલા તેલમાં નાખેલા ઠંડાપાણી તુલ્યજ થતી [ઉકળતા તેલમાં પાણી પડે એટલે તુરતજ ભડકો થાય છે અને અસાવધાન પાસે ઉભેલા બળી જાય છે,] આવા બનાવથી સમુદ્ર અને વડવાનલ જેવો ગચ્છ અને રૂદ્રનો સંબંધ બની ગયો હતો. એકદા દુષ્ટ પરિણામવાલા રૂદ્ર સાધુને એવો વિચાર આવ્યો કે, આ આખો ગચ્છ મારો છિદ્રાન્વેશી છે, માટે તેનો હું નાશ કરી નાખું ?

એવો વિચાર કરીને કોઇ જગ્યાએથી વિષ મેળવી લાવ્યો અને ગચ્છના ૫૦૦ સાધુઓને પીવાના પાણીમા નાખ્યું, પરંતુ ચારિત્રની આરાધનામાં તન્મય બનેલા ગચ્છનું પુણ્ય જાગતું હોવાથી શ્રી વીતરાગશાસનના કોઈક વફાદાર દેવનું ધ્યાન ગયું અને દુષ્ટ સાધુનું કૃત્ય ગચ્છના મુખ્ય પુરૂષોને જણાવી દીધું, તેથી આખા ગચ્છનો બચાવ થઇ ગયો.

અને તે શિષ્યાભાસ અને સાધ્વાભાસ રૂદ્રમૂર્તિ રૂદ્ર સાધુ પણ પોતાનું પાપ જાહેર થઇ ગયાની ખબર પડી જતાં ગચ્છનો ત્યાગ કરીને નીકળી ગયો, પરંતુ તેનું પાપ જગજાહેર થઇ ગયું.

**ક્રોડ ઉપાય કર્યા છતાં, પાપ પ્રકટ થઈ જાય,**
**કાપેલી નાસા કદી, ઢાંકી નવ ઢંકાય.**

તેથી તે જ્યા ગયો ત્યાં અપમાન અને તિરસ્કાર પામવાથી કોઇ જગ્યાએ ઠરી શકયો નહિ, તેથી તેને ગચ્છ ધર્મ અને વેશ ઉપર પણ અતિપ્રમાણ દ્વેષ આવવાથી વેશનો પણ ત્યાગ કરીને જંગલમા ભટકવા લાગ્યો. હવે તેનામાથી આચારો પલાયન થવાની સાથે અનાચારો દાખલ થઈ ગયા અને તેની ધર્મક્રિયાઓ બંધ થઇ ગઇ, રાત દિવસ પરિભ્રમણ ચાલુ થયું, કંદમૂલાદિ બધીજ અભક્ષ્ય અને અપેય વસ્તુઓ વાપરવા લાગ્યો, બધાંજ નહિ કરવા યોગ્ય કામો કરવા લાગ્યો, જ્યાં ગયો ત્યાં અપમાનને પામતો મનુષ્યોની મજુરી વિગેરે હલકાં કામો કરીને મરીને તિર્યંચયોનિમા ઉત્પન્ન થયો.

ધર્મના દ્વેષથી મરેલો હોવાથી પશુગતિમાં પણ અનેક જીવોના સંહાર કરીને નરક ગતિમાં ગયો, એક ભવ પશુનો અને એક ભવ નરકનો એમ સાતે નરકમાં જઇ આવીને જલચર, સ્થલચર અને ખેચર પશુઓમાં હજારો ભવ ભટકીને બેઇન્દ્રિયાદિ વિકલેન્દ્રિયમાં ઘણો કાળ ભટકીને. પ્રત્યેક વનસ્પતિકાયમાં અસંખ્યાત ભવો રખડીને અનંતકાયમાં (સાધારણ વનસ્પતિકાયમાં) અનંતા કાલ ભટકવામાં કેવલી ભગવાન પણ કહેતાં પાર ન પામે તેવાં દુઃખો પામ્યો.

અનંતો કાલ–અનંતા કાલચક્ર ચાર ગતિ સંસારમાં દુઃખો ભોગવીને વલી અકામનિર્જરાએ ઉચો ચઢયો અને આર્યદેશમાં, આર્યકુલમાં જૈનધર્મની સામગ્રીવાલા **વેદ્રમણ શેઠની વસુભદ્રાભાર્યાની** કુક્ષિએ **ગુણાકર** નામા પુત્ર થયો, યૌવનવયને પામ્યો. તીર્થંકરદેવ પધાર્યા સાંભળી વંદન કરવા ગયો, ત્યાં ક્રોધાદિ કષાયોની દુષ્ટતા અને દુરંતતા સાભળી, અને ઉદાહરણમાં પોતાનીજ અનંતભવ પહેલાંની રૂદ્રનામા સાધુપણાની ઉદ્ધતાઇથી ભરેલી કથા સાંભલી, અને તેના પરિણામે આટલો બધો કાળ સંસારમાં રખડવું પડયું, તેમાં નરકાદિ કુગતિઓમાં ભોગવેલાં દુખોનો ચિતાર સાંભળી મનમાં ખુબજ અરેરાટી ઉત્પન્ન થઈ, વર્ણન ન થઇ શકે તેટલું દુઃખ થઇ આવ્યું; મૂર્છા આવી, કેટલાક પોતાના ભૂતકાલના ભવો આત્મપ્રત્યક્ષ થયા, સંસારનાં સુખો પણ વિષ સમાન ભાસવા લાગ્યાં,

તીવ્રવૈરાગ્ય થવાથી માતા-પિતાની આજ્ઞા મેળવી પ્રભુજી પાસે પ્રવ્રજ્યા અંગીકારી કરી.

દીક્ષાના દિવસથીજ દરરોજ ૫૦૦ સાધુની સેવા કરવાનો નિયમ લીધો. એક સાધુ ઓછા હોય તો એટલે ચારસો નવ્વાણું-ની સેવા થાય તો બીજા દિવસે ઉપવાસ કરવો, ક્રોધાદિ કષાયોને તિલાંજલી આપી, છ માસ દીક્ષા પાળી પાંચમા દેવલોક ગયા, ત્યાંથી એક મનુષ્ય અને એક દેવનો ભવ કરતા દરેક મનુષ્યભવમાં દોષ વગરની દીક્ષાનું પાલન કરી સર્વાર્થ વિમાન સુધી ચડી છેલ્લા મનુષ્યજન્મમાં કેવલી થઇ મોક્ષ ગયા. ઇતિ ઉદ્ધતાઇ અને વિનય ગુણના પ્રકર્ષથી આત્માના પતન અને અભ્યુદયને સૂચવનારી રૂદ્રમુનિની કથા સંપૂર્ણ.

**અવિનયી દુઃખીયો બહુલ સંસારી,**
**અવિનયી મુગતિનો નહિ અધિકારી,**
**ચેલા ! નહિ અધિકારી.**
**અવિનયકારી ઈચ્છાચારી,**
**રત્નત્રયહારી થાય ભીખારી, ચેલા થાય ભીખારી. ૩.**
**અવિનયી આરાધક નવિ થાય, કુલવાલુઆની**
**પરે દુર્ગતિ જાય ચેલા દુર્ગતિ જાય.**
**કોહ્યાકાનની કુતરી જેમ,**
**અપમાન પામે અવિનયી તેમ; ચેલા૦ ૪.**

**અર્થઃ** અવિનયી આત્મા આભવમાં પણ કોઈ સ્થાનકે

કે માન પામતો ન હોવાથી બીચારી અને રાંક જેવી દશા ભોગવે છે. અવિનયી સાધુ ગચ્છમાં રહી શકતો નથી, અવિનયીને ગુરૂ ઉપર સદ્‌ભાવ ન હોવાથી જ્ઞાન પામતો નથી, અને અવિનયી જ્ઞાન ભણે તે પણ તેને ફળવાના બદલે પુટી નીકળે છે, એટલે આભવમાં **અવિનયથી** ભણાયેલું જ્ઞાન પ્રાયઃ ઉત્સૂત્રપ્રરૂપણા આદિમાં જ વપરાતું હોવાથી જીવને **બહુલસંસારી** બનાવે છે.

અવિનયી આત્માને મુક્તિ મળતી નથી, એટલે અવિનયપૂર્વક ગમે તેટલા તપ કરે, જ્ઞાન ભણે, અનુષ્ઠાન કરે તો પણ મૂળ બળેલું હોય તો જેમ ફળ થાયજ નહિ, તેમ વિનયરૂપ મૂળ બળી ગયેલુ હોવાથી મુકિતરુપ ફળ થતું નથી. અવિનય કરનારા પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરનારો હોવાથી ગ્રહણ અને **આસેવન શિક્ષા** પામતો ન હોવાથી રત્નત્રયી પામતો જ નથી. અને પામે તો ખોઇ નાખીને ભીખારી જેવો એટલે રત્નત્રયી જાય એટલે ભીખારીની પેઠે ચાર ગતિમાં ભટકે છે.

અવિનયી આત્મા દેખાવથી સારા તપ, અનુષ્ઠાન કરતો હોય તો પણ તેને આરાધના થતીજ નથી અને તે કારણથી કુળવાળક સાધુની પેઠે દુર્ગતિગામી થાય છે.

કુલવાલક સાધુ મહાતપસ્વી હોવા છતાં ક્રોધી અને સ્વચ્છંદી હોવાથી ગુરૂની શીખામણ તેને રુચની નહિ. એક વાર શીખામણ દેનારા ગુરૂમહારાજને મારી નાખવાના તેને

વિચારો આવ્યા અને પહાડ ઉપરથી ઉતરતાં (ગુરૂ પેલા અને કુલવાલક પાછળ હોવાથી) મોટો પથ્થર ગગડાવ્યો, જો તે ગુરૂએ જોઇ ન લીધો હોત તો ગુરૂ ચગદાઇને મરણુ જ પામવાના હતા. પરંતુ પાછળથી આવતા પથ્થરને જોઇને ગુરૂ બાજુ ઉપર થઈ ગયા અને પોતાના કુશિષ્યની ચેષ્ટા સમજાઇ ગઇ.

કુશિષ્યની આવી દુષ્ટ ચેષ્ટાથી મહાશાંતમૂર્તિ ગુરુને પણ ક્ષણવાર પુરતો ગુસ્સો આવી જવાથી બોલાઈ ગયું કે, હે અધમ આત્મા! તારા આવા વર્તનથી નારી મારફતે તારૂં પતન થશે, બસ કોઈ ભાવિભાવ હોય અને કયારેક આવા ગુરુઓના મુખમાંથી પણ આવા શબ્દો નીકળી જાય છે. દુષ્ટ શિષ્ય ગુરુને છોડીને એક મોટા વનમાં જઇ માસના, દોઢ માસના, બે માસના, અઢિ માસના, ત્રણુ માસના એમ મોટા મોટા તપ કરવા લાગ્યો અને મનમા અભિમાન લાવી વિચારવા લાગ્યો કે, ગુરુનાં વચન ખોટા થવાનાં છે. કારણુ કે એક બાજુ મનુષ્યનો અહિ સર્વથા અભાવ છે પછી સ્ત્રીઓ કયાંથી આવવાની હતી? સાથોસાથ મોટી તપ સ્યા ચાલે છે, એટલે ગુરુના વચન ગુરુના મુખમાંજ રહેવાના થયાં.

હવે તે આવા ઉત્કૃષ્ટ તપ કરતા તે મુનિને ઘણો ટાઇમ ગયો. આ બાજુ કોણીક અને ચેડા મહારાજનું યુધ્ધ શરૂ થયું એમાં ઘણો વખત લડવામાં નહિ ફાવેલા કોણીકે

દેવના વચનથી માગધિકા વેશ્યા મારફતે કુલવાલક મુનિને શીલભંગ કરીને મંગાવ્યા, અને વિશાલાનગરીનો કબજો લીધો, અને મુનિ ચારિત્રભ્રષ્ટ થઈને કુગતિગામી બની સંસારમાં રખડનારા થયા. આ કથાનો વિસ્તાર જાણવાના ઈચ્છક મહાશયે **ઉત્તરાધ્યયન** પ્રથમ અધ્યયનની વૃત્તિ જોવી.

પ્ર૦ આ મુનિરાજનું કુલવાલક એવું નામ શાથી થયું?

ઉ૦ આ મુનિ માસ-માસ વિગેરે મોટા તપ કરીને નદીના કીનારા ઉપર ધ્યાનમાં ઉભા રહેતા હતા, અને નદીનું પૂર આવે તો પણ પોતે પૂરમાં તણાઈ જશે એવી પણ દરકાર રાખ્યા વગર ધ્યાન છોડતા નહિ, તેથી કોઈક દેવે મુનિના ધ્યાનથી આકર્ષાઈને નદી કાંઠે આવી નદીનો પ્રવાહ વાળીને દુર ખેસવી નાંખ્યો. તેવો બનાવ દેખીને વગડામાં આવનાર આભીર વિગેરે લોકોએ આ મુનિનું કુલ (નદીનો પ્રવાહ) વાલક નામ પાડ્યું.

પ્ર૦ દેવતાઓ જેમના તપથી આકર્ષાઈને નદીના પ્રવાહને ખેસવી નાખે. આવા તપસ્વી સાધુ મરીને દુર્ગતિએ જાય તે શું બનવા યોગ છે?

ઉ૦ દેવતાઓ પણ મૂલ તો છદ્મસ્થ જીવ છે, એટલે આપણી જેમ અલ્પજ્ઞાની છે, આપણે આ કાલના માણસો પણ જેમ તપસ્યાનો કે જ્ઞાનનો કોઈનામાં વિશેષ ગુણ જાણી તેના ગુણમાં ઘેલા બનીએ છીએ તેમ દેવો પણ તત્કાલ ગુણ દેખી તેમની સેવા-ભક્તિ કરનારા થાય છે, પરંતુ

ભક્તોની ભક્તિના બળે પૂજ્યપુરૂષોનુ કશુ કલ્યાણ થતુ નથી

પ્ર૦ શુ દેવતાઓના પણ પૂજ્ય બનેલા આત્માઓ પાછા પડી જાય ખરા ?

ઉ૦ સર્વજ્ઞભગવાન સિવાય સાચી પરીક્ષા કોઇ કરી શકતા નથી એટલે અમુકના પૂજ્ય થયા એટલે પતન થાય નહિ, એવો કોઇને ઠેકો મળતો નથી

પ્ર૦ હજારોના પૂજ્ય બનેલા, લાખો કે ક્રોડોના પૂજ્ય બનેલા પણ ચારગતિ સંસારમા ભ્રમણ કરનાર થઇ અનતા દુખ ભોગવનારા થતા હોય તો આપણા જેવાની શી દશા ?

ઉ૦ ગુણ પ્રકટ થવા એ એક જુદી ચીજ છે, અને જગતના અજ્ઞાની જીવોદ્વારા પૂજાવુ એ જુદી વાત છે કેટલાક સર્વગુણસમ્પન્ન કેવલી ભગવતો બીલ્કુલ જગતમા પૂજાયા વગરજ મોક્ષમા પધારી ગયા છે અને કેટલાક હજારો દોષોના ભંડાર ગોશાળા જેવા ક્રોડો માણસોદ્વારા પૂજાયા પણ ખરા અને ચારે ગતિમા ભટકવુ પણ જરૂર પડશે

પ્ર૦ તો પછી જેને ઘણા ભકતો હોય ઘણા સેવકો હોય, એનુ ચોક્કસ કલ્યાણ થવાનુ જ, એમ નહિ ?

ઉ૦ જેને ઘણા ભકતો અને ઘણા સેવકો હોય, તેનુ

કલ્યાણ થવાનું ચોક્કસ નહિ જ. પરંતુ ભક્તોમાં ભાનભૂલા થઇ જવાય તો અકલ્યાણ ચોક્કસ થાય, એમાં શંકા નહિ.

પ્ર૦ ઉપર જણાવાઇ ગયું કે, ગુરૂપરતંત્રતા સિવાય સાધુદશા શોભે નહિ, એનુ કારણ શું ?

ઉ૦ શ્રી જૈનશાસનમાં આજ્ઞાનીજ મુખ્યતા બનાવાઇ છે. આજ્ઞા વિના બધાજ ક્રિયા-અનુષ્ઠાનો અલુણાં અનાજ જેવાં લાગે છે. જુઓ શ્રાવકોના છત્રીશ કૃત્યોમાં પણ પહેલું કૃત્ય શું છે ?

मन्ह जिणाणं आणं અર્થઃ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનો.

વલી પણ કહ્યુ છે કે,

आणाए तवो आणाए संजमो तह य दाणमाणाए ।
आणारहिओ धम्मो पलालपुलुव्व पडिहाइ ॥ १ ॥

અર્થઃ જેટલા જગતમાં તપના પ્રકાર છે, તે બધા વીતરાગની આજ્ઞાપૂર્વક કરાય તોજ તે સાચી નિર્જરા રૂપ ફલને આપનારા થાય છે. સંજમના બધાજ પ્રકારો ભગવાન વીતરાગની આજ્ઞાપૂર્વકજ ફલવાન બને છે, તેમજ દાન અને ઉપલક્ષણથી શીલ આદિ બધાજ ધર્મો વીતરાગની આજ્ઞાપૂર્વક કરાય તોજ તેનુ યથાર્થ ફલ પ્રાપ્ત થાય છે.

પ્ર૦ આપણે બધા ઉપવાસ વિગેરે તપ કરીએ છીએ એ બધા તપ સાચા ગણાય નહિ ?

ઉ૦ સાચા તપ ન ગણાય, એમ કહેવાની સર્વજ્ઞ સિવાય કોઇની તાકાત નથી, પરંતુ તપનું લક્ષણ શાસ્ત્રોમાં

નીચે પ્રમાણે બતાવ્યું છે તે જુઓ.

कषायविषयाहार-त्यागो यत्र विधीयते ।
उपवास स विज्ञेय. शेषं लंघनकं विदु ॥ १ ॥

અર્થ: ક્રોધાદિ સોલ અને હાસ્યાદિ નવ એમ પચ્ચીશ કષાયોનો ત્યાગ હોય, પાચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષયનો ત્યાગ હોય અને અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો ત્યાગ હોય એમ બાવન બાબતનો જે દિવસે ત્યાગ હોય તે દિવસે ઉપવાસ ગણાય, તે બાવન પૈકી થોડા પણ છોડી શકાય નહિ તો ઉપવાસ નહિ પણ ઢોરલાંઘણુ ગણાય છે,

બસ, આ વિષય-કષાયના ત્યાગપૂર્વક આહારના ત્યાગનેજ શ્રી વીતરાગની આજ્ઞાપૂર્વકનો તપ કહેવાય છે, એમ સંજમ એટલે ચારિત્રમાં પણ સમજવું. એટલે માત્ર વેશ પહેરવાથી કલ્યાણ થાય છે. એમ સમજવા જરૂર નથી.



કારણકે આ આજ્ઞાપૂર્વક ચારિત્રની જ્ઞાનીપુરૂષોએ કેટલી કિંમત આંકી છે, તે જુઓ.

एगदिवस पि जीवो पवज्जमुवागओ अनन्नमणो ।
जइ नवि पावइ मुक्खं अवस्स वेमाणिओ होइ ॥२॥

અર્થ: ફક્ત એકજ દિવસ ભગવાન વીતરાગદેવની સંપૂર્ણ આજ્ઞાપૂર્વક એકાગ્રચિત્તથી કોઈ જીવ દીક્ષા પાળે તો મોક્ષમાંજ જવો જોઈએ, પરંતુ કારણવશાત્ ન જઇ શકે તો વૈમાનિકદેવ તો ચોક્કસ થાય.

વલી પણ કહ્યુ છે કે,

आजन्माराधिताद् देश-संयमाद् यत् फलं भवेत् ।
अन्तर्मुहुर्तमात्रेण, तत्पुन. सर्वसंयमात् ॥ १ ॥

અર્થ: આખી જીંદગી એટલે ક્રોડ પૂર્વના આયુષ વાલો આત્મા ઉચ્ચામા ઉચ્ચો શ્રાવકપણાની ધર્મ આરાધન કરે તેના કરતા પણ શ્રી વીતરાગની સંપૂર્ણ આજ્ઞાનો પાલક સાધુ અંતર્મુહૂર્ત સાધુપણું પાલે તો તે પણ તેટલીજ કર્મનિર્જરા કરી શકે છે, એટલે ભગવાન વીતરાગની આજ્ઞા વિના ધર્મની આરાધના તે ફોતરાના પુળા જેવી છે.

વિનય શ્રુત તપ વલી આચાર,
કહીએ સમાધિનાં ઠામ એ ચાર;
ચેલા ! ઠામ એ ચાર ॥
વલી ચાર ચાર ભેદ અકેક,
સમજો ગુરૂ મુખથી સુવિવેક;
ચેલા. ॥ સુવિવેક. ॥ ૫ ॥
તે ચારેમાં વિનય છે પહેલો,
ધર્મ વિનય વિણ ભાખે તે ઘેલો;
ચેલા. ॥ ભાખે તે ઘેલો ॥
મૂલ થકી જેમ શાખા કહીએ,
ધર્મક્રિયા તેમ વિનયથી લહીયે,
ચેલા. વિનયથી લહીએ ॥ ૬ ॥

અર્થ: વિનય, શ્રુત, તપ અને આચાર આ ચાર

આચરણાઓથી આત્મામાં સમાધિ પ્રકટ થાય છે અર્થાત્ વિનયથી સ્વપરને આનંદ ઉપજે છે, શ્રુત-જ્ઞાનથી જગતના પદાર્થો જીવ, અજીવ, પુણ્ય-પાપ વિગેરે સમજાય છે તપસ્યાથી આત્માના વિકારો મરી જાય છે, અને સારો આચાર પાળવાથી જીવદયા વિગેરે પાંચ મહાવ્રતો અને પિંડવિશુદ્ધિ વિગેરે ઉત્તરગુણો વિકાસ પામે છે. આ ચારે મોટા ગુણો છે તેમાં-પણ વિનય મોટો ભાઈ છે, અને બાકીના ત્રણ તેના નાના ભાઈઓ છે. જેમ મૂલ મજબુત હોય તો હજારો શાખા-પ્રશાખાઓ વિસ્તરે છે, તેમ એક વિનય મજબુત હોય તો બધા ગુણો ઘણા વિસ્તાર પામે છે.

ગુરૂમાન વિનયથી લહેશો સાર,
જ્ઞાન ક્રિયા તપ જે આચાર;
ચેલા જે સ્આચાર ॥
ગરથ પખે જીમ ન હોયે હાટ,
વિણુ ગુરૂવિનય તેમ ધર્મની વાટ;
ચેલા ધર્મની વાટ ॥ ૭ ॥
ગુરુ નાનો ગુરુ મોટો કહીએ,
રાજા પરે તસ આણા વહીએ;
ચેલા આણા વહીએ ॥
અલ્પશ્રુત પણ બહુશ્રૂત જાણો,
શાસ્ત્રસિદ્ધાન્તે તેહ મનાણો,
ચેલા તેહ મનાણો ॥ ૮ ॥

**અર્થ :** ગુરૂ મહારાજના બહુમાન અને વિનયથી જ્ઞાન, ક્રિયા, તપ અને આચારનો સાર એટલે રહસ્ય સમજી શકાય છે. કહેવત છે કે, ગરથ એટલે પૈસા વગર જેમ દુકાન કે વેપાર થઇ શકતો નથી, તેજ પ્રમાણે ગુરૂના વિનય વગર ધર્મનો માર્ગ જડનોજ નથી.

કહ્યું છે કે,

**માનાદિ શત્રુ મહા, નિજછંદે ન મરાય,**
**જાતાં સદ્‌ગુરૂ શરણમાં, અલ્પપ્રયાસે જાય.**

અર્થ : સ્વેચ્છાચારી મનુષ્યોના માન, ક્રોધ વિગેરે શત્રુઓ નાશ પામતા નથી, પરંતુ સદ્‌ગુરૂનું શરણું સ્વીકારવાથી અલ્પ પ્રયાસે નાશ પામે છે.

ગુરૂ મહારાજ ભલે ઉમરથી-વયથી નાના હોય તો પણ તેમને મોટા જ માનવા જોઇએ અને પ્રજા જેમ રાજાની આજ્ઞા માને છે, તેમ શિષ્યોએ ગુરૂ મહારાજની આજ્ઞા માનવી જોઇએ. રાજાની અને ગુરૂની મોટાઇ પ્રજા અને શિષ્યોના આજ્ઞાપાલનમાંજ રહેલી છે.

વખતે કોઇ ગુરૂ મહારાજ કરતાં શિષ્ય વધારે બુધ્ધિશાલી હોય તો ગુરૂ કરતાં ઘણાં શાસ્ત્રોનો જાણકાર થાય, તો પણ ઉત્તમકોટીના ગુણી શિષ્યો ગુરૂની સંપૂર્ણ આજ્ઞા, વિનય-બહુમાન સાચવે છે, કારણ કે શાસ્ત્રોમાં ગુરૂનું સ્થાન મોટું છે.

**પ્ર૦** શું ગુરૂ મહારાજ કરતાં પણ શિષ્યો વધારે

વિદ્વાન હોઇ શકે ખરા ? અને હોય તેવા દાખલા મલી શકે છે ?

ઉ૦ ક્ષયોપશમની વિચિત્રતા છે એટલે ગુરૂ મહારાજ એક હોય અને શિષ્યો સેંકડો કે હજારો પણ થાય, એમા કોઇ તીવ્રબુદ્ધિશાલી હોઈ ગુરૂ મહારાજ કરતાં વિશેષ- વધારે શાસ્ત્રોનો પણ જાણકાર બને છે. જુઓ, પૂર્વકાળમા **વજ્રસ્વામી** મહારાજ, **આર્યરક્ષિતસૂરિ** મહારાજ, ત્યાર- પછી કલિકાલસર્વજ્ઞ **હેમચંદ્રસૂરિ** મહારાજ અને મહા- મહોપાધ્યાય **યશોવિજયજી** ગણિવર આ બધા શ્રુતજ્ઞાનની પ્રાપ્તિમાં પોતાના ગુરૂ મહારાજાઓ કરતાં કેઈગુણા આગળ વધેલા હોવા છતાં પૂજ્ય ગુરૂદેવોની પાસે એક બાળક જેવાજ નમ્રભાવે રહેનારા હતા.

**જેમ શશી ગ્રહગણે બીરાજે,**
**મુનિપરિવારમાં તેમ ગુરુગાજે, ચેલા તેમ ગુરૂ ગાજેઃ**
**ગુરૂના ચરણની સેવા ન ચુકો,**
**મત ગુરૂને વિસારી મુકો, ચેલા વિસારી મુકો ॥ ૯ ॥**
**ગુરૂથી અળગા મત રહો ભાઇ,**
**ગુરૂ સેવ્યે લહેશો ગૌરવાઇ, ચેલા લહેશો ગૌરવાઇઃ**
**ગુરૂ વિનયે ગીતારથ થાશો,**
**વાંછિત સવિસુખ લખમી કમાશો.**
**ચેલા લખમી કમાશો ॥ ૧૦ ॥**

અર્થઃ જેમ ગ્રહ, નક્ષત્ર, અને તારાઓના સમુહમાં

ચંદ્ર શોભે છે, તેમ મુનિનો પરિવાર પણ ગુરુથી જ શોભે છે. સો સાધુ હોય તેનો એટલો પ્રભાવ નથી પડતો કે જેટલો ગુરુ-મહારાજનો પ્રભાવ પડે છે, માટે આલોક અને પરલોક બન્ને ભવના કલ્યાણના અર્થી મનુષ્યોએ ગુરુના ચરણકમલની સેવા ન જ મૂકવી જોઈએ.

જો તમને ગુરુ બનવાની ભાવના હોય તો ગુરુના ચરણની સેવા ચૂકશો નહિ અને એક ક્ષણવાર પણ ગુરુ-દેવને ભુલશો નહિ, તથા વળી એક ક્ષણ પણ ગુરુથી જુદા પણ રહેશો નહિ આવું વર્તન લાવવાથી તમે પોતે ગીતાર્થ બનશો અને ગુરુસ્થાનમા બીરાજમાન થશો અને આ સંસારની બધી સંપત્તિઓ પામી મુક્તિમાં પણ સુખપૂર્વક જલ્દી પહોચી શકશો.

શાન્ત-દાન્ત વિનયી લજ્જાલુ,
તપ જપ ક્રિયાવંત દયાલુ.
ચેલા ! ક્રિયાવંત દયાલુ.
ગુરૂકુલવાસે વસતો શિષ્ય,
પૂજનીક હોવે વિશ્વાવીશ,
ચેલા ! વિશ્વાવીશ. ॥૧૧॥
દશવૈકાલિક નવમે અધ્યયને,
અર્થ એ ભાખ્યો કેવલી વયણે,
ચેલા ! કેવલી વયણે.
એણીપરે લાભવિજય ગુરૂ સેવી,

**વૃદ્ધિવિજય સ્થિર લક્ષ્મી લહેવી,**
**ચેલા ! લક્ષ્મી લહેવી ॥ ૧૨ ॥**

ઉપરનું આખું વર્ણન વાંચતાં આપણને જરૂર સમજાશે કે, શ્રી જૈનશાસનમાં વિનયની મુખ્યતાએજ ધર્મના બધા પ્રકારો પ્રવર્ત્યા છે, જેને વિનય ગુણુ સમજાયો નથી, તેને શ્રી જૈનશાસનનો સાર હાથમાં આવવો ઘણોજ કઠીન છે.

પ્ર૦ આજ્ઞા અને વિનય બન્ને એકજ કે જુદા જુદા છે ?

ઉ૦ તદ્દન જુદા છે. આજ્ઞા હોય ત્યાં વિનય ચોક્કસ હોય જ. પરંતુ વિનય હોય ત્યાં આજ્ઞા હોય કે ન હોય એ ચોક્કસ નહિ, જુઓ **અભવ્ય આત્મા વિનયરત્ન સાધુમાં** વિનય ઘણો હતો, પરંતુ આજ્ઞાનો એક લેશ પણ હતો નહિ.

શ્રી જૈનશાસન નહિ પામેલા પણ ઘણા મનુષ્યોમા બહુપ્રમાણુ વિનયગુણુ જોવા મલે છે, અનાર્ય મનુષ્યોમાં પણ વિનયગુણુ ખુબ જ હોય છે. પરંતુ ભગવાન વીતરાગની આજ્ઞ ન હોય તો એકલો વિનયગુણુ પરલોકના ફળને દેનારો થતો નથી અને પ્રાયઃ જૈનશાસનના અભાવવાળા મનુષ્યોને । વિનય આ ભવના સંબંધ પૂરતો જ હોય છે.

પ્ર૦ વિનયમાં વળી આ ભવના સંબંધનો અને પર લોકના સંબંધનો આવો ભેદ કેવી રીતે ઘટી શકે ?

ઉ૦ ગુણ કે ગુણીની ઓળખાણ વિના અભેદભાવે જે નમ્રતા અને સેવાગુણનો વપરાશ થાય છે, તે આલોકના સંબંધવાળો વિનય ગણાય અને જ્યાં ગુણની મુખ્યતાએ જ વિનયગુણની ઉપયોગિતા થતી હોય તે વિનય પરલોકના ભલા માટેનો ગણાય છે.

એટલે જેમ બને તેમ ગુણ ઓળખવાના ખપી થવું જોઇએ, અને ગુણોને ઓળખ્યા પછી ગુણના આધાર ગુણી આત્માઓને સમજવા ખપી થવુ જોઇએ, અને ગુણી-અગુણીનો ભેદ સમજીને ગુણીનો જેટલો વિનય થાય તેટલો પરલોકના ભલા માટે જ બને છે.

શાસ્ત્રોમા પણ કહ્યુ છે કે,

**उत्तम गुणानुरात्रो, निवसइ हिययम्मि जस्स पुरिसस्स ।**
**आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धिओ ॥ १ ॥**

અર્થ : જે મહાભાગ્યશાળી આત્માના ચિત્તમાં ઉત્તમ પુરૂષોના ગુણનો રાગ વસેલો હોય છે, તેવા આત્માઓને તીર્થંકરપદવી સુધીની રિદ્ધિઓ પણ દુર્લભ થતી નથી, એટલે ગુણાનુરાગી એવા વિનયી આત્માઓને આ સંસારનાં તમામ સુખો સાંપડે છે.

પ્ર૦ ગુણ હોય કે ન હોય એ આપણે જોવાની શી જરૂર ? વિનય કર્યો કોઇનો નકામો જાય ખરો ?

ઉ૦ નકામો પણ જાય અને વખતે નુકશાનનું પણ કારણ થાય. જુઓ, આંબાનું ઝાડ ઉગ્યું હોય તેનો વિનય

કરવામાં આવે એટલે તેના ફરતી વાડ કરાય, તેનો કયારો, કરાય, તેમાં પાણી રેડાય, તેની ખબર રખાય, આંબો ગુણી આત્મા હોવાથી મોટો થવા લાગે છે. ત્યાંથી લોકોને ઠંડી છાયા આપે છે. મોટો થાય એટલે વિવાહમાં તોરણુ બાંધવા પાંદડાં આપે છે. વધુ મોટો થતા ઝીણા મરવા આપે છે. ખરી પડે તે ખાખડી થાય છે, તે પણ મનુષ્યોને ઉપયોગમાં આવે છે, ઝીણા લાકડાના ટુકડા પણ ઉપયોગમાં આવે છે. મોટા ટુકડા ઇમારતમાં કામ આપે છે, પાક થાય ત્યારે કેરીઓ થાય છે. ધણીને ધનવાન બનાવે છે. અને દુનિયાને સ્વાદ આપે છે, આ થયું ગુણીના વિનયનું ફળ.

હવે બીજી એક બાજુ ઉપર બાવળીયાભાઇ અને બોરડીબાઇ ઉગ્યા હતા. આપના જેવા ઉદાર આત્માને તેમનો પણ વિનય કરવાની ઇચ્છા થઇ, અને ઉપર પ્રમાણે તે બન્નેના ફરતી પણ મરમ વાડ બનાવી, કયારો પણ બનાવ્યો, પાણી પણ રેડાવ્યું, અને ખબર પણ રખાઇ, બન્ને મોટા થતાં ગયાં અને કાંટા ઉગવા લાગ્યા, સુકાતાં જાય છે, અને પવનના યોગથી કાંટા આખા ચોગાનમાં ફેલાતા જાય છે. ઘરનાં બધાં માણસોને બોરડી–બાવળના કાંટાનો સ્વાદ મળ્યા કરે છે.

બસ, ઉપરના દૃષ્ટાંતથી આપણે સમજી શકીએ છીએ કે, આંબા જેવા ગુણી આત્માનો વિનય કરવાથી શરૂઆતથી સમાપ્તિ સુધી મધુરો સ્વાદ જ ચાખવા મળે

ઉ૦ ગુણ કે ગુણીની ઓળખાણ વિના અભેદભાવે જે નમ્રતા અને સેવાગુણનો વપરાશ થાય છે, તે આ-લોકના સંબંધવાળો વિનય ગણાય અને જ્યાં ગુણની મુખ્યતાએ જ વિનયગુણની ઉપયોગિતા થતી હોય તે વિનય પરલોકના ભલા માટેનો ગણાય છે.

એટલે જેમ બને તેમ ગુણ ઓળખવાના ખપી થવું જોઇએ, અને ગુણોને ઓળખ્યા પછી ગુણના આધાર ગુણી આત્માઓને સમજવા ખપી થવું જોઇએ, અને ગુણી-અગુણીનો ભેદ સમજીને ગુણીનો જેટલો વિનય થાય તેટલો પરલોકના ભલા માટે જ બને છે.

શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે,

उत्तम गुणानुरागो, निवसइ हिययम्मि जस्स पुरिसस्स ।
आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धिओ ॥ १ ॥

અર્થ : જે મહાભાગ્યશાળી આત્માના ચિત્તમાં ઉત્તમ પુરૂષોના ગુણનો રાગ વસેલો હોય છે, તેવા આત્માઓને તીર્થંકરપદવી સુધીની રિધ્ધિઓ પણ દુર્લભ થતી નથી, એટલે ગુણાનુરાગી એવા વિનયી આત્માઓને આ સંસારનાં તમામ સુખો સાંપડે છે.

પ્ર૦ ગુણ હોય કે ન હોય એ આપણે જોવાની શી જરૂર ? વિનય કર્યો કોઇનો નકામો જાય ખરો ?

ઉ૦ નકામો પણ જાય અને વખતે નુકશાનનું પણ કારણ થાય. જુઓ, આંબાનું ઝાડ ઉગ્યું હોય તેનો વિનય

કરવામાં આવે એટલે તેના ફરતી વાડ કરાય, તેનો કયારો, કરાય, તેમાં પાણી રેડાય, તેની ખબર રખાય, આબો ગુણી આત્મા હોવાથી મોટો થવા લાગે છે. ત્યાથી લોકોને ઠંડી છાયા આપે છે. મોટો થાય એટલે વિવાહમાં તોરણ બાંધવા પાંદડાં આપે છે. વધુ મોટો થતા ઝીણા મરવા આપે છે. ખરી પડે તે ખાખડી થાય છે, તે પણ મનુષ્યોને ઉપયોગમાં આવે છે, ઝીણા લાકડાના ટુકડા પણ ઉપયોગમાં આવે છે. મોટા ટુકડા ઇમારતમા કામ આપે છે, પાક થાય ત્યારે કેરીઓ થાય છે. ધણીને ધનવાન બનાવે છે. અને દુનિયાને સ્વાદ આપે છે, આ થયું ગુણીના વિનયનું ફળ.

હવે બીજી એક બાજુ ઉપર બાવળીયાભાઇ અને બોરડીબાઇ ઉગ્યા હતા. આપના જેવા ઉદાર આત્માને તેમનો પણ વિનય કરવાની ઇચ્છા થઇ, અને ઉપર પ્રમાણે તે બન્નેના ફરતી પણ સગમ વાડ બનાવી, કયારો પણ બનાવ્યો, પાણી પણ રેડાવ્યું, અને ખબર પણ રખાઇ, બન્ને મોટા થતાં ગયાં અને કાટા ઉગવા લાગ્યા, સુકાતાં જાય છે, અને પવનના યોગથી કાટા આખા ચોગાનમાં ફેલાતા જાય છે. ઘરનાં બધાં માણસોને બોરડી-બાવળના કાંટાનો સ્વાદ મળ્યા કરે છે.

બસ, ઉપરના દૃષ્ટાંતથી આપણે સમજી શકીએ છીએ કે, આંબા જેવા ગુણી આત્માનો વિનય કરવાથી શરૂઆતથી સમાપ્તિ સુધી મધુરો સ્વાદ જ ચાખવા મળે

છે. જ્યારે ઓરડી જેવા અને બાવળ જેવા નિર્ગુણ કે દોષની ખાણુનો વિનય કરવાથી લાભ તો ન જ થાય પરંતુ ચોક્કસ નુકશાન થાય છે.

અહિં એક સિંહનું દૃષ્ટાંત છે, તે જુઓ.

એક વિકરાલ સિંહ એક વનમાં રહેતો હતો, ત્યા થઇને જના-આવતા માણસોને ખાઇ જતો હતો. તેની કોઈ ભીલરાજાને ખબર પડી, તેણે તે સિંહને જીવતો પકડવા તે વનમાં એક જાળ ગોઠવાવી. સિંહ તેમાં દોડનાં ફસાઇ ગયો, અને મરવાની દશામાં મુકાણો એટલામાં એક ભદ્રિક બ્રાહ્મણ ત્યાં થઇને પસાર થયો, સિંહે તેને જોયો, દયામણો ચ્હેરો દેખાડી સંજ્ઞા કરવા લાગ્યો કે, ભાઇ ! મને છોડાવો. બ્રાહ્મણને દયા આવી અને પોતાની પાસેના ચપ્પુથી દોરી કાપી નાખી એટલે સિંહ છુટો થયો. ભુખ્યો તો હતો, વળી ક્રુરપ્રાણી એટલે તેને ઉપકાર કે દયાના વિચાર હોય કેમ ? તુરતજ કુદ્યો અને બ્રાહ્મણને ફાડીને ખાઇ ગયો. બસ, કુપાત્રના વિનયનું ફલ આથી પણ સમજી શકાય તેવું છે.

ગુણીના વિનયનું દૃષ્ટાન્ત નીચે મુજબ છે.

એકવાર રાજા વિક્રમ ઘોડા ઉપર ફરવા નીકલેલો હતો, ઘોડો ઉચ્છ્રંખલ હોવાથી કાબૂમાં ન રહયો અને એક મોટી અટવીમાં પહોંચી ગયો અને મરણ પામ્યો. રાજા આમ તેમ સ્થાન શોધવા લાગ્યો. તેટલામાં એક ભીલ્લ આવી, પોતાના સ્થાન પર લઈ ગયો, રાજાને ફલાહાર કરાવ્યો. અત્યંત સાંકડી પોતાની ગુફામાં રાજાને સુવાડી, પોતાન

ઝાડનાં-વલ્કલ ઝાડની છાલના ઓઢણાં ઓઢાડયાં, પોતે **અતિથિસત્કારનો લાભ પામી** ખુબજ આનંદ પામનો બહાર ચોકીએ બેઠો. રાત્રીમા સખત ટાઢ પડવાથી ભીલ્લ મરી ગયો, સવારમા સૈન્ય આવ્યું. રાજાને ભીલ્લના મરણનો, ઘણો શોક થયો અને પોતાના સૈનિકોદ્વારા તેનો અગ્નિસંસ્કાર કરાવ્યો અને રાજધાનીમા આવ્યો, પરંતુ તેને દાનનું-અતિથિસત્કારનુ આવુ અનિષ્ટ ફલ જોઇ ઘણોજ ખેદ થયો. બરાબર સાડા નવ માસ ગયા ત્યાં એક ક્રોડપતિના ઘેર પુત્રનો જન્મ થયો. તેણે તેજ દિવસે વિક્રમરાજાને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યુ કે, હે મહારાજા વિક્રમાદિત્ય ! અતિથિસત્કારથી અનર્થ થયો છે, આવો વિચાર કેમ કરે છે? અતિથિસત્કારથી અનર્થ થયો નથી, પરતુ સફલતા થઇ છે. તેજ ભીલ્લનો જીવ તમારા જેવા સુપાત્ર અતિથિની અનુમોદના કરતા મરીને હું આવા કોટયાધીશનો પુત્ર થયો છું. રાજા વિક્રમને આ બાલકનાં વચનો સાંભળવાથી આશ્ચર્ય સાથે ચિત્તનુ સમાધાન પણ થયુ.

**પ્ર૦** શું આવી રીતે એક દિવસનો બાલક બોલી શકે એ વાત સાચી માની શકાય ?

ઉ૦: એમાં વાંધો નથી. વિક્રમરાજાના પુણ્યથી પ્રેરાઇને પ્રાયઃ કોઇ દેવે તે બાળકના શરીરમાં પ્રવેશ કરીને વિક્રમના પ્રશ્નનો ખુલાસો કરેલ છે. આવા દાખલા મડદામાં પ્રવેશ કરવાના અને બાલક-બાલિકાના શરીરમાં પ્રવેશ કરવાના

શ્રી જૈનસાહિત્યમા ક્યાંક ક્યાંક ચોક્કસ જોવા મલે છે.

ઉપરોક્ત શ્રી વીતરાગદેવની આજ્ઞા માટે પૂજ્યપાદ હરિભદ્રસૂરિપુરંદર પણ શું ફરમાવે છે ? તે જુઓ,

वीतरागसपर्यायाः तवाज्ञाराधनं परं ।
आज्ञाराद्धा विराद्धा च शिवायच भवाय च ॥ १ ॥

અર્થ : હે વીતરાગ ! આપની સેવા કરતાં પણ આપની આજ્ઞાનું આરાધન ઉચ્ચ વસ્તુ છે, જો આપની આજ્ઞા સંપૂર્ણ રીતીયે આરાધાય તો તત્કાલ શિવ એટલે મોક્ષ આપનારી થાય છે, અને જો આજ્ઞાની વિરાધના થાય તો નિન્હવોની માફક મહાસંસારને વધારનારી બને છે. કહ્યુ છે કે,

**જિન આણા સુરપાદપો, જો ઉગે નિજધામ,**
**પામરતા ભવચક્રની, અલગી થાય તમામ ॥૧॥**
**જનની ગુણ સઘલા તણી, જિન આણા કહેવાય;**
**આણા વિણ ગુણગણ બધા, સમૂર્છિમ લેખાય ॥૨॥**
**પુત્રી જિનવર દેવની, જગ જંતુની માય;**
**જિનઆણા ઓલખ મીલે, મુક્તિ કેમ ન થાય ? ॥૩॥**

આ રીતે શ્રી વીતરાગની આજ્ઞાપૂર્વક ચારિત્રની આરાધના આવે તોજ આત્મા અલ્પકાળમાં ભવનો પાર પામનાર બને છે.

પ્ર૦ તમો તો જિનાજ્ઞાની વાત કરો છો, એમાં કોના બે મત છે, સૌને કબુલ હોયજ ને ! પરંતુ ગુરૂની આજ્ઞા ન

પાલે તો તેથી તેને શું નુકશાન ?

ઉ૦ જે રાજાનું રાજય ચાલતું હોય, તે રાજાના રાજયમાં પળાતી આજ્ઞા રાજાનીજ આજ્ઞા ગણાય છે, પરંતુ રાજા બધે ઠેકાણે જાતે જઈ શકતા નથી, ત્યા તો રાજાના દરેક અધિકારીઓના હુકમને માન આપવું પડે છે, અને અધિકારીનો હુકમ ન માને તો તેને પકડીને તે હુકમ પ્રમાણે વર્તન કરાવે છે, અને લોકો પણ રાજાની આજ્ઞા પ્રમાણેજ અધિકારીઓની આજ્ઞા માન્ય રાખે છે.

અહીં પણ દરેક કાળમા શ્રી જિનેશ્વરદેવો વિદ્યમાન હોતા નથી, પરંતુ શ્રી જિનેશ્વરદેવોના આગમોનું રહસ્ય સમજેલા એવા ગુરૂદેવોની જે આજ્ઞા તે શ્રી જિનેશ્વરદેવોનીજ આજ્ઞા ગણાય છે. વલી ગુરૂઆજ્ઞા ન માને અને બધાજ સ્વમતિકલ્પનાએ જિનાજ્ઞા માનવાનો ડોળ કરે તો શાસનમાં અસમંજસતા ઉભી થાય, અને પાચમો સુભટોના ટોળા જેવું થઈ જાય, માટે મોક્ષના અર્થી આત્માઓએ ગુરૂ દેવની આજ્ઞાને શ્રી જિનેશ્વરની આજ્ઞા તરીકે સમજીને સ્વીકાર કરવી જોઈએ.

પ્ર૦ ગુરૂ મહારાજાઓ પણ સર્વજ્ઞ નથી ને ! એ પણ આપણા જેવા છદ્મસ્થ છે, આપણી ભૂલ થાય અને ગુરૂની ભૂલ ન થાય એ કેમ માની શકાય ?

ઉ૦ ગુરૂમહારાજ પણ છદ્મસ્થ તો છે જ. પરંતુ આપણા કરત અનેકગુણા જ્ઞાની અને ગુણી છે, જેમ

નિશાળના વિદ્યાર્થીઓ અને હેડમાસ્તર વચ્ચે મોટું આંતરૂ છે, તેમ આપણા અને ગુરૂ મહારાજની વચ્ચે મોટું આંતરૂં છે. વિદ્યાર્થીઓએ પણ પોતાના વિદ્યાગુરૂનો **અર્જુન (પાંડવ)** અને **શ્રી ચંદ્રકુમાર** વિગેરેની માફક અતિપ્રમાણ વિનય સાચવવો જોઇએ. તો પછી મોક્ષના અર્થી શિષ્યોએ ગુરૂનો વિનય સાચવવો એમા તો દલીલજ શી?

જેમ અધિકારીઓની નીચે રહેનારા સીપાઇઓ અધિકારીઓની આજ્ઞા પાળીને તેતે કામમા નિપુણતા પામી ક્રમસર મોટા હોદ્દાઓ મેળવે છે, તેમ ગુરૂ વિગેરે વડીલોની આજ્ઞા પાળનારા સાધુઓ પણ તેતે શાસ્ત્રોના ઉંડા રહસ્યો સમજી પંન્યાસ-ઉપાધ્યાય, આચાર્યાદિ ઉચ્ચપદવીના ભોગી બને છે, અને પ્રાન્તે મોક્ષના અધિકારી પણ થાય છે.

વળી કહ્યું છે કે-

**સમકિતદાયક ગુરૂ તણો, પચ્ચુવયાર ન થાય;**
**ભવકોડાકોડે કરી, કરતાં સર્વ ઉપાય ॥૨॥**

**અર્થ :** સમકિત અથવા ધર્મના દાતાર ગુરૂ મહારાજનો બદલો વાળવા સારૂ ઉપરાઉપર કોટાકોટી મનુષ્યના કે દેવના ભવ મલે અને બધાજ સેવાના પ્રકારો વડે કરીને સેવા બજાવે તો પણ ધર્મના દાતાર ગુરૂનો બદલો વાળી શકાતો નથી.

કારણ કે જગતમાં કોઇ અન્નનું, વસ્ત્રનું, ઔષધનું. જમીનનું, કન્યાનુ, સોનાનુ, વિગેરે અનેક પ્રકારનુ દાન

કરે છે આ બધા દાન થોડા દિવસ કે એકજ ભવ સુખ આપે છે. જ્યારે ધર્મથી આત્મા ભવોભવ સુખીયો બને છે, માટે ધર્મનું દાનજ મહાદાન ગણાય છે

પ્ર૦ ઉપર ગણાવેલા અન્ન, વસ્ત્ર, ઔષધાદિના દાનો લેનારને ચોક્કસ લાભ થાય ખરો ?

ઉ૦ ચોક્કસ લાભ થાય એ નક્કિ નહિ જુઓ, કોઇ અન્નદાન કરે, અને લેનારો આધા પહેલા મરી પણ જાય છે, ખાય અને અજીર્ણ થાય છે. ઔષધ લે અને અવળું પડે તો પ્રાણ પણ જાય છે કે રોગને વધારે પણ કરે છે જમીન ના માલીક બનીને કોઇક ભાઇએ ભાઇ કપાઈ મર્યાના પણ પ્રસગ બને છે. સોનુ લઇને ઘેર પહોચ્યા પહેલા કોઇ મ રી નાખનાર પણ મલે છે, સોના માટે હજારોના પ્રાણ ગયાના દાખલા ઇતિહાસપ્રસિદ્ધ છે. કન્યાનુ દાન મળ્યુ ત્યારે વરરાજા ખુશી થયા પણ એજ કન્યા પતિ ઉપર દ્વેષ થાય તો ઝેર દઇને મારી પણ નખે છે, એટલે આ બધા દાનો માત્ર દખાલા પૂરતા જીવને રાજી કરે છે જેમ કોઇ **રૂપવતી યુવતી બજારમાં ચાલી જાયછે તેને જોઈને બીચારા મોહાન્ધ મનુષ્યો** તેણીનુ રૂપ જોઇને ક્ષણવાર આનદ પામે છે, અને એ અદ્દશ્ય થઇ જવાની સાથે મનમા દુખી થાય છે, તેમ જગતના પદાર્થમાત્ર ઝાઝવાના પાણી જેવુંજ સુખ આપનારા છે અને ધર્મનું આરાધન સમજણપૂર્વક થાય તો આત્મા

ને ભવોભવ એટલે મોક્ષમાં પહોંચે ત્યાં સુધી **શંખરાજા** અને **કલાવતી રાણીના** આત્માઓની પેઠે ઉત્તરોત્તર સુખ આપી છેવટ મોક્ષમાં પહોંચાડે છે. એટલે ધર્મદાયક ગુરૂની આજ્ઞા પુણ્યવાન જીવો જરૂર પાળી શકે છે.

**પ્ર૦** વિનય અને વેયાવચ્ચ બન્ને જુદા જુદાં છે કે એકજ છે, અર્થાત્ બન્ને એક સ્વભાવનાં છે કે ભિન્ન છે ?

ઉ૦ : વિનય અને વેયાવચ્ચ બન્ને તદ્દન જુદાં છે. જુઓ, અભ્યંતર તપની ગાથા—

**पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ;**

**અર્થ** પ્રાયશ્ચિત, વિનય, વેયાવચ્ચ અને સ્વાધ્યાય એટલે છ પ્રકારના અભ્યંતરતપમા વિનય અને વેયાવચ્ચ બીજા અને ત્રીજા નંબરના અભ્યંતર તપ ગણાવ્યા છે, વિનય પૂજ્યપુરૂષોનો જ થાય છે, અને વેયાવચ્ચ તો, ક્ષુલ્લક–નાના સાધુની, કુળની, ગણની અને સંઘની તથા સાધર્મીની પણ કરી શકાય છે, માટે વિનય અને વેયાવચ્ચ બન્ને જુદાં છે.

હવે આપણે વળી પાછા શ્રી વીતરાગના મુનિરાજોના ગુણોની વિચારણા તરફ આવીએ

આ **ચરણસિત્તરી** અને **કરણસિત્તરી**ની સમજણ અને આરાધનાથી શ્રી વીતરાગના મુનિરાજોમાં બાહ્ય અને અભ્યંતર ગુણોની ખીલવણી થાય છે.

અહિં શાસ્ત્રની બે ગાથા બતાવાય છે.

## ચરણસિત્તરી

૫ ૧૦ ૧૭ ૧૦ ૯
वय-समणधम्म-संजम-वेयावच्चं वंभगुत्तीओ ।
३ १२ ४
नाणाइतियं तव कोह निग्गहाई चरणमेयं ॥

**અર્થ**: પાંચ મહાવ્રત, દશ પ્રકાર યતિધર્મ, સત્તર-પ્રકાર સંજમ, દશ પ્રકાર વેયાવચ્ચ, નવપ્રકાર બ્રહ્મચર્યની વાડ, જ્ઞાનાદિ ત્રણ, [જ્ઞાન દર્શન ચારિત્ર,] બાર પ્રકારનો તપ, ક્રોધાદિ ચારનો જય, આ સિત્તર બાબતને **ચરણસિત્તરી** કહેલ છે.

## કરણસિત્તરી

૪ ૫ ૧૨ ૧૨ ૫
पिंडविसोही समिई भावण पडिमा य इंदियनिरोहो ।
२५ ३ ४
पडिलेहण गुत्तिओ अभिग्गहा चेव करणं तु ॥ २ ॥

**અર્થ**: ચાર પ્રકારનો આહાર, વસતિ, વસ્ત્ર અને પાત્ર તથા પાંચસમિતિ, બાર ભાવના, બારસાધુની પ્રતિમા, પાંચ-ઇન્દ્રિયનો નિરોધ, પચ્ચીશ પ્રકાર પ્રતિલેખના, ત્રણ ગુપ્તિઓ તથા દ્રવ્ય,ક્ષેત્ર, કાલ અને ભાવથી ચાર પ્રકારે અભિગ્રહ આ સિત્તેર પ્રકારે **કરણસિત્તરી** કહેવાય છે.

આ બન્ને ગાથાના અનુવાદરુપે જ્ઞાનવિમલસૂરિજીએ સજ્ઝાય બનાવી છે, તે પણ વાચકને વિશેષ સમજવા અહીં બતાવાય છે.

પાંચ મહાવ્રત દશવિધ યતિધર્મ,
સત્તર ભેદે સંજમ પાલેજી;
વેયાવચ્ચ દશ નવવિધિ બ્રહ્મવાડ, ભલી અજુવાલેજી,
ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૧ ॥
જ્ઞાનાદિત્રય બારે ભેદે, તપ કરે જે અનિદાનેજી;
ક્રોધાદિ ચારેનો નિગ્રહ, એ ચરણસિત્તરી જાણોજી,
ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૨ ॥
ચઉવિહ પિંડ વસતિ વસ્ત્ર, પાત્ર નિર્દૂષણ જે લેવે જી,
સમિતિપાંચ વળી પડિમા, બારહભાવના બાર વળી-
એવેજી। ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૩ ॥
પચવિંશ પડિલેહણ, પણ ઇન્દ્રિય વિષય વિકારથી,
વારેજી। ત્રણગુપ્તિ ને ચાર અભિગ્રહ, દ્રવ્યાદિક
સંભાલેજી ॥ ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૪ ॥
કરણસિત્તરી એહવી સેવે, ગુણ અનેક વલી ધારેજી,
સંજમી સાધુ તેહને કહીએ, બીજા સવિ નામ
ધરાવેજી ॥ ભવિયણ ભાવે મુનિગણ ગાવો ॥ ૫ ॥
એ ગુણવિણ પ્રવજ્યા બોલી, આજીવિકાને તોલેજી।
તે ષટકાય અસંજમી જાણો, ધર્મદાસગણી બોલેજી।
ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૬ ॥
જ્ઞાનવિમળગુરૂ આણાધારી, સંજમ શુદ્ધ આરાધેજી।
જિમ અનુપમ શિવ સુખ સાધે, જગમાં સુજશ તે
વાધેજી ॥ ભવિયણ ભાવે મુનિગુણ ગાવો ॥ ૭ ॥

આ સજ્ઝાયમા પણ ઉપરની ગાથામા બતાવેલા ચરણના અને કરણના ૧૪૦ ગુણ બતાવવામા આવ્યા છે.

આ એકસો ને ચાલીસ ગુણો ધારણ કરે તે જ શ્રી વીતરાગના મુનિવર કહેવાય છે. આ અને આવા આને લગતા બીજા અનેક ગુણોને ધારણ કરે તેજ સજમધારી સાધુ કહેવાય છે, અને આવા ગુણો જેનામા હોય નહિ તેવા નામધારી અને વેશધારી સાધુ કહેવાય છે

તથા વળી શ્રી વીતરાગના મુનિરાજોમા ૧ ક્ષમા, ૨ કોમળતા, ૩ સરલતા, ૪ અલોભ, ૫ તપ, ૬ શૌચ, ૭ સત્ય, ૮ સજમ (આત્માની અભ્યંતર શુધ્ધિ) ૯ અપરિગ્રહદશા, અને ૧૦ બ્રહ્મચર્ય આ દશ પ્રકારના ધર્મો એટલા બધા નિર્મલ અને ઉચ્ચ કક્ષાના પ્રકટ થાય છે કે જેના સુયોગથી આહાર, મૈથુન અને પરિગ્રહની મમતાઓ ચાલી જાય છે, અને આ ત્રણ મજ્ઞાઓજદ્વારા ઉત્પન્ન થનારા તમામ પ્રકારના ભયો પણ નાશ પામે છે.

ઉપરની આહારાદિ ચાર વિચારણાઓ નષ્ટ થઇ જવાથી પાચ ઇન્દ્રિયોદ્વારા સેવાતા વિષયો ઉપર મોટો કાપ મૂકાય છે. પાચ ઇન્દ્રિયો વશ થઇ જવાથી મન, વચન, કાયાના અને કરણ, કરાવણ અને અનુમોદનના બધાજ પાપો શિથિલ બની જાય છે, અને યોગ અને કરણની પ્રવૃત્તિમાથી દુષ્ટના

ચાલી જાય છે એટલે પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, પંચેન્દ્રિય, અને અજીવની હિંસા પણ બદંતર બંધ થઈ જાય છે.

પ્ર૦ : પૃથ્વીકાયાદિ નવની જે હિંસા થાય છે, એમ બતાવ્યુ તે તો બરાબર છે, પરંતુ અજીવ થાંભલાઓ વિગેરેની હિંસા કેવી રીતે થઇ શકે ?

ઉ૦ : જેમ પૃથ્વીકાયાદિ જીવને અથવા પંચેન્દ્રિય મનુષ્યાદિને મારવાના અધ્યવસાય થાય છે, તે અનુબંધ હિંસા કહેવાય છે, એજ પ્રમાણે સ્તંભાદિની સાથે અથડામણ વિગેરે થઇ જવાથી જીવને ક્રોધાદિ થાય છે, તેને નાશ કરી નાખવા માટે વિચારો આવે છે, અજીવ પદાર્થ ઉપર પણ કોઇક જીવને કોઇક વાર તીવ્ર ક્રોધાદિ થઇ જાય છે, તે વખતે તે આત્મામાં અનુબંધ હિંસાના પરિણામ આવી જાય છે અથવા કોઇ મનુષ્યને કોઇ મનુષ્ય ઉપર દ્વેષ હોય અને તેની મૂર્તિ–ફોટો દેખી તેનો નાશ કરી નાખે છે અથવા કોઈ દેવની મૂર્તિને કોઇ દ્વેષથી નાશ કરી નાંખે છે, આ બધા ઠેકાણે અજીવને નાશ કરવાથી અનુબંધ હિંસા લાગે છે, એટલે તીવ્ર ક્રોધાદિ દુષ્ટ પરિણામો થવાથી જીવને અજીવના નાશથી પણ હિંસાનુ પાપ જરૂર લાગે છે.

હવે દશ પ્રકાર સાધુધર્મને ચાર સંજ્ઞાએ ગુણીએ તો ચાલીશ થાય છે, તેને વળી પાંચ ઇન્દ્રિયથી ગુણીએ તો બસો થાય છે, મન–વચન–કાયાથી ગુણતાં છસો થાય છે,

તેને વલી કરણ, કરાવણ, અનુમોદનથી ગુણતાં અઢારસો થાય છે. અને પૃથ્વીકાયાદિ દશથી ગુણતાં અઢાર હજાર થાય છે. આ અઢાર હજાર શીલાંગ કહેવાય છે.

જગતના પ્રાણીમાત્રને કર્ણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેંદ્રિય અને સ્પર્શેન્દ્રિય આ પાચ ઈન્દ્રિયની પરાધીનતાથી મહાપાપો બધાય છે, વલી આ પાંચ ઇન્દ્રિયોથી અનુક્રમવાર આહારની, મૈથુનની, પરિગ્રહની અને ભયની પરાધીનતાથી જીવને સંજ્ઞાઓ એટલે વિચારણાઓ ચાલુ રહ્યા કરે છે અને તેજ કારણથી મન, વચન અને કાયાના પાપો ચાલુ રહે છે અને પોતે સ્વયં કરવું, બીજા પાસે કરાવવું, અને પાપ કરનારની અનુમોદના કરવી પણ જીવને વધારે ગમ્યા કરે છે, અને તેથી ઉપરના પૃથ્વીકાય વિગેરે દશપ્રકારની હિંસા થવાના કારણો ચાલુ રહે છે તેને દશ પ્રકારમુનિધર્મના પરિણામદ્વાર સંપૂર્ણ અહિંસક દશા પ્રાપ્ત થવાથી અઢાર હજાર શીલાંગ આચારધારકપણું પ્રકટ થાય છે.

એ રીતે શ્રી વીતરાગના મુનિરાજોમા બીજા પણ ઘણા ઉચ્ચકોટીના ગુણો પ્રકટ થાય છે. જુઓ, દશવૈકાલિક દશમા અધ્યયનમાં મુનિરાજની દશાનું વર્ણન

**તે મુનિ વંદો તે મુનિ વંદો, ઉપશમરસનો કંદોરે;**
**નિર્મલજ્ઞાન ક્રિયાનો ચંદો, તપ તેજે જેહવો**
**દિણંદો રે ॥ તે૦ ॥ ૧ ॥ પંચાશ્રવનો કરી પરિહાર,**
**પંચ મહાવ્રત ધાર રે, ષટ જીવતણો આધાર,**

કરતો ઉગ્ર વિહાર રે ॥ તે૦ ॥ ૨ ॥ પંચ સમિતિ
ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મધ્યાન નિરાબાધ રે
પંચમ ગતિનો મારગ સાધે. શુભ ગુણ તો ઇમ
વાધે રે ॥ ૩ ॥ ક્રયવિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ
નિરહંકાર રે, ચારિત્ર પાળે નિરતિચાર, ચાલતો
ખડ્ગની ધાર રે ॥ ૪ ॥ ભોગને રોગ કરી જે જાણે,
આપાપું ન વખાણે રે, તપ શ્રુતનો મદ નવિ આણે,
ગોપવી અંગ ઠેકાણે રે ॥ ૫ ॥

છાંડી ધણ કણ કંચન ગેહ, થઈ નિસ્નેહી નિરીહ રે;
ખેહસમાણી જાણી દેહ, નવિ પોષે પાપે જેહ રે ॥
તે મુનિવંદો તે મુનિવંદો ॥ ૬ ॥

દોષરહિત આહાર જે પામે, જે લુખે પરિણામે રે;
લેતો દેહનુ સુખ નવિ કામે, જાગતા આઠેઈ જામેરે ॥
તે મુનિ વંદો તે મુનિ વંદો ॥ ૭ ॥

રસના રસ રસિઓ નવિ થાય, નિર્લોભી નિર્માય રે,
સહે પરિષહ થિર કરી કાય, અવિચલ જેમ ગિરિરાયરે ॥
તે મુનિ વંદો તે મુનિ વંદો ॥ ૮ ॥

રાતે કાઉસગ્ગ કરી શ્મશાને, જો તિહાં પરિષહ જાણે રે;
તો નવિ ચુકે તેવે ટાણે ભયમનમાં નવિ આણે રે ॥
તે મુનિ વંદો તે મુનિ વંદો ॥ ૯ ॥

કોઇ ઉપર ધરે નહિ ક્રોધ, દે સહુને પ્રતિબોધ રે ॥
કર્મ આઠ જિતવા જોધ, કરતો સંયમ શોધ રે;
તે મુનિવંદો તે મુનિવંદો ॥ ૧૦ ॥

**દશવૈકાલિક દશમા અધ્યયને, ભાખ્યોએહ આચાર રે;**
**શ્રી ગુરૂલાભવિજયથી જાણી, વૃદ્ધિવિજય જયકાર રે ॥**
**તે મુનિ વંદો તે મુનિ વંદો,**
**ઉપશમ રસનો કંદો રે॥ ૧૧ ॥**

**ભાવાર્થ** : શ્રી વીતરાગના મુનિરાજ ઉપશમરસના કંદ જેવા હોય છે. જાણે સાક્ષાત્ ઉપશમરસને ઉત્પન્ન થવાનું એક ઝાડ હોય તેવા હોય છે, તેમનાં જ્ઞાન અને ક્રિયા બન્ને ચંદ્ર જેવાં નિર્મલ અને ઉજ્વલ હોય છે. અને તપસ્યા અને ત્યાગનો પ્રતાપ સૂર્ય જેવો તેજસ્વી હોય છે, તથા હિંસાદિ પાચે મહાપાપોના અભ્યંતર ત્યાગથી અહિંસાદિ પાચ મહાવ્રતો આરાધનાગ હોય છે, અને તેથી છકાયજીવોના રક્ષક બનીને ઉગ્ર વિહાર કરે છે. અર્થાત્ શ્રી વીતરાગના મુનિરાજો પોતાના ઘરબાર ત્યાગ કરી ગામ-નગરાદિ જુદાજુદા સ્થાનોમાં વિચરે છે, તે પણ ટ્રેઇન, વિમાન, મોટર, ઘોડાગાડી, બેલગાડી, ઘોડા, ઉંટ, હાથી વિગેરે વાહન વિના પગપાળા વિચરે છે. પગમા બુટ, જોડાં, પગરખાં પહેરતા નથી, પોતાનો બોજો પણ પોતેજ ઉપાડીને ચાલે છે, પાસે પૈસા કે ભાતું પણ રાખતા નથી, સમુદ્રની મુસાફરી પણ કરતા નથી.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરુપ અષ્ટ પ્રવચનમાતાની આરાધનામાં જાગતા હોવાથી સદાકાલ ધર્મધ્યાનમાં મગ્ન રહે છે, અને દિનપ્રતિદિન શુભગુણોનો સંચય કરતા છતાં

મોક્ષના માર્ગમાં આગલ ચાલ્યા કરે છે, તથા પોતે મમતા-અહંતાનો ત્યાગ કરીને રહેના હોવાથી વેચવા-લેવાનો, લેવડ-દેવડનો વ્યાપાર કરતા નથી, અને ખડ્ગધારા જેવું દોષ વગરનું ચારિત્ર આરાધે છે,

વલી આ ચારિત્રની આરાધનામાં ખાનપાનના કે બીજા તમામ ભોગોને રોગ સમાન સમજે છે, તેમજ પોતાના જ્ઞાન-તપસ્યા વિગેરે ગુણોના વખાણ કરતા નથી, વલી ઘણા મોટા વિદ્વાન થયા હોય કે છઠ-અઠમાદિ મહાતપસ્યા કરતા હોય તો પણ મનમાં જરા પણ અભિમાન લાવતા નથી.

તથા ધન, કણ, કંચન અને ઘરનો ત્યાગ કરી કુટુંબનો સ્નેહ અને ખાન-પાન-પરિધાનની ઈચ્છાઓ રોકીને આ શરીરને માટી જેવું વિચારીને કોઈ પણ પ્રકારના પાપ વડે પોષતા નથી, તથા સંજમ પાલવા માટે આહાર વાપરવો પડે તે પણ પાપ વગરનો મેળવે છે, તે પણ લુખા પરિણામે વહેરે છે, તેમાં પણ શરીરના સુખનો કે સ્વાદનો વિચાર લાવતા નથી અને આઠે પહોર જાગતા રહે છે, એટલે આહારાદિનો વિચાર સરખો પણ કરતા નથી. રસના એટલે જીભના રસિઆ થતા નથી, એટલે વીત રાગના સાચા મુનિરાજો ખાવાપીવાના જરાપણ લાલચુ હોતા નથી. પરંતુ શરીર પાસેથી કામ લેવા પુરતું ભાડુંજ આપે છે, તથા વસ્ત્રના, પાત્રના, કામલ-કપડાના પણ લોભી થતા નથી, તેમજ માયા, છળકપટ-પણ સર્વથા ભૂલી ગવા હોય છે.

અને જ્યારે ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ વિગેરે દુઃખો સહન કરવાના પ્રસંગો આવી જાય ત્યારે મેરૂપર્વતની પેઠે ધીર બનીને સિંહની પેઠે બહાદુર બનીને સહન કરે છે, વલી કર્મને ખપાવવા માટે રાત્રિના વખતે ગામ બહાર સ્મશાનાદિ ભયંકર સ્થાનોમાં જઇને ધ્યાનમાં ઉભા રહે છે, અને તે વખતે તે જગ્યાએ સિંહ, વ્યાઘ્ર, સર્પાદિના **ઉપસર્ગ** આવે કે ટાઢ-ઠંડી વિગેરે **પરિષહ** આવે તો મનમાં જરાપણ ડરપોક થયા વિના શંકાઇ લાવ્યા વિના દીન બન્યા સિવાય સિંહની માફક સહન કરે છે, પણ પતન પામતા નથી, રોતા નથી, નાસી જતા નથી.

વલી ગમેતેવા વિરોધી ઉપર પણ ક્રોધ લાવતા નથી અને ક્રોધ વિગેરે કરનારાઓને પણ પ્રતિબોધ એટલે શીખામણ આપે છે, અને આઠ કર્મરૂપ મહાશત્રુને જિતવા મહાયોધ બનીને ચારિત્રની શોધ એટલે નિર્મલતા કરે છે.

આ બધી બાબત દશવૈકાલિકના દશમા અધ્યયનમાં વિસ્તારથી બતાવી છે તથા શ્રી વીતરાગના મુનિરાજોનું વિશેષ સ્વરૂપ જાણવા નીચેનાં થોડાં પદો પણ મનન કરવા યોગ્ય છે.

**નિર્પક્ષ વિરલા કોઇ, અબધુ ! નિર્પક્ષ વિરલા કોઇ,**
**દેખ્યા જગસબ જો અબધુઇ ! નિર્પક્ષ૦**
**સમરસ ભાવ ભલા ચિત્ત જાકો, થાપ ઉથાપ ન હોઈ;**
**અવિનાશીકે ઘરકી બાતાં, જાનેગે નર સોઇ.**

અબધુ ! નિર્પક્ષ વિરલા કોઇ ॥ ૧ ॥
રાયરંકમાં ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે;
નારી નાગિની કો નહિ પરિચય, તે શીવમંદિર દેખે ॥
અબધુ નિર્પક્ષ વિરલા કોઈ ॥ ૨ ॥
નિન્દા સ્તુતિ શ્રવણ સુણીને, હર્ષ શોક નવી આણે;
તે જગમાં જોગીશ્વર પુરા! નિત્ય ચઢતે ગુણઠાણે.
અબધુ નિર્પક્ષ વિરલા કોઇ ॥ ૩ ॥
ચંદ્રસમાન સૌમ્યતા જાકી. સાયર જિમ-
ગંભીરા; અપ્રમત ભારંડ પરે નિત્ય રહે, સુરગિરિ
સમ શુચિધીરા. અબધુ! નિર્પક્ષ વિરલા કોઈ ॥ ૪ ॥
પંકજ નામ ધરાય પંકશું, રહત કમલ જિમ
ન્યારા, ચિદાનંદ ઇશ્યા જિન ઉતમ, સો સાહિબકા
પ્યારા. અબધુ ! નિર્પક્ષ વિરલા કોઇ.
દેખ્યા જગ સબ જોઇ, અબધુ૦ ॥ ૫ ॥

ભાવાર્થ : જગત આખું રાગ અને દ્વેષથી વ્યગ્ર બનેલું હોવાથી એક વસ્તુ ઉપર પ્રેમ અને બીજા ઉપર દ્વેષ થાય છે એટલે દુનીયાભરમાં નિરપક્ષ કોઇ રહી શકતું નથી, માટેજ જ્ઞાની પુરૂષોને કહેવું પડયું છે કે, તમામ દેવ અને મનુષ્યની સૃષ્ટિ તપાસી જોઇ, પરંતુ નિરપક્ષ કોઇ મળતું નથી.

જે મહાનુભાવ આત્માના ચિત્તમાં સમભાવદશા પ્રગટ થઇ હોય, આ મારૂં, આ નબળુ આવી સ્થાપન-ઉત્થાપન-

દશા નાશ પામી હોય, તે મહાભાગ્યશાળી આત્માજ અવિનાશી શ્રી વીતરાગપ્રભુના ઘરની વાતો સમજી શકશે.

જે મહાપુરૂષને ગજ્ર અને રકમા ભેદભાવ નષ્ટ પામ્યો હોય, સુવર્ણ અને પથ્થર બને ઉપર સમાનતા પ્રકટી હોય, તથા નારીરૂપ નાગિણી–સાપણીનો મન – વચન – કાયાથી પરિચય બંધ થયો હોય, તે આત્મા શિવમંદિર દેખે છે અર્થાત્ મોક્ષ પામી શકે છે.

તથા પોતાની નિન્દા અને સ્તુતિ શ્રવણે–કાને સાભળીને જેના મનમાં હર્ષ કે શોક થાય જ નહિ. આ જગતમા તે મહાપુરુષ જ સાચા યોગી અથવા પૂર્ણ યોગી સમજવા છે. તે મહાનુભાવ હમેશા ગુણોની નિસરણીના પગથીઆ એક પછી એક ચઢયાજ કરે છે, પણ નીચા ઉતરતા નથી.

તથા જે મહાપુરુષમાં ચન્દ્રના જેવી સૌમ્યતા, શીતળતા પ્રકટ થઇ હોય, વળી સમુદ્રના જેવા મહાગંભીર હોય અને સર્વકાળ ભારંડપક્ષીની પેઠે અપ્રમત્ત–અપ્રમાદી દશા અનુભવતા હોય અને મેરૂપર્વતની માફક મહાધીર બહાદુર હોય છે.

તથા વળી જેમ કમળો કાદવમાં ઉત્પન્ન થવાથી પંકજ કહેવાવા છતાં પક–કાદવથી તદ્દન જુદા–ન્યારા રહે છે, તેમ આ સંસારમાં રહેવા છતા જે મહાનુભાવો–કમળની માફક સંસારથી અળગા રહે છે, જેમ કમળ પાણીમાં રહેવા છતાં પાણીનો લેપ લાગતો નથી, તેમ મહામુનિરાજો સંસારમા

રહેવા છતાં સંસારનો કોઇપણ લેપ લાગતો જ નથી, તેવા આત્માઓ પોતાનુ આત્મસ્વરૂપ પ્રકટ કરીને સાચા મુનિપણાનો સ્વાદ અનુભવી શકે છે.

**વળી અધ્યાત્મભાવ પામેલા આત્માઓ કેવા હોય છે? તે બતાવાય છે.**

**જો અરિ મિત્ત બરાબર જાનત,**
**પારસ ઓર પાષાણ જ્યું હોઈ।**
**કંચન કીચ સમાન અહે જસ,**
**નીચ નરેશમાં ભેદ ન કોઈ,**
**માન કહા અપમાન કહા મન,**
**ઐસો વિચાર નહિ તસ હોઇ:**
**રાગ અરૂ રોષ નહિ ચિત્ત જાકે,**
**તે મુનિ ધન્ય અહે જગમાંહી ॥૧॥**
**જ્ઞાની કહો અજ્ઞાની કહો કોઈ,**
**ધ્યાની કહો મત માની જ્યું કોઇ।**
**જોગી કહો ભાવે ભોગી કહો કોઈ,**
**જાકું જીશ્યો મન ભાપત હોઈ॥:**
**દોષી કહો નિર્દોષી કહો,**
**પીંડપોષી કહો કોઈ ઓગુન જોઈ।**
**રાગ અરૂ રોષ નહિ ચિત્ત જાકે,**
**તે મુનિ ધન્ય અહે જગમાંહી ॥૨॥**
**સાધુ સુસંત મહંત કહો કોઈ,**

ભાવે કહો નિર્ગ્રંથ પીયારે ।
ચોર કહો ચાહે ઢોર કહો કોઇ,
સેવ કરો કોઈ જાન-દુલારે ॥
વિનય કરો કોઈ ઉંચે બેઠાયજ્યું,
દુરસે દેખ કહો કોઈ જારે ।
ધારે સદા સમભાવ ચિદાનંદ,
લોક કહાવત શું નિત્ય ન્યારે ॥૩॥

**ભાવાર્થ** : જ્યારે આત્મામાંથી વિભાવ પરિણામ નાશ પામી-સ્વભાવદશા પ્રકટ થાય છે, ત્યારે શ્રી વીતરાગ-દેવના મુનિરાજો શત્રુ અને મિત્ર ઉપર, પાર્શ્વમણિ અને પાષાણુમાં, સુવર્ણ અને કાદવમાં, રંક અને રાજામાં, માન અને અપમાનમાં **સમાનભાવ ધારણ કરનારા હોય છે** અર્થાત્ આવા મહાપુરૂષોને જગના કોઇ શત્રુ કે મિત્ર છેજ નહિ. પારસપાષાણુનો ખપ નથી. રાજા અને રંક સરખા છે. સોના-કાદવમાં પણ સમાનતા છે. માન-અપમાન. યશ-અપયશની પડીજ નથી, તે મુનિરાજ જગતમાં ધન્ય છે.

આવા મહામુનિરાજોને કોઇ જ્ઞાની કહે તો પણ ભલે, અજ્ઞાની કહે તો પણ ભલે, સ્વેચ્છાચારી કહે, કોઈ મહા-યોગિરાજ કહે, કોઇ મહાભોગી એટલે લાલચુ—અસંયમી કહે, જેને જેમ ઠીક લાગે તેમ બોલે. વલી કોઇ આ મહાપુરૂષોને દોષની ખાણ કહે, અથવા ગુણના દરિયા કહે અથવા પીંડપોષી શરીરને લાલનપાલન કરનારા કહે, પરંતુ

જેના ચિત્તમાં રાગદ્વેષ આવતોજ ન હોય, તેજ મુનિરાજ જગતમાં ધન્ય છે.

આ મહાપુરૂષોને જોઇને કોઇ સુગંત-સુસાધુ કહે, કોઇ મહાત્યાગી નિર્ગ્રન્થ કહે, વળી કોઈ મનુષ્યો તેમને ચોર કહે, કોઇ તેમને ઢોગ-પશુ કહે, કોઇ ડહાલા માણુસ માની સેવા કરે, કોઈ ગુણી ધારી વિનય કરે, અને ઉચ્ચાસને બેસાડે, કોઈ સ્ત્રીઓનો જાર છે, સ્ત્રીઓના મુખ જોવા ફરે છે, આવુ સારૂ કે નરસુ ગમે તે કહે, તે બધુ સાંભળીને, રાગદ્વેષ લાવતા ન હોય, તેજ સાચા મુનિરાજ કે મહામુનિરાજ કહેવાય છે.

ટુંકાણમા કહેવાનૂ એટલુજ છે કે, શ્રી વીતરાગના મુનિરાજો વીતરાગતાનો અભ્યાસ કરનાર હોય છે, એટલે જેને પોતામા વીતરાગપણું લાવવાનું ધ્યેય હોય, તેનું તમામ આચરણ વીતરાગતાને અનુસરતુ હોવું જોઇએ. તપસ્યા અણાહારીપદ લાવવા માટે છે. ચારિત્ર દોષોને ત્યાગીને ગુણો પ્રાપ્ત કરવા માટે છે, જ્ઞાન હેય, જ્ઞેય અને ઉપાદેયને સમજવા સારૂ છે. સમ્યકત્વ, સત્યની તારવણી કરવા માટે છે, એટલે સપૂર્ણ રત્નત્રયી-વીતરાગતા લાવવા માટે છે.

પ્ર૦ અહીં તો નમોલોए સવ્વસાહૂણં પદનોજ માત્ર વિચાર કરવાનો હતો, તેમાં આડી-ચોડી ઘણી બાબતો લખવાની શી જરૂર હતી?

ઉ૦ ઉપર જેટલુ લખ્યું છે તે બધું શ્રી વીતરાગના

મુનિરાજોના આચરણને લગતુંજ વર્ણન લખ્યું છે, શ્રી વીતરાગના મુનિરાજોના ગુણની સમજણ પાડવા માટે લખ્યું છે. બનતા સુધી અપ્રાસંગિક ન લખાઈ જાય તેનો ઉપયોગ રખાયો છે.

પ્ર૦ શું જૈન મુનિઓ માટે ઉપર લખવામા આવ્યા છે, તે બધાજ ગુણો હોય છે?

ઉ૦ આ પુસ્તક ઘણું મોટું થઇ જવાના ભયથી શ્રી વીતરાગના મુનિરાજોના ગુણોનું પૂરૂં વર્ણન લખી શકાયુ નથી, પરંતુ અમારી ભાવના પૂર્ણ થશે તો ચરણસિત્તરી અને કરણસિત્તરી નામનું પુસ્તક લખવા ઇચ્છા છે, ત્યારે શ્રી વીતરાગના મુનિપણાનું સ્વરુપ બનશે તેટલું વિશેષ બતાવી શકાશે એટલે અહીં વીતરાગના મુનિરાજોના ગુણો સાવ થોડાજ બતાવ્યા છે.

પ્ર૦ શું જેટલા જૈન મુનિઓમા ગુણો બતાવ્યા છે તેટલા એક વ્યક્તિમા હોઇ શકે ખરા?

ઉ૦ શ્રી વીતરાગના સાચા મુનિરાજોમા જે ગુણો પ્રકટ થાય છે, તેનું વર્ણન ખડીયા, લેખણ કે છીડવાથી થઇ શકે નહિ એટલે એક વ્યક્તિ પણ જ્યારે પોતામા શુદ્ધ આત્મદશા પ્રકટ કરે છે, ત્યારે જેમ સૂર્યના પ્રતાપને કે ચંદ્રની શીતલતાને, સમુદ્રની ગભીરતાને કે મેરૂની ધીરતાને કોઈ જોખી-માપી કે ગણી શકતું નથી, તેમ સંપૂર્ણ આત્મ સ્વરૂપને પામેલા મુનિરાજના ગુણો પણ

અગણ્ય અને અમેય હોવાથી ગણી શકાય નહિ.

પ્ર૦ ઉપરના ગુણોને પામેલા કોઇ મુનિરાજો થયાના દાખલા આપી શકાય ખરા?

ઉ૦ એક નહિ પણ જૈન સાહિત્યમાં હજારો મહાત્માઓના દાખલા જોવા મલે છે, ઉદાહરણ તરીકે **ધન્નાજી, શાલીભદ્રજી, ધન્નાકાકંદી, મેતાર્યમુનિ, હરિકેશીબલ, સુકોશલમુનિ, કીર્તિધર રાજર્ષિ, ઢંઢણમુનિ, ખંધકમુનિ, મેઘકુમાર, દેવકીજીના છ પુત્રો,** ખંધકસૂરિના **ચારસોનવ્વાણું** શિષ્યો વિગેરે હજારો મુનિપ્રવરોના દાખલા વાંચવાથી વાચકને ખ્યાલ આવશે કે શ્રી વીતરાગના મુનિરાજો આવા હોય છે.

પ્ર૦ દિવાલીકલ્પ વિગેરે પુસ્તકોમાં નવ છગડા સાધુઓ નરકમાં જવાના જણાવ્યા છે. તો પછી સાધુપણું લેવાથી ફાયદો શું? જો સાધુઓ પણ નરકમાં જતા હોય તો એવા સાધુ થવાની શી જરૂર?

ઉ૦ જેમ મુંબઇ કે કલકત્તા જેવી નગરીમાં કોઇ મનુષ્ય દશ વીશ લાખ રૂપીયા લેઇને જાય અને પછી શરાફની કે ઝવેરાતની બજારમાં દુકાન કરે, અને પછી વખતે દેવાળુ પણ કાઢે, અને કેદમાં પણ જાય તેથી બજાર અને દુકાન ગુન્હેગાર ખરા કે નહિ? કહેવુંજ પડશે કે, બજાર અને દુકાન તો કમાવાનું જ સાધન છે. સારી બજાર અને સારી દુકાન પ્રાયઃ કમાવામાંજ મંદદગાર થાય છે, પરંતુ

વેપાર કરતાંજ ન આવડે અથવા ઉધા વેપાર કરે, તે મુડી ગુમાવે અને દેવાળુ પણ કાઢે, તેમાં બજાર કે દુકાનનો ગુનો નથી, પરંતુ પોતાની મૂર્ખાઇજ કારણભૂત છે, તેમ સાનુદશા તો મોક્ષ અને દેવલોકમાજ લઈ જાય છે.

કહ્યુ છે કે,

एगदिवसपि जीवो पवज्जमुवागओ अनन्नमणो ।
जइ नवि पावइ मुक्खं अवस्स वेमाणिओ होइ ॥ १ ॥

**અર્થ :** એકાગ્રચિત્તવાલો બનીને કોઈ પણ જીવ એક દિવસ પણ ચારિત્ર પાલે તો જો મોક્ષમા ન જાય તો પણ દેવલોક તો જરૂર જાય છે, પરંતુ માત્ર સાધુનો વેશ પહેરીને સાધુપણું સમજવા કે આચરવા વિચારજ ન કરે તો તે નરકમા જાય એમા સાધુપણાનો જરા પણ ગુન્હો નથી.

સાધુવેશ તો માત્ર સાધુપણું સમજવા અને આચરવા માટેજ છે, એના ખપી ન થાય તેવા જીવો પશુગતિ અને નરકગતિમા જાય એમાં જરાપણ આશ્ચર્ય પામવા જેવું નથી અહી તો સંજમ અંગીકાર કરીને પ્રથમ દિનથી તે છેલ્લા દિવસ સુધી જેનો આત્મા સંપૂર્ણ જાગતો રહે તે આત્માનુંજ કલ્યાણ થાય છે, વચમા કે-છેવટ પણ ભૂલ્યા તે કુગતિમાં ચાલ્યા ગયા છે. જુઓ,

**સંજમ પાળ્યું હો સહસ વરસ લગે, રાજરિષિકંડરિક ચતુરનર. ઉતરાધ્યયને હો ભોગને ચાખના, પામ્યા નરકની ભીક. ચતુરનર ! ॥ ૧ ॥**

અર્થ : કંડરિક નામના રાજઋષિએ એક હજારવર્ષ ચારિત્ર પાળ્યું હતું પરંતુ છેલ્લા ત્રણજ દિવસ ભોગની ઇચ્છા પૂર્ણ કરવા જતાં મરીને સાતમી નરકે ગયાની કથા ઉત્તરાધ્યયન સૂત્રમાં બતાવી છે.

તથા વલી,

**સાધુ ઘણો તપીઓ હતો. ધરતો મન વૈરાગ;**
**શિષ્યના ક્રોધ થકીથયો ચંડકોપિઓ નાગ॥૧॥**

અર્થ: એક સાધુ ઘણોજ તપસ્વી હતો અને વૈરાગી પણ હતો પરંતુ પોતાના શિષ્યની ઉપર અકારણ ક્રોધ કરવાથી મરીને ચંડકોપીઓ નાગ થયો છે કે જેને ભગવાન મહાવીર પ્રભુજીએ. **બુઝ બુઝ ચંડકોસીઆ !** શબ્દો સંભળાવી ધર્મ પમાડયો અને ભગવાનથી પ્રતિબોધ પામી અનશન કરી આઠમા દેવલોકે ગયો છે.

પ્ર૦ કોઈ પણ મનુષ્ય કારણથી ક્રોધાદિ કરે તો પાપ બંધાય નહિને ?

ઉ૦ અગ્નિ જેમ કારણ, કે અકારણ, સ્થાન કે અસ્થાન જોતોજ નથી એતો બધાને બાળવાનો એકજ સિધ્ધાન્ત ભણ્યો છે, તેમ ક્રોધાદિ કષાયો પણ કારણે કે વગર કારણે પાપનોજ બંધ કરાવનાર હોય છે, પરંતુ ફેર એટલોજકે જેમ જરૂરી-યાત પુરતો અગ્નિ રાખવો પડે છે, અને તે પણ ચૂલામાંજ રખાય છે, પંરતુ પેટી–પટારા કે તીજોરીમાં નહિજ, તેમ ક્રોધાદિ કષાયોને પણ કારણે લાવવા પડતો પણ જાગૃત

દશા રાખવી જોઈએ, જેમ સાવધાન મનુષ્યો અગ્નિ મારફતે પોતાની રસોઈ વિગેરે કાર્ય કરી શકે છે, તેમાં જો બેકાળજી થઇ જવાય તો તેજ અગ્નિ તેનું ઘરબાર, રાચરાચીલું, માલ-મીલ્કત અને તેના માલીકને પણ બાળી ખાખ કરી નાખે છે, તેમ ક્રોધાદિ કષાયો પણ સાવધાન આત્માને મદદ કરનાર થાય છે અને બેકાળજી જીવને નરક અને પશુગતિમાં લઇ જાય છે.

પ્ર૦ અહીં જે સાધુપદનું વર્ણન લખ્યું છે, તે બરાબર છે, પરંતુ સાધ્વીજી કયા પદમાં ગણાય છે? તે સમજાવો.

ઉ૦ નમો લોએ સવ્વસાહૂણં પદની વ્યાખ્યામાં સાધ્વીનો પણ સમાવેશ થઇ જાય છે, શ્રી જૈનશાસનમાં ગુણઠાણાં એટલે જીવોને ગુણ પ્રાપ્તિનાં સ્થાનો ચૌદ બતાવ્યાં છે, એમાં છઠ્ઠા ગુણઠાણાથી ચૌદમા ગુણઠાણા સુધીના આત્માઓજ મુનિદશા પામેલા ગણાય છે, અને તે નવે ગુણસ્થાનો પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ અવિશેષપણે પામી શકે છે, આ ગુણસ્થાનોના ક્રમે ચઢીને સાધુઓની પેઠે સાધ્વીજી મહારાજાઓ પણ અનંતા આત્માઓ મોક્ષગામી બન્યાના દાખલા શ્રી જૈન સાહિત્યમાં ઢગલાબંધ જોવા મલે છે.

પ્રશ્ન : ઉપર જે સાધુપદનું વર્ણન બતાવ્યું છે, એવા સાધુ આ કાળમાં તો હોય એમ અમને જણાતું નથી?

**ઉત્તર** : આ કાળમાં સુસાધુ નથી, આવું માનવું ઘણુંજ ભૂલ ભરેલું છે.

**પ્રશ્ન** : આ તો પાચમો આરો છે, કલિકાળ વિકરાળ ફાટી નીકળ્યો છે. લોકોને ધર્મમાં રસજ નથી, તો પછી સાધુપણું આવે શી રીતે? કોઇ કવિ કહે છે કે :

**મનુષ્યપના મુશ્કેલ હૈ, સાધપના અતિ દુર;**

**ઉત્તર** : તમે કહો છો તે બરાબર છે, કલિકાલ ફાટી નીકળ્યો છે, આ વાત સાચી છે. ઘણા લોકોને ધર્મ ગમતો નથી આ વાત તદ્દન સાચી છે, 'તો પણ **સાધુપણું હમણાં કોઈમાં હોઇ શકેજ નહિ.** આવી માન્યતા તદ્દન ખોટી છે.

જુઓ, જેમ ચોથા આરામાં એટલે સત્‌યુગમાં સંતપુરુષો અને સાધુ પુરુષો ઘણા હતા તે પ્રમાણે આ કાળમાં દુર્જન મનુષ્યો અને વ્યસની મનુષ્યો ઘણા દેખાય છે. આ વાત બરાબર છે, પણ છુપા રત્નો અત્યારે પણ આ આર્યાવર્તમાં ઘણા છે, એ વાત પણ નિર્વિવાદ છે.

**પ્રશ્ન** : અત્યારે સાચા સાધુ પુરુષો હોય તો દેખાવા જોઇએ ને? જેમ ચોથા આરામા સાક્ષાત્ દેખાતા હતા.

**ઉત્તર** : ચોથા આરામા પણ સાચા સાધુ પોતાની જાતે પોતાને જાહેર કરતા ન હતા, પરંતુ વિશિષ્ટજ્ઞાની પુરુષોદ્વારા સાચા અને ગુણી આત્માઓની ઓળખાણ મળતી હતી, અથવા તે કાળમાં ગુણી મનુષ્યોની લોકોને

ચાહના વધારે હોવાથી અનુભવી મનુષ્યો દ્વારા સાચા સંતોની ઓલખાણ મલતી હતી.

પ્રશ્ન : ત્યારે શું ? આ કાળમાં કોઇને ગુણ કે ગુણી આત્માનો આદર છે જ નહિ ?

**ઉત્તર** : લગભગ એમજ છે. મોટાભાગે સર્વકાળમાં ગુણની પૂજા કરતાં પુણ્યની પૂજા વધારે હોય છે, ત્યારે આતો મહાભયંકર અધર્મ અને જુલ્માટથી ભરેલો કાળ વર્તાઈ રહેલો હોવાથી મોટાભાગના મનુષ્યોને–ધર્મનીજ જરૂર નથી એટલે ધર્મી કે ગુણીની તારવણી કોણ કરે ?

પ્રશ્ન : અમારો પ્રશ્ન એમજ છે કે, આ કાલમાં સાચા સાધુ હોઈ શકે ખરા ?

**ઉત્તર** : અમારો તો અનુભવ સાક્ષી પૂરે છે કે, અત્યારે વર્તમાનકાળમાં પણ સાચા સાધુ જરૂર મલી શકે છે.

જુઓ, અત્યારે લાખોની મીલ્કત અને મોટા પરિવારનો ત્યાગ કરીને દીક્ષિત થયેલા હાલ સાધુદશામાં સારો ત્યાગ અનુભવતા મુનિરાજો દશ–પંદર હૈયાતી ધરાવે છે. તથા પોતાની ભરજુવાની દશા હોવા છતાં–વીશથી ચાલીશ વર્ષ સુધીની વયવાળા લગભગ બો ત્રેટલા મહાત્માઓ યુવતિ પત્નીઓ અને પુત્રપરિવારનો ત્યાગ કરીને સાધુ બનેલા મુનિરાજો અત્યારે પણ નિર્મલ ચારિત્ર પાલી રહેલા દેખાય છે.

તથા મેટ્રીક અને તેથી પણ આગલ વધેલા ઈન્ગ્લીશ અભ્યાસવાલા લગભગ ૫૦ જેટલા ભાગ્યશાલી જીવો શ્રી વીતરાગનું સાધુજીવન આરાધી રહ્યા છે, તથા એક વર્ષમાં છમાસ, સાતમાસ, આઠમાસ, નવમાસ સુધી ફક્ત આયંબીલ-નીજ તપસ્યા કરીને તદ્દન લુખું જીવન જીવનારા અને જીહ્વા ઈન્દ્રિયનો ખુબજ કાબુ ધરાવનારા ઘણા પુણ્યવાન આત્માઓ જૈનશાસનમા આરાધના કરી રહ્યા જણાઈ રહ્યા છે.

કેટલાક ભાગ્યશાલી આત્માઓ સારા કુટુંબમા જન્મેલા અને લગ્નની વય પામેલા વિવાહની તૈયારીમાં મુકાએલા કન્યાઓના મા બાપ સાથે સગપણ સંબંધ તોડીને સાધુ બનેલા અત્યારે ઉત્તમ જીવન જીવી ગ્હેલા દેખાય છે. ડોકટર અને ઈજીનીયર વિગેરે ડીગ્રીઓ પામેલા પણ શ્રી વીતરાગનું સાધુપણું પામીને આરાધના કરી રહેલા શ્રી જૈનશાસનમાં અત્યારે પણ હયાત છે.

તથા સાધ્વીસમાજમાં લગભગ સો જેટલી બહેનો પોતાની હજારોની કે લાખ રૂપીઆની મીલકતનો સદ્વ્યય અથવા ત્યાગ કરીને દીક્ષિત બનેલી આરાધના કરી રહેલી અત્યારે મોજુદ અનુભવાય છે, તથા તે સાધ્વીસમાજમાં સુરત, ખંભાત, છાણી, ડભોઇ, રાજનગર, પાટણ અને રાધનપુર વિગેરે શહેરોમાં ઉત્તમકુલમાં જન્મેલી લગભગ ૬૦૦] જેટલી કુમારિકાદશામાં સાધ્વીઓ આરાધના કરતી દેખાય છે.

આવા કલિકાલમા પણ દશ–વીશ મહાત્માઓ વર્ધમાનતપની સો ઓલી પૂર્ણ કરી રહ્યા અને પૂર્ણ કરવાની તૈયારીમા આરાધના કરી રહ્યા જોવાય છે. કેટલાક આત્માઓ બારે માસ રસકસ અને ઘી જેવી ઉચ્ચ વસ્તુઓ મોટાભાગે વાપરતા નથી એટલે આ કાલમા પણ બારીકાઈથી તપાસ કરનારને શ્રી જૈનશાસનના મુનિરાજોના ત્યાગનો બરાબર સાક્ષાત્કાર જરૂર થઈ શકે છે.

વલી કેટલાક મહામુનિરાજો વર્ષોથી બારે માસ એકાન્તરા ઉપવાસ કરે છે, તથા કેટલાક બે ઉપવાસ કરી એક દિવસ જમનારા પણ દેખાય છે, એટલે આ શ્રી વીતરાગ શાસનમા અત્યારે પણ સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્રની આરાધના કરનારા રત્ન જેવા સાધુઓ અને સાધ્વીઓ ઘણા છે.

પ્ર૦ અમને તો ચોખ્ખું જણાય છે કે, આ કાલમા સાચા સાધુ મલવા મુશ્કેલજ છે?

ઉ૦ મલવા મુશ્કેલ છે એ બરાબર છે. પરંતુ સર્વથા અભાવજ છે, એમ બોલવુ બીલકુલ વ્યાજબી નથી, કારણ કે ઘણાખરા મનુષ્યો ઉપલકીયા હોય છે, ઉંડો અભ્યાસ કરતા નથી, પરંતુ વસ્તુમાત્રમા ઉંડા ઉતરાય તોજ સમજી શકાય છે, બીજી વાત એ પણ છે કે, ઘણાખરા મનુષ્યોને પોતાના ધર્મની પણ શ્રદ્ધા હોતી નથી, એટલે સાધુ સંસ્થા ઉપર સુગવાળી નજરથી જુએ છે, જો શ્રદ્ધાપૂર્વક શ્રી જૈનશાસનના સાધુ અને સાધ્વી સમાજના પરિચયમા આવા-

ય તો અત્યારે પણ ઘણાં રત્ન જેવા સાધુ અને સાધ્વીઓનું ચારિત્ર પ્રેક્ષકને આનંદ ઉત્પન્ન કરે તેવાં હોઇ શકે છે.

આ તો આપણે માત્ર ભરતક્ષેત્રની જ વાત વિચારી, પરંતુ **આવા પાંચ ભરતક્ષેત્ર** છે તથા પાંચ **ઐરવત ક્ષેત્ર** છે, ત્યાં બધી જગ્યાએ આરાધક સાધુ-મુનિરાજો જરૂર વિચરી રહ્યા છે, તથા પાંચ મહાવિદેહક્ષેત્રની ૧૬૦ વિજયોમાં અત્યારે પણ ક્રોડોની સંખ્યામાં સાધુ અને સાધ્વીજી આરાધના કરતાં વિચરે છે.

પ્ર૦ મહાવિદેહક્ષેત્રમાં પણ સાધુ-સાધ્વી અહીંના જેવાં જ હોય કે કાંઇ વિશેષ ખરો ?

ઉ૦ મહાવિદેહક્ષેત્રમાં સદાકાળ ચોથો આરો હોય છે, અને તેથી ત્યાં અજિતનાથ પ્રભુ વિગેરે બાવીશ જિનેશ્વરના મુનિરાજો જેવા અતિ નિર્મળ ચારિત્ર પાળનારા સાધુઓ હોય છે, તે મહાત્માઓ બધા ઉચા સંઘયણ [મજબુત શરીર] વાળા હોવાથી તેમનામાં સહન કરવાની તાકાત પણ આપણા કરતાં અનેકગુણી વધારે હોય છે, તેથી તેમના ચારિત્રમા કશા દોષો લાગતા નથી.

પ્ર૦ : શ્રી વીતરાગના મુનિરાજો કેટલા પ્રકારના હોય છે. તેમનામાં કાંઈ વિશેષતા હોય તો બતાવો ?

ઉત્તર : શ્રી વીતરાગના મુનિરાજોને જ્ઞાનથી વિચારાય તો મતિ અને શ્રુત જ્ઞાનવાલા હોય છે, તેમાં એક, બે, ત્રણ

ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દશ, અગ્યાર, બાર, તેર, ચૌદ સુધી પૂર્વજ્ઞાનના અભ્યાસી હોય છે.

**પ્ર૦** પૂર્વનું જ્ઞાન કોને કહેવાય ? અને એનુ પ્રમાણ કેટલુ હોય છે ?

ઉ૦ : પૂર્વનું જ્ઞાન મહાપ્રમાણ ગણાય છે. તેના સંપૂર્ણ પુસ્તકો લખી શકાતાં નથી. એક પૂર્વનુ જ્ઞાન લખવા માટે કોઇ પ્રયાસ કરે તો એક ઉભેલા હાથી જેટલી સુકી શાહી પલાળીને લખવા શરૂ કરે તો સંપૂર્ણ એક પૂર્વ મૂલમાત્ર લખાઇ રહે છે. પેલા પૂર્વ કરતાં બીજા પૂર્વનું પ્રમાણ ડબલ હોય છે, બીજા પૂર્વથકી ત્રીજાનું પ્રમાણ ડબલ હોય છે, એમ ચૌદે પૂર્વ ઉત્તરોત્તર ડબલ થાય છે, એટલે સંપૂર્ણ ચૌદ પૂર્વ મૂલમાત્ર લખવા હોય તો ૧૬૩૮૩ હાથી ઉભેલા હોય તેટલો શાહીનો ઢગલો પલાળતા લખી શકાય છે. આ ચૌદ પૂર્વ સૂત્ર અને અર્થ ભણેલા મુનિરાજો કેવલી ભગવંત જેવુ વ્યાખ્યાન કરી શકે છે.

તથા નિવિકાર અવધિજ્ઞાનવાલા મુનિવરો હોય છે, તથા ઋજુમતિ અને વિપુલમતિ બને પ્રકારના મન પર્યવજ્ઞાનવાલા હોય છે તથા કેવલજ્ઞાન અને કેવલદર્શનવાલા હોય છે, તથા **સમ્યગ્દર્શનથી** વિચારાય તો ઉપશમસમ્યકત્વી હોય છે. ક્ષાયોપશમિક સમ્યકત્વી હોય છે, ક્ષાયિક સમ્યકત્વી હોય છે. તથા ચારિત્રથી વિચારાય તો સામાયિક ચારિત્રવાલા હોય છે, છેદોપસ્થાપનીય ચારિત્રવાલા હોય છે'

પરિહારવિશુદ્ધિ ચારિત્રવાલા હોય છે, સૂક્ષ્મ સંપરાય ચારિત્રવાળા હોય છે, યથાખ્યાત ચારિત્રવાલા હોય છે, તથા શ્રેણિવાલા વિચારાય તો ઉપશમશ્રેણિવાલા હોય છે, ક્ષપક શ્રેણિવાલા હોય છે, જંઘાચારણહોય છે, વિદ્યાચારણ પણ હોય છે, સ્વયંબુદ્ધ હોય છે, પ્રત્યેકબુદ્ધ હોય છે, અને બુદ્ધબોધિત હોય છે, તથા તીર્થંકરદેવ હોય, ગણધર મહારાજ હોય, આચાર્ય હોય, ઉપાધ્યાય હોય, ગણાવચ્છેદક હોય, પંન્યાસ હોય, ગણી હોય, સ્થવિર હોય, સામાન્ય સાધુ હોય, સાધ્વી હોય, જ્ઞાની હોય, ધ્યાની હોય, વેયાવચ્ચી હોય, તપસ્વી હોય, બાલ હોય, ગ્લાન હોય, ક્ષુલ્લક હોય, વૃદ્ધ હોય, ગમે તે સ્થાન કે અવસ્થામા હોય.

પરંતુ છઠ્ઠા–સાતમા ગુણસ્થાનકમા હોય, આઠમા-નવમા દશમામા હોય, અગ્યારમા કે, બારમામા હોય, તેરમાકે ચૌદમા ગુણસ્થાનમા હોય, તે બધા શ્રી વીતરાગદેવના મુનિરાજો ભૂતકાલમા અઢીદ્વીપમા અનંતા થયા છે, વર્તમાનકાળમાં અઢી દ્વિપમા કોડોની સંખ્યામા વિચરે છે, ભવિષ્યકાલમાં અઢિ દ્વીપમા શ્રી વીતરાગના મુનિરાજો અનંતાનંત થવાના છે, આ સર્વને **નમોલોए સવ્વસાહૂણં** પદથી નમસ્કાર થાય છે.

**પ્ર૦ :** આ ઠેકાણે **નમોલોએ સવ્વસાહૂણં** પદ ચાલે છે, તેમાં તીર્થંકરદેવ અને ગણધર મહારાજનુ વર્ણન કેમ આવ્યું ? એતો અરિહંતપદ અને આચાર્યપદમા વર્ણવાઇ ગયા છે.

**ઉત્તર :** અરિહંતાદિ બધાંપદો પરસ્પરસાપેક્ષ અને અભિન્ન છે. જેમ કે અરિહંત ભગવતોનું સ્વતંત્ર વર્ણન

હોવાછતાં અરિહંતદેવો મોક્ષમાં પધારેલા હોવાથી સિદ્ધ ભગવંતોની સંખ્યામાં સમાવેશ થાય છે, વલી આચાર્ય ભગવંતો અને ઉપાધ્યાય ભગવંતો જુદા વર્ણન કરાયાં હોવા છતા સાધુની સંખ્યામાં ચોક્કસ અંતર્ભૂત થઇ શકે છે. દાખલા તરીકે કોઇ ગામમા કે નગરમાં પાંચસો સાધુઓ આવ્યા એમ કહેવાય છે, તેમા આચાર્યો પણ હોય છે, ઉપાધ્યાયો પણ હોય છે, છતાં એકલા સાધુઓજ બોલાય છે.

જેમ ભગવાન જિનેશ્વરદેવોના ૮૪ હજાર વિગેરે સાધુઓ બતાવ્યા છે, તેમાં ઘણા આચાર્ય ભગવંતો અને ઘણા ઉપાધ્યાય મહારાજો હોય છે, છતાં વિવક્ષા સાધુઓની થાય છે, તેજ પ્રમાણે અરિહંતાદિ જુદાં પદો વિચારતા જુદું લખાય છે, પરંતુ સામાન્ય વિવક્ષાએ સાધુપદમાં અરિહંત, સૂરિ અને વાચક ત્રણ પદનો સમાવેશ કરવામાં હરકત નથી.

**પ્રશ્ન** : સિદ્ધપદ અને સાધુપદ બેનુંજ ધ્યાન, આરાધન અને ગુણન થાય તો શું હરકત ? કારણ કે આ બે પદમા પાચે પદનો સમાવેશ થઈ જાય છે, પછી જુદા વિચારવાની શી જરૂર ?

**ઉત્તર** : સિદ્ધપદમાં અને સાધુપદમાં પાંચે પદનો સમાવેશ થાય છે તે બરાબર છે, છતાં જુદા વિચારવાથી વિચારક આત્માને તે મહાપુરૂષોની વિશિષ્ટ ઓળખાણ થાય છે. અરિહંત પરમાત્માઓ જગતના પેલા નંબરના ઉપકારી

છે, સિદ્ધભગવાનને પણ ઓળખાવનારા અરિહંત પરમાત્માજ છે. જગતના ગુણીઆત્માઓ અને ગુણોની ઓળખાણ કરાવનાર પણ અરિહંત પરમાત્માજ છે. સંસારની સંપૂર્ણ દુષ્ટતા સમજાવી મોક્ષના સ્વરૂપને બતાવનારા પણ અરિહંતદેવો છે, માટેજ સર્વગુણસંપન્ન સિદ્ધભગવંતોની પહેલાં અરિહંત દેવોને નમસ્કાર કરાય છે, અને અરિહંતદેવોની ગેરહાજરીમાં ગણધરમહારાજ વિગેરે આચાર્ય મહાપુરુષો શ્રી જૈનશાસનરૂપ બગીચાને સાચવે છે અને ખીલવે છે. માટે ત્રીજાપદમાં આચાર્ય મહારાજાઓને નમસ્કાર કરાય છે.

એજ પ્રમાણે ઉપાધ્યાય ભગવંતો પણ આચાર્ય મહાપુરુષોની આજ્ઞામાં રહીને શ્રી વીતરાગના મુનિરાજોને સાધુદશા સમજાવે છે. દિવસ અને રાત મુનિરાજોના સંજમ રુપ રત્નભંડારની ચોકી કરે છે. મુનિરાજોને સંજમમાર્ગમાં લાવવા, ટકાવી રાખવા અને ચલાવવાનું અતિ ઉંચુ કાર્ય પણ ઉપાધ્યાય ભગવંતો આચરે છે. વળી દિવસ અને રાત્રીમાં ગચ્છના બધા સાધુ મુનિરાજોને સૂત્રની વાચના આપે છે, માટે આચાર્યપદ પછી ઉપાધ્યાય પદને નમસ્કાર થાય છે.

જેમ આયરિયઉવજ્ઝાય સૂત્રમાં પહેલી ગાથામાં આચાર્યાદિને ખમાવ્યા છે, બીજી ગાથામાં શ્રમણપ્રધાન શ્રી સંઘને ખમાવેલ છે, ત્રીજી ગાથામાં સર્વજીવોને ખમાવ્યા છે. અહીં છેલ્લી ગાથામાં સર્વજીવોને ખમાવ્યા છે તેમાં પેલી બે ગાથાના મહાત્માઓને પણ ક્ષમાપના જરૂર થઇ જાય

છે, છતાં વિશેષગુણીને જુદા પાડીને ખમાવ્યા છે તે ગુણી પુરૂષોના આદરનેજ પોષણ કરવા માટે છે.

જેમ કોઇ પરદેશી મનુષ્ય રાજાની સભામા જાય છે, તે મૌ પહેલાં રાજાને પ્રણામ કરે છે. અને પછી પ્રધાન મ ડળને પ્રણામ કરે છે અને ત્યારબાદ સમગ્ર સભાને પ્રણામ કરે છે અહીં પણ મમગ્ર સભાને પ્રણામ કરવાથી રાજા અને પ્રધાનમંડ- લને પ્રણામ થઈ જવા છતાં રાજા અને અધિકારીઓના બહુમાન માટે તેમને જુદો અને પહેલો પ્રણામ કરાય છે તેજ પ્રમાણે અરિ હંતાદિ મહાપુરૂષોને પણ તે મહાપુરૂષોના ઉચ્ચતમ ગુણોના બહુમાન માટે સાધુપદથી જુદો પ્રણામ કરવો વ્યાજબી છે.

હવે અહીં શ્રી જૈનશાસનમાં સાધુદશામા આરાધના કરનારા અનંતકાલે અનંતા આત્માઓ થઇ ગયા છે, તેમાના થોડા ઉદાહરણો અહિં બતાવાય છે.

## મહામુનીશ્વર ધન્નાજી

આ મહામુનિરાજ કાકંદી નગરીના વતની હોવાથી **ધન્નાકાકંદી** તરીકે ઓલખાય છે, તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ થએલા હોવાથી ઘરનો તમામ વ્યવહાર ભદ્રામાતા ચલાવતા હતા. ધન્યકુમાર યૌવનવયને પામ્યા એટલે માતાએ મોટા-મોટા શ્રીમંતોની બત્રીશ પુત્રીઓ સાથે પાણિગ્રહણ કરાવ્યું હતું.

પિતાની ક્રોડાની લક્ષ્મી અને માતાને એકનો એક પુત્ર હોવાથી ધન્યકુમાર પત્નીઓની સાથે દેવાંગનાઓ સાથે દેવની માફક દેવતાઈ સુખો ભોગવતા હતા. જગતમાં

કામ, દામ ને ઠામ જે સુખનાં ત્રણ સાધનો કહેવાય છે, આ ત્રણે સાધનો ધન્નાજીના ઘરમાં હમેશાં ઉભરાતાં દેખાતાં હતાં, અર્થાત્ ધન્નાજી પોતે મહાબુદ્ધિશાળી હતા, યુવાન હતા; બહુરુપાળા હતા, નીરોગી હતા, ઘરમાં લક્ષ્મીનો પાર ન હતો. બત્રીશ પરણેતર પત્નિઓ હતી, પરસ્પર સંપ પણ અસમાન હતો, રાજાની પણ પૂર્ણ કૃપા હતી, ધનવાન મનુષ્યો સાથે સંબંધ હતો, એટલે દરેક ક્ષણો, દિવસો અને માસો કે વર્ષો દેવતાઇ સુખમય વ્યતીત થતાં હતાં.

એવામાં એકદા ગ્રામાનુગ્રામ વિહાર કરતા ત્રણલોકના નાથ ભગવાન મહાવીરસ્વામી પધાર્યા. દેવોએ સમવસરણની રચના કરી. વનપાલકે રાજાને વધામણી આપી. નગરવાસી લોકો સાથે રાજા જિતશત્રુ મોટા આડંબરથી પ્રભુજીને વંદન કરવા પધાર્યા. સાથે ધન્નાજી પણ માતા અને પત્નીઓ સહિત પ્રભુજીની દેશના સાભળવા ગયા.

ભગવાન મહાવીરદેવ ફરમાવે છે કે, " હે ભાગ્યશાળી જીવો ! આ સંસારના તમામ વિષયો વિષ જેવા છે, સંયોગો સ્વપ્ન જેવા છે, સુખો કિંપાકના ફળ જેવાં છે, લક્ષ્મી વિજળીના ઝબકાર જેવી છે, નારીનો સમાગમ નાગણીના કરંડીયા જેવો છે, આયુ નદીના પુર જેવું છે, માટે આવા અલ્પસુખ અને મહાદુખમય સંસારમાં શામાટે ફસાઈ રહ્યા છો ?" આવાં પ્રભુ મહાવીરદેવનાં વચનો સાંભળવાની સાથે ધન્યકુમારને સંસારનાં તમામ સુખો ઉપર અભાવ પ્રકટ થયો.

**કામ, દામ ને ઠામ** જે સુખનાં ત્રણ સાધનો કહેવાય છે, આ ત્રણે સાધનો ધન્નાજીના ઘરમાં હમેશાં ઉભરાતાં દેખાતાં હતાં, અર્થાત્ ધન્નાજી પોતે મહાબુધ્ધિશાળી હતા, યુવાન હતા; બહુરુપાળા હતા, નીરોગી હતા, ઘરમાં લક્ષ્મીનો પાર ન હતો. બત્રીશ પરણેતર પત્નિઓ હતી, પરસ્પર સંપ પણ અસમાન હતો, રાજાની પણ પૂર્ણ કૃપા હતી, ધનવાન મનુષ્યો સાથે સંબંધ હતો, એટલે દરેક ક્ષણો, દિવસો અને માસો કે વર્ષો દેવતાઇ સુખમય વ્યતીત થતાં હતાં.

એવામાં એકદા ગ્રામાનુગ્રામ વિહાર કરતા ત્રણલોકના નાથ ભગવાન મહાવીરસ્વામી પધાર્યા. દેવોએ સમવસરણની રચના કરી. વનપાલકે રાજાને વધામણી આપી. નગરવાસી લોકો સાથે રાજા જિતશત્રુ મોટા આડંબરથી પ્રભુજીને વંદન કરવા પધાર્યા. સાથે ધન્નાજી પણ માતા અને પત્નીઓ સહિત પ્રભુજીની દેશના સાભળવા ગયા.

ભગવાન મહાવીરદેવ ફરમાવે છે કે, " હે ભાગ્યશાળી જીવો ! આ સંસારના તમામ વિષયો વિષ જેવા છે, સંયોગો સ્વપ્ન જેવા છે, સુખો કિંપાકના ફળ જેવાં છે, લક્ષ્મી વિજળીના ઝબકાર જેવી છે, નારીનો સમાગમ નાગણીના કરંડીયા જેવો છે, આયુ નદીના પુર જેવું છે, માટે આવા અલ્પસુખ અને મહાદુખમય સંસારમાં શામાટે ફસાઈ રહ્યા છો ?" આવાં પ્રભુ મહાવીરદેવનાં વચનો સાભળવાની સાથે ધન્યકુમારને સંસારનાં તમામ સુખો ઉપર અભાવ પ્રકટ થયો.

દેશના પૂર્ણ થતાં પ્રભુજીને વંદન કરીને હાથ જોડીને ધન્યકુમાર પ્રાર્થના કરવા લાગ્યા, " હે પ્રભુજી ! હું ઘેર જઇ માતા તથા પત્નીઓને સમજાવી, તેમની રજા મેળવી, આપ સાહેબજી પાસે આવું છું. આપ થોડોવખત જરૂર અહીં સ્થિરતા કરવા કૃપાવંત થશો. એમ કહીને ધન્નાજી પરિવાર સાથે ઘેર આવ્યા, માતાજીને તથા પત્નીઓને પોતાના વિચાર જણાવ્યા.

માતાને એકનો એક પુત્ર હોવાથી ધન્નાજીની દીક્ષા લેવાની માગણી કાનમાં જવાની સાથેજ એકદમ મૂર્છા આવી ગઇ. અનુકૂળ ઉપચારોથી સ્વસ્થતા પામીને ધન્નાજીના દીક્ષાના વિચારો અટકાવવા ઘણી દલીલો કરી. 'હે પુત્ર ! તું હજી બાળક છે, કેલીના ગર્ભ જેવો સુકુમાર છે, તું હજી ક્યારે પણ જમીન ઉપર ચાલ્યો નથી, તું ટાઢ, તાપ કે વર્ષાદના ઉપદ્રવો જરા પણ સહન કરી શકતો નથી, તારા ખાનપાન, સ્નાન અને ભોગવિલાસ તને ક્ષણવાર પણ દીક્ષામાં સ્થિર થવા ન આપે તેવાં છે. તું કેવળ સુખમાં ઉછર્યો છે, સુખમાં પોષાયો છે, સુખમાં તરબોળ બનેલો છે, એટલે તારાથી પાંચ મહાવ્રત આચરવાં ઘણાંજ મુશ્કેલ છે.

વલી ચારિત્રનું પાલન ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે, મેણના દાંતે લોઢાના ચણા ચાવવા સમાન છે, વેળુના કોળીયા ખાવા સમાન છે, અર્થાત્ વીતરાગ શાસનના મુનિરાજોનું ચારિત્ર એટલે ઇરાદાપૂર્વક બધાંજ પૌદ્ગલિક

સુખોને તિલાંજલી આપવી અને બધીજ મુશીબતો અને અગવડોને નોતરવા સમાન છે.

બારે માસ બધા સ્વાદોને ત્યાગવાના હોય છે, ઉઘાડા શરીરે ટાઢ અને તાપ, પવન અને વર્ષાના ઉપદ્રવો સહન કરવાના હોય છે, મન, વચન અને કાયાથી સ્ત્રીના ભોગો ભૂલી જવાના હોય છે, સુકુમારતાનો ત્યાગ કરી સહનશીલતા વધારવાની હોય છે, બાવીશ પરિષહ આવે ત્યારે ક્રોધ અને દીનતા લાવ્યા વિના સહન કરવાના હોય છે, રાતદિવસ ઉભા પગેજ રહેવાનું હોય છે, બને તેટલા પ્રમાણમાં નિદ્રાનો ત્યાગ વધારવાનો હોય છે, વસ્તુમાત્ર ઉપર રાગ અને દ્વેષ ન થવાની કાળજી રાખવી પડે છે, શત્રુ-મિત્ર ઉપર સમભાવ લાવવો પડે છે, તીવ્ર ક્ષુધાના ઉદયમાં આહાર મળે તોપણ ખુશી ન થવું તેજ પ્રમાણે ન મળે તો દીનતા ન લાવવા પણ સાવધાન રહેવું પડે છે, ઉજ્જડ અને સ્મશાન જેવી ભૂમિઓમાં જઇને ધ્યાન કરવાનું હોય છે, દીક્ષાના દિવસથી જીંદગી પર્યંત બધાં સગપણો રદ થઈ જાય છે, વસ્તુમાત્ર ઉપરની મમતા બંધ કરવી પડે છે, માથાના વાળ પણ હાથવડે ખેંચીને કાઢી નાખવા પડે છે, સર્વકાલ મૌન-અકિંચનતા અને નિસ્પૃહભાવ વધારવા ઉદ્યમ કરવો પડે છે, વસ્તુમાત્રમાં વીતરાગતાને વસાવવી પડે છે.

એપ્રમાણે ભદ્રામાતાએ ધન્યકુમારને ચારિત્રની દુર્લભતા ઘણી સંભળાવી, પરંતુ શુરાઆત્માઓને તેની અવળી અસર

થવાના બદલે મક્કમતામા વધારો થાય છે, એટલે ધન્નાજીએ માતાના વચનો સાભળી વળતો જવાબ આપ્યો કે, આપનુ વર્ણન તદ્દન સાચુ છે પરંતુ આ બધું ચારિત્રનું કષ્ટ નરક અને પશુગતિના દુ ખોપાસે તદ્દન નજીવું છે, સાવ થોડુ છે, આપણો આ આત્મા અનતીવાર સાતે નરકોમા જઇ આવ્યો છે, એટલે આત્માની મુક્તિ માટે જાણી જોઇને આ દુ ખો સહન કરવા પડે તેમા શુ હરકત છે ! અત્યારે વિષયસેવનમા બેભાન બની પુણ્ય ખાઈ જવાય તો વળી ચારે ગતિમા ભટકવાનું શરૂ થાય, એટલે હવે તો ભગવાન મહાવીર જેવા મોક્ષપુરીના સાર્થવાહને છોડીને હું ક્ષણવાર પણ અળગો રહેવા ઈચ્છતો નથી.

બત્રીસ પત્નીઓએ પણ ઘણી દલીલો કરી, પરતુ ધન્નાજીના ચિત્ત ઉપર કશી અસર થઇ નહિ છેવટે માતા અને પત્નીઓની રજા મેળવી, મોટા આડબરથી ભગવાન મહાવીર પાસે આવીને પ્રવ્રજ્યા પ્રદાનની પ્રાર્થના કરી. પ્રભુ મહાવીરદેવે ધન્યકુમારમા ચારિત્રપાલનની સંપૂર્ણ યોગ્યતા જાણીને દીક્ષા આપી અને તેજ વખતે ધન્નાજીએ બે હાથ જોડીને ભગવાન્ મહાવીરદેવ પાસે પ્રાર્થના કરીકે, હે પ્રભુજી ! **આજથી હું જીવું ત્યાંસુધી મારે છઠ્ઠના પારણે છઠ્ઠ કરીને ઉપર, માખીઓપણ ન ઈચ્છે તેવા આહારથી પારણું કરવું** ' પ્રભુ મહાવીરદેવે ધન્નાજીની યોગ્યતા જાણી અભિગ્રહ આપ્યો.

ત્યારબાદ ધન્નાજીના માતા અને પત્નીઓ તથા જિતશત્રુ રાજાપ્રમુખ નગરવાસી મનુષ્યો પ્રભુજીને વંદના કરીને પોતપોતાના સ્થાને વિદાય થયા. પ્રભુજી પણ ધન્નાજી વિગેરે મુનિપરિવાર સાથે વિહાર કરીને અનેક જીવોને લાભ આપવા પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. ધન્નાજી પણ અભિગ્રહપૂર્વક તપસ્યા અને સંજમને પાલતા છ માસ દીક્ષાપર્યાયની આરાધના કરી. તેમાં તેમના ત્યાગથી તેમના શરીરમાં લોહીનો એક બિંદુપણ રહ્યો ન હતો. તેઓ ચાલતા હતા ત્યારે તેમનાં હાડકાંઓ ગાડાની પેઠે ખડખડતા હતાં, તેમની આંખો ઘણી ઉંડી જતી રહી હતી, તેમના શરીરમા હાડકાં અને નસો સાક્ષાત જણાતાં હતાં છતાં પણ તેઓ ક્રિયા, અનુષ્ઠાન અને તપમાં જરાપણ મંદ થયા ન હતા. છ માસ દીક્ષા પાળી અનશન કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા, ત્યાંથી મનુષ્યનો ભવ પામી મોક્ષમાં જશે.

## મુનિરાજ શ્રી શાલીભદ્રજી

આ મુનિરાજ મગધદેશની મુખ્ય રાજધાની રાજગૃહી નગરીના વતની હતા, આ નગરીમાં ભગવાન **મહાવીરદેવનો** પરમભક્ત **રાજા શ્રેણિક** રાજ્ય કરતો હતો. એક વખત પરદેશી વેપારીઓ રત્નકંબલ નામની કામલીઓ વેચવા લાવ્યા હતા, તેની કિંમત સવા લાખ સોનામહોર હતી, રાજા શ્રેણિકનું મોટું નામ સાંભળી સિધા રાજમહે

લમાં ગયા, પરંતુ રાજાએ એક પણ કામલ લીધી નહિ, આ કામળો ન વેચાવાથી વેપારીઓ હતાશ થઇ ગયા, પરંતુ રાજમાર્ગમાં ચાલતાં કોઇ મનુષ્યે તેમને જોયા અને હતાશ થવાનું કારણ પૂછતાં વેપારીઓએ પોતાનો માલ ન ખપવાનું કારણ જણાવ્યું.

તેમને ગામના મનુષ્યે સૂચના કરી કે, આપ લોકો શા માટે નારાજ બનો છો, આ નગરમાં હજુ ઘણા ક્રોડપતિ શ્રીમંતો વસે છે અને એક તો સાક્ષાત્ કુબેર ભંડારીજ જાણે હોય તેવા **શાલીભદ્ર** શેઠ વસે છે, તમારો બધોજ માલ ત્યાં ખપી જશે, તે વેપારી લોકો પ્રસ્તુત મનુષ્યની વાત સાંભળી ઘણા ખુશી થયા અને શાલીભદ્ર શેઠને ઘેર ગયા.

ત્યાં ગયા અને મહાપુરૂષ શાલીભદ્ર શેઠના ઘરનો દેખાવ જોઇને સાક્ષાત્ ઇન્દ્રપુરીનું ભાન થવાથી પોતાની ઇચ્છા પૂર્ણ થવાની આશા બંધાઇ અને શેઠનાં માતુશ્રી ભદ્રાશેઠાણી પાસે ગયા, કારણ કે શાલીભદ્ર શેઠના ઘરનો બધો વ્હેવાર શેઠના માતુશ્રીજ ચલાવતા હતા, શાલીભદ્ર શેઠ ઘરના કે વેપારના કશા કામમાં ધ્યાન આપતાજ નહિ, અને ગયા જન્મમાં ઉપાર્જન કરેલાં પુણ્યાનુબંધિ પુણ્યનો સ્વાદ ચાખતા હતા.

તે મહાપુરૂષને બત્રીશ પત્નીઓ હતી, તેમની બાલ્યવયમા પિતા મરીને દેવ થયા હતા, પિતાને મરણ વખતે

પુત્ર યાદ આવ્યો હતો, પુત્ર ઉપર રાગ હોવાથી દેવ થયેલા. પિતાશ્રી શાલીભદ્ર અને તેમની અર્ધાંગનાઓ માટે પ્રતિદિવસ પકવાન્નથી ભરેલી તેત્રીશ, વસ્ત્રોથી ભરેલી તેત્રીશ અને આભૂષણોથી ભરેલી તેત્રીશ પેટીઓ આપી જતા હતા, તેથી શાલીભદ્ર શેઠ અને તેમની પત્નીઓ મનુષ્ય હોવા છતાં દેવ-દેવીનાં સુખો ભોગવતાં હતાં, અને રાગ-રાગણી-બદ્ધ નાટકો, નાચો, વિલાસો અને ભોગોમાં શાલીભદ્ર શેઠ રાત ક્યારે પડી અને દિવસ ક્યારે ઉગ્યો તે પણ ઘણીવાર જાણી શકતા નહિ.

શાલીભદ્ર શેઠના આવા સુખમય કાળમાં ઉપર બતાવેલા રત્નકાંબલના વેપારીઓ ભદ્રાશેઠાણી પાસે પોતાનો માલ લઇને હાજર થયા અને શેઠાણીએ તેમને ઘણો આદર આપ્યો, માલ જોયો અને મુખ-માગ્યા દામ આપી ખરીદી લીધો, વેપારી પોતાનો માલ વેચીને ઘણા ખુશી થતા પોતાના સ્થાને ચાલ્યા ગયા.

આ બાજુ આ સોળે કામળો શાલીભદ્ર શેઠના ઘેર ખપી ગયાના સમાચાર કર્ણોપકર્ણ રાજા શ્રેણિકના જાણવામાં આવ્યા. રાજાને વિચાર આવ્યો, અહો આ શ્રેષ્ઠી કેટલો મોટો ધનવાન હશે! હું આખા મગધદેશનો માલીક હોવા છતાં મારી રાણીઓ માટે એક પણ કામળ હું લઇ શકયો નથી, માટે મારે આ મહાપુરૂષને પાસે બોલાવીને જોવો જોઇએ.

આમ વિચાર કરીને બીજા દિવસે પોતાના ખાસ

પ્રધાનોને ભદ્રાશેઠાણીના ઘેર મોકલ્યા, પ્રધાનોએ શેઠાણી પાસે આવીને શાલીભદ્ર શેઠના સમાચાર પૂછ્યા અને મળવાની ઈચ્છા જણાવવા સાથે રાજાએ પોતાની પાસે બોલાવ્યાની પણ વાત જણાવી.

પ્રધાનો પધારવાથી શેઠાણી ઘણા ખુશી થયા અને પ્રધાનપુરૂષોનો ઘણોજ સત્કાર-સન્માન કર્યું અને બહુ નમ્રતાથી જણાવ્યું કે, શાલીભદ્રકુમાર આપને મળી શકશે નહિ, તેમ રાજદરબારમા પણ આવી શકશે નહિ, પરંતુ મારા મુનીમો આવીને મહારાજાને મળીને બધી વાત નિવેદન કરશે, શેઠાણીના વિનય-નમ્રતા અને સત્કાર-સન્માનથી પ્રધાનો ઘણા ખુશી થયા અને રાજા પાસે જઈ શેઠાણીના વિવેકનાં ખૂબજ વખાણ કર્યાં અને શાલીભદ્ર શેઠ નથી આવ્યા તે વાત તેમના પ્રધાનો (મુનિમો) દ્વારા હમણાંજ આપને જાણવા મળશે

આટલી વાત થતી હતી તેટલામા શાલીભદ્ર શેઠના મુનિમો ત્યા આવ્યા અને મહારાજા શ્રેણિક પાસે મહામૂલ્ય ભેટણુ મૂકીને હાથ જોડી નમ્રતાપૂર્વક ભદ્રાશેઠાણીનો સદેશ જણાવવા લાગ્યા, 'મહારાજ ! અમારા શેઠાણી ભદ્રાદેવી આપને નમ્રતાપૂર્વક જણાવે છે કે, આપસાહેબ અમારા પુત્ર શાલીભદ્રજીને આપ પોતાની પાસે બોલાવો છો, પરંતુ મારો પુત્ર ઘણો સુવાળો છે, એ કયારે પણ સાતમા માળથી નીચે ઉતરતો નથી, એટલે ઘરની બહાર જવાની

તા વાતજ શી ! એને ઉપલા માળથી નીચે આવતાં પણ ઘણો પસીનો અને પરિશ્રમ આવી જાય છે.

જેમ માખણનો પીંડ જરા પણ તાપ સહન કરી શકતો નથી, તેમ મારો પુત્ર સૂર્યના કિરણો પણ ખમી શકતો નથી, તેમ ઠંડી અને વર્ષા પણ ખમી શકતો નથી, માટે હે પૃથ્વીનાથ ! અમે આપનો જરા પણ અનાદર કરતા નથી, પરંતુ નમ્રતાપૂર્વક વિનંતિ કરીએ છીએ કે, આપ અમારા ઘેર પધારો, અને અમને દર્શન આપી કૃતાર્થ બનાવો !

ભદ્રાશેઠાણીના મુનિમોની ઉપર મુજબની પ્રાર્થના સાંભળીને રાજા શ્રેણિક ઘણાજ ખુશી થયા અને શાલીભદ્રના ઘેર આવવાની હા પાડી, ભદ્રાશેઠાણીએ રાજભુવનથી પોતાના ઘર સુધી ઘણીજ રચનાઓ કરાવી અને આવવાના ટાઇમે પ્રધાન મનુષ્યોને સામા મોકલ્યા. રાજા શ્રેણિક પોતાના મુખ્યપુત્ર અને બધા પ્રધાનોના અગ્રેસર **અભયકુમારને** સાથે તેડીને ભદ્રાશેઠાણીને ઘેર પધાર્યા.

શેઠાણીના મહેલો, નોકર-ચાકરો અને ઘરનો બીજો ઠીમાક જોઇને રાજા ખૂબજ ખુશી થયા અને શેઠાણીએ આપેલા સિંહાસન ઉપર બેઠા, ઘરની કેટલીક જાણવા યોગ્ય વાતો જાણીને શાલીભદ્ર કયાં છે ? તેમને મળવા પોતાની ઇચ્છા જણાવી.

ભદ્રાશેઠાણીએ શાલીભદ્રને નીચે બોલાવ્યા, માતાની આજ્ઞા થતાં શાલીભદ્ર નીચે આવ્યા અને મહારાજા શ્રેણિ-

કની ઓળખાણ આપી, રાજા શ્રેણિકે કુમારને ઘણા પ્રેમથી પોતાના ઉત્સંગ (ખોળામા) બેસાર્યા, પરંતુ ક્ષણવારમા તો કુમાર પસીનાથી રેળઝેળ થઇ ગયા અને ભદ્રાશેઠાણીએ રાજાને હાથ જોડી પ્રાર્થના કરી, મહારાજ ! મારા પુત્રને જવા દ્યો એ આપના શરીરની ગરમી સહન કરી શકતો નથી.

રાજાએ કુમારને જવા આજ્ઞા આપી અને મહારાજા પોતે પણ જવાને ઉભા થયા, વળી શેઠાણીએ પણ ઘણા ભેટણાં મૂકયા અને રાજાને ખૂબજ ખુશી કરીને વિદાય આપી. આ બાજુ કુમાર શાલીભદ્ર માતાને પૂછે છે કે, આ બધા મેમાન કોણ હતા, માતા કહે છે કે, ભાઈ ! આ આવેલા મહેમાનો પૈકી મુખ્ય હતા તે આ મગધદેશના માલિક અને રાજગૃહી નગરીના ધણી રાજા શ્રેણિક છે, અને તે આપણા સર્વના સ્વામી થાય છે અને આ **ધણી, માલીક** અને **રાજા**–શબ્દનો અર્થ એ છે કે, તેઓ જો ખુશી થાય તો આપણને આનદમા રાખે અને રોષાયમાન થાય તો આપણું બધુંજ આચકી લે, ઘરબાર લુંટી લે, કારાગૃહમા મોકલી દે, એટલે તેમની કૃપા હોય તોજ સુખપૂર્વક રહેવાય, અને તેમની અકૃપા થાય તો ક્ષણમા મહાદુ ખી થઈ જવાય.

માતાનું ઉપર મુજબનુ ભાષણ સાભળીને કુમાર શાલિભદ્ર મનમાં વિચાર કરવા લાગ્યા કે, ગયા જન્મમા મેં સંપૂર્ણ ધર્મની આરાધના કરી હોય તેમ જણાતું નથી. જો ધર્મની પૂરી આરાધના કરી હોય તો હજી મારા માથે

ધણી શા માટે હોય ? માટે આજથી મારે બત્રીશ પૈકી એકેક સ્ત્રીનો ભોગ ઓછો કરવો, એટલે બત્રીશમા દિવસે બત્રીશે સ્ત્રીઓ અને આ સુખસામગ્રીનો ત્યાગ કરીને પ્રભુ મહાવીરની દીક્ષા અંગીકાર કરીશ.

થોડીજ વારમાં આ વાતનો ગામમાં ફેલાવો થયો અને કર્ણોપકર્ણ તેજ ગામમાં ધન્નાજીશેઠ સાથે પરણાવેલાં પોતાના સુભદ્રા નામનાં બેનને સાંભળવામાં આવ્યો. તે ક્ષણે સુભદ્રાદેવી પોતાના સ્વામીનાથ ધન્નાજીને સ્નાન કરાવવાની તૈયારી કરીને માથાના વાળ સમારતાં હતાં. ભાઇના ત્યાગની વાત મનમાં ખટકયા કરતી હતી. ભાઇ દીક્ષા લેશે તો ભાભીઓની શી દશા ? માતાની શી દશા ? આ બધી સંપત્તિની શી વલે ? આવા શોકમાં સુભદ્રાદેવીની આંખમાંથી આંસુ ટપકયું અને સ્વામીનાથના શરીર ઉપર પડયું.

આંસુના ઉષ્ણ સ્પર્શથી ધન્નાજીનું ધ્યાન ખેંચાયું અને પાછુંવાળીને પોતાની વ્હાલી પ્રિયા સુભદ્રાના મુખસામું જોયું, જોતાજ સુભદ્રાનું આંસુથી ભરાયેલું મુખભાળીને ધન્નાજીએ દેવી સુભદ્રાને પ્રશ્ન પૂછયો:—

દેવી ! તું રાજગૃહીનગરીના એક મહાશ્રીમંતની એકની એક પુત્રી છે, દેવતાઈ સુખોને ભોગવનારો શાલિભદ્ર જેવો તારો ભાઈ છે, સ્ત્રી હોવા છતાં પુરૂષોની પણ બુદ્ધિને મહાત કરનારી મહાબુદ્ધિમતી સતી ભદ્રા શેઠાણી તારી માતા છે. તારી સર્વે ઈચ્છાઓને પુરનારો ધન્નાજી હું તારો સ્વામી છું,

હવે તારે કઇ પ્રકારની ઓછાશ છે કે, તું આમ અત્યારે રોઈ રહી છે. તારૂં એક આંસુ પડે છે ત્યા મારૂં દશ તોલા લોહી સુકાઇ જાય છે.

પોતાના સ્વામીનાથના ઉપર સુજનના પ્રેમથી ઠમોઠમ ભરેલા તદ્દન સાચાં વચનો સાભળીને સુભદ્રાદેવીએ જવાબ આપ્યો કે, સ્વામીનાથ ! આપની બધી વાત આપે ફરમાવી તે મુજબજ છે, પરંતુ મારાબધુ શાલિભદ્રજી આજથી એકેક પત્નીનો ત્યાગ કરવા લાગ્યા છે. બત્રીશ દિવસે બત્રીશનો ત્યાગ કરીને દીક્ષા લેશે, તેથી મને ઘણુજ દુઃખ થાય છે. સુભદ્રાદેવીનાં વચનો સાંભળી ધન્નાજી બોલ્યા કે, જો દીક્ષા લેવાનો વિચાર નક્કીજ હોય તો બત્રીશ દિવસની મુદત શા માટે ? કાલ કોણે દીઠી છે ? એકેક ક્ષણ ઘણા વિઘ્નોથી ભરેલો છે, આજેજ દીક્ષા લેવી હોય તો ક્ષણ પણ વિલંબ કરવો નકામો છે.

પોતાના સ્વામીનાં ઉપર સુજનના પોતાની તરફેણના નહિ, પણ પોતાના ભાઇને વ્હેલી દીક્ષા લેવડાવવાના વચનો સાભળવાથી શ્રીમતી સુભદ્રાદેવીને નવાઈ લાગી, અને ઉતાવળથી બોલાઇ જવાયુ કે, સ્વામિનાથ ! બીજાના માટે બધાને બોલતા આવડે છે, પારકી વાત સૌને મીઠી લાગે છે, એટલે કહેવું સહેલું છે, અમલમા મુકવું દોહલું છે, બીજાને શીખામણ અપાય છે, ઉપદેશ પણ દેવાય છે, પરંતુ પોતા ઉપર લેવાનો પ્રસંગ આવે ત્યારે ખબર પડે છે.

પત્નીનાં અવસરે બોલાએલા આવાં ટોનિક વચનો શ્રીમાન્ ધન્નાજી શેઠને ખુબજ ગમી ગયાં. "પોતા ઉપર લેવાનો પ્રસંગ આવે ત્યારે ખબર પડે," આવા વચનો સાંભળીને તુરતજ બોલ્યા કે, મારે **અત્યારની ઘડીથી આઠે આઠ પત્નીઓ ત્યાગ છે** અને મન, વચન, કાયાથી બ્રહ્મચર્ય સ્વીકાર કરૂ છું. દેવી! હવે આપ અળગા રહી જાઓ, હવે અત્યારથીજ તમારે અને અમારે પરસ્પર શરીરે અડકવાના પણ પચ્ચખ્ખાણ થઇ ગયા છે.

ધન્નાજીના ઉપર સુજ્જનના એકદમ સાત્વિકતાથી ભરેલા વચનો સાંભળીને મહાસતી સુભદ્રાદેવી સ્તબ્ધ થઇ ગયા. થોડું દુખ ખમવાની પણ જેને શક્તિ હતી નહિ, તેની ઉપર દુખના ડુંગરો ઉભરાણા. ભાઇનો વિરહ ખમવાની અસમર્થ બાળા પતિનો વિરહ સાંભળીને ખુબજ ઘવાઈ ગઇ. જમીન ઉપર પટકાઇ ગઈ, મૂર્છિત થઈ. ક્ષણવારે બેઠી થઇને પતિને વિનવવા લાગી, સ્વામિનાથ! મારી મોટી ભૂલ થઈ છે, હું તો મહજ હસતી હતી, મારાં હાસ્યનાં વાક્યો આપે આમ ગણીને ગાઠે બાધવા વ્યાજબી ગણાય નહિ.

મહાસતી સુભદ્રાદેવીની નમ્રતા અને કોમલતાથી તરબોળ વિનતિ સાંભળીને ધન્નાજી બોલ્યા કે, દેવિ! તમોએ જે કહ્યુ તે સાચુ જ કહ્યુ છે, અવસરને ઉચિત કહ્યુ છે, મને જરાપણ કડવું નથી લાગ્યું, પરંતુ અમૃત કરતાં પણ ખુબ મીઠું લાગ્યું છે, અને તમારા વચનોથી ઉશ્કેરાઇને નહિ.

પરંતુ ખુબજ મનન કરીને આગલપાછળનો વિચાર કરીને, હું જે બોલ્યો છું, તે હવે કોઇપણ કારણુથી બદલાશે નહિ બસ, આ પ્રમાણે મહાસતી સુભદ્રા પ્રમુખ આઠે પત્નીઓને સમજાવીને ધન્નાજી શાલિભદ્રના ઘેર ગયા અને વૈરાગ્યમય વચનો સંભળાવીને દીક્ષાની તૈયારી કરાવી.

બંને જણુ સાળા-બનેવીએ મોટા આડંબરથી પ્રભુ-મહાવીરદેવ પાસે દીક્ષા લીધી, અને ઉગ્ર તપશ્ચર્યા, ઉગ્રવિહાર, અતિપ્રમાણુ જ્ઞાન-અભ્યાસ અને સર્વકાલ ધ્યાનદશામાં ભગવાન મહાવીરદેવ સાથે વિહાર કરતા એકવખત રાજગૃહી નગરીમાં આવ્યા અને માસ ઉપવાસના પારણે પ્રભુજીની આજ્ઞાથી ભદ્રાશેઠાણીના ઘેર વ્હોરવા ગયા.

ધન્ના અને શાલિભદ્ર બંને મુનિવરો આવીને ધર્મલાભ આપી ક્ષણવાર ઊભા રહ્યા, બંને મુનિવરોમાં એક જણુ આ ઘરબાર, માલમીલ્કત, નોકરચાકર, અને નારીપરિવારના માલિક છે. ત્યારે બીજા આ ઘરના જમાઇરાજ છે, છતા-પરિવાર તેમને ઓળખી શકયો નહિ અને આ મહામુનિરા જોએ પણ પોતાની ઓળખાણુ કરાવી નહિ અને કાંઇપણ વહોર્યા વગર ચાલતા થયા.

પ્ર૦ : શાલિભદ્ર જેવા પુત્ર અથવા ઘરના માલિકને અને ધન્નાજી જેવા જમાઇને ન ઓલખ્યા એનુ શું કારણુ?

**ઉત્તર :** આ મહાપુરૂષોએ તપસ્યાથી શરીરને એટલું બધું કૃશ બનાવી નાંખ્યું હતું કે, જેથી શરીરના રંગઢંગ

બધા બદલાઇ ગયા હતા. શરીરમાંથી લોહી અને તેજ લગભગ નામશેષ થયાં હતાં. સાથોસાથ રાતદિવસ ટાઢ-તડકામાં પણ ખુલ્લા શરીરે રહેવાથી શરીરમાંથી ગોરાશ ચાલી જવાથી એકદમ ઝંખાશ આવી ગઇ હતી એટલે તેમને કોઇએ ઓળખ્યા નહિ.

પ્ર૦ : તેમને ધન્નાજી અને શાલિભદ્રજી તરીકે ઓલખ્યા નહિ એ બનવા યોગ્ય છે, પરંતુ વીતરાગના મુનિરાજ તરીકે પણ તેમનો કોઇએ આદર કેમ ન કર્યો ?

ઉ૦ જો કે મુનિરાજ તરીકે તેમને આવા સુશ્રાવિકાના ઘરમાં ચોક્કસ આદર મલવો જાઇએ, એ વાત તદ્દન સાચી છે, પરંતુ ભગવાન મહાવીરદેવ પધાર્યાના સમાચાર આવ્યા હતા, આખો પરિવાર પ્રભુજીને વંદન કરવા જવાની તૈયારીમા વ્યગ્ર હતો, એટલે ખાસ મનુષ્યોનું મુનિરાજો તરફ ધ્યાન ગયું નહિ એટલે મુનિરાજનો આદર ન થયો.

પ્ર૦ શાલિભદ્રશેઠ શ્રેણિક રાજાના ખોળામાં બેઠા હતા ત્યારે થોડી વારમાં ગભરાઈ ગયા હતા, રાજાના શરીરની ગરમી પણ તેમનાથી સહન થઇ નહિ તથા સાતમા માળથી ઉતરીને નીચે આવવું એ પણ એમનાથી મુશ્કેલ હતું. ત્યારે ચારિત્રમાં આટલી મોટી સહનશક્તિ કયાંથી આવી ?

**ઉત્તર :** આત્મા અનંત શક્તિનો ધણી છે. મોજ શોખમા પડે ત્યારે ટાઢતડકા ન સહન કરી શકનારા રાજા

મહારાજાઓ યુદ્ધમા શત્રુના બાણો વિગેરેના પ્રહારો લાગવા છતા પાછા પડતા નથી પણ આગળ વધે છે, તેમ આત્મા જાગતો થાય ત્યારે નહિ ધારેલી, નહિ કલ્પેલી શકિત આત્મામાં ઉત્પન્ન થાય છે. શાલિભદ્રશેઠ અને ધન્નાજી મોજશોખમાં મહાલતા હતા ત્યારે અતિકોમળ હતા, અને સંજમી બન્યા એટલે મહાયોદ્ધાની માફક ખુબજ સહન કરનારા થયા હતા.

ધન્ના અને શાલિભદ્રજી ભદ્રાશેઠાણીના મહેલથી નીકળી વચમાંથી મળેલો આહાર વહોરીને પ્રભુજી પાસે આવ્યા, ભગવાનને આહાર બતાવી પ્રભુજીની આજ્ઞા મેળવી આહાર વાપરીને પ્રભુજી પાસે આવ્યા અને **વૈભારપર્વત** ઉપર જઇને અનશન કરવાની આજ્ઞા માગી સર્વજ્ઞભગવાન્ મહાવીરદેવે તેમની લાયકાત સમજીને અનશન કરવાની રજા આપી એટલે આ બન્ને મુનિરાજો વૈભારગિરિ ઉપર આવી એક માસનું અનશન કરી સર્વાર્થસિધ્ધ વિમાને ગયા.

## મહામુનિરાજ વજ્રબાહુકુમારની કથા

આ મહાપુરૂષ અયોધ્યા નગરીના વિજયરાજ નામના પોતાના પિતાની આજ્ઞાથી કેટલોક પરિવાર સાથે લઇને પરણવા ગયા હતા, ત્યાથી મહાસતી મનોરમાકુમારી સાથે પાણિગ્રહણ કરીને પોતાના પરિવાર અને કેટલાક સાળાઓ સહિત પોતાની રાજધાની અયોધ્યાનગરી તરફ આવતા એક દિવસ મુસાફરીમા રસ્તા ઉપર કોઇ મહાજ્ઞાની આચાર્ય

ભગવાનને દેશના સંભળાવતા જોયા, એટલે તુરતજ મહાવિવેકી વજ્રબાહુકુમારે પોતાનાં માણસોને આગળ વધતા અટકાવીને આચાર્ય ભગવાનનાં દર્શન કરવાની ઈચ્છા જણાવી, બધો પરિવાર થોભ્યો અને નીચા ઉતરી આચાર્ય ભગવાનનાં દર્શન કરવા ગયા, વંદન કરીને સૌ યથાસ્થાને બેસી ગયા અને દેશના સાંભળવા લાગ્યા, દેશના દરેકને ખૂબજ ગમી ગઈ અને વંદના કરીને પોતાને ઉતારે આવ્યા, ત્યાં આવ્યા પછી કુમાર વજ્રબાહુએ વ્યાખ્યાનની ઘણીજ પ્રશંસા કરી, જે સાંભળીને ઉદયસાગર નામના સાળાએ પ્રશ્ન કર્યો કે, જો સંસાર અસાર લાગતો હોય તો દીક્ષા કેમ લેતા નથી? કુમાર કહે છે કે, જો તમો સર્વની રજા હોય તો મારી ઇચ્છા થાય છે, ઉદય સાગર કહે છે, ખુશીથી દીક્ષા લ્યો, અમો સર્વ ખુશી છીએ.

બસ, આ પ્રમાણે પરસ્પરના સંવાદમાં કુમારે પોતાની ભાવના મજબૂત કરી અને પત્ની તથા સાળાઓને સમજાવીને તેજ આચાર્ય મહારાજ પાસે દીક્ષા લીધી અને દોષ વગરનું ચારિત્ર પાળીને મોક્ષમાં ગયા.

આવા મહામુનિરાજો આ અવસર્પિણી કાળમાં અસંખ્યાતા થયા છે અને આરાધના કરીને મોક્ષમાં ગયા છે, ભૂતકાળમાં અનંતા થયા છે, જેમનાં ચારિત્રનાં વર્ણન વાંચવા કે સાંભળવાથી ધર્મી આત્માઓને પણ નવાઈ લાગે તેવા હતાં, આ તો સર્વજ્ઞ ભગવંતોના કાળની વાતો છે

પરંતુ ભગવાન મહાવીરદેવ મોક્ષમાં પધાર્યા ત્યારથી અત્યારે ૨૪૭૮ વર્ષના ગાળામાં હજારોની નહિ પણ લાખોની સંખ્યામાં ઉચ્ચ કોટિના ચારિત્ર આરાધનાર મુનિરાજો થયા છે.

કેટલાક જાવજ્જીવ છ વિગઈના ત્યાગી થયા છે, કેટલાક કેવળ જુવાર વગેરે એકજ અનાજનો ખોરાક વાપરી સંપૂર્ણ જીવન આરાધના કરનાર થયા છે, કેટલાક સર્વ રસકસના ત્યાગી થયા છે, કેટલાક હંમેશા અગ્યાર અંગો વિગેરે શાસ્ત્રોનો સ્વાધ્યાય કરનારા થયા છે, કેટલાક રાત–દિવસમાં અતિ અલ્પ નિદ્રા લેવાપૂર્વક ઘણી અપ્રમાદ દશામાં રહેનારા થયા છે, કેટલાક સો, બસો, પાંચસો કે ચૌદસો વિગેરે ગ્રંથો બનાવી ધર્મ, સમાજ અને દેશને લાભ આપી ગયા છે, કેટલાક સેંકડો જિનમંદિરો અને જિનપ્રતિમાઓદ્વારા શ્રી જૈનશાસનની આરાધના વધારતા ગયા છે, કેટલાક હજારોની સંખ્યામાં સાધુ અને સાધ્વીજીઓ ઉત્પન્ન કરી શ્રી જૈનશાસનની પરંપરા મજબૂત કરતા ગયા છે. એટલે શ્રી જૈનશાસનના ત્રણેકાલના અને સંપૂર્ણ મનુષ્ય-ક્ષેત્રના કેવલ મુધાજીવી ( આ લોકની કોઈપણ ઈચ્છા વગરના) મહામુનિરાજો જગતના એકાન્ત ઉપકારી હતા, હોય છે અને હશે. **તેમને नमो लोए सव्वसाहूणं પદોચ્ચારથી** આપણો નમસ્કાર થાય છે. આ નમસ્કારવડે સંપૂર્ણ સાવધાન–જાણકાર આત્માનાં પચ્ચાસ સાગરોપમનાં પાપ નાશ પામે છે. આ વાત તદ્દન મધ્યમ કોટીની જાણવી. ઉત્કૃષ્ટ જાગતા આરાધક આત્માઓ તત્કાળ સર્વકર્મને પણ ક્ષય કરી શકે છે.

પ્રશ્ન : અહિં વર્ણન કરાએલા અરિહંતાદિ પાંચે પદોને નમસ્કાર કરવાથી લાભ શું ? કારણ કે તેઓ બધા વીતરાગ હોવાથી કોઇને સુખ આપતા નથી અને દુ:ખ- મટાડતા નથી, તો પછી નમસ્કારાદિ કરવાથી ફાયદો શું ? જગતને તો દુઃખનો અભાવ અને સુખની પ્રાપ્તિ એની જરૂર છે. જુઓ. શાસ્ત્રો પણ એજ કહે છે,

सुखाय सर्वजन्तूनां प्रायः सर्वा प्रवृत्तयः ॥

**અર્થઃ-** પ્રાયઃ જગતના પ્રાણી માત્રની પ્રવૃત્તિ સુખને માટેજ હોય છે અને શાસ્ત્રો તો સર્વથા પરભાવથી પર હોય તેમનેજ સાધુ તરીકે ઓળખાવે છે, જેમ જેમ વીતરાગતા વૃદ્ધિ પામતી જાય છે, તેમતેમ ઉપરના (ઉપા ધ્યાયાદિ) સ્થાનો આત્માને પ્રાપ્ત થાય છે, વીતરાગતા અને ઉદાસીનતા બંનેનો અર્થ એકજ છે, ઉદાસીન આત્માઓને જગતના વંદક અને નિંદક, સેવક અને શત્રુ ઉપર સમ ભાવદશા હોવાથી નમસ્કાર કરનારને કશો લાભ આપી શકતા નથી.

ઉ૦ ખરી વાત એ છે કે, આ જગતમાં કોઇપણ દેવ, દાનવ, વિદ્યાધર, ચક્રવર્તી કે ધનવાન કોઇને સુખ કે દુઃખ આપી શકતા નથી, સુખ અને દુઃખ પ્રાણી માત્રના કર્મનાંજ ફળ છે, જ્ઞાનીઓ કહે છે કેઃ—

"सुख दु.ख रूप कर्मफल जाणो"

**અર્થઃ-**ઉપર મુજબ છે.

એટલે જેમ તદ્દન રાગદ્વેષ વગરનાં વીતરાગો કોઇને સુખ કે દુઃખ આપતા નથી, તેજ પ્રમાણે રાગદ્વેષથી ભરેલા હરિહરાદિ દેવો પણ કોઇને સુખ-દુઃખ આપી શકતા નથી.

**પ્ર૦ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરાદિ, બુદ્ધભગવાન,** અને બીજા ઘણા **દેવ-દેવીઓ** પોતાના ભક્તોને માગી વસ્તુઓ પૂરી પાડવાની વાતો જગતમા ગવાયા કરે છે, શું આ વાત સાચી નથી ?

ઉ૦ બીલ્કુલ સાચી નથી, કારણ કે, ઉપર બતાવેલા બધા દેવોના ઘણા ભક્તો મહાભયંકર દુઃખોને ભોગવતા સાક્ષાત દેખાય છે, જ્યારે તેજ દેવોનાં ઘણા નિંદકો ઉચ્ચ પ્રકારના સુખો પણ ભોગવતા નજરેનજર દેખાય છે, એટલે ભક્તોને સુખ અને વિરોધિઓને દુઃખ આપવાની અમુક દેવોની તાકાત છે, આવી કહેવત બીલ્કુલ સાચી નથી.

પ્ર૦ તો પછી ધર્મથી સુખ અને પાપથી દુઃખ મળે છે, આ વાત પણ સાચી ન કહેવાય ને ? કારણ કે ઘણા ધર્મી મનુષ્યો દુઃખ ભોગવે છે, અને ઘણા પાપી મનુષ્યો સુખ ભોગવે છે, એટલે ધર્મથી સુખ અને પાપથી દુઃખ આ વાત સાચી શી રીતે ?

ઉ૦ ધર્મથી સુખ અને પાપથી દુઃખ આ વાત તદ્દન સાચી છે અને તે યુક્તિથી પણ સમજાય એવી છે, જુઓ, ધર્મ કરવાથી આત્મામાં પુણ્યનો બંધ થાય છે, જેમ બીજ વાવવાથી અંકુર, છોડ, થડ, શાખા, પ્રશાખા, ફુલ અને ફલ

પ્રશ્ન : અહિં વર્ણન કરાએલા અરિહંતાદિ પાંચે પદોને નમસ્કાર કરવાથી લાભ શું ? કારણ કે તેઓ બધા વીતરાગ હોવાથી કોઇને સુખ આપતા નથી અને દુઃખ મટાડતા નથી, તો પછી નમસ્કારાદિ કરવાથી ફાયદો શું ? જગતને તો દુઃખનો અભાવ અને સુખની પ્રાપ્તિ એની જરૂર છે. જુઓ શાસ્ત્રો પણ એજ કહે છે,

सुखाय सर्वजन्तूनां प्राय: सर्वा प्रवृत्तय: ॥

**અર્થઃ-** પ્રાયઃ જગતના પ્રાણી માત્રની પ્રવૃત્તિ સુખને માટેજ હોય છે અને શાસ્ત્રો તો સર્વથા પરભાવથી પર હોય તેમનેજ સાધુ તરીકે ઓળખાવે છે, જેમ જેમ વીતરાગતા વૃદ્ધિ પામતી જાય છે, તેમતેમ ઉપરના (ઉપાધ્યાયાદિ) સ્થાનો આત્માને પ્રાપ્ત થાય છે, વીતરાગતા અને ઉદાસીનતા બંનેનો અર્થ એકજ છે, ઉદાસીન આત્માઓને જગતના વંદક અને નિંદક, સેવક અને શત્રુ ઉપર સમભાવદશા હોવાથી નમસ્કાર કરનારને કશો લાભ આપી શકતા નથી.

ઉ૦ ખરી વાત એ છે કે, આ જગતમાં કોઇપણ દેવ, દાનવ, વિદ્યાધર, ચક્રવર્તી કે ધનવાન કોઇને સુખ કે દુઃખ આપી શકતા નથી, સુખ અને દુઃખ પ્રાણી માત્રના કર્મનાંજ ફળ છે, જ્ઞાનીઓ કહે છે કે—

"सुख दु:ख रूप कर्मफल जाणो"

**અર્થઃ-**ઉપર મુજબ છે.

એટલે જેમ તદ્દન રાગદ્વેષ વગરનાં વીતરાગો કોઇને સુખ કે દુખ આપતા નથી, તેજ પ્રમાણે રાગદ્વેષથી ભરેલા હરિહરાદિ દેવો પણ કોઇને સુખ-દુખ આપી શકતા નથી.

**પ્ર૦ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરાદિ, બુદ્ધભગવાન,** અને બીજા ઘણા **દેવ-દેવીઓ** પોતાના ભક્તોને માગી વસ્તુઓ પૂરી પાડવાની વાતો જગતમા ગવાયા કરે છે, શું આ વાત સાચી નથી ?

ઉ૦ બીલ્કુલ સાચી નથી, કારણ કે, ઉપર બતાવેલા બધા દેવોના ઘણા ભક્તો મહાભયંકર દુઃખોને ભોગવતા સાક્ષાત દેખાય છે, જ્યારે તેજ દેવોનાં ઘણા નિંદકો ઉચ્ચ પ્રકારના સુખો પણ ભોગવતા નજરોનજર દેખાય છે, એટલે ભક્તોને સુખ અને વિરોધિઓને દુઃખ આપવાની અમુક દેવોની તાકાત છે, આવી કહેવત બીલ્કુલ સાચી નથી.

**પ્ર૦** તો પછી ધર્મથી સુખ અને પાપથી દુખ મળે છે, આ વાત પણ સાચી ન કહેવાય ને ? કારણ કે ઘણા ધર્મી મનુષ્યો દુઃખ ભોગવે છે, અને ઘણા પાપી મનુષ્યો સુખ ભોગવે છે, એટલે ધર્મથી સુખ અને પાપથી દુઃખ આ વાત સાચી શી રીતે ?

ઉ૦ ધર્મથી સુખ અને પાપથી દુઃખ આ વાત તદ્દન સાચી છે અને તે યુક્તિથી પણ સમન્વય એવી છે, જુઓ, ધર્મ કરવાથી આત્મામાં પુણ્યનો બંધ થાય છે, જેમ બીજ વાવવાથી અંકુરા, છોડ, થડ, શાખા, પ્રશાખા પુષ્પ અને ફલ

ક્રમસર થતાં વાર લાગે છે. બીજને વાવવામાં અને ફલને આપવામાં ચોક્કસ નાનું મોટું આંતરૂં હોય છે, તેજ પ્રમાણે ધર્મકરણીમાં અને ધર્મના ફળરૂપ સુખને મળવામાં થોડું આંતરૂ હોવું જોઇએ. એટલે વર્તમાનકાલનાં સુખ અમુક સમય પહેલા કરેલા ધર્મનુંજ ફલ છે, તેથી વર્તમાનકાલમાં પાપ કરનારા માણસો પણ પોતાનાં ચાલુ પાપોનાં ફલ ભોગવતા નથી. (જેમ ગઈ સાલમાં ખેતરમાં વાવેલું હમણાં ખવાય છે. હમણાં ખેતરમાં વાવેલું ભવિષ્યમાં ખાવાના કામમાં આવશે) પણ પૂર્વનાં પુણ્યનાં ફલ ભોગવે છે. હમણાંનાં પાપનાં ફલ હવે પછી ભોગવશે, જેમ પહેલા નીતિ અને વફાદારીથી નોકરી કરેલી હોવાથી હમણાં ઘેર બેઠાં પેન્શન મલ્યા કરે છે, તેજ માણસ હમણાં ચોરીઓ કરે છે, તેનું ફલ ચોરી જાહેર થશે અને પકડાશે ત્યારે ચોક્કસ મલશે.

તથા કોઇ માણસે ગયા કાળમાં પાપો કર્યા હોવાથી અત્યારે ઘણા પ્રકારની અગવડો, દુઃખો, વેદનાઓ, મુશીબતો ભોગવે છે, પણ તે સ્થિતિમાં પણ ધર્મને ચાલુ રાખે તો અંત રાય તુટી જવાથી સુખો આવી મલે છે. જેમ અગવડો ભોગવીને વિદ્યાભ્યાસ કરનારા હમણાં ઘણા હેરાન થઇને પણ પોતાનો અભ્યાસ ચાલુ રાખે છે, તેવાઓ ભવિષ્યમાં મોટા અધિકારીઓ બનીને મહાસુખીઆ થાય છે. તથા જેમ ચોરી કરનારા માણસો વર્ષ-બે વર્ષ કે પાંચ-દશ વર્ષ ખુબ સુખ ભોગવે છે, પરંતુ છેવટે તે ચોરીરૂપ પાપનું મહાદુઃખજ ફળ પામે છે. એથી વર્તમાનકાલનું સુખ તે ચોરીરુપ પાપનું ફળ તો નજ

કહેવાય, પરંતુ તેનું (ચોરીનું) ફલ તો ચોરી જાહેર થયા પછી કેદખાનું, માર, બંધન અને મરણજ લેખાય છે.

પ્ર૦ તો પછી હરિહરાદિ દેવો અને વેશધારી ગુરૂઓની કરેલી સેવા પણ ભવિષ્યમાં ફલ આપનારી બનશે, એમ માનવામાં શું વાંધો છે?

ઉ૦ કોઇપણ દેવો કે વેશધારી ગુરૂઓની કરેલી સેવા કરવામાં નફો કે નુકશાન થવાનું ચોક્કસ નથી. પરંતુ દેવો કે ગુરૂઓ પોતે વિકાર વગરના હોય, અને વિકાર વગરની સેવા થાય તો ચોક્કસ ફલ મળે છે.

એટલાજ કારણથી નીચેના પદોનો વિચાર સમજવા યોગ્ય છે.

एसो पंचनमुक्कारो सव्वपावप्पणासणो ।
मंगलाणंच सव्वेसिं पढमं हवइ मंगलं ॥ १ ॥

અર્થ : આ પાંચને કરેલ નમસ્કાર સર્વપાપનો ક્ષય કરનાર છે, અને સર્વમંગલોમાં પેલા નંબરનું મંગલ છે. આ પાંચ નમસ્કાર એટલે આ પાંચને કરેલ નમસ્કાર સર્વપ્રકારના બાહ્ય અને અભ્યંતર પાપોને નાશ કરી નાખે છે.

પ્ર૦ આ પાચનેજ નમસ્કાર કેમ? બીજા કોઇને શા માટે નહિ?

ઉ૦ નમસ્કાર પાપોને ક્ષય કરવા માટે છે અને આ પાંચ પરમેષ્ઠિભગવંતો સિવાય કોઈપણ વ્યક્તિ એવી નથી કે જેને નમસ્કાર કરવાથી પાપનો ક્ષય થઈ શકે.

પ્ર૦ શું જગતમાં બીજા કોઈ ધર્મ પાળનારાઓમાં ગુણી હોઇ શકેજ નહિ?

ઉ૦ ઉપર બતાવેલા આચાર્યાદિ ગુણી પુરૂષોમાં બતાવેલા ગુણો કોઈપણ દર્શનમાં કે વ્યક્તિમાં આવ્યા હોય તો એનો આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપદમાં સમાવેશ થઇ જતો હોવાથી તે મહાપુરૂષોને ત્રીજા, ચોથા–પાંચમા પદથી નમસ્કાર થઇ જાય છે, એટલે જુદા વિચારવાની જરૂર નથી, અને કોઈપણ લિંગધારી દશામાં સર્વદોષથી મુક્ત થએલા આત્માઓનો બીજા સિદ્ધ પદમાં સમાવેશ થઇ જતો હોવાથી એમને પણ જુદા વિચારવા જરૂર નથી, એટલે જગતના તમામ સાચા ગુણી આત્માઓ આ પાંચ પદોમાં આવી જતા હોવાથી આ પાંચને કરાએલો નમસ્કાર સર્વપાપને ક્ષય કરી નાખે છે માટે છઠ્ઠા પદને માનવાની જરૂર નથી.

પ્ર૦ ઉપર તો તમે જણાવી ગયા છો કે, જગતના કોઇ દેવ, દાનવ, વિદ્યાધર, ચક્રવર્તી કે ધનવાન કોઇ કોઇને સુખ આપી શકતા નથી અને દુઃખ મટાડી શકતા નથી તો પછી આ પાંચને નમસ્કાર કરવાથી લાભ શું?

ઉ૦ આપણે ઉપર બતાવી ગયા છીએ તે બરાબરજ છે, કોઈના સુખમાં કે દુઃખમાં કોઈ કારણ નથી. સર્વનાં સુખ–દુઃખનું કારણ પોતાનાં સારા–ખોટાં કર્મજ છે અને તેથીજ ભગવાન તીર્થંકરદેવો અને સિદ્ધ પરમાત્માઓ વિગેરે પાંચે પરમેષ્ઠિ ભગવંતોએ કોઇને સુખ આપ્યું અને

દુઃખ મટાડયું એવું જૈન સિદ્ધાંતોમાં કયાંય બતાવ્યું નથી અને એજ કારણથી આ પાંચ પરમેષ્ઠિ નમસ્કાર પણ સર્વ સુખદાયક અથવા સર્વ દુઃખનાશક આવું ન બતાવતાં સર્વ પાપક્ષયંકર બતાવાયો છે.

અર્થાત્ આ પાંચ નમસ્કાર સુખદાયક કે દુઃખનાશક નથી પરંતુ પાપનાશક છે અને પાપનાશક વસ્તુ હોય તે સુખદાયક અને દુઃખનાશક બની શકે છે, કારણ કે પાપનો નાશ થયા વગર દુઃખ-નાશકે સુખની ઉત્પત્તિ બનવીજ અશકય છે. અપથ્ય, અનાચાર અને ખરાબ વ્યસનો બંધ થાય નહિ ત્યાં સુધી રોગ, આપત્તિ અને ગભરામણનો પણ નાશ થતો નથી અને આ ત્રણ ચાલુ હોય તો સુખ આવી શકતુંજ નથી, તેમ પાપનો નાશ ન થાય ત્યાં સુધી દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ થતીજ નથી.

પ્ર૦ આ પાંચ નમસ્કારથી સર્વ પાપનો નાશ થઇ જાય છે, આમ માનવાનું શું કારણ ?

ઉ૦ આ પાંચ પરમેષ્ઠિ ભગવંતોને ઓળખવાથી પાંચ પરમેષ્ઠિના ગુણોનો ખ્યાલ આવે છે. ગુણોને ઓળખીનેજ ગુણીને કરેલો નમસ્કાર ફળવાન બને છે, જુઓ પૂર્વના કવિઓ શું કહે છે,

**સ્વામીગુણ ઓળખી સ્વામીને જે ભજે,**
**દર્શનશુદ્ધતા તેહ પામે;**
**જ્ઞાન-ચારિત્ર-તપ-વીર્ય ઉલ્લાસથી,**
**કર્મ જીતી વસે મુક્તિધામે. ૧.**

પ્ર૦ ગુણી પુરૂષને પૂજ્ય પુરૂષને, કે મોટા માણસને ઓળખ્યા વિના નમસ્કારાદિ થાય તો શું કશો લાભ થાયજ નહિ કે નુકશાન પણ થાય ?

ઉ૦ ઓળખાણ વિના કરાએલા નમસ્કારાદિ ઓળખાણ વગરના ઔષધસેવન જેવા છે, જેમ ગમે તેવું સારૂં પણ ઔષધ સમજણ વિના કે વિધિ વિના વપરાય તો ફાયદો કરવાના બદલે નુકશાન પણ કરે છે, તેમ જેનો જેટલો અધિકાર હોય તે મુજબ તેને સમજ્યા વિના નમસ્કારાદિ કરાય તો લાભ થતો નથી અને આશાતના પણ થઇ જાય છે અને સમજીને નમસ્કારાદિ કરાય તો સંપૂર્ણ ફલ આપે છે અને નુકશાન બીલ્કુલ થતુ નથી.

એટલે ગુણી એવા પંચપરમેષ્ઠિ ભગવંતોના ગુણ જાણવામાં આવે તો ઉત્તરોત્તર ગુણીના આદરની વૃદ્ધિ થવા માટે છે, તેથી તેમની પાસે વસવામાં રસ પડે છે, ગુણીના બહુમાનથી ગુણમાં બહુમાન પ્રકટે છે. કહ્યુ છે કે.

**ગુણીતણા બહુમાનથીરે ગુણતણા બહુમાન, સલુણા.**

ગુણમાં બહુમાન થાય એટલે પોતામાં પણ ગુણો લાવવાની તાલાવેલી જાગે છે. ગુણની ઓલખાણ વધે તો ગુણનો આદર ચોક્કસ વધે છે. ગુણનો આદર થયો એટલે આત્મામાં પાપો ઘટવા માંડે એ સ્વાભાવિક છે. અજવાળું આવે એટલે અંધકાર, ચોક્કસ જાય છે. દિવસ ઉગવાની તૈયારી થાય એટલે રાત્રી નાસવા માંડે છે. તેમ ગુણોના

ઉદયથી દોષનો નાશ થવો શરૂ થઇ જાય છે. દોષનો નાશ એજ પાપનો નાશ ગણાય છે.

તથા વલી આ एसो पंचनमुक्कारो ગાથાવડે અરિહંતાદિ પાચે પદોની સમાનતા પણ સ્પષ્ટ સમજાય છે, એટલે કે, नमो अरिहंताणं આદિ પાચે પદો અન્યુનાધિકપણે આરાધવા યોગ્ય છે. આ પાચે પદોની પૂજ્યદશા નાનીમોટી નથી પણ સમાન છે, એ વાત एसो पंचनमुक्कारो પદ વડે બરાબર સમજાય તેવી છે.

પ્ર૦ અરિહંતભગવંતો અને સિદ્ધપરમાત્માઓ સર્વ-કર્મથી મુક્ત થએલા હોવાથી અને મહાઉપકારી હોવાથી આચાર્યાદિ ત્રણે પદ થકી મહાગુણી હોવાથી પૂજ્યસ્થાનમા રહેલા છે અને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ તે પ્રથમના બને પદોના સેવક છે તો પછી પાચેને અન્યુનાધિકપણે આરાધવા યોગ્ય કેમ ગણ્યા ?

ઉ૦ કેવલ ભૂતકાલની દૃષ્ટિએ વિચાર કરાય તો પાચે પદના અનંતાનંત મહાપુરૂષો મોક્ષમા ગએલા હોવાથી અને કોઇપણ પ્રકારના ભેદભાવ વિના લોકના અગ્રભાગ ઉપર જ્યોતિમા જ્યોતિ મલી ગએલા છે અને અનંતચતુષ્ટના ભોગી બનેલા બધાજ સમાનદશાને અનુભવી રહેલા છે એટલે તેમનામા કોઇ ઓછા-વધુ નાના-મોટા સેવ્ય-સેવક છેજ નહિ તથાવલી અનંતા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ મોક્ષમા ગયા પછી તેમની ઉપાસના કરીને જિનેશ્વર થઇને પાછળથી

પણ અનંતા જિનેશ્વરો મોક્ષમાં ગયા છે તથા શ્રી જિનેશ્વરો પોતે પણ નમોસિદ્ધાણં પદ બોલીને સમવસરણમાં બેસે છે તેથી પાંચેને પૂજ્ય તરીકે સરખા માનવામાં કશો વાંધો જણાતો નથી.

એજ પ્રમાણે ભવિષ્યમાં થનારા પાંચ પરમેષ્ઠિ ભગવંતો વિચારાય તો હાલમાં બધાય ચારગતિમાં રહેલા હોવાથી બધાની સમાનતા છે, તેમાંના કોઇ સાધુ થઇને વહેલા મોક્ષમાં જાય, કોઈ વાચક થઇને, કોઈ સૂરિ થઇને મોક્ષમાં જાય ત્યારે અરિહંતપ્રભુના જીવ હજી ચાર ગતિમાં ફરવાના હોય તો વહેલા ગુણ પામેલો સાધુનો આત્મા મોડા ગુણ પામનાર અરિહંત પ્રભુના આત્માને પણ વંદનીક હોય છે, એટલે ત્રણે કાળના ગુણનો અભેદ વિચારતાં પંચ પરમેષ્ઠિ ભગવંતોને નાના-મોટા ગણવાની જરૂર રહેતી નથી.

તથા વળી વર્તમાનકાળના પંચ પરમેષ્ઠિ ભગવંતોને વિચારાય તો પણ વીશ અને ચઉવીશ જિનેશ્વરોનાં પરિવારભૂત સૂરિ, વાચક ને મુનિરાજો અસંખ્યાતા હોય છે, તે સર્વના ગુણો પણ અનંતા થાય છે એટલે ગુણોની વિચારણાએ વર્તમાનકાળના પરમેષ્ઠિ ભગવંતોને પણ સમાનભાવે પૂજ્ય માનવામાં કશો વાંધો નથી.

તથા આ પાંચે પરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર જગતના બધાજ મંગળોમાં પહેલા નંબરનું મંગળ છે.

આ જગતમાં અનેક પ્રકારનાં મંગળો થાય છે, જેમ કે પરદેશ જનાર મનુષ્ય લાપસી, દહીં, ચોળા, સાકર,

ગોળ વગેરે પકવાનનો સ્વાદ લઇને જાય છે, પ્રાતકાલમા દરેક મનુષ્યો પોતપોતાના ઇષ્ટદેવનુ' સ્મરણ કરે છે, જૈનો સો સતા-સતીઓનું અથવા સોળ સતીઓનું સ્મરણ કરે છે, કેટલાક લોકો સવારના પહોરમા ઉત્તમ મનુષ્યનુ મુખ જોનાથી પોતાનો આજનો દિવસ સારો માને છે, પરદેશ જનાર મનુષ્ય સૌભાગ્યવતી અને કુમારીકા વિગેરેના શુકનને મંગળ તરીકે ગણે છે, દુકાનદાર સૌ પ્રથમ ભોળા માણસથી વેપારની બોણી થાય તો આજે સારો દિવસ ઉગ્યો સમજે છે, ઈત્યાદિ જગતનાં બધાજ મ ગળોમા પંચ મહાપરમેષ્ઠિ ભગવંતોને કરાએલો નમસ્કાર પહેલા નબરનુ મ ગળ છે.

પ્ર૦ ઉપર બતાવેલા જગતભરના સર્વ મ ગળોમા આ પાચ નમસ્કારને પ્રથમ નબરનું મંગળ માનવાનું કારણ શું ? આવા બીજા કોઈ મંગલિકો છેજ નહિ ?

ઉ૦ આ જગતના લૌકિક બધાં મંગલોમા કેટલાક **તદ્દન જડ છે**, કેટલાક **દોષોથી દૂષિત છે** અને કેટલાક **વિસંવાદી છે** અને આ પચપરમેષ્ઠિ મહામંત્ર **જડ** નથી, દોષથી દૂષિત નથી અને વિસંવાદી પણ નથી માટેજ તેને સર્વ મંગલોમા પ્રથમ નંબરનું મંગલ માનવામા આવ્યું છે. આ પાચ પરમેષ્ઠિનું **સ્મરણ**, **જાપ** અને **ધ્યાન** ગુણની મુખ્યતાએજ કરાય છે. એટલે ઉપાસકને ચોક્કસ ફલ આપનાર બને છે.

પ્ર૦ ઘણા મનુષ્યો નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરીને પોતાનું કાર્ય શરૂ કરે છે, છતાં તેને કાર્ય સિધ્ધ થતું નથી, લાભ થવાના બદલે નુકશાન પણ થાય છે એનું કેમ ?

ઉ૦ નમસ્કાર મહામંત્રને મંગલ બનાવનારા બે પ્રકારના હોય છે, તેમાં સમજણ–ઉપયોગ અને વિધિપૂર્વક કરનારા પેલા નંબરના ગણાય છે તથા સમજણ, ઉપયોગ અને વિધિને આદર આપ્યા વગર મંગલિક તરીકે વાપરનારા બીજા નંબરના ગણાય છે. જે આત્માઓ સમજણ–ઉપયોગ અને વિધિપૂર્વક નમસ્કાર મહામંત્રનું આરાધન કરનાર થયા છે તેમને ચોક્કસ ફળ મળ્યાના ઘણા દાખલા મળે છે. સમજણ, ઉપયોગ અને વિધિ વગર નમસ્કાર ગુણન કરનાર કશું ફલ પામી શકતા નથી, તેમને ફળ ન મળે તેમાં નમસ્કાર મહામંત્રનો ગુન્હો નથી પણ અવિવેકનોજ દોષ છે, જેમ સોટકા રામબાણ દવા પણ વિવેક અને વિધિથી ન સેવાય તો રોગ ન મટાડે એ બનવા યોગ્ય છે અને તેથી તે ઔષધિનો (દવાનો) દોષ માનવો તે વ્યાજબી નથી, પરંતુ દવાના સેવનારના અવિવેકનોજ દોષ છે.

પ્ર૦ આ નમસ્કાર મહામંત્રમાં તો એકલા જૈનોનાંજ દેવ અને ગુરૂઓનું વર્ણન અને વખાણ આવ્યું છે, પરંતુ ઈતરદેવો કે ગુરૂઓનું આમાં બીલકુલ કેમ નથી ?

ઉ૦ આ જૈન શબ્દનો અર્થ સાંભળો ! રાગ–દ્વેષ અને અજ્ઞાનતા આ સંસાર મહામહેલના મહારતંભ છે, એ

જ્યાં સુધી પ્રાણીમાંથી નાશ ન થાય ત્યાં સુધી આ સંસારના દુઃખોનો નાશ થાય નહિ અને મુક્તિ મળે નહિ, માટે દુઃખનો નાશ અને મુક્તિના અર્થી મનુષ્યોએ રાગ-દ્વેષ અને અજ્ઞાનતાનો નાશ કરવા પ્રયાસ કરવો જોઇએ, રાગ-દ્વેષ અને અજ્ઞાનતાને જીતે તે જિન કહેવાય છે, આ જિનના જે ઉપાસક હોય તે જૈનો કહેવાય છે.

રાગ-દ્વેષ અને અજ્ઞાનતાનો નાશ શરૂ થાય એટલે ઘણા બીજા દોષો પણ નાસવા માંડે છે, અનુક્રમે કરીને ઉપાસક આત્મા પોતે પણ રાગ-દ્વેષ અને અજ્ઞાનતાનો નાશ કરી જિન બનીને મોક્ષમાં ચાલ્યો જાય છે, આથી જે કોઇ મનુષ્યને પોતાના ભલાની ભાવના હોય તેણે રાગ-દ્વેષ અને અજ્ઞાનતાને નાશ કરવાના પ્રયાસો શરૂ કરવા જોઇએ અને રાગ-દ્વેષ અને અજ્ઞાનતાના નાશના અર્થી મનુષ્યને રાગ-દ્વેષ વગરના મહાપુરૂષ ઉપર રાગ પણ પ્રગટ થવો જોઇએ, એટલે જેને દુખોના નાશની ભાવના હોય તેઓ રાગ-દ્વેષ અને અજ્ઞાનતાના નાશની ભાવનાવાળા હોયજ, અને રાગ-દ્વેષ અને અજ્ઞાનતાના નાશની ભાવનાવાળા હોય તેઓ બધાજ અર્થથી જૈનજ કહેવાય છે, તેમને રાગ અને દ્વેષ વિગેરે સમગ્ર દોષોનો જેમણે નાશ કર્યો હોય તેવા અરિહંત પરમાત્મા વિગેરે પાંચ પરમેષ્ઠિ ભગવંતો ઉપર પૂજ્યબુદ્ધિ પ્રગટ થાય તે સ્વાભાવિક છે.

બીજા પણ જગતની અંદર પૂજાઇ રહેલા દેવો અને

ગુરુઓ ગમે તે દર્શનકારોએ માનેલા હોય, પરંતુ તે તે દેવો અને ગુરુઓમાં સંસારની વૃદ્ધિનું કારણ રાગદ્વેષ અને અજ્ઞાનના સર્વથા ક્ષય થઇ ગયાં હોય તો તેમનો ઉપર બતાવેલા પરમેષ્ઠિ ભગવંતોમાં સમાવેશ થઇ જતો હોવાથી તેમને પણ ચોકકસ નમસ્કાર થાય છે.

એટલે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં પંચમહાપરમેષ્ઠિ-ભગવંતોનું અથવા દેવ, ગુરૂ અને ધર્મનું એવું સુંદર લક્ષણ બતાવ્યું છે કે, **પૂર્વગ્રહ વગરના અપક્ષપાતી બુદ્ધિમાન વિચારકને** તેમના પ્રત્યે સદ્‌ભાવ પ્રકટ થયા વિના રહે નહિ.

**પ્ર૦** દુનિઆના બીજા બીજા દર્શનકારોએ દેવ,ગુરુ અને ધર્મ માટે જે જે વિચારો બતાવ્યા છે, તેનાથી શ્રી જૈન-દર્શનના દેવ-ગુરૂ-ધર્મનું સ્વરુપ તદ્દન જુદું પડી જાય છે, એનું શું કારણ?

ઉ૦ દેવ ગુરૂ અને ધર્મની **ઉપાસના. સેવા. કીર્તન, પૂજન** વિગેરે કરવાનું કારણ શું? એના જવાબમાં એ ઉત્તર મળશે કે, દુઃખ નિવારવા માટે અથવા સુખ મેળવવા માટે. હવે આપણે બધા જો બરાબર વિચાર કરીએતો ચોખ્ખું સમજાય એવું છે કે,

**કામ-ક્રોધ-મદ-લોભકી. જબ લગ ઘટમેં ખાન ।**
**તબ લગ પંડિત મૂર્ખહી સબહી એક સમાન ॥૧॥**

જે દેવો પોતે કંચન અને કામિનીમાં ઘેલા બન્યા હોય, જેઓ ક્રોધ, માન, માયા અને લોભથી ભરેલા હોય, જેમ-

નામાં હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને મમતા ઠાસીઠાંસીને ભર્યાં હોય, તેઓ પોતેજ ચારગતિ અને ચોરાસીલાખ યોનિમાં ભટકવાના છે, તેઓ ઉપાસક એવા આપણું શું ભલું કરી શકે ? જે કેદમાં પુરાયો હોય તે બીજાને શી રીતે છોડાવે ? જે વજની સાકલથી બંધાયા હોય તે બીજાને શી રીતે છુટા કરી શકે ? જેઓ પોતે માર્ગ ભૂલા પડયા હોય તે બીજાને શુદ્ધ રસ્તો કેમ બતાવી શકે ? જેઓ પોતાના અપથ્ય બંધ કરી શકતા નથી, તે બીજાને કેમ બંધ કરાવી શકે ? જેઓ પોતાની નાડી જોઇ કે સમજી શકતા ન હોય તેઓ પારકી નાડ કેમ પીછાની શકે ? જેઓ પોતાને તારવાને અસમર્થ હોય તે આશ્રિતોને કેવી રીતે તારી શકે ? એજ પ્રમાણે જે દેવો અને ગુરૂઓ પોતે પોતાનાં પાપાચરણો છોડી ન શકયા હોય તે સેવકોનાં કેમ છોડાવી શકે ?

અને પાપાચરણો બંધ ન થાય તો દુઃખો પણ બંધ ન થાય એ વાત ઉપર કહેવાઇ ગઇ છે, એટલા કારણથી કહેવાયું છે કે,

**પામ્યા જે વીતરાગતા, આરાધે વલી જેહ;**
**આપે જે વીતરાગતા, સાચા તારક તેહ. ૧**
**અરિ અભ્યંતર ક્ષય થયા, ક્ષય કરવા મથનાર;**
**ક્ષય થાએ જેના થકી, તે ભવતારણહાર. ૨**
**દેવ નમું વીતરાગને, ગુરૂ વીતરાગ થનાર;**
**ધર્મ કથિત વીતરાગનો, ભવજલ તારણહાર. ૩**

બસ, આ વર્ણનથી એમ સમજાશે કે, જૈનધર્મના દેવ, ગુરૂ અને ધર્મ તે કોઇ એક વ્યક્તિના કે અમુક વ્યક્તિઓનાજ તારક નથી પરંતુ જેમને ગુણની જરૂર હોય, ગુણનો આદર હોય અને દોષોથી કંટાળ્યા હોય અને દોષોથી મુક્ત થવાની ઇચ્છા હોય તેવા જગતભરના દેવ, મનુષ્ય કે પશુ ગમે તે હોય તે સર્વના ચોક્કસ તારક છે.

પ્ર૦ વીતરાગો જગતને તારી શકે છે અને જગતના બીજા દેવો તારી શકે નહિ, એનું શું કારણ ?

ઉ૦ શ્રી વીતરાગો કર્મના ભારથી મુક્ત થયા હોવાથી પોતે તરી શક્યા છે અને બીજાને તારી શકે છે, જેમ કાષ્ટની નૌકા-વહાણ પોતે તરે છે અને આશ્રિતોને તારી શકે છે, તેજ પ્રમાણે બીજા દેવો કર્મના ભારથી ખૂબજ ભારે થએલા હોવાથી અને પૈસા, પત્નીઓ તથા પરિવારમાં ખૂચી ગએલા હોવાથી બીજાને તારી શકતા નથી, જેમ પત્થરની નાવડી પોતે તરવા સમર્થ નથી તેથી બીજાને તારી શકતી નથી

પ્ર૦ દેવો અને ગુરૂઓ કહે તે કરવાનું કે કરે તે કરવાનું ? જો તેઓ કહે તે કરવાનું હોય તો તેઓ ગમે તેમ વર્તે એ આપણે જોવાની શી જરૂર ? તેમનો બતાવેલો ધર્મમાર્ગ આપણે આદરવો એજ વ્યાજબી છે અને એમ કરીએ તો આપણું કલ્યાણ કેમ ન થાય ?

ઉ૦ દેવો અને ગુરૂઓ કરે તે આપણે કરવાનું નહિ પરંતુ કહે તેજ કરવાનું આ વાત બરાબર છે, પરંતુ એટલું

ચોક્કસ છે કે, આચાર વગરના દેવો કે ગુરૂઓ તદન નિષ્પાપ બોલી કે ઉપદેશી શકતા નથી અને ઉપદેશ આપે તો તેમની છાપ પણુ પડતી નથી માટેજ દેવો અને ગુરૂ ઓએ પ્રથમ પોતે શુદ્ધ બનીને, નિર્મલ બનીને ઉપદેશ આપવો વ્યાજબી છે.

અને શ્રી વીતરાગદેવો અને તેમના શિષ્ય-પ્રશિષ્યો બીલ્કુલ નિર્મલ બનેલા હોવાથી તેમના આશ્રીતો પણુ દોષ વગરનું આચરણુ આચરનારા થાય છે તે વાત યુક્તિસ ગતજ છે.

માટેજ બુદ્ધિમાન મનુષ્યોએ દેવ,ગુરૂ અને ધર્મનું સ્વરૂપ સમજીને આદર કરવો જોઇએ તે કારણુથી અમે અમારા આ નાનકડા પુસ્તકમાં અમારા અનુભવ અનુસારે શ્રી પંચપરમેષ્ઠિ મહામંત્રને બનતી રીતે સમજાવવા ઉદ્યમ કર્યો છે પચપરમેષ્ઠિ મહામંત્રને સમજવાથી દેવ-ગુરુ-અને ધર્મ આ ત્રણે બાબત બરાબર સમજી શકાય છે

પ્ર૦ આ પંચપરમેષ્ઠિ મહામંત્રમાં પેલા અને બીજા પદથી દેવની ઓળખાણુ અને ત્રીજા, ચોથા અને પાચમા પદથી ગુરુની ઓળખાણુ બતાવી છે, આ વાત બરાબર છે, પરંતુ ધર્મની ઓળખાણુ આમા કઈ જગ્યાએ બતાવી છે ?

ઉ૦ આપણે જે પાંચપરમેષ્ઠિ ભગવતોનું સ્વરુપ બતાવ્યું છે, તેમાં તે પાંચપરમેષ્ઠિ ભગવતોના ગુણો બતાવવામાં આવ્યા છે, તેજ ગુણો અપરનામા **ધર્મ** છે, દેવમાં દેવત્વ કે ગુરુમાં ગુરુપણુ ગુણ વિના આવતુંજ

નથી અને આવેલું ટકતું પણ નથી આત્મામાં **ગુણની સમજણ, ગુણનો રાગ,** અને **ગુણનો આદર** આ ત્રણ પ્રકારનેજ **રત્નત્રયી** કહેલ છે. તે રત્નત્રયી પોતેજ વાસ્તવિક ધર્મ છે. પંચપરમેષ્ઠિ ભગવંતોમાં રત્નત્રયી એકદમ પરાકાષ્ઠાને પામેલી હોય છે.

માટેજ આ પુસ્તકનું **પંચ પરમેષ્ઠિ મહામંત્ર યાને જૈન ધર્મનું સ્વરૂપ** એવું નામ રાખવામાં આવ્યું છે.

## ઉપસંહાર.

છેવટે આ પુસ્તક લખવામાં બનતો ઉપયોગ રાખવા કાળજી રાખી છે, છતાં છદ્મસ્થદશા પોતેજ અજ્ઞાન અને પ્રમાદની ખાણ છે, તેમાં મોટા મોટા શ્રુતધરોને પણ વખતે ક્ષતિ આવી જવા સંભવ રહે છે, તો પછી મારા જેવા **અતિ અલ્પજ્ઞ** આત્માનું શું ગજુ ? એટલે ભૂલો થવી બનવા યોગ્ય છે, તેથી આ પુસ્તકના લખાણમાં શ્રી વીત-રાગદેવની આજ્ઞાવિરૂદ્ધ કાંઇ પણ લખાઈ ગયું હોય તો ચતુર્વિધ શ્રી સંઘ અને જગતભરના વિશેષજ્ઞ પુરૂષો પાસે ક્ષમા યાચું છું અને આશા રાખુ છું કે, સહૃદય પુરુષો ઉપયોગપૂર્વક વાંચે, અને સાચી વસ્તુનો સ્વીકાર કરી પોતાના આત્માના કલ્યાણપોષક બને એજ અભ્યર્થના.

**પુસ્તકના લખનાર ને, શ્રોતા વાચક વર્ગ;**
**સમજી શાસન જિનતણું, શિઘ્ર લહો અપવર્ગ.**

सर्वमंगलमांगल्यं सर्वकल्याणकारणं ।
प्रधानं सर्वधर्माणां जैनं जयति शासनं ॥ १ ॥

# આ પ્રમાણે સુધારીને વાંચવુ.

| અશુધ્ધ | શુધ્ધ | પૃ | લી |
|---|---|---|---|
| ઓનખાણુ | ઓન ાણુ પણુ | ૧ | ૧૭ |
| આ છવોનો | ભ ન છવોનો | ૫ | ૮ |
| प्न्न | पन्न न | १७ | ८ |
| નગર લોકોના | નાગરિક લોકોના | ૧૮ | ૨૦ |
| નમસ્કાર મહામ ત્ર | નમસ્કાર મહામ ત્રના | ૨૨ | ૮ |
| ગુણુગણુ | ગુણુગણુ | ૦૫ | ૩૧ |
| યક્ષથી | યક્ષની | ૩૬ | ૭ |
| તેજ | જે | ૪૫ | ૧૭ |
| આકાશ પ્રદેશો | આકાશ અ શો | ૪૬ | ૬ |
| આકાશ પ્રદેશ | આકાશ અ શ | ૪૬ | ૭ |
| આનુમાનિક | આનુમાનિક | ૪૬ | ૧૯ |
| તેના | તેના અ શુન કરીએ તો આડ તાલીશ ક્રોડ અ શુન થાય છે તેના | ૪૭ | ૨૩ |
| તેની પુન કરીએ | તેની પુકા ક રીએ તો | ૪૮ | ૨ |

| અશુધ્ધ | શુધ્ધ | પૃ | લી |
|---|---|---|---|
| ભજનારા હતા | ભજનારા | ૫૭ | ૧૯ |
| વિમવાદ | વિમવાદ | ૬૧ | ૧૦ |
| બહિવસી | બહિર્વમી | ૬૨ | ૧૦ |
| કપાનભૂત | કપાનભૂત્ | ૬૨ | ૧૧ |
| ઉગનારા | ઉગનારા | ૮૭ | ૧૮ |
| નિન્દા | નિંદા - | ૮૧ | ૫ |
| दनु भघन्नपि | दनुभवन्नपि | ८२ | ७ |
| गंभीरशाया | गभीराशाया | ८४ | ५ |
| મદ | મેદ | ૧૦૨ | ૧૮ |
| થઇ પણુ | પણુ થઇ | ૧૦૩ | ૧૬ |
| તે | તો | ૧૦૩ | ૧૭ |
| લાગ્યો | લાગ્યા | ૧૧૩ | ૧૦ |
| આર્ત | આર્ત | ૧૧૩ | ૧૦ |
| ધરા | ધમ | ૧૧૩ | ૧૮ |
| દેવલોકમા ૭ | દેવલોકમા બારે | ૧૧૫ | ૫ |
| ખમાનાવા | ખમાવવા | ૧૧૫ | ૧૬ |
| રાગન-રાણી ની દેરદેવી | ગગન રાણી દેવ દેવગીની | | |
| માફક | માફક | ૧૧૭ | ૧૬ |
| યૌનમાવથ નગકમનિ | યૌનનય નગકગતિમ ચાલ્યા કરાય છે | ૧૪૮ | ૧૯ |

| અશુદ્ધ | શુદ્ધ | પૃ. | લી. |
|---|---|---|---|
| અધમઆત્મા | અધમઆત્માભિધ | ૧૫૦ | ૧૫ |
| હોવાથી | હોવાથી મરીને | ૧૫૦ | ૧૭ |
| કટપતના | કટપૂતના | ૧૬૨ | ૨૧ |
| અવરેત | ઐરવત | ૧૬૩ | ૧૨ |
| મરુભૂતિના તેજ ભવમાં | મરુભૂતિભવમાં | ૧૬૪ | ૭ |
| બંધુએ પોતાની, | પોતાની | ૧૬૭ | ૧૩ |
| સ્વાદી | સ્વાદી સુખ | ૧૭૮ | ૪ |
| મુદ્રમા | મુદ્રામાં | ૧૮૦ | ૧૫ |
| શાહોર | શીરોહી | ૨૦૩ | ૨૧ |
| દેશ | દશે | ૨૦૪ | ૧૦ |
| મનુષ્યોને | મનુષ્યો | ૨૧૩ | ૧૧ |
| सात्सत्व | सत्त्व | ૨૨૧ | ૨૧ |
| તો જ્ઞાન | તોતે જ્ઞાન | ૨૨૨ | ૩ |
| મનુનું | મનનુ | ૨૨૬ | ૧૮ |
| આપ્મા | અને આપ્મા | ૨૩૫ | ૪ |
| બનાવે અને છે, | બનાવે છે | ૨૩૫ | ૪ |
| શુક્લધ્યાનારુઢ | શુક્લધ્યાનારૂઢ | ૨૫૪ | ૧૭ |
| અભ્યસ્ત | અભ્યાસી | ૨૬૮ | ૧૧ |
| કોટાકેટી | કોટકોટી | ૨૯૫ | ૬ |
| એકાદ | એકદા | ૩૧૯ | ૨૧ |
| તેઓ | તેઓ। | ૩૨૮ | ૯ |
| માયેભજી | માયેભજીજાગે | ૩૨૯ | ૧૪ |
| આમ | આ | ૩૩૧ | ૨૦ |
| નિર્ગન્જૂભગ | નિર્ગન્તૂભગ | ૩૩૫ | ૧૦ |
| વાસુદેવથયા | ચક્રવર્તીથયા | ૩૪૦ | ૧૩ |
| ધજ્યા | ધ્રુજ્યા | ૩૬૯ | ૧૬ |
| પિતાનાં | પિતાબાદશાહ હુમાયૂનાં | ૩૭૧ | ૩ |
| સગ્રામ | સંગ્રામ | ૪૨૧ | ૧૪ |
| અવિચારી છે | અવિચારી હોય છે | ૪૨૭ | ૧૯ |
| જ્ઞાની પુરુષે | જ્ઞાની પુરુષો | ૪૩૫ | ૪ |
| चेद्द | चेद्र | ૪૩૫ | ૬ |
| જ | જે | ૪૪૭ | ૨૦ |
| હેય | હોય | ૪૮૮ | ૨૦ |
| આત્માથી | આત્માથ | ૫૦૮ | ૧૭ |
| कोहानिग्गहाई | फोहाईजिग्गहो | ૫૪૩ | ૩ |
| જે અબધુ ! | જોઈ અબધુ ! | ૫૫૧ | ૨૦ |